મુંબાઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું. ૨૮૨૦

# ગૂજરાતી કાવ્યદોહન.

વિશોધન તથા સુધારો કરનાર

રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઇ.

ગૂજરાતી ટ્રાન્સ્લેટર, એજ્યુકેશનલ ડીપાર્ટમેંટ.

પહેલી આવૃત્તિ.—૫,૦૦૦ પ્રત.

હિંદસરકારના સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે આ પુસ્તક નોંધાવ્યું છે.

મુંબાઇ:

ગવર્નમેંટ સેન્ટ્રલ બુક ડીપો.

સને ૧૮૯૬.



કીમત ચૌદ આના.

2820

# કાવ્યદોહન પુસ્તક ૨ જાના અસલ પ્રસ્તાવના.

મેહેરબાન ડાયરેકટર આવ પબ્લીક ઇન્સ્ટ્રકશન હોવર્ડ સાહેબના હુકમથી કાવ્યદોહનનું આ બીજું પુસ્તક મેં તૈયાર કર્યું.

સાહેબનો હુકમ એવો હતો કે, આ બીજા પુસ્તકમાં ઝાઝા કવિયોની કવિતા લેવાની જરૂર નથી; પણ જે સારા સારા કવિયોની અથવા સારી સારી કવિતા તમને લાગે, તે સંપૂર્ણ આખનો લેવી. કોઈ અધુરો વિષય લેવો નહિ; તથા ગરબિયો લેવી નહિ. એ હુકમ પ્રમાણે મને જે સારી લાગી, તે કવિતા આ પુસ્તકમાં દાખલ કરી છે.

પ્રથમ નરસિંહ મેહેતાનાં પરચુરણ પદો, ઉપદેશનાં, ઈશ્વર પ્રાર્થનાનાં, તથા એ મેહેતાજીનો વિચાર પરનાતવાળા સાથે મેળાપ રાખવાનો કેવો હતો; એ વગેરે વર્ણનનાં લીધાં છે.

પછી પ્રેમાનંદકૃત નરસિંહ મેહેતાનું મામેરૂં, સુદામાચરિત્ર, અને નળાખ્યાન લીધું છે. એ મામેરામાં નરસિંહ મેહેતાના ઇતિહાસનો કેટલોએક ...વે છે. અને સીમંતના અવસરમાં હિંદુઓનો કેવો ચાલ છે, ને ...ાપની દીકરીને સીમંત હોય તો તેનાં સાસરિયાં કેવાં મેણાં દેછે, ...નું રમુજી વર્ણન ઘણી સારી રીતે કરેલું છે. અને મોટો શ્રીમંત હોય, તે પણ દીકરીનાં સાસરિયાંને પૂરો સંતોષ કરી શકતો નથી; એવી ખાતરી એ કવિતા વાંચવાથી થાય છે.

સુદામાચરિત્રમાં સુદામા નામના ગરીબ બ્રાહ્મણને કૃષ્ણસાથે નિશાળમાં ભણતાં દોસ્તી થઇ હતી; પછી સુદામો દુઃખની વખતે મિત્રને મળવા ગયો, ત્યારે તેનો મિત્ર મોટો રાજા છતાં, દોસ્તીના હકથી તેણે ગરીબ મિત્રની મુલાકાત સામા જઇને કેવી રીતે કરી, અને પોતાના પલંગ ઉપર તેની જોડે બેશીને, સુઈને કેવો સ્નેહ જણાવ્યો, તથા તેની બરદાશ કરી, એ વગેરેનું વર્ણન અસર કરે એવું કરેલું છે.

નળાખ્યાનમાં, નળ રાજા અને દમયંતી રાણી પરસ્પર કેવા સ્નેહથી પરણેલાં, તેમ છતાં કળિજુગ (એટલે કલેશે કરવાની બુદ્ધિ) કેડે પડયાથી તેઓ બંનેજણ વચે અંતરાય પડયો, એક બીજાનો વિશ્વાસ ગયો, તેથી ઘણું દુઃખ પામ્યાં, અને છેવટ જ્યારે સારી બુદ્ધિ ઉપજી ત્યારે પસ્તાવો થયો, તેનું ...ર્ણન છે. તથા જુગટું રમવાથી માણુસ કેવી આપદામાં પડેછે, તે પણ ... આવે છે.

...જાદાજુદા પ્રકરણના છે તે દાખલ કર્યા છે.

...ની, સુડાબહોતેરીની, તથા બીજી વાર્તા-

ઓમાંથી ૧૦૦૦ છપા જે દૃષ્ટાંત દેવા લાયક છે અને જેને લોકો ચહાયછે, તવા એકઠા કરીને તેમાંથી સારા સારા આશરે ૫૦૦ છપા વીણી કાઢીને તેનાં જુદાં જુદાં પ્રકરણ બાંધીને આ પુસ્તકમાં દાખલ કરેલાં છે. તથા મંદોદરીસંવાદ કે જેમાં રાવણને તેની રાણી મંદોદરીએ શીખામણ દીધેલી છે; અને છેવટ જુદી જુદી જાતના લોકોના અભિપ્રાય ઉખાણા સાથે રમુજી છે તે છે.

પછી ઉદયરત્ન વગેરે પરચુરણ આઠ કવિયોની સારી સારી કવિતા લીધી છે.

પ્રેમાનંદકૃત ઓખાહરણ અને શામળકૃત અંગદવષ્ટિ, આ પુસ્તકમાં લેવા લાયક છે, પણ તેઓમાંનો કેટલોએક સારો સારો ભાગ પહેલા પુસ્તકમાં લીધો છે. માટે તે કવિતા આમાં લીધી નથી; તેમાં ઓખાહરણની ચોપડીઓ છાપેલી મુંબઇમાં અને અમદાવાદમાં ઘણી મળે છે.

કોઇને શેલડી મીઠી લાગે છે, અને કોઇને દરાખ મીઠી લાગે છે; તેમજ કેટલાએક કેવી કવિતા પસંદ કરતા હશે, અને બીજા જુદી તરેહની પસંદ કરતા હશે. પણ મારી બુદ્ધિ પ્રમાણે મને જે સારી લાગી, તે આ પુસ્તકમાં મેં લીધી છે. માટે જેને આ કરતાં સારી કવિતાનું પુસ્તક તૈયાર કરવાની મરજી હશે, તે હવે ત્રીજું પુસ્તક તૈયાર કરશે. પછી ચોથું પુસ્તક વળી હું ...

આ પુસ્તક તૈયાર કરતાં હરેક કવિતાની ત્રણ ત્રણ પ્રત્યો જુદી ... વીને, તેના રાગ બેસારીને, તેના તાળમાં વધતા ઘટતા અક્ષરો લખ... કરી નાખેલા, તે સુધારતાં બહુ મેહેનત પડી છે. વળી એક પ્રત્ય બીજી પ્રત... મળતી આવતી નથી અને ઘણી અશુદ્ધ થઇગયેલી, તે સુધારતાં બહુ મેહેનત પડે છે. આ પુસ્તકમાં લીધેલી કેટલીએક કવિતાઓ, મુંબઈમાં, અમદાવાદમાં છાપખાનાવાળાઓએ છાપેલી છે. પૂણ ઘણી અશુદ્ધને લીધે લોકો બરાબર વાંચી કે સમજીશકતા નથી, તેથી તેઓને પૂરો રસ લાગતો નથી. અને સુધારીને છાપવાથી કાવ્યદોહનનું પહેલું પુસ્તક લોકોને કેવું પસંદ પડયું તે ટુંકી મુદતમાં તેની વધારે ખપત ઉપરથી માલુમ પડે છે. મારીતો ખાતરી છે કે, પહેલા પુસ્તક કરતાં આ બીજું પુસ્તક સરસ થયુંછે.

હાલમાં કવિતાનો શોક ગુજરાતના લોકોને વધતો જોવામાં આવેછે; માટે આશા છે કે, થોડાં વર્ષમાં કવિતા સારી રીતે વાંચી સમજી શકનારા ઘણા થશે; અને મને ટુંકી મુદત મળવાને લીધે આ પુસ્તકમાં ભૂલો રહી હશે તો, તેઓ સુધારશે.

અજાણ્યા શબ્દોના અર્થ આ પુસ્તકના છેલ્લા ભાગમાં લખેલા છે, અને જે શબ્દોના અર્થ પહેલા પુસ્તકમાં આવી ગયેલા છે, તે આ પુસ્તકમાં લખ્યા નથી

જેમ નિશાળની વાંચનની ચોપડીઓ એક કરતાં બીજ... તેમ કાવ્યદોહન પહેલા પુસ્તક કરતાં આ બીજું ... પહેલું પુસ્તક શીખ્યો હોય તેને વાંચવા લાય...

તા ૧ માર્ચ સ. ૧૮૬૪.

# કાવ્યદોહન પુસ્તક ૧ લાની અસલ પ્રસ્તાવના.

---

હરેક ભાષામાં પુસ્તક લખવાની બે રીતો છે. એક તો ગદ્યમાં અને બીજી કવિતામાં. સાધારણ બાબતો ગદ્યમાં લખવી તે ઠીક છે. પણ શૃંગારરસ, હાસ્યરસ, વીરરસ વગેરે નવ રસવાળી બાબતો કવિતામાં ઘણી શોભે છે. એવી હરેક વાતનું વર્ણન કવિતામાં હોય તે વાંચતાં મીઠાશ ઉપજે છે, અને ફરી ફરીને વાંચવાનું મન થાય છે.

ગૂજરાતી ભાષામાં જૂનામાં જૂની નરસિંહમહેતાની કવિતા મળી આવેછે, તે જુદા જુદા ગાવાના રાગમાં છે, અને તેણે છૂટક છૂટક બાબતો ટૂંકામાં વર્ણવેલીછે. તેની રચેલી *હારમાળા સિવાય વધારે ગ્રંથ જણાતા નથી; તેની ભાષા શુદ્ધ ગૂજરાતી છે, તેમાં મીઠાશ પણ છે. ત્યારપછી વિષ્ણુદાસ, શિવદાસ, વગેરે કેટલાક કવિયો થયા તેમણે રામાયણ, ભારત, વગેરે ગૂજરાતી કવિતામાં લખ્યાં, પણ તેમની વાણીમાં ઘણી મીઠાશ લાગતી નથી, માટે તેઓ બીજા વર્ગના કવિયોમાં ગણાય છે.

તે પછી પ્રેમાનંદભટ તથા અખો, એ કવિયો થયા તેમણે કેટલાક ગ્રંથો કરેલા છે; અને તેમની વર્ણન કરવાની યુક્તિ ઘણી વખાણવા લાયક છે, અને તે કવિયો પહેલા વર્ગમાં ગણાય છે.

દોહરા, ચોપાઇ, વગેરે છંદોમાં વ્રજદેશના, તથા અયોધ્યા પ્રાંતના કવિયોની કવિતા પ્રસિદ્ધ થઇ, તેનો અભ્યાસ કરીને ગૂજરાતી ભાષાના દોહરા ચોપાઈ, વગેરે છંદોમાં સૌથી પહેલી શામળભટે કવિતા રચી હોય એવું જણાયછે; તેથી વ્રજભાષાના શબ્દો ગૂજરાતી કવિતામાં ત્યારથી ભળવા લાગ્યા.

પછી વલ્લભ, કાળિદાસ, પ્રીતમ, રેવાશંકર, મુક્તાનંદ, બ્રહ્માનંદ, દયારામ, વગેરે [illegible]લા વર્ગમાં ગણવાલાયક કવિયો થયા. તેઓએ પણ ઘણું કરીને ગાવાના રાગમાં [illegible] છે. તેમાંના કેટલાક કવિયોએ વ્રજભાષામાં પણ ગ્રંથો કરેલા છે.

[illegible]નંદભટ કરતાં વધારે ગૂજરાતી ભાષામાં ગ્રંથો રચેલા છે, [illegible]મક પણ તેની કવિતામાં ઘણી વખા-[illegible] વર્ગમાં ગણવા યોગ્ય છે. મુક્તા-[illegible] છે, તથા નવ હજાર વ્રજભાષામાં છે, [illegible]ગ્રંથો તેણે ગૂજરાતી ભાષામાં કરેલાછે, [illegible]માં પણ તેણે કરેલા છે.

---

દિલ્હી ઇલાકાના રાજાઓએ કેશવદાસ, સુંદરદાસ વગેરે વ્રજભાષાના કવિયોને મોટી મોટી જાગીરો બક્ષીશ આપીને તે ભાષામાં રસ, અલંકાર ને પિંગળ, વગેરેના સારા સારા ગ્રંથો કરાવ્યાછે, પણ ગૂજરાતી ભાષાના કવિયોને ગૂજરાતના કોઇ રાજાએ આશ્રય આપ્યો હોય એવું કાંઇ જણાતું નથી શામળભટને માતર પરગણે સુંઝગામના રખીદાસ પટેલે આશ્રય આપીને સારા સારા ગ્રંથો કરાવ્યા; તે હરેક ગ્રંથમાં રખીદાસને ગૂજરાતનો ભોજ કહીને શામળભટે લખ્યોછે તે તેનું લખવું યોગ્ય છે.

આ સમયમાં ઇંગ્રેજ સરકાર તથા ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટિ જેવી કેટલિક મંડળિયો ગૂજરાતી ભાષાના ગ્રંથ કરનારાઓને કોઇ કોઈ વખતે મદદ આપેછે. અને દેશી લોકોને પણ ચોપડીઓ ખરીદ કરવાને હોંસ વધીછે. માટે ગૂજરાતીના ગદ્યમાં તથા કવિતામાં કેટલાક ગ્રંથો વધ્યા, અને હજુ ઘણા વધશે એવી આશા છે.

કવિતાનો રાગ જાણ્યા વિના તથા અર્થ જાણ્યા વિના વાંચનારને કાંઇ રસ ઊપજતો નથી, અને જેને બરાબર રાગ આવડતા હોય તેની પાસેથી ચિત્ત દેઇને સાંભળ્યા વિના અજાણ્યો રાગ બરાબર બેસતો નથી, પણ કવિતાનો અભ્યાસ સરકારી નિશાળોમાં થોડો થોડો ચાલેછે, તેથી હવે થોડાં વર્ષમાં કેટલાક રાગ અને કેટલાક છંદ પ્રસિદ્ધ થશે, એટલે સહેલી રીતે લોકો વાંચી શકશે.

જેટલી કવિતા અમને મળી આવી, તેમાંની સારી સારીમાંથી નમૂના દાખલ લેઈ આ ચોપડીમાં દાખલ કરીછે. આ ચોપડીના ત્રણ ભાગ કર્યાછે, પહેલા ભાગમાં છંદ પ્રબંધને મળતી આવે એવી કવિતા લીધીછે, બીજા ભાગમાં પુરૂષોને ગાવાના તરેહ તરેહના રાગનાં પદ લખ્યાંછે, ત્રીજા ભાગમાં ગરબી, ગીત, વગેરે સ્ત્રીઓને ગાવાના રાગની કવિતા દાખલ કરીછે.

આ ચોપડી રચવાનું કારણ એટલુંજ છે, કે ગૂજરાતના કવિઓ કેવી ભાષાથી અને કેવી ઢબથી કવિતા રચતા આવ્યા છે તે સર્વના જાણવામાં આવે. આ ચોપડીમાં આજથી પહેલા થઇ ગયેલા તેજ કવિયોની કવિતા લીધીછે.

જૂની કવિતાઓનાં પુસ્તક લખેલાં અથવા છાપેલાં મળેછે, તે ઘણું [illegible] અશુદ્ધ હોયછે, તેથી વાંચનારને કંટાળો આવેછે, તેમ ન [illegible] તપાસ કરીને આ ચોપડી લખીછે. -હ્રસ્વ દીર્ઘ ઉચ્ચાર [illegible]

આ ચોપડી વાંચવાથી ખાતરી [illegible] તના ગૂજરાતના કવિયોની ભાષામાં [illegible]

એ ત્રણે ભાગમાં આવેલા [illegible] છેલા લખેલાછે.

૨૮૨૦

# અનુક્રમણિકા.

# ગૂજરાતી કાવ્યદોહન.

## નરસિંહ મેહેતો.

જુનાગઢનો વડનગરો નાગર.

સંવત્ ૧૫૧૨, ઇસ્વીસન ૧૪૫૬ માં હતે.

તેની પ્રસિદ્ધ કવિતા.

બાળલીલા, દાણલીલા, રાસલીલા, ચાતુરી તથાં છૂટક પદો.

### ઈશ્વરનું સ્મરણ કરવા વિષે. રાગ પ્રભાતી. પદ ૧ લું.

સમરને શ્રીહરી મેલ મમતા પરી, જોને વીચારિને મૂળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારૂં મારૂં. ટેક.
દેહ તારી નથી જોને જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાય;
દેહસંબંધિ તજિ નવનવાં બહુ હશે, પુત્ર કળત્ર પરિવાર વહાય; સ૦
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા તેને નવ પરસિયો, હાથથી બાજી ગઈ થયોરે ખોટી; સ૦
ભરનીદ્રા ભર્યો રોંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ શુણિ કાં ન જાગે;
જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી, જનમોજનમ તારી ખાંત ભાગે. સ૦

### પાપના પસ્તાવા વિષે. પદ ૨ જું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે; નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આળસ્ય આહાર મેં આદર્યો, લાભ વીના લવ કરવિ ભાવે;
દીન પુંઠે દિન તો વહી જાયછે, દુરમતીનાં મેં ભર્યાંરે ડાલાં;
ભક્તિ ભૂતળવિષે નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં હા
દેહ છે જૂઠડી કરમ છે જૂઠડાં, ભીડભંજન તારૂં નામ
ફરિ ફરિ વરણવું શ્રીહરી તૂજને, પતિતપાવન તારૂં ના

## અધર્મીના સંગ વિષે. પદ ૩ જું.

મારા હરિજીશું હેત ન દીસેરે, તેને ઘેર શીદ જઇએ; તેને સંગે શીદ રહિએ.
હેત વિના હુંકારો ન દેવો, જેનું હરખશું હઈડું ન હીસે રે;
આગળ જઇને વાત વિસ્તારે, જેની આંખમાં પ્રેમ ન દીસે રે; તેને ઘેર૦.
ભક્તિ ભાવનો ભેદ ન જાણે, ભુરાયો થઇ ભાળેરે;
લલિતલીલા ને રંગ ન રાચે, ઉલેચી અંધારૂં ટાળે રે; તેને ઘેર૦
નામતણો વિશ્વાસ ન આવે, ઊંડું ઊંડું શોધે રે;
જાન્હવી કેરા તરંગ તજીને, તટમાં જઈ કૂપ ખોદે રે; તેને ઘેર૦
પોતાના સરખી કરિ માને, પુરૂષોતમની કાયા રે;
નરસૈયાના સ્વામીની લીલા, મતિયાં કહેછે માયા રે. તેને ઘેર૦

## મહેતાજીના અને ઢેડલોકના પ્રસંગ વિષે. પદ ૪ થું.

ગીરિ તલાટિને કુંડ દામોદર, ત્યાં મેહેતોજી નહાવા જાય;
ઢેડ વરણમાં દૃઢ હરિભક્તી. તે પ્રેમ ધરિને લાગ્યા પાય; ગીરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વધાંરે વચન;
મહાંતપુરૂષ મારિ અરજ એટલી, મારે આંગણે તમે કરો કિરતન; ગીરિ૦
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કર જોડતામાં કરૂણા ઉપજી, મેહેતોજી વૈષ્ણવ પરમદયાળ; ગીરિ૦
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટીને સર્વે સમાન;
ગૌમૂતર તુળસીસ્થળ લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાક્યદાન; ગીરિ૦
મેહેતોજી નીશાયે આવ્યા. લાવ્યા પ્રસાદને કર્યો ઉછવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઊ વૈષ્ણવ; ગીરિ૦
ઘેર પધાર્યા હરિ-જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લેછે, આ શારે બ્રાહ્મણના ઢંગ; ગીરિ૦
મૌન ગ્રહીને મેહેતોજી ચાલ્યા, અધવર્ણરાને શો ઉત્તર દેઉ;
જાગ્યા લોક નર નારી પૂછે, મેહેતાજી તમે એવા શું; ગીરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર;
જોડીને કહે નરસૈયો, વૈષ્ણવતણો મને છે આધાર; ગીરિ૦

## પદ ૫ મું

મો એવારે એવા, તમે કહોછો વળિ તેવા રે;
જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે; એવારે૦

જેતું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે; એવ રે૦
સગળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડો રે;
તમારે મનમાને તે કહેજો, નેહ લાગ્યો છે મને ઉંડો રે; એવારે૦
કર્મ ધરમની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સગળા પદાર્થ જેથકિ પામે, મારા પ્રભુનિ તોલે નાવે રે; એવારે૦
હળવા કરમનો હું નરસૈયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે; એવારે૦

## પરોઢિયે વહેલાં ઊઠવા વિષે. પદ ૬ ઠું.

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી, સાધુ પૂરૂષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું; રાત.
જોગિયા હોય તેને જોગ સંભાળવા, ભોગિયા હોય તેને ભોગ તજવા;
વેદિયા હોય તેને વેદ વીચારવા, વૈષ્ણવ હોય તેને કૃષ્ણ ભજવા, રાત.
સૂકવિ હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારને કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું; રાત.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈના સ્વામિને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નર ને નારી; રાત.

## ઈશ્વર જાણવાનો ઉપદેશ. પદ ૭ મું. રાગ મેવાડો.

જુવાનીને દાહાડેરે હરીને જાણ્યા નહીંરે, મોહ્યું પરદારા સાથે મન;
કાંઇકને મોહ્યોરે કામનીના કલ્પમાંરે, કાંઈએક જોડવા ધાયો ધન; જુ.
પચિશને પચાસરે પરપંચમાં ગયાંરે, દોહિલા આવ્યા સાઠ વરસના દન;
સીતેરને સુધીરે કાંઇ સમજ્યો નહીરે, પછે ચાલ્યો સાધન કરવા વન; જુ.
આંખડિયે ન સૂજેરે ગળે બહુ નાસિકારે, બોલે તે તો સંભળાય નહિ કરણ;
માયા તો ન મુકેરે તુટે નહિ તૃષણારે, ઓળખાય નહીં અશરણ શરણ; જુ.
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીરે, તુટીને શીથળ થયું છે તન;
મુખમાંહી દાંતરે એકે દીસે નહીરે, તોય પાપી ઉદર માગે અન્ન;
ભાગ્ય જેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે, તેતો પ્રાણી કહેવાય
નરસૈના સ્વામીનેરે સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું

## પદ ૮ મું.

. શરિર શોધ્યા વિના સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલા મેલિને તુષને વળગી રહો, ભૂખ નહિ ભાગે એમ હાલે થોથે; શરિર.
રસના સ્વાદમાં સર્વે રૂંધાઈ રહ્યા, વિગતિ ગુરૂજ્ઞાન વીનારે ગુંથે;
વાણિવીલાસમાં વિવિધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુંથે; શરિર.
શબ્દ શીખે ખરો સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આવિ ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે; શરિર.
શાસ્ત્ર કથા કહે રજનિમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈયો જે ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શરિર.

## પદ ૯ મું.

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સહાય;
માત ને તાત સુત ભ્રાત ટોળે મળ્યાં, દોહલી વેળા સૌ દૂર જાય; શા સુખે.
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી. ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી; શા સુખે.
દિવસે દોદશ ભમ્યો રાત નીદ્રા વિષે, સ્વપનમાં સાંભરે મોટિ માયા;
પલક પરવાર નહિ હરિભજવા તણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા; શા સુખે.
ધન ધામે કરી મોહી રહ્યો લોભિયા, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રીલોકના હરિને સંભારિયા, જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી; શા સુખે.
જાગરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈના સ્વામિને નિત્ય સંભારતાં, દેહિનાં દુકૃત દૂર કીજે; શા સુખે.

## પદ ૧૦ મું.

પારકી હુંશે મહત્તા કરે પ્રાણિયા, પુન્ય પાખી સર્વે વાત ખોટી;
કે તેં તો કર્ષણ કોદરા વાવિયા, ક્યાંથિ જમે તું તો દાળ રોટી; ટેક.
તેં તો દાન કદિ આપ્યું અન્નાતણું, ક્યાંથિ દૂહે તું તો ઘેર ઝોટી;
નો કથિર સોનારને આપિયું, ક્યાંથિ પહેરે તું તો કનક ટોટી; પારકી.
દ્ધિ છે પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી;
પુન્ય કર પ્રાણિયા, પુન્યથી પામશો પદવિ મોટી. પારકી.

એક કવિ લખી ગયોછે કે નરસિંહ મ્હેતે સવાલાખ પદો રચેલાંછે.

### આત્મજ્ઞાન વિષે. રાગ પ્રભાતી. પદ ૧૧ મું.

જ્યાં લગી આતમા તત્વ ચીન્હો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ્ય દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી; જ્યાં. ૧
શું થયું સ્નાન સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે; જ્યાં. ૨
શું થયું તપ ને તીર્થ કીધાથકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસિ ધાર્યાથકી, શું થયું ગંગાજળ-પાન પીધે; જ્યાં. ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે; જ્યાં. ૪
એ છે પરપંચ સહુ પેટ ભરવાતણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસઇયો કે તત્વ દરશન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં. ૫

### ખેડુની ગૂજરાતી ભાષાનું પદ ૧૨ મું.

તું તો હાલને મારે છેતર, રે હો કરહણિયા; ટેક.
કરહણિયા મને દરહણ દેજે, હું તો ક્યારની રહિસું તાચી;
તારે ને મારે હગપણ હાચું, એ તો જાણે જહોદા કાચી; રે હો કર. ૧
જાહક ઝીમાં મેં તો છીસડો રે રાંધ્યો, મઠ ચોળો મહિ નાંછચો;
આપણ બે ભેળાં બેહીને જમહું, છોરૂ ઊંડાડહે માંછ્યો; રે હો કર. ૨
નવા રે ઘઉનો મેં તો પુંખજ પાડર્યો, ને માળા હેઠળ મુંચ્યો;
તારે માટે અલ્યા કરહણિયા રે, મેં તો હળવે રહીને પુંચ્યો; રે હો કર. ૩
હાંમે રે હેરડે બોરડી પાચી, તેનાં તે મેઠાં બોરાં;
આપણ બે જણાં બોરાં રે વેણહું, છોરૂ તે ચારહે ઢોરાં; રે હો કર. ૪
મારા છેતરમાં કારંગડી પાચી, તેની તે લાંબી લાંબી લુંબો;
મારા છેતરમાં રાતો માનો આવજે, રછે રે પાડતો બુંમો; રે હો કર. ૫
કરહણિયા રે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દેજે;
નરસઇઆના સ્વામી વેલા પધારી, જોયે તે માગી લેજે; રે હો કર. ૬

હારમાળામાંથી.

### વૈષ્ણવ વિષે. રાગ આશાવરી. પદ ૧૩ મું.

વૈષ્ણવ જન તો તેને રે કહીયે, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરેછે તો, મન અભિમાન ન આણેરે; વૈષ્ણવ

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે; વૈષ્ણવ. ૨
સમ-દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિવ્હાથકી અસત્ય ન બોલે તો, પરધન નવ ઝાલે હાથ રે; વૈષ્ણવ. ૩
* * * * *
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસઇયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે; વૈષ્ણવ. ૫

## ઘડપણ વિષે ધોળ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌકાળ; ઘડપણ કેણે. ૧
ઉમર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇરે, અંગે ઊજળા થયાછે કેશ; ઘડપણ કેણે. ૨
નોતું જોઈતું તે શીદ આવિયુંરે, નોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવાં થયાંરે. કહેશે ખૂણે ઢાળો એની ખાટ; ઘડપણ કેણે. ૩
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની એ ટેવ; ઘડપણ કેણે. ૪
આંખે તો સૂજે નહિરે, થરથર ધ્રૂજે કાય;
ખાધું તો અન્ન પચે નહિરે, વળી બેઠાં તો નવ રહેવાય; ઘડપણ કેણે. ૫
પ્રાતઃકાળે પ્રાણ માહરારે. અન્ન વિના અકળાય;
ઘરનાં કહેછે મરતો નથીરે, તને બેઠાં રહેતાં શું થાય; ઘડપણ કેણે. ૬
દીકરા તો જૂજવા થયારે, વહુઅર દેછે ગાળ;
દીકરિયોને જમડા લેઈ ગયારે, હવે ઘડપણના શારે હવાલ; ઘડપણ કેણે. ૭
નવ નાડિયો જૂજવી પડીરે, આવી પોચ્યો કાળ;
બઇરાં છોકરાં ફટ ફટ કરેરે, નાનાં મોટાં મળી દેછે ગાળ; ઘડપણ કેણે. ૮
આવી વેળા અંતકાળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળીરે, તેણે લેઇ લીધી તેણીવાર; ઘડપણ કેણે. ૯
એવું જાણી સહુ હરિ ભજોરે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશોરે, જે કાંઈ કીધું હશે જમણે હાથ; ઘડપણ કેણે. ૧૦
એવું નફટ છે આ વૃદ્ધપણુંરે, મૂકી દો સૌ અહંકાર;
ધર્મના સત્યવચન થકીરે, મેહેતા નરસઇ ઉતરો ભવપાર; ઘડપણ કેણે. ૧૧

### ઝુલણાછંદની ચાલ.

જે ગમે જગતગુરૂ, દેવ જગદીશને, તેતણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો;
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગિ જોગેશ્વરા કોઇક જાણે. ૧
નીપજે નરથિ તો કોઇ ન રહે દુખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહિ, ભવનપર ભવનપર છત્ર દાખે;
રૂતુ લતા પત્ર ફલ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે. ૨

---

# તુલસી.

## કુંતલપુરનો[1] સારસ્વત બ્રાહ્મણ.

સંવત્ ૧૬૧૪, સન ૧૫૫૮ માં હતો.

### તેના રચેલા.

---

ધ્રુવાખ્યાનમાંથી.

### ચોપાઇ.

ધ્રુવ કહે માતા સાંભળો, કિધાં પાપ કોઇયે નવ ટળે;
કિધાં પાપ ભોગવશો સોય, લખ્યું વિધાતા વ્યર્થ ન હોય;
નથી સગું કો આ સંસાર, લેણે દેણે લે અવતાર. ૧
માત પિતા સુત દાર સંબંધ, એ સરવે માયાનો બંધ;
અથાત જળ છે આ સંસાર, હરિ નામે તે પામે પાર. ૨
શીખ દિયો માતા હવે હસી, એહ વાત મારે મન વશી;
* * * * * *
માત વચન એવાં સાંભળી, થઈ મૂર્છાગત ધરણી ઢળી. ૪
પામિ અચાનક મૃત્યુ કાળ, બાંહ્ય ગ્રહી બોલાવે બાળ;
માતા હું નથિ વન સંચર્યો, તો દુખ એવડું શાને કરો. ૫

---

૧. કુંતલપુર એ કુંતીઆણાનું શુદ્ધ નામ.

અમૃત બોલ ધ્રુવ બોલે અસા, માતા પ્રાણ રૂદે તવ વસ્યા;
બેઠી થઈ ઉઘડયાં લોચંન, કોમળ નયણે નિરખ્યો તંન. ૬
માતા વચનજ બોલી એમ, બાપ તું વનમાં જાઈશ કેમ;
ઘેર બેઠા તું કરજે રાજ, સભામાં તારે શું છે કાજ. ૭
જવ અંબાજી મોટો કરે, રાજ ભાર શિર ઉપર ધરે;
કરતા તપ જોગેશ્વર હશે, રાત દિવસ જે વનમાં વસે. ૮
રાજકુંવર તું મારા તંન, તેં કશિ વાત વિચારી મંન;
વનમાં હોય વનચર વિકરાળ, ઉપદ્રવ તુજને કરશે બાળ. ૯
વિકટ પંથ ને વન અતી દૂર, અંધારે નવ સૂઝે સૂર;
અનેક પંખી કરે પોકાર, મનુષ્ય કો નહિ વનમોઝાર. ૧૦
મોટા પર્વત નદિયો જેહ, તેહતણો નહિ લાધે છેહ;
વિપરીત ત્યાં વિચરે જમદૂત, વિવિધ પેરનાં ત્યાં હોય ભૂત. ૧૧
ચિત્રા સિંહ વિછૂ વિકરાળ, સાબર રોઝ ને ભેંસા શિયાળ;
નાહાર શશા જંગલમોઝાર, વાનર સેન ન લાભે પાર. ૧૨
મોટા ભુજંગ મણિધર જેહ, નવકુળના અધિકારી તેહ;
વસે વીર એતે અતિ ઘણા, પૂર્ણ વિકટ નહિ કાંઈ મણા. ૧૩.

## દોહરા.

તૃપા તે તુજને લાગશે, સાંભળ મારા વીર;
કેમ જઇશ વન એકલો, નહિ હોય પાસે નીર. ૧
પુત્ર ધરણી પર પોઢવું, નથિરે તહાં પલંગ;
ચરણ કોણ ત્યાં ચાંપશે, નથિ સેવક પણ સંગ. ૨
બોરડી બાવળ ગોખરૂ, કઠણ કાંકરા ઘણું;
પંથ જતાં ક્યમ ચાલશે, કોમળ તારા ચર્ણ. ૩
ગિરિ જંગલ બહુ ડુંગરા, વળિ વાનરના ઠાઠ;
પંથ દિઠો નથિ આગળે, કયમ તું જાણિશ વાટ. ૪
સાદ કરૂં હું કેહને, સુત્ર પુત્ર કહિ નામ;
સજ્જનડા ચાલ્યા પછી, ઉજડ દીશે ગામ. ૫
દેવો સઘળા પૂજિને, પામીછું હું તુજ;
રાંકતણું જ્યમ રતનડુ, એમ ગણુંછું હુંજ. ૬.

દૈવે દુર્બળ ઘાતકી, મેં જાણ્યો છે તેહ;
શું પેહેલું સુખ આપિયું, શું હવે કાઢયો છેહ. ૭
પુત્ર મેં નવ પરણાવિયો, કાંઈ ન કીધું કામ;
ભૂતળ ભૂલાં આવિયાં, હૈડે ન પહોંતી હામ. ૮
અંધાકેરી લાકડી, હું દુબળીનું ધંન;
મુજને તજવા એકલી, કઠણ કરોછો મંન. ૯
પુત્ર પાંચ હોય જેહને, તેને સુખને સહાય;
એકજ હોય દુબળિને, તેનું દુખ નવ જાય. ૧૦
નેત્રવતી એમ ઓચરે, ઉભો સાંભળે બાળ;
વશિષ્ઠે વચન કહ્યાં હતાં, તે સાંભર્યાં તતકાળ. ૧૧
વચન રૂદયમાં રાખિયું, નહિ મન ભાસ્યો ભેદ;
વશિષ્ઠ વાણી સત્ય ગણી, વાચા અવિચળ વેદ. ૧૨
વચન એજ નિશ્ચય કર્યું, રૂદન નિવાર્યું માય;
પુત્ર કને બોલાવિયો, હેતે હૈડામાંય. ૧૩
ધ્રુવ તે વળતી બોલિયો, મુખથી એવી વાણ;
માતા મુજને શીખ દ્યો, નહિતો તજશું પ્રાણ. ૧૪
બાળકનું મન જાણીને, શીખ દેછે વળિ ત્યાંય;
પુત્ર તમે રહો ત્યાં લગી, ખટરસ ભોજન થાય. ૧૫

## ચોપાઈ.

વાત કરી સંશય ટાળિયા, ખટરસ ભોજન તત્પર થયાં;
હેમ થાળ લેઈ આગળ ધરી; પિરસે માતા પ્રેમે કરી. ૧
છપન ભોગ આરોગ્યા બહુ, દાસી રાજવળાની સહુ;
વળતો ધ્રુવ એણી પેર વદે, વાત તમો આ રાખો રૂદે. ૨
કોઈને નહિ કરશો જાણ, રખે રાંય રાખે મુજ પ્રાણ;
કુંવરે વાર્યા એણિ પેર કરી, પ્રસ્થાના વેળા થઈ ખરી. ૩
માતાને ધ્રુવ લાગ્યો પાય; વળતી આશિષ દેછે માય;
પંથે રૂપ ત્રણ તુજ રાખશે, દુખ તારૂં હરશે દિન નિશે. ૪

* * * * * *

ધરા ઉપર જેટલા છે દેવ, રક્ષા તારી કરો તતખેવ;
સિદ્ધ સાધક ને ખેતરપાળ, રક્ષા કરશે તારી બાળ. ૧
ગૌરી પુત્રે કરૂણા કરી, તો મેં મુખે કથા ઓચરી;
(વિપ્ર) સારસ્વત કુંતલપુર ગામ, માધવ સુત તુલસી છે નામ. ૨
કાલાવાલા કીધા જેહ, સરસ્વતિયે ઉપદેશા તેહ;
ખોડ ન દેશો કવિજન કોય, સત્ય વચન હું બોલું સોય. ૩
[1]સંવત નારીનો શણગાર, આદ્ય અંક ને વેદ વિચાર;
માઘ માસ ને પક્ષ અંધાર, તિથિ એકાદશિ ને સોમવાર. ૪
તે દિન કથા સંપૂરણ કરી, તે હરિજન રૂદયે વિસ્તરી;
સુણશે તેની પહોંચે આશ, ચાર પદારથ પામે પાસ. ૫

---

# શિવદાસ.

**ખંભાતનો નાગર બ્રાહ્મણ.**

સંવત ૧૬૭૩, સન ૧૬૧૮ માં હતો.

દ્રૌપદી સ્વયંવરમાંથી.

**કડવું ૧૪ મું. રાગ ધનાશ્રી.**

વૈશંપાયન બોલિયા રે, શૂણુ જનમેજયરાય રે;
માન તજી મહીપત રહ્યા કોણે, મછ વીંધ્યો નવ જાયરે. ૧
અર્જુન એવું દેખતાં દ્વિજ, રૂપે બોલ્યા વાણ રે;
જો સ્વામી મને આજ્ઞા દો તો, મછ વીંધું નિરવાણ રે. ૨

ઢાળ.

આજ્ઞા દો તો ધનુષ લેઇને; મછ વાંધું મહારાજ;
મને ક્ષણું વાર લાગે નહિ, એમ કરૂં એ કાજ. ૧
અહીં કીર્ત્તિ થશે આપણી, દ્વિજ સૌને જશ હોય;
આ સર્વ ક્ષત્રી દેખતાં, સુખ પામશે સૌ કોય. ૨

---

૧. સંવત ૧૬૫૪.

ત્યારે સૌકો દ્વિજ બોલીઆ, ધન્ય વીર કરો એ કાજ;
કેટલાક કહેછે ન રહો બેશી, કેમ લગાડો લાજ. ૩
એ વાત સર્વ સૂણતાં સર્વ દ્વિજને, મૂકશે કાઢી આજ;
ભિક્ષા નહિ પામો તમે, સત્ય માનજો સૌ સમાજ. ૪
કહેશે ભિક્ષા અર્થે આવ્યા, દ્વિજ કરે મોટી હામ;
શિર-ગાળ સૌને બેસશે, એ આપણું નહિ કામ. ૫
કેટલાક બીજી બોલિયા, ક્યાં ગઈ તમારી સાન;
બળવંત એ દીશે ઘણો, નહિ વિપ્ર એ રાજાન. ૬
પ્રચંડ ભુજ એના સહી, મછ વીંધશે તે આંહી;
એ વાત મુખથી તો કરે, પણ જોર છે મનમાંહી. ૭
જો જીતશે તો એટલું, વિપ્રની વધશે લાજ;
નહિતો બ્રાહ્મણ થઇને છૂટશું, ચિંતા શી છે આજ. ૮
પછે ઊઠાડે સર્વે મળી, ત્યાં પારથને દ્વિજરાય;
ત્યારે યુધિષ્ઠિર સહદેવને લૈ, ભિક્ષા અર્થે જાય. ૯
સકળ દ્વિજને ચરણે લાગી, કર્યો દંડ પ્રણામ;
આશિષ દેતાં સકળ મુનિજન, ધન્ય પુત્ર કરો એ કામ. ૧૦
પછે સ્વયંવરમાં ગયો ચાલી, જ્યાં મછ બાંધ્યો સોય;
ત્યાં ધનુષ તાણી અર્જુને, જોયું દેખતાં સૌ કોય. ૧૧
ભીમ નિષ્કુળ સંગ આવ્યા, વકાર્યો નિજ ભ્રાત;
સ્વયંવરમાં કન્યા રહી, વરમાળ ઝાલી હાથ. ૧૨
શલ્યને શિશુપાળ આદે, સકળ કૌરવ જોય;
તે નર નિકટ થઇ તહીં, જોતા હવા સૌ કોય. ૧૩
તેને સુભટ સરખો દેખતાં, સૌ કરે અન્યોઅન્ય વાત;
એ વિપ્ર નહિ કોય રાય છે, બળવંત ક્ષત્રી જાત. ૧૪
એના પ્રચંડ ભુજ ભૂપે દીઠા, એનું મુખ સુંદર દેહ;
નરનાથ સરખો શોભિયો, સહિ કન્યા વરશે એહ. ૧૫
ત્યાં કૃષ્ણ કહે બળભદ્રજી, જુઓ પારથકેરા પાણ;
સૌ દેખતાંજ દ્રુપદ-સુતાને, લેઇ જશે નિરવારણ. ૧૬
અર્જુને ત્યાં ધૌમ ઋષિને, કર્યો દંડ પ્રણામ;
ગુરૂ દ્રોણનું ચિંતન કરીને, ગ્રહ્યું ધનુષ તે હામ. ૧૭

શર ચાપ ચઢાવી અર્જુને, જળ વિષે જોયું તેહ;
તતક્ષણે વીંધી મચ્છ પાડ્યો, ગગને બાંધ્યો જેહ. ૧૮
ત્યારે કન્યાએ તતખેવ મૂકી, પારથ શિર વરમાળ;
એવું દેખતાં તેણે સમે, કોપિયા સહુ મહીપાળ. ૧૯
આજ નર મુગટધારી છતાં, ક્યમ કાપડી લૈ જાય;
સંગ્રામ કરિયે તેનિ સાથે, લીજીએ કન્યાય. ૨૦
શલ્ય કરણ ને શિશુપાળ આદે, મળ્યા રાણા ને રાય;
સ્વયંવરમાંથી બહાર આવી. રહ્યા મારગમાંય. ૨૧
ત્યારે કન્યા લેઇ અર્જુન વળ્યા, સંગ સકળ મુનિનાથ;
તું રખે મન ચિંતા ધરે, હું સહાય છું તમસાથ. ૨૨
પૂઠે વ્રકોદર નિષ્કુળ બાંધવા, સંઘાતે બહુ ઠામ;
ત્યારે દૃષ્ટધુમ્ને પારથને ત્યાં, કર્યો દંડ પ્રણામ. ૨૩
પ્રભુ આજ્ઞા દો જો તમે, કરૂં તે હમણાં કાજ;
આ ભૂપ સૌ ટોળે મળી, જુદ્ધ સબળ કરશે આજ. ૨૪
ત્યારે પારથ કહે જાઓ રથ લાવો, મહા ધનુષ ભાથા શર;
હું જુદ્ધ કરૂં આજ સર્વશું, મારી કરૂં ચકચૂર. ૨૫
દૃષ્ટધુમ્ન એવું સાંભળી, દળસહિત ચઢિયો સાથ;
ત્રણે બાંધવ તે રથે ચઢીને, ધનુષ લીધાં હાથ. ૨૬

• વળણ•

ધનુષ લીધાં હાથ પાંડવ, ચાલ્યા રણ વિષે સહી;
શિવદાસ કહે પછિ ભીમસેને, ગરજના કીધી રણે રહી. ૧.
સંવત સોળ તોતેર વર્ષે મકર સંક્રાંતનો દન;
તે દહાડે આરંભ કર્યો મેં, આનંદ ઊપનો મન. ૨
એક માસમાં કથા સંપૂર્ણ થઈ,. સંભાર્યા શ્રી અવિનાશ;
શ્રીગુરૂ ચરણ કૃપાએકરી, બુદ્ધિ આપિ ભૂધર વ્યાસ. ૩
બુદ્ધિપ્રમાણે આખ્યાન મેં કર્યું, આણી મન ઉલ્લાસ;
દક્ષિણ દેશ વિજેપુરમાં, પદબંધ કીધો પ્રકાશ. ૪
કવિ નાગર સ્તંભ તીર્થવાસી, કામેશ્વરનો દાસ. ૫

આ કવિતા સરસ નથી, તોપણ જૂની જાણીને લીધી છે, કારણ કે તે સમયની ભાષા જાણવામાં આવે.

# પ્રેમાનંદ.

## વડોદરાનો ચોવીશો બ્રાહ્મણ.

સંવત્ ૧૭૩૩, સન ૧૬૭૭.

### તેના પ્રસિદ્ધ ગ્રંથ.

દશમસ્કંદ-ભાગવત, ઓખાહરણ, સુધન્વાખ્યાન, નળાખ્યાન, સુદામાચરિત્ર, નરસિંહ મહેતાની હુંડી, મામેરૂં, શ્રાદ્ધ, રણયજ્ઞ.

**આ કવિ ગૂજરાતી ભાષામાં સૌથી સરસ ગણાયછે.**

---

ઓખાહરણમાંથી.

### ચોપાઈ ત્રણ તાળની.

આશા ભંગ થઇ ભામીની, રૂવે સ્તુતિ કરે સ્વામીની;
ચિત્રલેહા ભણી તે ગઇ, ઊઠ બેનિ તું શું સુઇ રહી. ૧
છે ચતૂર કૌભાંડ-કુમારી, પુછે વાત સકળ વિસ્તારી;
ચિત્રલેહા કહે સુણ બાળી, કેમ રૂવેછે આંસુડાં ઢાળી. ૨
જાગિ સૈયર બેબાકૂળી, કેમ રૂવેછે કન્યા વ્યાકૂળી;
આવડી ઓખા શું કાંપી, શકે ઓથારે તુજને ચાંપી. ૩
મારિ મીઠી તું રહે છાની, તને રક્ષા કરે રે ભવાની;
કહે બેનિ તને શું હતું, સ્વપનામાં દિઠું કાંઈ નતું. ૪
ઓખા કહેછે કરમે દેઇ હાથ, થોડા સારૂ દુભ્યો મેં નાથ;
હસતાં રમતાં ચઢિ ગયો ક્રોધ, ફોગટ ફાંસૂ થયો વિરોધ. ૫
કર દીવો ને ઘર નિહાળિયે, છે તો આટલામાં પિયુ માળિયે;
ચિત્રલેહા કહે ઘેલી થઇ, દેવે અહિયાં અવાયે નહિં. ૬
આવિ ન શકે પ્રાણી પંખની, એ તો સ્વપ્નાની ઝંખના;
પીયુ પીયુ કરતાં તું સૂતી, માટે સ્વપ્નામાં દીઠો પતિ. ૭
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન;
જાગે ને ઠાલો ઉછરંગ, સ્વપ્ન મૃગજળના તરંગ. ૮
ઇંદ્રજાળની જેવી વસ્ત, ગ્રહિયે ને ઠાલો હસ્ત;
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને, દર્પણ રૂપ ન આવે કને. ૯

ગાંધર્વ નગર ને ગગન કુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ;
નિદ્રાવશ મન ક્યાંહીં ભમે સ્વપ્ન સુખ નહિ સાચું ક્રમે. ૧૦
ચિત્રલેહાયે દીઠિ હારણ, સખી ઓખાને આપે ધારણ;
કુંવરીનું મનાવા મન, કીધો દીપક ફેરવિ ભવન. ૧૧
તપાસ્યું માળિયું ચારે પાસ, પડિ ઓખા થઇને નિરાશ·
વાધિ વિરહતણી વેદના, મૂર્છાગત થઇ અચેતના. ૧૨
ચિત્રલેખાએ બેઠી કરી, રૂદયે ચાંપિ બે ભુજ ભરી;
કામ વશથકી મન લાજતુ, વિરહ તપ્ત છે તન દાઝતું. ૧૩
છાંટિ સખિયે પાયુ નીર, વિરહે વ્યાકુળ સ્વેદ શરીર;
ચિત્રલેહા કહે શુણ સતી, સાવધાન થા લાવું પતિ. ૧૪
કેમ વિસર્યું ઉમાનું વચન, સ્વપને વરશો સ્વામીન;
ઓખા કહે મને સ્મરણા થઇ, આણી આપ પ્રભૂને અહીં. ૧૫
વિધાત્રી કહે શું તેનું નામ, સ્વપ્ને સ્વામીનૂં કોણ ગામ;
કોણ જાત પિતા ને માત, લઈ આવું કહે માંડિ વાત. ૧૬
ઓખા કહે કરમે દઇ ભૂજ, વારે વારે શું પુછે મૂજ;
મન મળવા રહ્યું ટમટમી, તેનું રૂપ અંતર રહ્યું રમી. ૧૭
ઓખા કહે હું તો ઘેલી થઇ, નામ ઠામ પુછાયું નહિં;
નાત જાત ને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પુછાય. ૧૮
રૂપ કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યું ચિત્ત રમી;
બાઇ તે નાથે મિથ્યા મને દમી, સુખે સુરજ ગયો આથમી. ૧૯
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી;
વિરહ દુઃખ ન રહેવાય ખમી, લાવ નાથને ચરણે નમી. ૨૦
સખી કહે કરમે દઇ હાથ, તું માંડી કહે બધી વાત;
મિથ્યા વાત કહેછે મને, નામ ઠામ વિના લાવું કોને. ૨૧
કરશ એકે જો આશરો વર, તારા સ્વામીને લાવું સદ્ય;
ઓખા બોલેછે આળપંપાળ, આવે તો ઓળખું તત્કાળ. ૨૨
ઘણું રૂપ સબળ છે સારૂં, તેણે ચિત્તડું ચોર્યુંછે મારૂં;
લાવ સખિ શીઘ્ર તેહને, નહિ તો પાડું મારા દેહને. ૨૩
સ્વામિ વિના તો જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

## સાખી.

પિંડ હું પાડું સર્વથા, આજ ન આવે સ્વામી;
ચિત્રલેહા રૂપ ચીતરે, કાગળમાં બહુ કામી. ૨૪

## ચોપાઇ ત્રણ તાળની.

ઓખા કહેછે શુણ સાહેલી, લાવ નાથને વેલી વેલી;
બાઇ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા. ૧
ઓખા તને તો પડ્યો એહેવા, સખી આણ્યાના ઉપાય કેવા;
તને પરણ્યાતણું મન થાય, નથિ લાવ્યાનો એકે ઉપાય. ૨
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી;
ત્યાં તો જૈ ન શકે રાય શક્ર, રક્ષા કરવા ફરેછે ચક્ર. ૩
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય;
જાવું જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરતાર. ૪
નયણે નીરની ધારા વહેછે, કર જોડિને કન્યા કહેછે;
બાઇ તારી ગતી છે મોટી, તને તો ન કરે કોઇ ખોટી. ૫
સહિયરને સહિયર વાલી, બાઇ તેં મને હાથે ઝાલી;
આપણે બે બાળ સંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી. ૬
મા બાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં;
ચિત્રલેખા તું દીન દયાળ, એમ કહીને પગે લાગિ બાળ. ૭
ચિત્રલેહાયે ધારણા દીધી, પછિ કાયા પક્ષીણિનિ કીધી;
બોલિ ચિત્રલેખા સત્યવાણી, ક્ષણ એકમાં આપું આણી. ૮
તે શું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત;
ઓખા કહે રહેજે રૂડે આચરણે, રખે અનિરૂદ્ધને તું પરણે. ૯
સખિ સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી;
એનો અતિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો. ૧૦
બાઇ જાદવ વર છે રૂડો, રખે પેરીને બેસતી ચૂડો;
બાઇ જઇને આવજે તર્તે, રખે તે સાથે મંગળ વર્તે. ૧૧
સખિ આવજે વેલી વેલી, વહાણું વાતાં પેહેલી પેહેલી;
બાઇ તારો છે વિશ્વાસ, રખે કરતિ મને નીરાશ. ૧૨

કો ન જાણે એવું કરજે, વેગે સ્વામિને લઇને ફરજે;
જો જાણશે પિતા બાણ, તો તે આપણા લેશે પ્રાણ. ૧૩
તું તો કરજે સ્વામીનું જતન, મુજ રાંકને હાથ રતન;
પછે પથે વળાવિ વિધાત્રી, પક્ષિણી મન વેગે જાતી. ૧૪
દ્વારિકા પહોંતી કામીની, છેલી દોઢ પહોર જામીની;
જાવા કીધું નગરમાં મન, એવે આવ્યું સુદરશન. ૧૫
જેવું મસ્તક છેદે બળમાં, કન્યા પેઠિ ગોમતિના જળમાં;
એવે નારદરૂપિ ત્યાં આવી, ચક્ર-ભયથકી કન્યા મુકાવી. ૧૬
કહે નારદ સુદરશન, તેને લઇ જાવા દેજે તન;
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે રખે તું એને દમતું. ૧૭
પછે ઉદકનિ અંજળિ લીધી, મંત્રે વિધાત્રી નિર્ભય કીધી;
તામસી-વિદ્યા રૂષિયે આપી, પછે પીઠ પ્રેમદાનિ થાપી. ૧૮
હવે અલ્પ રહિછે રાત્રી, જા લે અનિરૂધને તું વિધાત્રી;
ગયું ચક્ર તે પશ્ચિમ પાસે, રૂષિ નારદ ગયા આકાશે. ૧૯
ચાલિ ચિત્રલેખા જોતિ ગામ, સામસામાં શોભિતાં છે ધામ;
સપ્ત-ભૂમિનાં ભવન તે ભાસે, જોતાં ભૂખ તરસ તે નાસે. ૨૦
બહુ કળશ ધજા બીરાજે, જોતાં અમરાપુરી તો લાજે;
શોભે છજાં ઝરૂખા ને માળ, મણીમય થંભ ઝાકઝમાળ. ૨૧
વાંકિ બારિ ને ગોખે જાળી, લીલા કાચ મુકયાછે ઢાળી;
લીંપિ ભીંતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર. ૨૨
ભલાં ચોંટાં શેરી ને પોળ, સામસામી હાટનિ ઓળ;
ઘેર ઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ. ૨૩
થાય ગાનના ઘોષ તે કાળે, રસ જામ્યો વાજિત્રને તાળે;
મોટા માતંગ ધૂમે ને ડોલે, ગુણગાન બંદીજન બોલે. ૨૪

## નરસિંહ મહેતાના મામેરામાંથી.–

### કડવું ૩ જું. રાગ વેરાડી.

મેહેતે માંડયો ગૃહસ્થાધર્મ, પતિવ્રતા ઘેર નારી પર્મ;
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે. ૧
સાધુ વૈરાગી વૈષ્ણવ-જન, શંખતાળ વાજે બહુ ધન્ય;
ચોકમાંહી તુળસીનાં વન, અહર નિશા થાયે કિરતન. ૨

નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિભગત મેહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિરગમે.
વિશ્વંભર પુરૂં પાડે અન્ન, વિશ્વાસ ઘણો મેહેતાને મન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રી ને એકજ બાળ.
શામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો મોટે ઠામ;
કુંવરબાઈ નામે દીકરી, પરણાવ્યાં રૂડો વિવા કરી.
પામ્યાં મરણ પત્ની ને પુત્ર, મેહેતાનું ભાગ્યું ઘરસૂત્ર;
પતિવ્રતા વહુ વિધવા થઇ, [1]સુરસેના પછે એકલી રહી.
સ્ત્રી પુત્ર મરતે રોયા લોક, મેહેતાને તલમાત્ર ન શોક;
ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.
કુંવરબાઇ પછે મોટી થઈ, આણું આવ્યું ને સાસરે ગઇ;
સસરો શ્રીરંગ-મેહેતો નામ, મોટું ઘર કહાવે બહુ દામ.
છે સાસરિયાંને ઘણું અભિમાન, ધનનું તે અતિ કરે રે ગુમાન;
નણંદ જેઠાણી વાંકુ ભણે, કુંવરબાઇને દુબળી ગણે.
કહેશે આવો વૈષ્ણવનિ દિકરી, સાસરિયાં સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વે ભરી, કુંવરબાઈ નવ બોલે ફરી.
છે લઘુવેષે નહાનો ભરથાર, તે નવ પ્રીછે વિવેક વિચાર;
કુંવરબાઇને આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ.
રૂપ દેખી અતિ વહુવરતણું, સાસરિયાં મન હરખે ઘણું;
કહે મેહેતો હરિનો છે દાસ, મોસાળાનિ શી કરવી આશ.
વહુનો ઓરિયો વીતે ખરો, કાંઇક મોસાળુ ઘેરથી કરો;
દુર્બળની દિકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પીયર ન કોને કહ્યું, પંચમાસી તો એળે ગયું;
સીમંતના રહ્યા થોડા દન, કુંવરબાઈને થઇ ચિંતા મન.
ઓશિઆળી દીસે દામણી, વહુવર આવી સાસુભણી;
બોલી અબળા નામી શીશ, બાઇજી રખે કરતાં મનરીસ.
આપણો ગોર પંડયો બોખલો, જૂનાગઢ સૂધી મોકલો,
મોકલો લખાવી કંકોતરી, તવ સાસુ બોલી ગર્વે ભરી.

---

૧ વહુનું નામ.

કાં વહુવર તને વેલું લાગ્યુ, મા મુઈ ત્યારે મહિયર ભાગ્યું;
તાળ વજાડી જે કીર્ત્તન કરે. નાચ્યા ખુંદીને ઉદર ભરે.
દરિદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળું ક્યાંથી કરે;
જે સગાથી અરથ નવ સરે, શું થાય તેને નોતર્યે.
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે આખું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઈશે ફજેત.
તમારો સસરો લાજે બાઇ, વણ આવ્યે સરશે વેવાઇ;
કુંવરબાઇ તવ આંસૂ ભરી, સાસુપ્રત્યે બોલી ફરી.
બાઇજી એમ બોલતાં શું ફગો, દુર્બળ તોય પોતાનો સગો;
અહિં આવિ પાછા જાશે ફરી, એ મિશે મળશું બાપ દિકરી.
સાસુને મન કરૂણા થઇ, પોતાના સ્વામિને પૂછ્યું જઇ;
રહ્યા સીમંતના થોડા દહાડા, કુંવર વહુ લેછે આડા.
લખી મોકલો કંકોતરી, મળવા ઘોને બાપ દિકરી;
વેવાઇને લખિયે એક પત્ર, જેમ તેમ કરતાં આવજો અત્ર.
શ્રીરંગ-મેહેતો પરમ-દયાળ, કાગળ એક લખ્યો તતકાળ;
સ્વસ્તિશ્રી જૂનાગઢ ગામ, જે હરિ વૈષ્ણવનો વિશ્રામ.
નાગરિ નાતતણા શણગાર, સાધુશિરોમણિ પરમઉદાર;
ભક્ત-નાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી.
સર્વોપમા જોગ કરૂણાધામ, મેહેતા શ્રીપંચ નરસૈં નામ;
અહિં સહુને છે કૂશળખેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ.
એક વધામણિતણો સમાચાર, અમારા ભાગ્યતણો નહિ પાર.
કુંવર વહુને આવ્યું સીમંત, અમઉપર ત્રુઠા ભગવંત.
માઘશુદી સપ્તમિ રવિવાર, મુહુર્ત્ત અમે લિધું નિરધાર;
તમો તે દિન નિશ્ચે આવજો, સગાં મિત્ર સાથે લાવજો.
ન આણુશો મનમાં આશંક, તેમ આવ્યે પામ્યા લાખ ટંક;
ઉજળો સગો આવ્યે બારણે, સોનાનો મેરૂ કીજે વારણે.
જો મેહેતાજી નહિ આવો તમો, ખરેખરા દૂભાઈશુ અમો;
આપ્યું પત્ર રૂષિના કરમાંય, પંડ્યો બોખલો કર્યો વિદાય.
કુંવરબાઇએ તેડ્યા રૂષિરાય, એકાંતે બેસાડિ લાગી પાય;
ત્યાં બે દહાડા પરૂણા રહેજો, મેહેતાને સમજાવી કહેજો.

કાંઇ મોસાળું સારૂં લાવજો, સંપત હોય તો ઈહાં આવજો;
કાંઇ નામ થાયજો પૃથિવી તળે, સાસરિયાંનું મેણું ટળે.
જો અવસર આ સુનો જશે, તો ભવનું મેણું મુજને થશે;
બોલ બાણ નણદી મારશે, શત્રુનું કામ દીયર સારશે.
રંગ નાગરિનાત્યે કૌતક થાય, તમારે માથે છે વૈકુંઠરાય;
પંડ્યો ખોખલો કીધા વિદાય, સઘ પોહોતા જુનાગઢ માંય.

વળણ.

જુનાગઢમાં રૂષિજી આવ્યા, મેહેતો લાગ્યા પાય રે;
સ્તવન સ્તુતિ પૂજા કરી, પછે માંડિ વાત સુખદાય રે.

## કડવું ૪ થું. રાગ ધનાશ્રી.

ખોખલે પડે પત્રજ આપ્યું, મેહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.
આસેરૂ પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રીકમજી તેવડમાં રહેજો, દવાતણુ છે કામજી.
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઈ અમો આવીશું, પંડયો કીધા વિદાયજી.
નરસેં-મેહેતે ઘેર તેડાવ્યા, સગા વેરાગી સંતજી;
મોસાળું લેઇ આપણે જાવું, છે કુંવરબાઇનું સિમંતજી.
જૂની વેલ્ય ને ધૂંસરિ વાંકી, સાંગી સોટા-ભાગીજી;
કોના તળાવા ને કોનિ પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી.
મેહેતોજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રીજગદીશજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબડીનો, તેમાં બાળમુકંદજી;
કંઠે હાર કરીનિ રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલ્યની પૂંઠે કોથળો બાંધ્યો, માંહિ ભર્યા વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસી-માળાજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, હેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જેજે વૈકુંઠનાથજી.

એક બળદ ગળિયો થઈ બેઠો, આખલો તાણી જાયજી;
પડ્યાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથતણાં બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દજ ઊઠે, સૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળિ ઊતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાને મેહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિપ્ર પુરના લોકજી;
કોડ પોહોતા કુંવરવહુના. મામેરૂં છે રોકજી.

વલણ.

રોક મામેરૂં મેહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવનિ વસાતરે;
અકેકિ માળા આપશે તો, પેહેરશે નાગરી નાતરે.

## કડવું ૫ મું. રાગ આશાવરી.

શુણી શ્રીરંગ-મેહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટ્યા બે વેવાઈ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુકો નાગરનો સાથ.
કપટે ભેટી પાછા બસે, જોઈ જોઈ સામગ્રી ને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાંનું નહિ નામ;
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંતો દશદિશે બેવડ ઢળી.
ઝાઝા માકણ ઝાઝા જૂઆ, ત્યાં મેહેતાના ઊતારા હુવા;
વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાતનાગરી.
કુંવરવહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરિને ખોઈએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેરઘેરથિ ચાલી સુંદરી.
મનવિના મેહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મેહેતો દીઠે દીઠા હરી.
જુઓ સાથ કેવો રૂટડો, એને પરમેશ્વર તૂઠડો;
કુંવરવહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મૂખ.
જુઓ બળદ મેહેતાજી તણા, બગાઈયો શબ્દ કરેછે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરીનાત્યમાં રહેશે રંગ.
આ ગાંઠડિ વળગાડિ લટકે, માળનાં જોડાં બાંધ્યાં પટકે;
તુળસિકાષ્ટતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.

છાબમાં તુળસી મૂકશે, ઉભો રહિને શંખ ફૂંકશે;
વૈરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે.
એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇયે જાણી વાત, મોસાળું લેઇ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધશી, બોલિ નણદી મરમે હશી;
આ શું પિતા પુત્રીને હેત, શાને કરવા આવ્યો ફજેત.
લજાવ્યું સાત પેઢિનું નામ, સાથે વૈરાગિનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથિ ન બાપાં ભલાં.
કડવું બોલ એવો સાંભળી, કુંવરબાઇ બોલિ પાછી વળી;
નણદી શું મછર આવડો, મુંહળથી બાઇ શું બડબડો.
સુખી પિતા હશે જેતણો, તે પુત્રીને લાભજ ઘણો;
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
મર્મ વચન નણદિને કહી, પછે પિતા પાસે પુત્રી ગઇ;
દૂરથકી દિઠી દીકરી, મેહેતાયે સમર્યા શ્રીહરી.
અન્યો અન્યે નયણાં ભરી, ભેટયાં બેઉએ આદર કરી;
મસ્તકઉપર મૂકી હાથ, પાસે બેસારિ પૂછિ વાત.
કુંવરબાઇ કહો કૂશળ ખેમ, સાસરિમાં કાંઈ આણેછે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરી.
કુંવરબાઇ બોલી વીનતી, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરિ નાત્યે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિરમાલ્ય નિરધનનો અવતાર, નિરધનનું જીવ્યું ધિક્કાર;
નિરધનને કોઈ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાયે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી પિતા કાંઇ માઠું નહીં.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વીચારો એમ.
નથી લાવ્યા કંકૂની પડી, નથિ લાવ્યા મોડ નાડાછડી;
નથિ માટૂલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ.

કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઇ મરતે માત;
માય વિના સુનો સંસાર, માય વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઈ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભી મરતાં જેવું વછ, જળવિણ જેવું તલપે મછ;
ટોળા વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના એવું બાપનું મન.
ધંડા ફુટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર.
શિદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પંચાશ;
શંખ તાળ ને માળા ચંગ, એ તે મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહિને રોઈ દીકરી;
મેહેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ.
પેહેરામણી કરવિ હોય જેટલી, આશામી લખિ લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.
વચન મેહેતાજીનાં શણી, કુંવરબાઇ આવ્યાં સાસભણી;
મારે પિતાએ મોકલી હૂંય, લખો કાગળમાં જોઇએ શૂંય.
મુખ મરડીને બોલી સાસૂ, શો કાગળ ચિતરવો ફાંસ;
છાબમાં તુળસિદળ મુકશે, ઉભો રહીને શંખ ફુંકશે.

વળણ.

ફુંકશે શંખ ઉભો રહી, નરસૈંયો મોસાળું શું કરે;
સંવાદ વહુવરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

### કડવું ૯ મું. રાગ સામેરી.

વડસાસૂ ઘણુભારે માણસ, બોલ્યાં પરમવચન, વહુજી;
વડીવહુવર તમે કાંઇ નવૈજાણો, છે મેહેતો વૈષ્ણવજન, વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ, વહુજી;
પેરામણી મનગમતી માગો, કરો નાગરી ગોઠ, વહુજી.
કુંવરબાઈને કાગળ આપ્યો, લખો લખાવું જેમ, વહુજી;
રૂડો વેવાઇ જ્યારે આંગણે આવે, તો કોડ ન પહોંચે કેમ, વહુજી.

લખો પાંચશેર તો કંકુ જોઇએ, શ્રીફલ લખો સેંસાત, વહુજી;
પોશમણુ વાંકડિયાં કોફળ, મળશે મોટી નાત, વહુજી.
પાંચ વસ્ત્રના પંચવિશ વાઘા, ચાર ચોકડી તાસ, વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળી પંચાસ, વહુજી.
સાડેક મુગટા ને સોયેક સણિયાં, ચીર લખો ચાળીશ, વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી ત્રીશ, વહુજી.
જરકશીની સાડી રેશમી, લખો કોડી બાર, વહુજી;
સાદી સાડિયો લખો ત્રણસેં, છાયલ લખો સેંચાર, વહુજી.
ઘરસાડી લખો દશ વિશ કોડી, સોળ કોડી લખો ઘાટ, વહુજી,
છીંટમોરવી ફુંકડી સોયેક, નવ કોડી લખો નાટ, વહુજી.
મશરૂ ગજિયાણી દરિયાઇ, લખો થાન પંચાશ, વહુજી;
હજાર બારસેં લખો કાપડાં, લોક કરે બહુ આશ, વહુજી.
સોળસેં લખો રેસાં શાળુ, તેલ પાનનો શો આંક, વહુજી;
એ આશરા પડતું મે લખાવ્યું, બાપ તમારો રાંક, વહુજી.
તમને સોળ શણગાર ઘડાવે, બાપ લડાવે લાડ, વહુજી;
ઘટે જમાઇને સોના સાંકળાં, તેમાં અમને શો પાડ, વહુજી.
સહસ્ત્ર મહોર સોનાનિ રોકડી, કહેતાં પામું ક્ષોભ, વહુજી;
ઘરડા અમે માટે ધર્મ લખાવ્યું, ન મળે ઝાઝો લોભ, વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ, વહુજી;
તવ મુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયાં સર્વ કાજ, વહુજી.
ભારે મોટા બે પહાણ લખાવો, જે મેહેતાથી અપાય, વહુજી;
ડોશી કહે શો સોર કરોછો, લખતાં તારૂં શું જાય, વહુજી.

વળણ.

શું જાય લખતાં આપણું, વડસાસૂ વિકરાળરે;
કુંવરબાઈ ચિંતામાં પડી. શું થાશે ગોપાળ રે.

## કડવું ૮ મું. રાગ મારૂ.

ડાટવાળ્યો રે ડોશિયે ડાટવાળ્યો રે;
વડસાસૂ વેરણ થઈ મારી, હરખ હૃદયાનો ટાળ્યો રે; ડોશિયે.
મીઠા વચનની ને થોડા બોલી, હીંડે હરીગુણ ગાતીરે;
પરમારથી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાતી; ડોશિયે.

કાગળ લેઇને કુંવરબાઇ આવ્યાં, પીતાકેરે પાસે રે;
વડસાસુએ વિપરીત લખાવ્યું, કહો હવે શું થાશે; ડોશિયે.
લખેશ્વરીથી ન પડે પૂરૂં, એવું માંહિ લખાવ્યું રે;
સાધુ પિતાને માહા દુઃખ દેવા, મારે સિમંત શાને આવ્યું; ડોશિયે.
સહસ્ત્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણું નહિ લેખું રે;
તાતજી હું તો તમારી પાસે, કોડી એક ન દેખું; ડોશિયે.
પીતાજી તમો પાછા પધારો, અહિં રહ્યે ઇજ્જત જાશે રે;
મેહેતોજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે; ડોશિયે રૂડું કીધુંરે.

* * * * *

વિશ્વાસ રૂદેમાં રાખો તમો, છો વૈષ્ણવની બાળરે;
આપણું એ પ્રતિપાલણ કરશે, શામળિયો ગોપાળ; ડોશિયે.
હરડે હેત દિકરીને આવ્યું, શુણી નાતની વાણીરે;
કુંવરબાઈ ફરિ મંદિર આવ્યાં, વિશ્વાસ ઉરમાં આણી, ડોશિયે.

### કડવું ૮ મું. રાગ ગોડી.

જોજોરે કૌતક કળિજુગનાં, વૈષ્ણવનિ ચેષ્ટા થાય રે;
વાંકાબોલી નાત નાગરી, સહેજે બોલે અન્યાય રે; કૌતક. ટેક.
ભોજન કરવા મેહેતોજી ઉઠયા, સાથે બહુ વેરાગી રે;
ટોળે મળે સહુ નાત નાગરી, જોઇ જોઈ હસવા લાગીરે; કૌતક.
ચાર્યા તિલક ને તુલસીની માળા, છાપો અંગ બિરાજે રે;
વેવાઇનાં રૂપ જુઓરે બાઈયો, કોટિક કંદર્પ લાજે રે; કૌતક.
મલાર ગાશે નહાતી વેળા, વરસશે વરસાત રે;
પ્રસાદ કરતાં થાળ ગાશે, જમશે જાદવનાથરે; કૌતક.
સ્નાન કરી સઉ નાગર બેઠા, જેને જેશું મળતું રે;
મેહેતાજીને નહાવા અર્થે, જળ મેલ્યું કળકળતું રે; કૌતક.
જેમ તેલકઢા તાતી ઉકાળી, સૂધનવાંને તળવા રે;
તેમ વેવાણે જળ ઉકાળ્યું, મેહેતાજીને છળવા રે; કૌતક.
ઉષ્ણોદક ઉનું દેખિને મેહેતે, માગ્યું ટાઢું પાણી રે;
મર્મ વચન મુખ મરડીને બોલી, કુંવરબાઇની જેઠાણી રે; કૌતક.
માગ્યા મેહ વરસે મેહેતાજી, તો અમ પાસે શું માગો રે,
બાજઠે બેઠાં તાળ મગાવી, બોલ રૂદેમાં વાગ્યો રે; કૌતક.

સંભરણ કીધું શામળિયાનું, આલાપ્યો રાગ મલાર રે;
નાગર લોક જોવાને મળિયા, બોલે વંગ ઉચ્ચાર રે; કૌતક.

નરસિંહ મહેતાના માગવાથી વરસાદ વરસ્યો એવી નવમા કડવામાં વૈષ્ણવ પંથના ઉત્તેજન અર્થે ચમત્કારની વાત કલ્પી છે માટે તે મૂકી દીધી છે. તેમાં લખ્યું છે કે નરસિંહ મહેતા જમીને ઘેર ગયા પછીની કથા દશમા કડવામાં છે.

કડવું ૧૦ મું. રાગ સામેરી.

ઢાળ.

વીતી રજની કીર્તન કરતાં, થયો પ્રાતસકાળ રે;
કુંવરબાઈ આવ્યાં પીતા પાસે, હવે મોસાળાની કરો ચાલ રે.
મેહેતોજી કહે પુત્રી જઇને, સગાં સહુને તેડાં કરો;
વિશ્વાસ આણી મંડપમાંહિ, એક છાબ ઠાલી જઇ ધરો.
જ્ઞાત સગાં સહિત પધરાવો, સર્વ કુટુંબ પરિવારજી;
છે વાર જ્ઞાત મળ્યાતણી, નથી મોસાળાની વારજી.
કુંવરબાઇ કહે તાતજી, મને કેમ આવે વિશ્વાસ;
ઠાલી છાબ હું કેમ ધરૂં, થાય લોકમાં ઉપહાસ રે.
મેહેતોજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી;
તારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરી.
મર્મવચન શુણિ તાતનું, સાસુકને આવી વહુ;
મારો પિતા મોસાળું કરેછે, સગાં મિત્ર તેડો સહુ.
ખોખલેપંડે તેડાં કીધાં, મેળવ્યું બાધું ગામ;
વેવાઇ વરગ એણીપેરે બોલે, મેહેતો મુકીને જાશે મામ.
મંડપમાં મેહેતોજી આવ્યા, હાથ ગ્રહીને તાળ રે;
નાગર સહુ ઉભા થઈ, કહે પ્રેમે જેગોપાળ રે.

વળણ.

મગાવી એક છાબ ઠાલી, તે ચોકમાં આણી ધરી;
મેહેતાજીએ શંખ પૂર્યો, વિનતી શ્રીહરિની કરી.

કડવું ૧૧ મું. રાગ મારૂ.

મેહેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી;
લાગ્યાં હસવા ચારે વર્ણ, માંહોમાંહે દે તાળી.

મોસાળાના ઢંગ, વેવાઇયે માંડ્યા;
નાગરના વેહેવાર, એણે સરવ છાંડ્યા.
છાપાં તિલક ને તાળ, જુઓ તુળસી-માળા;
નરસૈંયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા.
જોવા મળિ નાગરી નાત્ય, બહુ ટોળે ટોળાં;
મુખ મરડી કરે વાત, આપશે ઘરચોળાં.
બહુ નહાની મોટી નાર, મંડપમાં મળી;
કરે વાંકી છાની વાત, સાકરપેં ગળી.
મેહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હશિ પરૂં જોતી;
મુખઉપર લળકે સાર, વેસરનાં મોતી.
સજ્યા સોળ શણગાર, ચરણા ને ચોળી;
જોબન મદભરિ નાર, કરે બહુ ઠંઠોળી.
કાને ત્રોટિ જડાવ, ગળાસ્થળ ચળકે છે;
જડાવ ચૂડો હાથ, કંકણ ખળકે છે.
સમિ રહિ ઓઢે ચીર, સણગટ વાળે છે;
અણિયાળાં લોચન, કટાક્ષે ભાળે છે.
છુટે અંબોડે નાર, વેણી લાંબી છે;
ઝાંઝર ઝમકે પાય, કડલાં કાંબી છે.
કેસરતિલક વિશાળ, ભાલે કીધાં છે;
કોઇએ નહાનાં બાળ, કેડે લીધાં છે.
કોઇ જોવા હાલી છાબ, અબળા ઉઠે છે;
કોઇ વહુવારૂ લજવાળ, નણુદી પુંઠે છે.
કો શિખવિ બોલાવે બાળ, વારી રાખે છે;
કો વાંકાબોલી નાર, વાંકું ભાખે છે.
એવાં કૌતક અનેક, સહુકો દેખે છે;
સહજે બોલે અન્યાંય, હરિને લેખે છે.
કુંવરવહુનો બાપ, કરશે મામેરૂં;
હું લેઇશ પટોળી સાર, સાડી નહિ પહેરૂં.
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે;
વેહેવારિયા દશવીશ, ટોપીવાળા છે.

કુંવરવહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડ્યો શંખ, સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મુકો છાબમાં પહાણ, વાયે ઉડી જાશે.
મુક્યો દિકરિયે નિશ્વાસ, આવિ પિતા પાસે;
મેહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે.

વળણ.

વિશ્વાસ રાખ્યે દિકરી, કરમાં લીધી તાળ રે;
કાગળ મૂક્યો છાબમાં, મેહેતે સમર્યા શ્રીગોપાળ રે.

### કડવું ૧૨ મું. રાગ સારંગ.

હાલિ છાબમાં કાગળ ધરી, નરસિં મેહેતે સમર્યા હરી;
વેરાગી સર્વ પુઠે ગાય, નાગરને મન કૌતક થાય.
વાંકાં વચન બોલે વેદિયા, મેહેતો માધવમાં ભેદિયા;
જુઓ છાબમાં મુક્યું સાર, ઓ દિસે કમખાનિ હાર.
તે બોલ અંતર નવ ધરે, મેહેતો સ્તુતિ માધવની કરે;

બારમા કડવાના બાકીના ભાગમાં અને તેરમા કડવામાં વિષ્ણુને માનનારા માણસોને માત્ર ગમે તથા વૈષ્ણવ પંથનો પ્રસાર થાય તેવું લખાણ છે તેથી તે મૂકી દીધું છે. તેમાં જણાવ્યું છે કે નરસિંહ મહેતાના બોલાવ્યાથી કૃષ્ણે તથા તેની પત્નીએ દોશી વાણીઆને વેશે આવી છાબ ભરી. એ વાત બીજા ધર્મવાળા માને નહિ.

### કડવું ૧૪ મું. રાગ મારૂ.

મેહેતે તેડાવી દીકરી, આ જુઓ છાબ સોનૈયે ભરી;
પેહેરાવો સહુ નાત નાગરિ, આવો અવસર નહિ આવે ફરી.
કંકાવટી કરમાં ધરી, સાસુ પાસે વહુ સાંચરી;
હાસ કરી ગરવે ઓચરી, બાઇજી વસ્ત્ર આપો વેહેંચિ કરી.
વૈષ્ણવ કહિને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ;
તમો નંદતા તુળસિ ને તાળ, તેણે વશ કીધા ગોપાળ.
જુઓ કમાઈ દુર્બળ તણી, જીવેછે હરીના ગુણ ભણી;
જો લખ્યાથિ આશા હોય ઘણી, તો માગી લેજો પેહેરામણી.

સાંભળી કુંવરવહુની વાણી, સાસુએ તેડ્યાં ગોર ગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.
પછે નાગરનિ ભિડ ઘણિ ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મેહેતોજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ગડી જરકશિ વાઘાનિ કરી, હેમ સાંકળિ ઉપર ધરી.
વરના મુખ્ય આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પેહેરામણી મનગમતી કરો, રખે પગલું પાછું ભરો.
સજોડે તેડ્યાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દિયર દેરાણી, ખુસટિયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈયો ત્યાં નવનીધ, દીયરિયો બેઠો હઠ કીધ;
પાંચ મોર સોનાની લીધા, પછિ પેહેરામણી ચાલતિ કીધી.
પેહેરામણી નણદિયે અટકાવી, કુંવરબાઇ પિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પેહેરાવીને કિધો નમસ્કાર;
તવ કોપ્યાં વડસાસુ અપાર, સર્વ કુટુંબને કીધો તિરસ્કાર.

વળણ.

તિરસ્કાર કીધો ડોશિયે, હવે પેહેરામણી પેહેરૂં નહી;
એમ કહિ ઊઠી નીસરી, જઇ મંડપ બહાર ઉભી રહી.

### કડવું ૧૫ મું. રાગ મેવાડો.

વડી વેવાણ રીસાયાં જાણી, લક્ષ્મિજી પાસે આવ્યાંજી;
સારૂં ખિરોદક ખાંધે મૂકી, ડોશિને સમજાવ્યાંજી.
જે જે કાર થયો મંડપમાં, ગીત ગાયછે રામાજી;
મોસાળું તે મેહેતાજીનું, બીજા સર્વે ભામાજી.
પોતે પોતાનાં સગાં તેડ્યાં, જેની જ્યાં સગવેડજી;
મનવાંછિત પેહેરામણી દેખી, માંડી તેડાતેડજી.
ઘેરઘેર વાત થઇ નાગરમાં, મેહેતો કરે મામેરૂંજી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પેહેરૂંજી.
ચાર વરણ સહુ ચરણે ચાલી, આવ્યા મંડપમાંહીજી;
પલવટ વાળી શ્રીવનવાળી, તતક્ષણ આવ્યા ત્યાંયજી.

મેહેતોજી ઉભા તાળ વજાડે, ગાય વેરાગી ગીતજી;
વડસાસુ કુંવરવહુને કહે, પેહેરામણીની રીતજી.
શ્રીરંગ ને શામળ મેહેતો, પામ્યાં ધોળાં શેલાંજી;
હેમજી ખેમજી મેહેતાને, દશેક ખાંધે મેલ્યાંજી.
કભાય કોને પામરી પટકા, નામ ન જાય ગણિયાંજી;
કોને મુગટા કોને પિતાંબર, કોને શેલાં શણિયાંજી.
મગીયાં દોરિયા અસાવળી કોને, શેલાં પટુ શાલજી;
ગુછ પેચ પાઘડીયો તોરા, દીસે ઝાંક ઝમાલજી.
પાયજામા નીમા ને જામા, પછેડિ બાળાબંધજી;
વસ્ત્રતણો તો વરસાદ વરશો, જ્યાં દોશી કરૂણા-સિંધુજી.
થરમા ડગલા કોને ફેરા, વેઢ વીંટિયો છાપજી;
દુગદુગી માળા ને માદળિયાં, આપ્યાં મોતિ અમાપજી.
કોને કંદોરા ને કંઠિ પોંચી, કોને સાંકળિ શોહેજી;
કનક કડાં ને કાને કડકજ, દેખીને મન મોહેજી.
પેહેરામણી પુરૂષોને પોહોતી, તેડ્યો અબલા સાથજી;
પિયળ કાઢીને ખાધે મૂક્યાં, પટકુળ નાના ભાત્યજી.
ગંગાવહુને ગજીયાણી સાડી, સુંદરવહુને સાળુજી;
ગોરે અંગે સુંદર શોભે, માંહે કાપડું કાળુંજી.
છબિલીવહુને છાયલ ભારે, ભાત્ય તે રાતી ધોળીજી;
કોડવહુને કલઘેર આપી, પ્રેમવહુને પટોળીજી.
રામકુંવરને, કૃષ્ણકુંવરને, આપ્યા ઉત્તમ ઘાટજી;
છેલવહુને છીંટજ આપી, નાહાની વહુને નાટજી.
પાનવહુ તો પીતાંબર પહેરે, તાકે બચીબાઈજી;
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવર દરિયાઈજી.
શામકુંવરને સોનેરિ સાળુ, સખરવહુ ઘરચોળુંજી;
લક્ષ્મીવહુને લાછાવહુને, લાલવહુને પટોળુંજી.
જશમાંદે જશોદા જીવી, જમુના જાનકિ વહુયેજી;
ચરણા ચોળી ને ઘરસાડી, પેહેરી ઉભાં સહુયેજી.
માનબાઇ ને વેલવહુ ને, રંભાવતી ને રૈયાંજી;
જૂનાં કાઢીને નવાં પેહેરાવ્યાં, હેઠાં મૂકી છૈયાંજી.

છાબની પાસે છબીલો બેઠા. જે જોઇયે તે આપેજી;
મશરૂ ગજિયાં ને ગજિયાણી, ગજ ભરીને કાપેજી.
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળેરા ને ચીરજી;
શોભે સુંદર ભાત્ય નવરંગી, પૂતળિયો ને કીરજી.
સાડી જરકશિની ઓઢણી, ચળકે સુંદર જોરજી;
કેસર છાટચાં ધોળા સાળુ, ફરતી કસબી કોરજી.
ચંદ્રકળા ને મોરવિ શોભે, દરિયાઇમાં દોરજી;
અતલસ પાંચપટા આભૂષણ, સોના રૂપાની મહોરજી.
કોને અકોટી કોને ટોટી, ગળુબંધ બહુ મૂલજી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીશફૂલજી.
કો મેહેતા પાસે માળા માગે, ઉભી રહી કર જોડેજી;
કેટલિએક પોતાનાં બાળક, મેહેતા આગળ ઓડેજી.

વળણ.

ઓડે બાળક જાણે કાંઇ આપે, મનવાંછિત પામ્યા સહૂ;
સાસરિયાંનું મેણું ટળ્યું, પીયર પનોતી કુંવરવહૂ.

### કડવું ૧૬ મું. રાગ ધનાશ્રી.

કોડ પહોત્યા કુંવરવહુના, ભાગ્યું ભવનું મેણુંજી;
મનવાંછિત પહેરામણિ પામ્યાં, જેને જેવું લેણુંજી.
નાગરિ નાત્ય કુટુંબ પાડોશી, ચાકર કોળી માળીજી;
પહેરામણી સહુકોને પહોતી, વાચા પ્રભુએ પાળીજી.
કુંવરબાઈની નણદી આવી, બડબડતી મુખ મોડેજી;
પેહેરામણી કોઇને નવ પહોતી, વેવાઈને અવખોડેજી.
પેહેરામણી પરનાતી પામ્યાં, ઘરનાં માણસ ગયા ભૂલીજી;
એક કટકો કાપડું નવ પામી, પુત્રિ મારી ફુલફૂલીજી.
મને આપ્યું તે લ્યો ભાભી પાછું; રાખડી બંધામણજી;
નામ મેહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણજી.
કુંવરબાઇ પિતાકને આવી, તાત હવે શું થાશેજી;
આટલું ખરચતે મેણું રહ્યું તે, હવે ક્યમ જીવાશેજી.
વીસરી દિકરી નણદીકેરી, નાનબાઇ તેનું નામજી;
છ મહિનાની છે તે છોકરી, એક કાપડાનું કામજી.

નરસિંહ મહેતાએ આ પીડા પણ અદ્ભુત રીતે કૃષ્ણની મદદથી મટાડી એવું વૈષ્ણવમાર્ગને ટેકો આપવાને કવિએ કલ્પ્યું છે. પછી ગ્રંથ સમાપ્તિમાં લખ્યું છે કેઃ—

"વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાતમધ્યે ગામજી;
ચાતુર્વેશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામજી.
સંવત સતર ઓગણચાળો, આસો શુદિ નવમી રવિવારજી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી.

* * * * * *

## નળાખ્યાન.

### કડવું ૧ લું. રાગ કેદારો.

શભૂ-સૂતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં, રૂડો નૈષધનાથ રે.

ઢાળ.

નૈષધરાયની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આર્ણિકપર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, સ્વાતિકવનમોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાશે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાકા પશુપતિયે આપ્યું, પછિ ગયો સુરલોક;
આધી વ્યાધી નહી જરા, જ્યાં નહી સંકટ ને શોક.
યુધિષ્ઠિર રાજા અતિ દુખ પામે, ઉપનો ઉરમાં કલેશ;
પુનરપિ એ પારથ નહિ આવ્યો, કીધો ક્યાંઇ પ્રવેશ.
એવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એવું નામ;
પૂજા કરી ચરણે નમ્યા, તેને આપ્યો વસવા ઠામ.
વાત કરતા ત્યાં રહ્યા, કુંતિસુતકને ઋષિરાય;
રાતે રાતે વારા ફરતા, પાંડવ ચાંપે પાય.
તેણે સમે યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચરણ;
તે સમે અર્જુન સાંભર્યો ને, ભરાયું અંતઃકરણ.

ધર્મરાયને ઋષિ પૂછે, જળે ભિંજ્યા પગ મારા;
શું દુખ છે સત્યવાદી રાજા, નેત્રે વહે જળધારા.
ધર્મ કહે સાંભળિયે સ્વામી, ઉઠી ગયો અર્જુન;
દુખ ઘણું સાલે હૃદયમાં, માટે કરૂંછું રૂદન.
ભીમસેનનિ પાસે જો હું, માગું દાતણ પાણી;
બડબડતો જાય રીસ ચડાવી, મોટું વૃક્ષ આપે આણી.
પ્રાતસામગ્રી નિકુળ પાસે, કદાપી જો માગી;
પહોર દીવસ ચઢિ જાય, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ બતાવું, તો મનમાં આણે રોષ;
મધ્યાન્હે ઘરમાંથી નિસરે, જોતો જોતો જોશ.
દક્ષિણ દિશાયે જોગણી છે, હું જાઉ તો દુઃખ પામું;
પૂર્વ દિશાયે પરવરૂં તો, ચંદ્રમાનું ઘર સામું.
એવી રીતી ત્રણે ભાઇની, મેં તો નવ રહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરિ કો જાય.
વણમાગ્યે વેળાયે આપે, જે જોઇયે તે આણી;
ફળ જળ લેઇ મુખ આગળ મૂકે, તે તો ગાંજીવપાણી.
તેના ગુણ મને નથી વીસરતા, રહ્યો છું હૃદયે રાખી;
સુખ સંતોષ વિના છું સૂનો, હું તો પારથ પાખી.
નિશ્વાસ મૂકી ધર્મ પૂછે, કહોને વૃહદશ્વ રૂખી;
વનવિષે વીજોગ પડિયો, હું સરખો કોઈ દુખી.
રાજ્યાસન ધન ભવન રિધ સિધ, સર્વે બેઠા હારી;
એવું કોઇને થયું હશે જે, પીડા પહોચી ભારી.
વૃહદશ્વ વળતા બોલિયા, તમે શે આણો વૈરાગ;
નળરાજા દુખ પામિયો; નથિ તેનો સોમો ભાગ.
રૂપ બળ ધન રાજ્ય જોતાં, ન મળે તેહ સમાન;
અનેક દુખ તેના જેવું કોણ, ભોગવશે રાજાન.
ભિમકકુમારી નળની નારી, શું કહું રૂપ વખાણી;
તે રાણીને વનમાં છાંડી, જ્યાં નહિ અન્ન ફળ પાણી.
દાસી રૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળ-ગાત્ર;
તેના દુખ આગળ જુધિષ્ઠિર, તમારૂં દુખ કોણ માત્ર.

કરજોડીને ધર્મ પૂછે, કહો મને ઋષિરાય;
નળ દૃખ પામ્યો અતિ ઘણું, તે શું કારણ કહેવાય.
કોણ દેશનો રાજા કહાવે, ક્યમ પરણ્યો દમયંતી;
તે નારીને નળે કેમ છાંડી, કાં મૂકી ભમયંતી.
ઉત્પત્તિ કહો નળ દમયંતીની, અથ ઈતિની કથાય;
દુખિયાનું દૃખ સાંભળતામાં, ભાગે મનનિ વ્યથાય.

ઉથલો.

વ્યથા ભાગે મનતણી, નળ દમયંતીનું ધ્યાન;
વિપ્ર પ્રેમાનંદ વદે, રાય નળતણું આખ્યાન રે.

કડવું ૨ જું. રાગ ગોડીની દેશી.

બૃહદશ્વ વાણી ઉચરે, રાય યુધિષ્ઠિર શ્રવણે ધરે;
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.
તેને શુરસેન બાંધવજન, તે બંનેને એકેકો તન;
રૂપે પૂટડા જેવો કામ, નળ પુષ્કર બેઉનાં નામ.
નળને આપ્યું રાજ્યાસન, પિતા કાકો બેઉ ગયા વન;
રાજ્ય ચલાવે નળ મહામતી, પુષ્કર કીધો સેનાપતી.
દેશે દેશ જીત્યા કરિ ખ્યાત, શત્રુ માત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સરવે નળને ભજે, નળ પુષ્કરે કીધો દિગવિજે.
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમને કીધો સાધ્ય, પુરમાં કોને ન વ્યાપે વ્યાધ્ય.
કનકે ભરિયા બહુ કોઠાર, જેવું ધન તેવો દાતાર;
જાચકનાં દરિદ્ર કાપિયાં, નળે મુખ માગ્યાં આપિયાં.
ભિક્ષુક કહે ભલું નળનું રાજ્ય, દરિદ્ર ગયાં ઓલાઈ દાઝ;
કીર્તિ થઇ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજના પ્રસરે કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;
ઘેર ઘેર થાયે હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન.
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એવો નેમ, માગ્યાં દાન આપે કરિ પ્રેમ.
કોય આવે મસ્તક માગનાર, તે આપતાં ન લગાડે વાર;
ઉત્તર પૂર્વ દક્ષિણ દશ, નળ રાજાનો વાધ્યો જશ.

ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુજથકી વાધ્યો પિત્રાઈ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એમ જાણી આણ્યો વૈરાગ, વનમાં ગયો ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારૂણ વનમાં પોતે પળ્યો.
જઈ સેવ્યું પર્વતનું શૃંગ, તળે વહેછે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું સિંહાસન, પત્રનું છત્ર ધરે રાજંન.
માનસિ રાજ્ય માંડયું વનતણું, કોકિલા ગાન કરેછે ઘણું;
અશ્વત્થ અશ્વ મારે આંગણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
ભુંડ હસ્તી પૃથવી પરસંગ, એ રાજ્ય મારૂં નવ થાયે ભંગ;
કો લુટવા નવ આવી ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણિપેરે માંડયું રાજ્યાસન, અચાલતે વશ કીધું મન;
વૃહદશ્વ કહે કથા એટલે રહી, નળરાજા શું કરતો તહીં.
જ્યારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઈ વિના ભૂપ એકલો થયો;
નિષકંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ નળરાયની ફરે.
માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવરાવે કન્યાનું રૂપ;
શરીર કુળમાં કાઢે ખોડ, કહે નળ મુજ સરખી નહિ જોડ.
બત્રિશ લક્ષણ હોય સંપૂર્ણ, તે કન્યાનો કરૂં પાણી ગ્રહણ;
એમ કરતાં ગયા બહુ દન, એવે આવ્યા નારદ મુનિજન.

વળણ.

નારદમુની પધારિયા, શુણ યુધિષ્ટિર ભૂપાળ;
વીણાપાણિયે નળતણું, કેમ કીધું વેવિશાળરે.

**કડવું ૩ જું. રાગ. રામગ્રીની દેશી.**

એણિ પેરે બોલ્યા વૃહદશ્વ વાણીજી, નળ-ઘેર આવ્યા વિણાપાણીજી;
વીરસેન-સુતે દીધું માનજી, અર્ઘ્યપાદે પૂજ્યા મુનિ ભગવાનજી.

ઢાળ.

પૂજ્યા નારદ આદર આણી, મનમાં આણી પ્રેમ;
અન્યો અન્યે એ સમે, પૂછ્યું કુશળ ક્ષેમ.
રાજ્ય સુનુ દેખી નળનું, નારદજી વળિ પૂછે;
પટરાણી દિસતાં નથી તે, કહો ને કારણ શું છે.

આસન બેસવું નારિ વિણ, તેનો મોટો દોષ;
પ્રતિઉત્તર વિચારિ બોલ્યા, આણિ મનમાં શોષ.
નળ કહે તમે પ્રજાપતીના, પુત્ર વીણાધારી;
જાણતા હશો જે બ્રહ્માજીએ, કહિં નિર્મિ મારે નારી.
સપ્તદ્વીપ નવખંડમાં, છે કન્યા કોટાકોટ;
હું વરૂં એવી નવ મળે, છે કન્યાની ખોટ.
જહાં કૂળ ત્યાં રૂપ નહિ, રૂપ તહાં નહિ ચાલ;
બત્રિશલક્ષણ પૂરણ હોય તો, હું વરૂં તતકાળ.
દેવઋષી એમ ઉચરે જે, એમ ન કીજે ભૂપ;
તારા સરખું નવ મળે, શામાતણું સ્વરૂપ.
એક કન્યા અલૌકિક છે, વેદ જેને વરણે;
તે ઇંદ્રને ઇછે નહી તો, તુજને ક્યાંથી પરણે.
નળ કહે હો મહામુની, તે કન્યાનું કોણ નામ;
કોણ રાયની દીકરી ને, કોણ તેનું ગામ.
નારદ કહે સકળ દેશમધ્યે, ઉત્તમ વિદર્ભદેશ;
ત્યાંનું રૂડું રાજ્ય કરેછે, ભીમક નામ નરેશ.
તેને ત્યાં એક તારૂણી, વંજાવતી નિદાન;
પુન્ય દાન ઘણાં કર્યાં પણ, પેટ નહિ સંતાન.
એવે સમે એક દમન નામે,.આવિયો તાપસ;
પુજા કીધી તેહની, ને જમાડયા ખટરસ.
ઘણા દહાડાની ગઇ ક્ષુધા, ને પામિયો સંતોષ;
ત્રિકાળ-જ્ઞાનિયે જાણિયો, રાણીને વંઝા-દોષ.
તે પૂછિને કીધું ખરૂં, નિશ્ચે નહી સંતાન;
કરૂણા કરીને આપિયું, ત્યાં રાણીને વરદાન.
ત્રણ કુંવર ને એક પુત્રી, હશે રૂપ-ઉદામ;
એંધાણ રાખે એટલું, જે મારે નામે નામ.
એવું કહિને રૂષીજી વળિ, પામ્યા અંતરધાન
કેટલેક દિવસે આવિયાં, તે રાણીને સંતાન.
દમન દંતુ દુરદ દમયંતી, નામ તેહનાં ધરિયાં;
હરખ પાંમ્યો ભૂપતી ને, બાળક ચાર ઉછરિયાં.

દમયંતી જે દીકરી, મુખ વરણવી નવ જાય;
અંગતણી તો ઊપમા નળ, કશીયે નવ અપાય.

વળણ.

ઉપમા કશી અપાય નહિ, એમ બોલ્યા વેણાધારી;
નળ કહે નારદને તેનું, રૂપ કહો વિસ્તારીરે.

કડવું ૪ થું. રાગ રામગ્રી.

નારદનાં વચન શુણી, બોલ્યો નૈષધનો ધણી;
ભીમ'તણી કુંવરી, કહો કેવી છે ધૃટડી.

ઢાળ.

ધૃટડી કેવી દમયંતી છે, કહો તેનું વખાણ;
કહે નારદ તમે સાંભળો, વિરસેન-સૂત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્‌ભુત સુંદર વેષ;
તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂંછું વરણન;
જેમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક-સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માયે એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણ ભાવ ન પહોતો;
દમયંતિ હમણા અવતરી, ચંદ્ર પહેલો નહોતો.
નારદ કહે બ્રહ્માજીયે, સઉ પેહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વૈદર્ભ નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.

નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પેહેલી ચતુરા, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભૃકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયા, ધારી શક્યા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળિ;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મહોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકૂળ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્ત-કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
દમયંતીનું ઉદર દેખી, સુકાયું સરોવર.

**વળણ.**

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.

## કડવું ૫ મું. રાગ સામેરી.

દમયંતી છે દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારૂણીની તોલે;
દમયંતી દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા; ટેક.
જોઇ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી; દમયંતી.
રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરેછે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી; દમયંતી.
પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો; દમયંતી.

વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઇ નથી નિપજિયું; દમયંતી.
હવે શણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ; દમયંતી.
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચૂની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખળાશું પડે વઢી; દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુગતા-હાર છે બે સંગ;
શકે ગિરી કરીને ભંગ, સ્તન મધ્યે વહેછે ગંગ; દમયંતી.
બાંયે ઓઢણી રહિછે ઉડી, ખળકે કંકણ ને કર ચૂડી;
રૂપે રતિ તો સંભ્રમે બૂડી, એવી કોઇ મળે નહિ રૂડી; દમયંતી
વાજે નેપુરકેરો ઝણકો, અંગુઠે અણવટનો ઠણકો;
અંગુળિયે વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણકો; દમયંતી.
જેણે દમયંતી નવ જોઇ, તેણે ઉમર એળે ખોઈ;
જાણે કાયા કનકની લોઈ, એવી બીજી ન જગમાં કોઈ; દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી; દમયંતી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહેલા મનમાં નવ ધરે;
અશ્વિનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે; દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારીમાત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું; દમયંતી.
જોગી થઈ તજ્યું હશે સર્વસ્ત, તીર્થે નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત; દમયંતી.
વખાણ સાંભળિને સબળ, રૂધિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ; દમયંતી.
નારદ કહે મારૂં કહેણ ન લાગે, હું નવ જાઊં તારે માગે;
મને મોહનાં બાણજ વાગે, બ્રહ્મચર્ય વ્રત. મારૂં ભાગે; દમયંતી.
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજાન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વન્હિ સમાન; દમયંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન શામવે, મંત્રી કહે શું થાશે હવે; દમયંતી.

વળણ.

હવે શું થાશે કહે મંત્રી, વિચારેછે મન રે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેશી, નળરાય ચાલ્યો વન રે;

કડવું ૬ ઠું. રાગ વસંત.

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વન્હિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા; અનંગ. ટેક.
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર; અનંગ.
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય; અનંગ.
વૃક્ષ વારૂ ચારોળીનાં, ચંદન ચંપા અનેક;
નાનાવિધના પુષ્પને ભારે, વળી રહ્યાં છે વંક; અનંગ.
મોગરો મરડાઇ રહ્યો ને, મગી અરણી ને મરેઠી;
આંબલિ આવળ ને અગસ્તિયા, એખરા ને અરીઠી; અનંગ.
કદળી થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગ લતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષ વેલડી; અનંગ.
નાળીકેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળિ ફાલસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર; અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ;
અશ્વથિ ઉતરી નળરાજાયે, વન નિરખ્યું ચોપાસ; અનંગ.
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા, ઝૂલે ઝુમખાં દ્રાખ; અનંગ.
સુંદર કુમુદનિ સરોવરમાંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તેં બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી; અનંગ.
શીતળ વાયૂ વન્હી સરખો, લાગે રાયને તન;
નગ્ન વૃક્ષ છે કદળીનાં તેને, દેતો આલિંગન; અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઇ, મોટો મેગળ ત્રાડે; અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવરણનાં છે અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ; અનંગ.

નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દિશ અનુક્રમી;
આવિ કનકની જાત પંખીની, બ્રહ્માયે ક્યારે નિરમી; અનંગ.
એકે હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુખ-દહાડા ખોઇ નાંખું; અનંગ.
શર પ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન; અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથિવીમાંય;
વૃક્ષતણે થડ નિદ્રા કરીને, ઊભો છે એક પાય; અનંગ.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રૂંધન કરિયો; અનંગ.
દ્રુમ થડ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુ લાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો; અનંગ.

વળણ.

ઝાલ્યો પંખી ઝબકી ઉઠયો, કિધો નળને ચંચ પ્રહાર;
પછે પોતાની વાણિયે કરીને, કરવા લાગ્યો પોકારરે.

**કડવું ૭ મું. રાગ મારૂ.**

પછે હંસે માંડયો વિલાપ, પાપી માણસરે;
શું પ્રગટયું મારૂં પાપ, પાપી માણસ રે.
એ કાળા માથાનો ધણી, પાપી માણસ રે;
તેને નિર્દયતા હોય ઘણી, પાપી માણસ રે.
એ તો જીવને હણે તતખેવ, પાપી માણસ રે;
હવે હું મુઓ અવશ્યમેવ, પાપી માણસ રે.
ટુંપી નાંખશે મારી પંખાય, પાપી માણસ રે;
મને શેકશે અગ્નીમાંય, પાપી માણસ રે.
કોણ મૂકાવે કરિ પક્ષ, પાપી માણસ રે;
મારે મરવું ને એને ભક્ષ, પાપી માણસ રે.
કાંઇ મુજ સરખું જે રતન, પાપી માણસ રે;
તે તો એળે થાશે નિધન, પાપી માણસ રે.
ટળવળિ મરશે મારિ નાર, પાપી માણસ રે;
તે જીવશે કોને આધાર, પાપી માણસ રે.

ત્રણ્યો નારિયે દીઠો નાથ, પાપી માણુસ રે;
ધાયો સર્વે સ્ત્રીનો સાથ, પાપી માણુસ રે.
નળ ઉપર ભમે સ્ત્રી-વૃંદ, પાપી માણુસ રે;
અતિ કરવા લાગી આક્રંદ, પાપી માણુસ રે.
હંસણીયે દીધો શાપ, પાપી માણુસ રે;
તારી સ્ત્રી આમ કરજે વિલાપ, પાપી માણુસ રે.
હંસ નારીને કહે વચન, પંખિણિ સાંભળો રે;
તમે જાઓ સ્વર્ગભુવન, અહિંથિ પાછાં વળો રે.
જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, પંખિણિ સાંભળો રે;
તે અક્ષર નવ ધોવાય, અહિંથિ પાછાં વળો રે.
કેમ છુટિયે કર્મના બંધ, પંખિણિ સાંભળો રે;
આપણે એટલો હશે સંબંધ, અહિંથિ પાછાં વળો રે.
જ્યારે અણઘટતું કિધું અમે. પંખિણિ સાંભળો રે;
મને વારી રાખ્યો નહિ તમે, અહિંથિ પાછાં વળો રે.
આપણે વસતું વૃક્ષે વ્યોમ, પંખિણિ સાંભળો રે;
મેં નિદ્રા કીધી ભોમ, અહિંથિ પાછાં વળો રે.
જે કોઇ થાશે સ્થાનકભ્રષ્ટ, પંખિણિ સાંભળો રે;
મારી પેઠે પામશે કષ્ટ, અહિંથિ પાછાં વળો રે.
સઉને દેઉછું શીખામણ, પંખિણિ સાંભળો રે;
તમે ધરણિ ન મૂકશો ચરણ, અહિંથિ પાછાં વળો રે.
એમ કહેતો સ્ત્રિને ભરથાર, પંખિણિ સાંભળો રે;
દેખિ નળે કિધો વિચાર, અહિંથિ પાછાં વળો રે.
પંખિ સઉ પામેછે રોષ, પંખિણિ સાંભળો રે;
એમાં હુંને દેછે સઉ દોષ, અહિંથિ પાછાં વળો રે.
તમે હંસ ધરો વિશ્વાસ, પંખિણિ સાંભળો રે;
હું તો નહિ કરવાનો નાશ, અહિંથિ પાછાં વળો રે.

વલણ.

નહિ કરવાનો નાશ હું, એવી વાણી નળે કહી;
વચન શુણી નળનાં પછે, હંસને વાચા થઈ.

## કડવું ૮ મું. રાગ મારૂ.

મનુષ્યની પેરે પંખિ બોલ્યો, મને મૂકી ઘો એકવાર;
પ્રાણદાન આપે મુજને તો, કાંઈ કરિશ ઉપકાર.
મૂક્ય મને સઉ રૂદન કરેછે, આ મારી સુંદરી;
આસના વાસના કરૂં એમની, આવિશ તુજકને ફરી.
વચન શુણીને વિસ્મય પામ્યો, અલ્યા નહીં હું ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગિ નહિ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માનાં વાહન;
આકાશ અવની એક થાય તોય, મિથ્યા ન બોલું વચન.
નળ કહે હું વિરસેન-સુત છું, નૈષધ મારૂં ગાંમ;
દેશપતી ક્ષત્રી હું કેવળ, નળરાજા એવું નામ.
હુંથી કાંઈ વિઘન નહિ થાયે, પ્રાણનિ પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારૂં બોલ્યું રઢિયાળું.
ખટપટ ટાળ્ય તું મરણની, રખે આણતો મન શોક;
એવું જાણિને રહો અમ પાસે, જવાની આશા ફોક.
પક્ષી કહે પુણ્યશ્લોકજી, મારિ માતા રોઇ મરશે;
હું એકલોછું તેહને, તે કોને જોઇને ઠરશે.
એક સહસ્ત્ર રૂએછે નારી, ત્રણ્ય છે પટરાણી;
તતક્ષણ તજશે પ્રાણ તે સઉ, મારૂં બંધન જાણી.
વાલી સ્ત્રીયે પુત્ર પ્રસવ્યોછે, તેનું મુખ નથિ જોયું;
અરે નળરાજા હું રાંકનું, તેં સુતનું સુખડું ખોયું.
આપણ બન્યો મીત્ર થયા, તેના સુર્ય દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, નવ પાળું વાચા ભાખી.
ગુરૂદ્રોહી ને મિત્રદ્રોહી, તેનું પાતક મુજને;
જો નારીને મળિ આવીને, શિર ન નમાવું તુજને.
ત્રાહ્ય ત્રાહ્ય કરિને નળ બોલ્યો, હું મુકુંછું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સત્યતણો વિચાર.
પ્રતિજ્ઞા માટે મૂકુંછું, મળવા તારી નાર;
નહિ આવે તો કટક ચડાવિશ, કઢાવું નાસ્ય બહાર.

એવું કહિને પંખી મૂક્યો, તે ઉડી ગયો આકાશ;
રૂદન ન કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શામાને, સમજાવી સર્વ સુંદરી;
સંતોષી નારીને આવ્યો, નળકને પાછો ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરિ આવે લોચન;
તેમ રાયનું હંસ દેખીને, હરખ્યું અતિશે મન.
ભૂપ કહે આ કાળ વિષે, તું પંખી બહુ સત્યવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વાલા હશે ભગવંત.
હસ કહે હો ભૂપતી, સાંભળો મારા મિત્ર;
બોલ્યું વાક્ય ન પાળિયે, કાગ કરતાં શો અંત્ર.

વળણ.

અંતર શો અમો કાગ કરતાં, જુઓ અમારી પેર;
પછે હંસ સાથે અશ્વે બેશી, નળરાય આવ્યો ઘેરરે.

કડવું ૯ મું. રાગ દેશાખ.

નળરાય મંદિર આવીયા, શુભ હંસ સાથે લાવીયા;
સેના સગળી સામી જાય, દેખિ હંસને વિસ્મય થાય.
એણિ પેરે પુછે પ્રધાન, આ વસ્તુ ક્યાં પામ્યા રાજાન;
નળ કહે સરોવર માન, ત્યાંથિ મુજને આપ્યો ભગવાન.
એ તો મારો થયોછે વીર, એવું કહિ આવ્યો મંદીર;
કિધું કનકતણું પિંજર, હંસને રહેવાનું ઘર.
એકઠા બેશિ બંન્યો જમે, દ્યૂત ક્રીડા તે રસિયા રમે;
અન્યો અન્ય કાઢી લે તંબોળ, મુખે વાણિ બોલે કલ્લોલ.
હંસ વીના ન ચાલે ઘડી, પ્રેમ રેણશું પ્રીતડિ જડી;
અશોકવાડીમાં એકવાર, બેઠા બન્યો ગુણ-ભંડાર.
હંસે વાત વિરહની કરી, નળને દમયંતી સાંભરી;
ડુમો ભીંજ્યો અકસ્માત, નેણે કીધો આંસૂ-પાત.
હંસ પૂછે હો મારા વીર, તારે લોચન કાં વહે નીર;
નળ કહે શું પૂછે મને, એટલિ સૂજ શું નહિ હોય તને.
પરણ્યા કુંવારા ન જાણ્યા અમો, ઘરમાં ભાભી દીઠી તમો;
હંસ બોલ્યો કરને ધરી, મેં જાણ્યું ભાભિ પીયર વશી.

કુંવારા નવ જાણું માટ, શું પૃથિવિમાં કન્યાનો ડાટ;
પોતાની પાંખે લોહ્યું જળ, હંસે રોતો રાખ્યો નળ.
મરકલડું કરી મહિપતી, મિત્ર શું બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વિસરી ગયા.
તેં કહ્યું મુકો એકવાર, હું કાંઇક કરિશ ઉપકાર;
એ બોલ ક્યારે પાળશો, મોટું દુઃખ ક્યારે ટાળશો.
વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઇ સોંપો કાજ;
મહા કઠણ જો કારજ હશે, તે હું સેવકથી સઉ થશે.
નળ કહે તમો કરો સર્વથી, મારિ જીભ ઉપડતી નથી;
કપરૂં કામ મેં ક્યમ હેવાય, કદાપી થાય કે નવ થાય.
ન થાય તો નવ પામશો ખેદ, લાજશો નહિ ઘેર આવજો વેદ;
હંસ કહે અમથો નહિ વળું, હું રિસાવાનું નહિ પૂતળું.
ચોદ લોકમાં ગયાની ગત્ય, તારૂં કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખી જન, કાયા સોનાની ચાંચ રતન.
એવી તમારી દીસે કાય, ક્યાંથી વર પામ્યા તમે ભાય;
હંસ કહે સાંભળિયે નળ, સરોવરમાં સોનાનાં કમળ.
અમારે ભોજન કરવું તેહ, જેવું જમિયે તેવી દેહ;
પાળ પગથિયે જડ્યાં રતન, ત્યાં ચાંચ ઘસું પંખિજન.
તેની વળગી છે રેખાય, માટે રત્ન જડિત ચંચાય;
હવે ન પૂછશો આદિ વાત, કામ શું છે કહોને ભ્રાત.
નળ કહે વિદર્ભા દેશ, કુંતલપૂર ભિમક નરેશ;
તેને દમયંતી દીકરી, કારણ રૂપે તે અવતરી.

**વળણ.**

અવતરી તે કારણ રૂપે, વણ દીઠે મોહ થયો મને;
તે નારિનો વિવા મેળવો, હું માગું છું તમ કને.

**કડવું ૧૦ મું. રાગ રામગ્રી.**

હશી બોલ્યો વિહંગમ વાણીજી, એ શું માગ્યું ભાર બહુ આણીજી;

**ઢાળ.**

માગિ માગિ ને શું રે માગ્યું, દમયંતી એક નારી;
દેવ કન્યા આણિ આપું તો, કવણ ભિમક કુમારી.

વિદ્યાધરી ને ગાંધ્રવી, તે હોય રૂપ-નિધાન;
તે નારીના રૂપ આગળ, દમયંતિ મુકે માન.
કોટિ મુગધા પરણાવું, પદમની ગૌરવ ગાત્ર;
તેનિ કાંતિ આગળ દીસે, દમયંતિ દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેશી નાગ કન્યા કહે તો, આણી આપું ભૂપાળ.
નળ કહે હું સકળ કન્યા, પામ્યો પંખીરાય;
કોટિ કારજ તેં કર્યાં, મેળવ વૈદર્ભિ વિવાય.
એક માસનો વાયદો કરિ, ઉડ્યો હંસ સુજાણ;
નળ કહે મને ત્રીશ દહાડા, ત્રીશ જુગ પરમાણ.
આઠ દિવસની અવધ્ય કરીને, કહેતો ગયો ગુણવાન;
પીઠી ચોળજો નળરાજા તમે, તત્પર કરજો જાન.
ભૂપ કહે આ પ્રાણ તે, હંસ નામે કહેવાય;
હું તો તુ વિના એવો સૂનો, જેમ પ્રાણ વોણી કાય.
એવું જાણી વિલંબ જો કરો, રખે પશુનો સ્નેહ;
અવધ્ય ટળશે આવ્યાની તો, પડશે મારો દેહ.
વિશ્વાસ આપી વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે દહાડે આવિયો, વૈદર્ભ કેરે દેશ.
ભિમકરાયના ઘરનિ વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડીમાં હંસે આવી, લીધું નળનું નામ.
ચંદ્રમા તે માથે આવ્યો, છે પુન્યમ મધ્યજામની;
સખી સાથે દ્યૂત રમતી, છે દમયંતી ભામની.
તેણે સમે હંસે આવી, વખાણ્યો નળ રાજાન;
શબ્દ સુંદર સાંભળી, શામાએ ધરિયો કાન.
હરિવદનીએ હંસ જોયો, બેઠો ચંપક-છોડ;
આ શું સોનાનું સાવજડું, થયો ઝાલવાનો કોડ.
શોભતું ને બોલતું, નળનું કરે વખાણ;
એ પંખિ કર ચડે નહીં તો, તજું મારા પ્રાણ.
અબળા તે હેઠી ઉતરી, કાડ્યાં ઝાંઝર અંતરિયાળ;
હંસે દીઠી કામની ત્યારે, બેઠો નીચી ડાળ.

આડી અવળી દોડે અબળા, ઝાલવાને ઉપાય;
હાથમાંથી હંસ નાસે, ચપળ નવ ઝલાય.
પંખિ કહે રે પ્રેમદા, અમો કમળના રહેનાર;
મને નળ વિણ કોઈ ન ઝાલે, તું કોણ ઝાલણહાર.

વળણ.

તું કોણ ઝાલણહાર મૂરખ, તને ક્યાંથિ નળની સુધ્ય;
વચન શુણીને વિનતાયે કરિ, ઝાલવાની બુધ્યરે.

### કડવું ૧૧ મું. રાગ મારૂ.

ચતુર ભીમકની કુંમારી, તેણે અકળિત વાત વિચારી;
નથિ હંસ દેતો મને સાવા, પણ નહિ દેઉં એને જાવા.
પંખી ધીરે કમળને કાજે, મને હાથ આપ્યા મહારાજે;
જોગવાઈ જગદીશે મેળી. મારી કમળ જેવી હાથેળી.
શરીર સઘળું ક્યાં સંતાડું, પાણ પંકજ એને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચ્ચામાં આવી.
માથે મુક્યું પલાશનું પાન, વિકાશિ હાથેળિ કમળ સમાન;
મધ્યે મુક્યું જાંબૂનું ફળ, જાણે ભમર લેછે પરિમળ.
પોતે નાસિકાયે ગણગણતી, ભામા ભમરની પેરે ભણતી;
હંસે હરિવદનીને જાણી, નહિ પંકજ પ્રેમદાનો પાણી.
જઈ બેસું થઈ અજ્ઞાન, મરણાવવો નળરાજાન;
આનંદ આણિ અંબુજભણિ ચાલ્યો, બેસતામાં અબળાયે ઝાલ્યો.
દમયંતિ કહે ઉડિ કાં ન નાઠો, અલ્યા ગારૂવો થઇ શું ગાઠો;
મને દોડાવિ કીધી દુઃખી, મુઆ તેં મને નહિ ઓળખી.
તોય અવગુણ નહીં વિચારૂં, બાપના સમ જો નહિ મારૂં;
હંસ કહે શું જાઓછો. ફૂલી, નથિ બેઠો હું ભરમે ભૂલી.
તુંમાં પરાક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે હાથેળિ હણું;
દમયંતિ કહે હંસ ભાઈ, તારે મારે થઇ મિત્રાઇ.
અન્યો અન્યે બોલ સાં. દીધો, હાથથી મુકી ખોળે લીધો;
તમે વખાણ કીધું સબળ, તે બૈયા કોણ છે નળ.
તેનાં કોણ દેશ માત તાત, તેની કહો વિસ્તારિને વાત;
હંસ બોલ્યો મૂખે હશી, કન્યા ઘેલી દિસેછે કશી.

નળીના ગુણ બ્રહ્મસભામાં ભણાય, નળ વિષ્ણુ આગળ વખણાય;
એ બૈયા મોટા ચતુર સુજાણ, તે હું નળનું કરૂંછું વખાણ.
નળ દીઠો નહીં તે રોઝ, સાંભળ્યો નહિ તે પ્રખડોજ;
નવ જોયો તેનાં નેન કેવાં, મોર-પીછ ચાંદલા જેવાં.
એટલામાં તો ચિત હરિ લીધું, મન મહિલાનું વિહ્વળ કીધું;
બેહુ કરજોડી દમયંતી, હંસને પાયે નમયંતી.
હું તો પૂછુંછું બીતી બીતી, નળનિ કથા કહો અથ ઈતી;
છે બાળ વૃદ્ધ જોબન દામ, શે પ્રકારે ધર્યું નળ નામ.
તમે આવડો છૂએ વરણ્યો, તે છે કુંવારો કે પરણ્યો;
એવાં વચન તેનાં સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથિ કન્યા, મોટો બ્રહ્માનો છે અન્યા;
અમો કોટિક નારી નરખી, નથિ નળને પરણવા સરખી.
એક વાર બ્રહ્માયે શું કરિયું, સકળ તેજનું પાત્રજ ભરિયું;
તે તેજનો ઘડચો નળરાય, રજ વાધિ પાત્રને માંય.
તેહની એક થપોલિ હવી, તેનો આકાશે કીધો રવી;
સાંજે વહાણે નળ નીસરે, તેજવંત તે વનમાં ફરે.
સૂર્ય બિહિનો જાંખી કાઢે કોર, સાંજે વહાણે ટાઢે પહોર;
ઘરમાં અદૃષ્ટ થાય રાજાન, ત્યારે નિશ્ચે તપે મધ્યાન.

વળણ.

મધ્યાને નળ જાય ઘરમાં, માટે સુરજ તપે ઘણું;
હંસ કહે હો દમયંતી શું, વખાણ કરૂં તે નળતણું.

### કડવું ૧૨ મું. રાગ જેતશ્રીની દેશી.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
પણ નળનિ જોડે મીઢવું, એવો મહિતળમાં કોઇ નહી.
જુગમ રવિસુત રૂપ આગળ,* જાય નાંખી વાટ;
ગંભીરતાયે વરણવું પણ, અરણવમાં ખારાટ; *તુલના કો નહીં.
શીતળતાયે શશી હાર્યો, મૂકિ કળા પામ્યો કષ્ટ;
તેજથકો આદિત્ય હાર્યો, ફરેછે મેરૂને પૃષ્ટ; તુલના કો નહી.
ઈશ્વર-યુધથી ઇંદ્ર હાર્યો, કરે ઉપાય તે લાખ;
નળ આગળ મહિમા ગયો, માટે મહાદેવ ચોળે રાખ; તુલના કો નહી.

નૈષધરાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય;
રખે આપણિ સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય; તુલના કો નહીં.
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લેઇ પાણિમાં પેઠા, બેઠા શેષને વાંસે; તુલના કો નહીં.
હીમસુતાને હર લેઈ નાઠા, ગયા ગૂફામાંય;
સહસ્ત્ર આંખ્ય ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય; તુલના કો નહીં.
સિદ્ધિ બુદ્ધિને ધીરે નહીં, રાખે ગણુપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઇ નાઠા, જઈ રહ્યા વનવાસ; તુલના કો નહીં.
પાતાળમાં લેઈ પદમનીને, વશિયા વરૂણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વન્હિયે, ધર્યો અડતાળિસ રૂપ; તુલના કો નહીં.
ચંદ્ર ને સૂરજ નાઠા ફરેછે, રખે વરતી નારિ;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારિ; તુલના કો નહીં.
હંસ ભણે હો ભામની, એમ સહુએ શામા સંતાડી;
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી; તુલના કો નહીં.
પૂરૂષને અદેખાઇનું બળતું, નારીને દહે કામ;
અનળ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ; તુલના કો નહીં.
જપ તપ તીરથ જેણિયે કર્યાં હશે, સેવ્યો હિમ પર્વત;
તે નારી નળને પરણુશે, કાશિયે મુકાવ્યું કરવત; તુલના કો નહીં.
બ્રહ્માજીની સૃષ્ટિમાંહે, ન મળે જાચક રૂપ;
નળને રૂપે દરિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ; તુલના કો નહીં.
ત્યારે દીન થઈ દમયંતિ બોલિ, નિર્મળ નળ ભૂપાળ;
જ્યમ ત્યમ કરતાં મારૂં ભાઇ, મેળવો વેવીશાળ; તુલના કો નહીં.
હંસ કહે એ ફોગટ ફાંફાં, વામણો ઇછે આંબા-ફળ;
તેમજ તુજને ઇછા થઇ, ભરથાર પામવા નળ; તુલના કો નહીં.
હજાર હંસ ફરે મુજ સરખા. નળરાજાના દૂત;
ખેપ કરી પરણાવિયે અંતે, તૂંજ સરીખું ભૂત; તુલના કો નહીં.
વચન શુણી વિહંગમનાં, અબળાયે મૂક્યો અહંકાર;
ભુંડા એમ શું મુજને નિંદેછે, આપણે મિત્રાચાર; તુલના કો નહીં.
સ્નેહ છે સત્સંગનો, એમ વેદ વદેછે ન્યાય;
એવું જાણી પરણાવ્ય નળને, લાગું તારે પાય; તુલના કો નહીં.

વળણ.

પાય લાગું ને નળ માગું, હું આવી તારે શરણુ;
નહિતો પ્રાણ મારા જશે, પંડ પડશે ધરણરે.

**કડવું ૧૩ મું. રાગ વેરાડી.**

હંસ ભણે હો ભગની મારી, ભીમકરાજ કુમારી;
નિશ્ચે નળ તુજને પરણાવું, મને દયા આવેછે તારી; હંસ ભણે.
અમો મળ્યાને પ્રાણ આપિયે, પૂરિયે મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાંખિ ઊંચા નીચા પાશ; હંસ ભણે.
એક જડીબુટિ સુંઘાડું નળને, તતક્ષણ થાશે ઘેલો;
આતુરો આવી રહેશે ઉભો, વેલો સરવથી પેહેલો; હંસ ભણે.
નળને તું નિરધાર પરણજે, એ મારો સંકેત;
રખે તું ત્યાર પેહેલી પરણે, ત્યારે હું થાઉ ફજેત; હંસ ભણે.
આવશે નળનાં રૂપ ધરીને, છે દેવ મોટા ઘાતી;
વણ તપાસે રખે વરતી, ડાહી થઈને વહાતી; હંસ ભણે.
નળ અમરમાં વેરો શો છે, ઓળખાવું તે વેષ;
દેવ રહેશે અંતરિક્ષ ઉભા, ન મળે મેષોનમેષ; હંસ ભણે.
સ્વયંવર તું ઘેર રચાવે, વળિ કરજે એક વાનું;
તારો તાત તે નોતરૂં મોકલશે, તું પત્ર લખજે છાનું; હંસ ભણે.
હંસરાયનાં વચન શુણીને, વામા કરેરે વિદાય;
જાઓ કહેતાં મારી જીભ કપાયે, ગયા વિના કામ ન થાય; હંસ ભણે.
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વન્હિ સમાવો;
વિરસેનસુતને વીવા અરથે, વીરા વેલો લાવો; હોરે વિહંગમ.
તારા વોણી નળને વિજોગે, એ બે દુઃખે હું દુખાળી;
અન્ન ન ભાવે નીદ્રા ન આવે, મેળાપ તમારા ટાળી; હોરે વિહંગમ.
વિશ્વાસ આપિને વાત વિવાની, રખે જાના વિસરી;
સ્વયંવરમાં નળ નહિ આવે તો, પ્રાણ જાશે નીસરી; હોરે વિહંગમ.
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતું;
મોટું પુન્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથિ બળતું; હોરે વિહંગમ.
મારાં માત પિતા ને ભાઈ; તેને લાજું કહેતી;
કેમ કહેવાય પરણાવો નળને, મને કહે સઉ અલેતી; હોરે વિહંગમ

ગુહ્ય વાત તે મિત્રને કહિયે, વાલાંની હોય ચોરી;
વણુ રોગે આ વપુનિ વેદના, તું હંસ જાણે મોરી; હોરે વિહંગ.
તારી આશા સુતરને તાંતણે, પ્રાણ રહેશે વળગી;
વીવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી; હોરે વિહંગ.
વિશ્વાસ ઘાતનું પાતક મોટું, તમો ડાહ્યાને શું કહિયે;
વૃદ્ધનિ વાત કરીને જાઓછો, નથિ કરિ નાને છૈયે; હોરે વિહંગ.
હંસ ભણે હો ભગની મારી, નિશ્ચે રહેજે વિશ્વાસે;
એવું કહીને ખગ ગયો, ઊડીને આકાશે; હોરે વિહંગ.
આવી ઊભો નળની પાસે, પૂછે વાત જે વીતી;
સમાચાર કહ્યા હંસે ત્યાં, નળને તે અથ ઈતી; હોરે વિહંગ.
પંખી કહે હો પુણ્યશ્લોકજી, બીજી વાત શી કરૂં;
દશ પાંચ દિવસમાં આવ્યું જાણજે, પરણવાનું નોતરૂં; હોરે વિહંગ.

વલણ.

નોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત ભ્રાતને કહી;
વેવિશાળ મળ્યું દૂત ફળ્યું, તેમાં કાંઈ સંદેહ નહીરે.

**કડવું ૧૪ મું. રાગ મલારની દેશી.**

બંન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નગ ભૂપાળજી;
વીર વિહંગમ કહોને વારતા, ક્યમ થયું વેવીશાળજી.
નામ ઠામ ને ભૂપ રૂપ ગુણ, ગોત્ર ને આચરણજી;
સર્વાંગે સંપૂરણ શામા, માન્યું અંતસકરણજી.
કેમ ગયો કેમ દૂત થયો તે, વાત કહો મને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજસાથે, લજ્જા મનની છાંડીજી.
પંખિ કહે સાંભળિયે સ્વામી, કન્યા વરણ વિવેકજી;
શેષ છેક પામે નહિ સ્તવતાં, . શું કરૂં જીભ્હા એકજી.
કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવેજી;
શું વૈકુંઠ આણ્યું પૃથ્વીમાં, અમરાપુરીને લજાવેજી.
ચારે વરણ ધરમને પાળે, ઇછે હરિયે કાંઇ કરતેજી;
સુખ નિવૃત્તિ નિર્ભે પ્રજાને, આણ ભિમકની વરતેજી.
આનંદ ઉછવ વાજિત્ર વાજે, ઘેર ઘેર હરિની સેવાજી;
વાસ વિષ્ણુ વિરંચી ઇછે, વાસવ સુખને લેવાજી.

વિદ્યા મુકાવી નીશાચરની, તે શીખ્યા નિશાચર કામજી;
જુગ્મ કપાટ વિજોગી પુરમાં, જુઆં રહે અષ્ટ જામજી.
કર્મ ત્યાગ પારધિયે કીધો, ગુણકાએ ગ્રહી લજ્જાજી;
ઉચાટ એક અધર્મિને ત્યાં, સકંપ ધ્રુજે ધ્વજાજી.
ભવન ભારે ભૂપ ભિમકનાં, તે ત્રણભુવન વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી.
સપ્ત ભોમ્ય તે વ્યોમ પ્રમાણે, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ત્ર નારી આયુધ ધારી, કરે કન્યાની રખવાળીજી.
ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડીજી;
ફનસ ફોફળ ને વળી શ્રીફળ, સાખ આંબા શેલડીજી.
બીલી કોઠી દ્રાખ દાડમડી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજૂર ને લવિંગ-લતા છે, ખારેકોનાં ખેત્રજી.
શીતળ જળ કમળ કેતકી, કુસુમ પૂરણ કુંજજી;
મળિયાગર મોગરા માલતી, ત્યાં ભમર કરેછે ગુંજજી.
વેલા વાલોળ પરવળના વળિ, શીતળ વાય સમીરજી;
રેણિયે પંખી વાણી બોલે, ડોલે ગેરગંભીરજી.
સાગ સીસમ સરગુવા સાદડી, તાળ ને તમાલજી;
કણેર બાબચિ બદામ બદરી, જાવંત્રી જાયનાળજી.
વાડ વાટિકા વંક વળામણ, બોરસડી બીજોરીજી;
વેલડી સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી.
તે વનમાંહે હું ગયો ને, હવો હરખ પૂરણજી;
વૃક્ષ જૂથમાં પેઠો જઇને, ગુપત રહીને વરણજી.
દાસી સર્વ થઇ નીદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયંતિયે દ્યુત આરંભ્યું, સખી માધવી સાથેજી.
તે સમે મેં તમને વરણવ્યા, શામાયે ધરિયો શ્રવણજી;
ઉઠી બાળા અટારિયે આવી, જોતી નેત્રની ક્ષણજી.
પાસે દાસી બંન્યો રાખી, ચતુરાં ચોદશ બાળેજી;
આ વનમાં કોઈ જન આવ્યોછે, બોલી કરે આ કાળેજી.

વળણ.

આ કાળે બોલી કોણ કરેછે, જુએ વનમાં ફરીફરી;
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુદરી રે.

### કડવું ૧૫ મું. રાગ ધનાશ્રી.

ભૂપ મેં દીઠી ગર્વ-ઘેલડી, સખી એ મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અવેવ-ફૂલે ફૂલી;
ચકિત ચિત થયું માહરૂં, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામાં રહ્યાં શોભે, વ્યોમ ભોમ્ય ને સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ્ય.
ઉભે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટ્યો. શું એથી રહ્યો આકાશ.
કામનીનો પરિમળ એહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદન-વૃક્ષ.
કુરંગ મીનની ચપળતા, શું ખંજન ગાલે પડિયાં;
નેત્ર અણિ અગ્રે શ્રવણ વીંધ્યા, સોય થઈ નીમડિયાં.
શકે નેત્રખેત્ર છે મોહનું, ડોડાળાં અબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિશર, હાવ ભાવ બે ભૂજ
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનક રેખા, જીભા જાણે કસોટી.
કીર-આનન પર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણુછતી;
વન લતા પર પંખી બેઠો, નવ રહેવાનું મારી વતી.
અધર રસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઈને પૂરૂં વાસ.
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉવારો.
અંગ રંગ તરગ યૌવન, જોતાં તૃપ્ત ન થઈએ;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપ-સુધામાં રહિયે.

કુચ-ભુષણ કદળીઉપરે, શબ્દ તેનો ઉઠે;
નં બોલે પંચો પણ પ્રહાર થાતે, લાગ્યો યૌવન પુંઠે.
સ્કંધ વદન તે કદળી સરખા, ખટ તો યજતો એ પાખે;
સુધ બુધ્ય નવ રહી મારી, હું બોલી ઉઠયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડયો મુરછા ખાઈ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઈ.
મોહ-વારૂણી પી પડયો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજ અંબુજ મેં પણ ભેદ્યાં, તોયે મન નવ લાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કૂણ;
રટણ રસનાયે કરે બાધી, એવો વરણ નિપૂણ.
સ્વામી નળ ને વરણન નળનું, દૂત નળનો હુંય;
ગિરિ તરૂવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય.
પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ ગૃહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો.
પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેદું નિજ ભૂતળ;
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ.
શબ્દ સુણિ શામાતણો, હું સહિ રહ્યો તે કાળે;
તમ પ્રતાપે તારૂણીને, મેં નાંખી મોહ-જાળે.
અમૃત-ઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે.
વિનતા વદન વિધિયે કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્ર નાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શરવરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વકત્ર આગળ, અમર તે આરતી કરે.
કુચ સમુદ્રની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો ઠેલી, તે અધાપી અંતરિક્ષ રહ્યો.
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.
જગ્ન જાગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યસ્લોકજી, ગ્રહશો દમયંતિનો હસ્ત.

ભાગ્ય ભૂપ એ તમ તણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તતપર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષિ શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ન સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વીવા કેઈ પેરે થાશે.

વળણ.

થાશે સંબંધ ભિમક સુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીતણી કથા.

કડવું ૧૬ મું. રાગ ગોડી.

હંસ વળાવિને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
વખાણ બાણ શામાને વાગ્યાં, પખી ગયો મોહ મેલી;
રોમેરોમે વન્હિ પ્રગટ્યો, લાગી તાલાવેલી.
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઈને અટાળી;
ચંદ્રકિરણ અગનીથી અદકા, મારશે મુજને બાળી.
વણ પરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાંખ્યું કાપી.
સિંહિકા-સુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી.
જળપાત્ર વિષે ઇંદુ બિંબ દીઠું, સખીને કીધી સાન;
લાવ્ય ભોગળ રિપુને મારૂં, પ્રહારે પિષ્ટ સમાન.
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારૂણિને આવ્યો તાવ;
અન્ન ન ભાવે નીદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોંસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરિને પૂછે માતા, શું દુંખ છે તને માડી.
લાડકવાઇ ક્યાંથકિ જીવે. છે કર્મ અમારાં દોખી;
અક્ષત ઉતારો દૃષ્ટિ બેઠી હોય, કોઈની મેલી ચોખી.

પરણ્યાનો ઓરિયો નવ વીત્યો, જાત સાસરે સમોતી;
રંન દીકરી ક્યાંથી જીવે, ત્રણ ભાઇનિ બેહેન પનોતી.
આવડો તાવ તે તારૂણિને શો, દૈવને ઘેર વળ્યો ડાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ.
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણસ નહોર;
પરણ્યાં કુંવારાં કાંઇ ન પ્રીછે, ફોગટ કરવો સોર.
હું સમાણી જાય સાસરે, તેના જોને ભોગ;
તેનીપેરે મારે થાશે, આફુરો જાશે રોગ.
વચન શુણીને સમજ્યાં રાણી, પુત્રી થઇ પરણનારી;
ભામનિયે જઇ કહ્યું ભિમકને, ક્યાંલગી રાખશો કુંવારી.
વહાણું વાયને આવે દુખવા, જો જીવે આ બાળકી;
કોને ભાગ્યે કાળથી ઉગરે, પરણાવિ કરો પારકી.
દીકરી માણસ મોટું થાય ત્યારે, પીયરમાં ન શોભાય;
સ્વયંવર કરિને પરણાવો, જ્યાં એની ઇછાય.
રાયે પુત્ર પોતાના તેડ્યા, કહ્યું બેહેનને પરણાવો;
દેશ દેશતણા રાજાને, દૂત મોકલિ તેડાવો.
અન્ન ધન તૃણની સામગ્રી, મંડપ મોટો રચાવો;
ધવળ મંગળ ગીત નફેરી, અપસરાઓ નચાવો.
સ્વયંવરની સામગ્રી માંડી, મળ્યા મોટા રાજાન;
નળને તેડવા ભિમકે મોકલ્યો, સુદેવ નામ પ્રધાન.

વળણ.

પ્રધાનને નૈષધ મોકલ્યો, હંસે કર્યું હતું વખાણ;
દમયંતીયે પત્ર પાઠવ્યું, વાંચી નળે દીધાં માનરે.

કડવું ૧૭ મું. રાગ સારંગ.

આવી સુદેવે આપ્યો કાગળ, રૂદયે ચાંપિને વાંચે નળ;
સ્વસ્તિ શ્રીનૈષધપુર ગામ, પુણ્યશ્લોકજિ પુણ્યવંત નામ.
છે કાલાવાલાનિ કંકોતરી, લખિતં દમયંતિ કિંકરી;
અહિયાં આવી ગયા ખગપત્ય, કહે વાત તે માનજો સત્ય.
મેં તો તમને સમર્પ્યું ગાત્ર, સ્વયંવર તો નિમિત માત્ર;
મીન નીરને જેવી પ્રીત, મારા સરખું રાખજો ચિત્ત.

વાંચિ પત્ર ને હરખ્યો નળ, તતપર કીધું જાનનું દળ;
અતિ શીઘ્ર સાંચરિયો રાય, શુકને મળી સવછી ગાય.
કુરંગ કુરંગણીની સાથ, આગળ ઉતર્યાં તે દક્ષિણ હાથ;
હંસ ભણે ભલાં શુકન, તું દમયંતી પામે રાજન.
વિદર્ભ જઈને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ;
વળિ કો સમે આવિશ રાજન, તું છે મારો પ્રાણજીવન.
ભાઈ તુજને કહું વીનતી, દ્યૂત ના રમશો નૈષધપતિ;
નવ કરશો સ્ત્રિનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ.
ચાલ્યો ખગપતિ વિનતી કરી, નળરાજાએ આંખડાં ભરી:
હંસ કહે સાંભળ રાજન, એમ કરિયે ન કાચું મન.
માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર-સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ.
હું છું બ્રાહ્મણ ને તું ભીલરાય, પૂર્વે જન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશિ કરવત મૂકાવા ગયો.
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી;
અઘોર વનમાં ભૂલો પડ્યો, તારે સ્થાનક આવી ચડ્યો.
તેવામાંહે રજની થઇ, દ્વાદશ કોશમાં વસ્તી નહી;
તેવા વનમાંહિ રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય.
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી, પણ સૂવાનિ ચિંતા ધરી.
નહાનિ હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારિ સુજાણ, મારૂં આસન કર્યું નિર્વાણ.
તું તો વીરા બાહર રહિયો, રાક્ષસ આવિ તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું.
તારી સ્ત્રીયે તજ્યો ત્યાં પ્રાણ, કાષ્ટ ભક્ષ કરી નિરવાણ;
મરતાં એવું બોલી સતી, એજ વર દેજો કમળાપતિ.
એવું જ્યારે સ્ત્રી બોલિ વચન, ત્યારે મેં વિચાર્યું મન;
શું જીવું હત્યા બે કરી, એને તું મેળવજે હરી.
એવું કહિને હું તેવાર, પડ્યો બળતા અગ્નિમોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષધમાં આવાર.

એવો બોલ ખગપતિયે કહ્યો, શીર નામિને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તતપર થાઊ, અમો અમારે સ્થાનક જાઊ.
એવી વિનતી હંસે કરી, નળરાયે આંખડિ ભરી;
એ શું બોલ્યો તું મારા વીર, તારા વીના ધરૂં કેમ ધીર.
આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારા બંધુ સમાન;
હંસ કહે તેં ખરૂં કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર.
તારૂં રૂણ છુટ્યો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત;
એમ કહિને ઉડ્યો આકાશ, ત્યારે નળે મુક્યો નિશ્વાસ.
નળ પહોત્યો જ્યાં વૈદર્ભદેશ, મળ્યા મોટા મોટા નરેશ;
ચોફેર વશાનાં ધામ, જેટલા રાજા તેટલાં ગામ.
સાગરમધ્યે નાવડું જેમ, ભિમક-નગરી તો દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, અન્ન મોંઘું થયું છે સરવ.
રસ કસ સામું નવ જોવાય, તૃણ જળ તે ટાંકે તોળાય;
રાંક જનની ચાલે અરજ ના, માગ્યાં મૂલ આપે ગરજના.
ભિમક લેછે સરવનો તપાસ, જે જોઇએ તે ફેરવે દાસ;
નગર ભરિયું છે ખચખચી, રાયે મંડપ રચના રચી.
હિંડોળાખાટ બાંધી બારણે, કદળિ સ્થંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચીતરિયાં ભીત, નાના પ્રકારની કિધિ રીત.
મંડપ લીંપ્યો કનકની ગાર, સામસામી આસનની હાર;
જેને જ્યાં બેસવાનો ઠામ, આસન ઊપર લખિયાં નામ.
એ કથા એટલેથી રહી, એક વારતા બીજી થઇ;
નારદને કળહની ટેવ, ગયા સ્વર્ગ જ્યાં બેઠા દેવ.
પૂજ્યા અરચ્યા પ્રીતે અપાર, એક ઇંદ્રે પુછ્યો સમાચાર;
કહો રૂષિજી પૃથવીની પેર, કોઇ પુરૂષ ન આવે ઘેર.
પૃથ્વિમાં પડતિ સાધુનિ કાંય, તે આવતા સ્વર્ગનિ માંય;
અમરાપુરીનો સૂનો ઘાટ, જમપુરિની વહેછે વાટ.
જમનગર ભરાઇને વશું, અહિયાં નાવે તે કારણ કશું;
કહે નારદ સાંભળો સત્ય, હવડાં મનુષ્ય પામે અવગત્ય.
દમયંતિ દમયંતિ કરતાં મરે, તે સર્વ જમપુર સંચરે.
જેણે દમયંતિ નિરખી નથી, તે જીવતો મુઓ સર્વેથી.

ત્યાં સ્વયંવર માંડયો આજ, મળ્યા પૃથવીના મહારાજ;
શું અપ્સરાના વહોણું વના, દમયંતિનિ દાસી દેવાંગના.
વૈદર્ભ દેશ ને કુંતલપૂર, જાએ જેવા શું બેઠા સૂર;
કહિ રૂષિ થયા અંતરધાન, ચાર દેવ થયા સાવધાન.
સંભારી રૂપ મનમાં ફુલતા, ચાર દેવને લાગી લલૂતા;
ઇંદ્ર અગ્નિ વરૂણ ને જમ, ઉઠીને ચાલ્યા જ્યમ ત્યમ.

વળણ.

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જૂજવાં રૂપ;
વૈદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપરે.

કડવું ૧૮ મું. રાગ સારંગ.

નળને જોવા ઇંદ્ર રહ્યા છે, એવે આવ્યા જમજી;
અગ્નિ વરૂણ પુઠેથી આવ્યા, પૂછે માંહોમાંહિ ક્યમજી.
અન્યો અન્યે ચોરી કરતા, બોલે જુજવાં કામજી;
ચારે દેવ માંહોમાંહિ છેતરે, ન લે પરણ્યાનું નામજી.
અગ્નિ કહે શુ અધર્મ બોલો. સહુ દમયંતિના લોભીજી;
મનના મનોરથ પણ રહ્યા મનમાં, નળ આગળ કાંતિ ન શોભીજી.
તાળી દેઈ હશા માંહોમાંહી, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચારે જઇએ, કોઇનું ભળશે ભાગ્યજી.
વરૂણ વદે એ વૈદરભીને, મૂકો વર્યાની આશાજી;
પરણશે નળને આપણને ફજેતી, છેહાશે આપણિ નાસાજી.
અગ્નિ કહે હો વાસવરાજા, મૂકો હઈયાનો હર્ષજી;
દમયંતી તમો નહિ પામો, જો તપશો શત વર્ષજી.
ભિમકસુતાને આલિંગન નહિ દે, અભાગિયાં આપણાં ગાત્રજી;
વિરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણેં કોણુ માત્રજી.
કદાપિ નળને મૂકે માનની, આપણિ મમતા કરેજી;
તો ગુણ વહોણી દમયંતીને, બલા આપણી વરેજી.
લક્ષણ વહોણી દમયંતી છે. રૂપ યોવન ઉનમત્તજી;
ગોળ મુકી જો ખોળને ખાશે, તે ચતુરા પશુવતજી.
બેહુ પ્રકારે એ ન પરણવી, તે માટે પાછા ફરવુંજી;
મનુષ્ય વરે દેવ ફરે પાછા તે, એ ફજેતિથી ભલું મરવુંજી.

ઇંદ્ર કહેછે જમરાજાને, નળને લો જમલોકજી;
આપણીએ આપણને વરશે, થાશે હંસતું બોલ્યું ફોકજી.
ધર્મ કહેછે એ શી લલૂતા, કો વણ ખૂટે કેમ મરેજી;
એમ થતું હોય તો લેઉ દમયંતિને, અરથ મારો સરેજી.
અગ્નિ કહે ભલો શ્રમ કરિ જોઈએ, કદાપિ થાયે સાચોજી;
દમયંતી ભણિ દૂત થઇ જાએ, ચારે નળને જાચોજી.
ચારે દેવ આવ્યા નળ પાસે, વેષ વિપ્રનો ધારીજી;
ત્રિપુંડ્ર તાણ્યાં પુસ્તક કરમાં, ઝાલી સુંદર ઝારીજી.
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદરમાનજી;
આસન આપી પૂજા કીધી, પૂછેછે રાજાનજી.
કામ કાજ અમ સરખું કહિયે, હરિ મોટા કરનારજી;
વિપ્ર કહે અમો આવ્યા છૈયે, તને જાણી સત્ય ભંડારજી.
નળ કહે જે માગો તે આપું, માનજો અવશ્યમેવજી;
વચન લેઈ વિપ્ર-વેષ મૂક્યો, થયા તતક્ષણ દેવજી.
વજ્ર પાશ ને જ્વાળા ત્રણે ગ્રહિ, જમે ગ્રહ્યો જમદંડજી;
ઝળાહળ તેજ દિસે તનનું, જાણે ઉગ્યા ચાર માર્તંડજી.
ચકિત રાજા થઇ રહ્યો, ને કરતો કોટિ પ્રણામજી;
નળ વિના કોયે દેખે નહી, દેવ રૂપના ધામજી.

વલણ.

રૂપધામ જે દેવતા, તે વિનતી નળની કરે;
તમે દૂત થઈ જાઓ કન્યાકને, જે દમયંતી અમને વરે.

### કડવું ૧૯ મું. રાગ બિહાગડો.

દેવ કહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોકજી પુન્ય પવિત્ર;
કૃપા કરી કંન્યા પાસે જાઓ, વેવિશાળિયા અમારા થાઓ.
મહેલાને મારો મોહનાં બાણું, ચારે દેવનાં કરજો વખાણ;
ભાગ્ય હશે તેને તે વરશે, જેના કર્મનું પાનડું ફરશે.
નળ કહે સેવક વળિ હોય, મને પેસવા નવ દે કોયે;
દેવ કહે જાઓ જોગીને વેષે, દમયંતી વિના કો નહિ દેખે.
ચારે નળને કરે અણસારા, અધિકા ગુણ બોલજો મારા;
એવું સુણી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય.

રૂપવંત એ નળને જોશે, કન્યાનું મન તેને મોશે;
દૃષ્ટિયે દૃષ્ટિ મળશે જ્યારે, ગુણ આપણા નહિ સંભારે.
વાત આપણિ નહિ કહે વરણી, વેવિશાળિયો એસશે પરણી;
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ.
રૂપ પાલટિને નળ વળિયો, દેવે અનુચર એક મોકલિયો;
દુતને નવ દેખે નળરાય, આગળ પાછળ ચાલ્યા જાય.
પેઠા ઘરમાં પાધરા દોર, કોઈ ન દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતિનું અંતઃપૂર, ત્યાં આવ્યા નળરાય સૂર.
દિઠિ દેવકન્યા જેવી દાસ, રહે દમયંતિ રાણી પાસ;
કોઇ નાયકા ત્યાં તો નહાતી, કોય કન્યાના ગુણ ગાતી.
કોય શામા ને કોય ગોરી, કોય મુગ્ધા ને કોય છોરી;
કામ કરતી કો હાલેમાલે, વસ્ત્ર બાંધતિ ગડિયો વાળે.
રહે આપ આપણે સાજે, હાર ગુંથે કન્યાને કાજે;
એમ જોયો હેઠલો માળ, બીજે માળ ચડ્યો ભૂપાળ.
તહાં દાસીનું જુથ જોયું, વળિ ચડ્યો જ્યાં ત્રીજું ભોંયું;
વસે જ્યાં દમયંતી નારી, સહસ્ર દાસિ સેવા કરનારી.
કેટલિક ગાન કરે સ્વર ઝીણા, કોઇ કરમાં વજાડે વીણા;
એકાંતે છે એક ઓરડી, હિંડોળે બાંધિ હિર-દોરડી.
ત્યાં બેઠી હરિવદની હીંચે, દાસી કેશમાં ધુપેલ સીંચે;
કિંકરી પાસે શિર ગુંથાવે, રખે સેંથો વાંકો આવે.
ચણિ ભીંતમાં ચોપાસે ખાપ, વણ ધરે મુખ દેખે આપ;
આગળ દમયંતિ પુંઠળ દાસી, સામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી.
મુખ-કમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બિજો જાણે ચળકે;
શોભે નારી જોબન ધામ, મુખેં નળરાજાનું નામ.
એવું ભૂપતિયે રૂપ જોયું, મોહબાણે મનડું પરોયું;
અંગ રંગથી આડાઆંક, ભાઈ દેવતણો શો વાંક.
ચારમાં કોનું ભાગ્યજ ભળશે, આ રત્ન કોને કર ચડશે;
મને પરણુત મનની રૂચે, અંતરાયી દેવ થયા વચે.
ભલે ભાવિ પદારથ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો;

**વળણ.**

અથ્યો વિવેક શોક તજી, જ્ઞાનને હૃદે ધરે;
સત્ય પોતાનું પાળવા, દેવતાનું માગ્યું કરે રે.

**કડવું ૨૦ મું. રાગ સામેરી.**

બેઠાં દમયંતિ શીશ ગુંથાવા, સ્વયંવરમાં શાંતરી થાવા;
સામી ભીંતે જડી બહુ ખાપ, વણ ધરી મુખ દીસે આપ.

**ઢાળ.**

આપ દીસે વણ ધરે, પ્રતિબિંબ જોતી દૃષ્ટે;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો પૃષ્ટે.
પ્રતિબિંબ નળનું પડયું દરપણમાં, પ્રેમદાએ દીઠો પુરૂપ;
ગઈ ખુણે નાશી તેડિ દાસી, શું બેશી રહિછે મુરખ.
માધવી વળતી વદે બાઈ, શામાટે નાશી ગયાં;
મેં કો ન દીઠું તમો દીઠું, આવડું વિસ્મય શું થયાં.
દાસી તારી મીટ મસ્તકમાં, મેં દરપણ રાખ્યું દૃષ્ટિમાં;
સ્વરૂપ દીઠું નળતણું, ન મળે બીજું સૃષ્ટિમાં.
વેષ છે વૈરાગનો, જાણે નાટક કોઈ લાવિયો;
શકે તો એ પ્રાણજીવન રે, નળરાય નિશ્ચે આવિયો.
દાસી કહે દમયંતિ સાંભળો, તમને નળની જંખના;
નળ આવીને નવ શકે, જ્યાં ન આવે પ્રાણી પંખના.
કામની કહે પ્રીછો નહીં, દાસી માણસ અવતાર;
નવ માને તો આવ્ય દેખાડું, કૌતક બીજી વાર.
પુનરપિ બેઠાં પુંઠાપુંઠે, દરપણમાં મીટ જોડ;
પ્રતિબિંબમાં નળ દેખાડ્યો, કાંતિ કંદર્પ કરોડ.
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી;
દમયંતી કહે દાસીને, મારી વાત કેવી મળી.
પછે સ્તુતિ માંડી શામાયે, અંતરપટ આગળ ધરી;
હો દેવ સ્વરૂપ ઘોને દેખા, ત્યારે નળે દેહ પ્રગટ કરી.
આસન આપી કીધું પૂજન, પછે પૂછેછે કિંકરી;
કહો દેવસ્વરૂપ ક્યાંથી પધાર્યા, વેશ વૈરાગીનો ધરી.

નળ કહે તું નીચ માણસ, કેમ વદું હું કિંકરી;
દમયંતી બોલે તો બોલું, નહિ તો જાઉં પાછો ફરી.
દમયંતિ કહે દેવ જદ્યપિ, થઇ આવ્યા સંન્યાસી;
કપટ રૂપને કન્યા ક્યમ પૂછે, માટે પુછેછે દાસી.

વળણ.

દાસી સંન્યાસી જોગ છે, કેવળ નહીં અતીત;
વચન શુણીને નળ હરખ્યો, હરી લીધું ચિત્ત રે.

### કડવું ૨૧ મું. રાગ મારૂ.

મન મોહ પામ્યો મહિપતી, ધન્ય દેવ જે વરશે સતી;
જોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય.
નારિ પ્રત્યે નળ એમ કહેછે, જો તું જોગી રૂપને લહેછે;
અમો ન જાઉં વિષયાની વાટે. અહિયાં આવ્યો હું સાધવી માટે.
હું તો દૂત છું દેવતાતણો, પાળુંછું આચાર આપણો;
તારૂં પૂર્વ જનમનું પુન્ય. ભાગ્યમાંહિ કાંઈ નથિ ન્યૂન.
જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્ધન વારતા લાવ્યો;
અળગું કરોને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વારથ પરમાર્થ કરૂં;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.
પરિસ્વેદ મુક્તા રહ્યાં ટબકી, બહાર નીસરિ વીજળિ ઝબકી;
હિંડતાં હાલે જ્યમ દ્રુમવેલી, નળ નિકટ ગઇ ગર્વઘેલી.
તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ જંખવાયો;
દીઠી મદપૂરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી.
ઘુઘરિ ઝાંઝરની ઝણઝણતી પગને અંગુઠે પૃથવી ખણતી;
કર દીધો છે ગળાસ્થળે, એવિ નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખિ મહેલ્લા;
સત્યવાદિયે સત્યજ રાખ્યું, મનથી પરણવું કાઢી નાંખ્યું.
રખે ઇંદ્રિ નારીને નરખે, નળ મન પાછું આકરખે;
બેઠો આસને આસન વાળી, માંડિ વાત તે સત્ય સંભાળી.
પરમારથે દેવનિ વતી, ગેષ્ટિ માંડિ છે નૈષધપતી;
અહો લલિતા અંબુજ-લોચની. સપ્તવર્ધનિ દુખમોચની.

બેસો આસને લજ્જા છાંડી, પુછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કહો જે હોય કહેવું, અમને ઘટે છે ઉભાં રહેવું.
પર પુરૂષ બેઠે કેમ બેસું, જાણે નળ તો કહેશે એ શું;
વારૂ થયું જે તમો મળિયા, શું નૈષધનાથે મોકલિયા.
મારે કંથે કહાવ્યું છે શુંય, સાંભળવા ઇચ્છું છું હુંય;
વળતો બોલ્યો વીરસેન-સૂત, નહિ નળનો, હું દેવનો દૂત.
નળ નળ મુખે શું ભાખે, તજી અમૃત વિષ કાં ચાખે;
મુકિ સજ્જન શત્રુને ન મળિયે, મુકિ ચંદન કાં વળગે બાવળિયે.
નાંખિ રત્ન કોડી કોણ આણે, તજી મદગળ મહિષ પલાણે;
તજી ધેનુ અજા કોણ બાંધે, તજી શાળ કુશકા કોણ રાંધે.
માટે હું છું તારો વગિયો, દેવ ભાનુ ને નળ આગિયો;
બેલિ નળ માનવ શા લેખે, રખે અમરને તું ઉવેખે.
વાસવ વન્હિ ને વરૂણરાય, જમ આદે વર્યાનિ ઇચ્છાય;
મોકલ્યો છે મળીને ચારે, હું આવ્યો માનવ-દ્વારે.
તું ત્રિભુવનપતિને ભજ રે, નળ અલ્પ જીવને તજ રે;
માગ્ય અમરાવતીનો વાસ, અમર ઇચ્છુ ને નળ કાસ્ય.
સુર પરણ્યે તને નહિ મૃત્ય, નળને વરતાં દુઃખની સરત;
સુર સંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ.
મનુષ્યને વ્યાધિ શત ને આઠ, મરિમુરિ અવતરવાનો ઠાઠ;
મનુષ્યને વિજોગજ પીડે, આયુષ્ય ઉતાવળું હીંડે.
મનુષ્યને ઘડિયે શત ઘાત, પીડે જ્વર શીત સનેપાત;
માણસ ભર્યાં હોય મળમૂત્ર, તે શું નવ માંડિયે ઘરસૂત્ર.
તજી ગંગજળ કૂપ ખણાવે, મુકિ કીરને કાગ ભણાવે;
દેવ સમો નહી સુખ-દાતા, નહિ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથિ દેવાંગના વૃંદ નીચ;
પિયો સુધા ભોગ વારૂણી, થાઓ ત્રિલોકપતિનિ તારૂણી.
થઇશ અમર સુધારસ પીતી, પરણ શક્રને તો જગ જીતી;
છાસઠ સહસ્ત્ર રંભા તું આવે, થાશો તૃપ્ત વાસવને સ્વાદે.
ઇંદ્રાણીને છે તારી બિહીક, રખે દમયંતિ થાતિ અધીક;
પરણુ ઇંદ્રને સાચવ તક, જો તું કલ્પવૃક્ષ પારિજાતક.

રથ ઐરાવતનું સુખ લેરે, વરવા વાસવને હા કહેરે;
શણગાર કરો સર્વાંગે. રહેવું ઇંદ્રતણે અરધાંગે.
વર્ય વન્હીને હો બાળી, નહિ આવે અવસર આ વાળી;
સહુ દેવનું એ છે વદન, અગ્નિરૂપ તે કોટિ મદન.
વળિ વરવા ઇછે છે યમ, તેને ના કહેવાશે ક્યમ;
છે વરૂણને ઇછા ઘણી, રઢ લાગિ છે રે તમતણી.
મુકો બાળઅવસ્તાનિ ટેવ, ફરિ માગું ન મોકલે દેવ;
હંસ કરિગયો મિથ્યા લવ, રૂપ હીણ છે નળ માનવ.

### વળણ.

માનવ નળ કદ્રૂપ કાયા, નળ ભર્યો છે તે મળે;
પોતે પોતાનું આપ નિંદ્યુ, તે દેવનો દૂત સાંભળેરે.

### કડવું ૨૨ મું. રાગ રામગ્રી.

નળને નિંદ્યો પ્રેમદા દાખિજી, દૂતત્વ કીધું વષ્ટિ ન વાખિજી;
વિજોગ વન્હિ મુકયો સંકોરીજી, બહુ દૂખે દાઝિ ગુણવંત ગોરીજી.

### ઢાળ.

નિંદા કીધી નળતણી, છે વિરહ વન્હિ પ્રથમ;
કોમળ કદળી કહોવાડાના, ઘાવ સહે કહો ક્યમ.
વિરહિણી ઘણિ વિકળ થઇને, પડી પૃથિવી માંહિ;
સાહેલી ચાંપે રૂદે સાથે. મુખે કહે ત્રાહિ ત્રાહિ.
આસવાસના કરી કિંકરી, શામાને વળિ સાન;
દૂતપ્રત્યે કહે કન્યા, શું કરૂં સુરરાજાન.
અપ્રાપ્તિ અમને અમરની, અમે અલ્પ માનવ કાય;
જઇ કહો તમો દેવને, જે એ કારજ નહિ થાય.
ઉતકૃષ્ટ અમર નિકટ છે નળ, મેં તમથિ જાણ્યું આજ;
નૈષધનાથને પિંડ સોંપ્યો, અવરનું નહિ કાજ.
અકળ અજ ને અનંગઅરિ, જો વરવા આવે ત્રણ;
તોયે હું ચૂકૂં નહીં, ચિત ચોટયું નળને ચરણ.
વિરસેન-સુતનો દૂત હંસ, મેં તેને દીધી આશ;
ના કહું તો જનક જનનીનું, સત્ય થાયે નાશ.

તમો પધાર્યા દૂત થઇને, સુરનું કરવા હેત;
શકે તો નળ વષ્ટિ આવ્યા, સુરશું કરિ સંકેત.
જથારથ બોલો જોગીજન, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખુંછું, હંસે નાંખી મોહજાળ.
સંન્યાસી કહે હો સુંદરી, કોણમાત્ર નૈષધપત્ય;
દેવ વિના નવ હોય મનુષ્યને, ગોપ્ય આવ્યાની ગત્ય.
બુદ્ધિહીન બાળા દીસેછે, માનવ ઉપર મોહ;
સ્વર્ગ સદન મઘવાનું મુકી, કાં ઇછે નળઘર ગોહ.
તું નહિ વરે તો દેવ ચારે, કરશે બળાતકાર;
કલ્પવૃક્ષ તને તાણી લેશે, જાચશે સુર લગાર.
દમયંતી કહે દેહ પાડું, જળમાં કરૂં જળશાયી;
તો વરૂણ વસેછે જળમાં, તતક્ષણ જાશે સાહી.
પાવકમાંહી દેહ પ્રજાળું, હું કરૂં જંપાપાત;
વન્હિ વરવા બેશિ રહ્યોછે, વારૂ વિચારી વાત.
કંઠપાશ કરૂં કે વિષ ખાઉં, જ્યમ ત્યમ પાડું કાય;
તો અવગતે જમલોકે જાઇશ, સદ્ય વરે જમરાય.
અનશન વ્રત લેઈ તપ કરૂં, મરૂં ગુફામાં પેશી;
તે પુણ્યે સ્વર્ગ લોક પામિશ, ઇંદ્ર રહ્યોછે બેશી.

**વળણ.**

બેશી રહ્યોછે સુરપતિ, મુએ ન છૂટિશ ઘેલી;
અંતે અમર વરશે ખરી, તો પરણ પ્રેમદા પહેલી.

### કડવું ૨૩ મું. રાગ દેશાખ.

દૂત કહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;
કન્યા કહે હો જોગી જન, તું નળ સરખો દિશે દરશન.
હંસે જેવું રૂપ વરણવ્યું, તેવું તમારૂં દર્શન હતું;
નહિ નળ હું દેવનો દાસ, નારિ કહે નવ આવે વિશ્વાસ.
જો બ્રહ્મા કરે કોટિ ઉપાય, નળ જેવો અન્ય નહિ નિરમાય;
સત્યવાદિ હોય તો સત્ય વદો; તાતના સમજો મિથ્યા વદો.
સાંભળિ નળને આવ્યું હાસ, દમયંતિ ગઈ પ્રભુ પાસ;
શીદ નાસોછો અરાંપરા, ઓળખ્યા મેં નળરાય ખરા.

તોય નળ સત્યથી નવ ચળે, તે સઉ દેવના દૂત સાંભળે;
ધરી દમયંતી ગઇ પ્રભુ પાસ, અંતરધાન થયો નળ આંકાશ.
જ્યારે મીટે મીટ ન મળી, ભિમક-સુતા ધરણિયે ઢળી;
મૂળ સ્વામીની લે છે સદા, મળિ જાતાં વાધી આપદા.
દાસિ બોલેછે એમ સબળ, બાઇ તમને પરણુશે નળ;
વદે વ્રહદશ્વ હો ધર્મરાય, નળ પહેલો દેવદુત જાય.
વદે સેવક ઇંદ્રને નમી, તમે કેમ રહ્યા ટમટમી;
નળનું કાંઈ ન લાગ્યું કહેણુ, ન ત્રુટે હંસનું ઝાળ્યું રેણુ.
કામનિ કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોનાર;
નળે દૂતપણું મન મુકિ કર્યું, પણુ કન્યાયે કાને ન ધર્યું.
જેમ ગતિ કરે બળિયો મારૂત, તેમ સત્યે વિરસેનસૂત;
નળને સત્યે વૃષ્ટ્ર મેઘ કરે, નળને સત્યે ધરા શેષ ધરે.
નળને સત્યે મેરૂ નવ ડગે, ધર્મ રહ્યોછે નળરાય લગે;
તમે ન પરણો તે કર્મનો વાંક, બાકિ નળે વાળ્યો આડોઆંક.
એવે સમે નળ આવ્યો તહી, અથ ઈતિ માંડીને કહી;
સ્વામી મારૂં કહ્યું નવ કરે, બીજો મોકલો જેનું મન ધરે.
મારે વિષે તેનિ લલુતા હવી, બિજિ વાત ન ગમે નવી;
પછે દેવતા કરે વિચાર, ફરિ જાતાં હસે સંસાર.
આપણો શ્રમ કેમ જાયે વૃથા, માટે કન્યા વરવી સર્વથા;
જો કન્યાનો ગમે નળભૂપ, આપણુ લીજે નળનૂં રૂપ.
દેવ કહે શુણો નૈષધરાય, અમો ધરૂં નળસરખી કાય;
પંચ નળ રહિયે એક હાર, ભાગ્ય હોય તેને વરશે નાર.
પુણ્યશ્લોક કહે કાં નહિ સ્વામ્ય, મારે આવવું તમારે કામ;
માનવને ક્યાંથિ સુર.સંગમ, દેવતાનિ પામું મંગળ.
બોલબંધ કિધા નળ દેવ, કાલે એમ કરવું અવશ્યમેવ;
એ કથા ધર્મ રહિં એટલે, પછે કન્યાની કોણુ થઇ વલે.
ગઈ દમયંતિ જ્યાં છે માત, સ્વયંવરનિ પુછેછે વાત;
લાડવચન કન્યાનાં ગમે, ઘરમાં ભિમક આવ્યો તે સમે.
પુત્રિને શિર મૂક્યો ભૂજ, કાલે નળને વરજે તુંજ;
જંખના તુજને જેતણી, તે આવ્યો છે નૈષધધણી.

પુંત્રિ મનમાં પ્રસન્નજ થઇ, પોતાના અંતઃપુરમાં ગઇ;
રાયંભિમક સભામાં આવિયા, સુત બંધુજન તેડાવિયા.
આજ્ઞા આપી વૈદર્ભરાય, પડો વજડાવ્યો સેનામાંય;
સભામાં આવજો રાજકુમાર, કાલે કન્યા આરોપશે હાર.
પ્રાણીમાત્ર આવજો સજ થઈ, પડો વજડાવ્યો એવું કહી;
તાણિ શિબિર ઉતર્યા રાય ઘણા, ત્યાં સેવક ફરે ભીમકતણા.
ઠામ ઠામ પડા વાજતા, ક્ષત્રિ શણગારને સાજતા;
મળસ્નાન કરે અંગ ઉલટ, ફરી ફરિને બાંધે મૂગટ.
રાતે શિખે ચતુરાઇની ચાલ, રખે વીસરિ જાતા કાલ;
આખિ રાત થયા સાંતરા, પડે ઢળિ ઢળિ ઊજાગરા.

વળણ.

ઉજાગરા થયા આખી રાતના, શણગાર સજતાં થયું વાણું;
મંડપમાંહિ મહિપતિ મળિયા, કહે કવિ શું વખાણું રે.

કડવું ૨૪ મું. રાગ સોરઠી.

વ્રહદશ્વ કહેછે વચન, સાંભળ સ્વયંવરનું વરણન;
પડો સાંભળ્યો સરવે રાતે, ઊઠયા ઉજમ થતે પ્રભાતે.
શીઘ્ર જઇએ વર્યાની તકે, તેડું મોકલ્યું રાયભીમકે;
નહિ અતિકાળ કીધાનું કામ, નહિ મળે બેસવાનો ઠામ.
ભીડ ભરાઇ ગામ ભાગળથી, રંક રાય જાય આગળથી;
મળે શુકન તે સામાં તેડે, શુકન વંદિ શીઘ્ર રથ ખેડે.
કરે તિરસકાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડે શીશ;
જાય અસ્વાર બહુ અલબેલા, હીંડેછે જેમ જળના રેલા.
રાય રથ માંહોમાંહી અડકે, ત્રાડે હસ્તી ને ઘોડા ભડકે;
બેઠા અસ્વાર પડે નીસરી, તેહ મળે કેહીકજ ફરી.
વાહન પડઘા ચાલ્યાનિ છબ, ચરણરેણુએ છાયો નભ;
ત્યાંતો થઇ રહ્યું અંધારૂં ઘોર, પડિ રહ્યો છે સોરાસોર.
બોલે દુંદુભીના બહુ ડંકા, અકળામણમા વજ્યા અંકા;
સઉને દમયંતીનું ધ્યાન, પ્રાણિ માત્ર વર, નહિ કો જાન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળિ મંડપ બારણે;
દ્વારે ઉભાછે જેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.

ડાહ્યા થઇ મંડપમાં પેસે, વાંચિ નામ ને આસને બેસે;
એક મંત્રિ સેવક ને ખવાસ, ત્રણ ત્રણ સેવક રાય પાસ.
કોણ મંડપકેરી રચના, વરણવિ શકે એક રસના;
કદળી-સ્થંભ રોપ્યા દ્વાર, માંડયાં આસન હારોહાર.
જશ ગીત બંદીજન બોલે, ઉનમત્ત ત્યાં મેગળ ડોલે;
નાનાવિધ ચિતર ચીતરિયાં, જાણે દેવવૃંદ ઊતરિયાં.
ઉડે અબિર ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘૂઘર ઘંટા;
બેઠા મંડપમાં મહામૂની, લાગિ વેદ શાસ્ત્રની ધૂની.
જટિલ જોગી બેઠા પાવન, રાયના ભાટ ભણે ભાવન;
રાયને છત્ર ચમર શિર ઢળે, મુગટે મણિ બહુ જળહળે.
અગર ધૂપ સુગંધ ઉવેખે, થાય વાજિત્રનાદ અલેખે;
નટવા ત્યાં કરેછે નૃત્ય, ફરે ફૂદડિ કાઢે શૃત્ય.
બોલે ઘૂઘરિના બહુ રણકા, ગર્વ-ઘેલી નાચે ગુણકા;
પગનિ પાનિયે શોભે ઘરા, વાજે કંકણ ને ઘૂઘરા.
ગીત ગાય કોકીલાસ્વરા, અનંગ વધારેછે અપસરા;
જાણે સુરપુર મંડપ-ધરા, નાચે નારી નર-ચિત્તહરા.
ભિમક ભૂપને દેછે માન, આવિ રહ્યા સઉ રાજાન;
વસ્ત્ર કેસરમાં ઝકઝોળ, બેઠા આસને ચાવે તંબોળ.
વર થઇ બેઠા પ્રાણી માત્ર, સમાં કરેછિ વરૂઆં ગાત્ર;
શરિરે ક્ષત કાષ્ટના ખોડ, તેને દમયંતિ વરવાના કોડ.
બાળ યૌવન ને વળિ વૃદ્ધા, તેને દમયંતિ પરણ્યાનિ શ્રદ્ધા;
કો કહે મોટા કુળના કુંવર, કો કહે આદ્ય અમારૂં ઘર.
આશા અભિમાને ભરિયા નર, ઘરડા થઈ બેઠા નહાના વર;
વાંકા મુગટ મુક્યા શિરપર, વતાં કરાવતાં વાગ્યા છર.
તનમન કન્યાને અરપણ, મુખથિ ટાળે નહિ દરપણ;
કેટલા કરે તિલકની રેખા, કેટલા માંહોમાંહિ અદેખા.
કેટલા કરેછે પૂછાપૂછ, હું કેવો છું મરડે મૂછ;
જેના મુખમાંહિ નહિ દંત, તેને દમયંતિ પરણ્યાનું ચંત.
કેટલા વૃદ્ધ ને ડાચાં ભળિયાં, તે તો બેઠા ચુંટાવે પળિયાં;
જોશિની પરણીપત કરી, દેખાડે હાથ જન્મોતરી.

જો દમયંતિ મુજને પરણે, જોશિ લાગું તમારે ચરણે;
જેનાં બેશિ ગયાં ગળસ્થળ, મુખમાં રાખે બબે ફોફળ.
અને ઉંચા કરે ગાલોઠા, જુએ કાચલાં સરખા ચોટા;
એમ આશા પૂરણું સર્વ કોય, કન્યા તો વાટ નળની જોય.

વળણ.

વાટ જુએછે નળતણી, દાસીને કહેછે સતી;
હું સ્વયંવરમાં પછી આવું, પ્રથમ આવે નૈષધપતી રે.

કડવું ૨૫ મું. રાગ રામગ્રી.

મંડપમાંહી મહિપતિ મળિયાજી, અભિમાન ભર્યાં રૂપ બુદ્ધિ બળિયાજી;
તેડો કન્યાને ભિમક ઉચરિયાજી, વૈદરભીયે શણગાર ધરિયાજી.

ઢાળ.

શણગાર સજતી સુંદરી, તે શોભિતી શ્રીકાર;
નળ નથિ આવ્યો મંડપમાંહે, માટે લગાડે વાર.
કૃષ્ણાગર મર્દન વાસ વર્દ્ધન, મહેલા કરે મંજન;
બહુ નારિ આવિ વધાવવા, વરસે મુક્તા-પરજન્ય.
શુભ વચન બોલે શુકન વંદે, ઉપનો હરખ અનંત;
ભેરિ નાદ થાયે ગીત ગાયે, કિંકરિ બહુ નાચંત.
માન પૂરણુ માનની, મહિપતી મોહવા કાજ;
સ્વયંવરમાં સુભટ મોહવા, શામાયે માંડ્યો સાજ.
પ્રેમ-પાશ લીધો પ્રેમદા, નાંખવા મંડપ-ક્ષેત્ર;
ભૃકુટિ-ધનુષ આકર્ષિયું, બાણુ બંન્યો નેત્ર.
તારૂણીને તેડાં મોકલે, તાત વારોવાર;
દીકરી બહારે પરવરો, કરમાં ગ્રહીને હાર.
વાજિત્ર વાજે ધૂપ દાઝે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, ક્યમ મળે દૃષ્ટોદષ્ટ.
ઓ કન્યા આવી કન્યા આવી, સોર એવો હોય;
શબ્દ બાણુ વાગ્યાં થયાં આઘા, વાંકા વળિવળિ જોય.

વળણ.

જુએ રાજા ફરિ ફરિ, કેવું હશે કન્યારૂપ;
એવે સમે દેવ ચાર સાથે, આવિયો નળભૂપ રે.

## કડવું ૨૬ મું. રાગ મારૂ.

વાગિ સ્વયંવરમાં હાક, એ નળ આવ્યો રે;
ભાગ્યાં બીજા ભૂપનાં નાક, એ નળ આવ્યો રે.
જાણે ઉદયો નૈષધ ભાન, એ નળ આવ્યો રે;
અસ્ત થયા અવર રાજાન, એ નળ આવ્યો રે.
તેજ અનંત અનંગનું અંગ, એ નળ આવ્યો રે;
જાણે કનક કાયાનો રંગ, એ નળ આવ્યો રે.
ઝળકેછે જળહળ જોત, એ નળ આવ્યો રે;
ચળકે મુગટતણો ઉદ્યોત, એ નળ આવ્યો રે,
રવિ ઇંદુ કુંડળ જેને લેહેકે, એ નળ આવ્યો રે;
ચુઆ ચંદન અર્ગજા બેહેકે, એ નળ આવ્યો રે.
શોભે વદન પુન્યમનો ચંદ, એ નળ આવ્યો રે;
કમળ નયન પ્રેમનો ફંદ, એ નળ આવ્યો રે.
જાણે નાસિકા કીરનિ ચંચ, એ નળ આવ્યો રે.
કો ન દેખે સરખા પંચ, એ નળ આવ્યો રે.
કંઠે મુક્તાફળનો હાર, એ નળ આવ્યો રે;
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યો રે.
રૂદે નાભિકમળ શોભાળ, એ નળ આવ્યો રે;
સઉ નિરખે વૃદ્ધ ને બાળ, એ નળ આવ્યો રે.
ચાલતો શાર્દુલની ગત્ય, એ નળ આવ્યો રે;
નીરાશ થયા નરપત્ય, એ નળ આવ્યો રે.
એ તો દમયંતીનો પ્રાણ, એ નળ આવ્યો રે;
હવે એ પરણે પરમાણ, એ નળ આવ્યો રે.
તે કન્યાને થયુંછે જાણ, એ નળ આવ્યો રે;
હંસે કીધું હતું વખાણ, એ નળ આવ્યો રે.
તેજે કરિને જેવો ભાન, એ નળ આવ્યો રે;
શીતળતાયે સોમસમાન, એ નળ આવ્યો રે.
ગતે કેસરિ જેવો કહેવાય, એ નળ આવ્યો રે;
મહિમાયે શંકરરાય, એ નળ આવ્યો રે.

મનસ્થિરતાયે જેવો મેર, એ નળ આવ્યો રે;
ધને બીજો જેવો કુબેર, એ નળ આવ્યો રે.
સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યો રે;
ઐશ્વર્યે નિર્ઘોષ રાજાન, એ નળ આવ્યો રે.
જુધે શોભે જેવો ઇંદ્ર, એ નળ આવ્યો રે;
દાને શોભે જેવો હરિચંદ્ર, એ નળ આવ્યો રે.
વિદ્યાયે ગુરૂ શુક્ર જેમ, એ નળ આવ્યો રે;
દુખ હર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યો રે.
દમયંતિ થઇ ગરક, એ નળ આવ્યો રે;
રખે વાર લાગે પલક, એ નળ આવ્યો રે.
શિબિકાયે બેઠી નાર, એ નળ આવ્યો રે;
દાસી ઉચકી લાવી બહાર, એ નળ આવ્યો રે.

**વળણ.**

બહાર પધાર્યાં પ્રેમદા, ચતુરાં ઉચકે ચાર;
નળ બેઠો સિંહાસને, ત્યાં મન છે તદાકાર રે.

**કડવું ૨૭ મું. રાગ સારંગ.**

મંડપમધ્યે આસને, માનની બેઠી જોય;
સ્વયંવર સુભટ ને સુંદરી, વરણવું હું સોય.

**છંદ હરિગીતની ચાલ.**

નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા;
નર અંગના, દેવાંગના, માનની મન-મદ ચૂરણા;
દુખમોચની, મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ;
નિજ મન હુલાસી, વેણા વાસી, અલક લટ વિલસંતિ એ.
રાખડિ અમુલ્યે, શીશ ફૂલે, સેંથે સીંદુર શોભિયાં;
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપનાં મન લોભિયાં;
મુખ સુધાસિંધૂ, અધર બિંદૂ, ભૃગુટિ ભમર બે ગુંજ છે;
બે નેત્ર નિર્મળ, દિસેછે કમળ, ફૂલ ફૂલ્યાં કુંજ છે.
આંજેલ અંજન, ચપળ ખંજન, મીન મૃગ બે હારિયાં;
પડ્યા રાય શૂરા, ઘાય પૂરા, બાણ કટાક્ષે મારિયાં;

જુએ વિવિધ પેરે, નયનઘેરે, તિલક ભાલે કીધલાં;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરનાં મન લીધલાં.
શોભીત દાઢમ, બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાળ રે;
ગળબંધ જુગતા, હાર મુગતા, માણિકમય શોભાળ રે;
અબળીના અંબુજ, જ્યમ જુગમ ભુજ, બાજુબંધ ફૂમતાં ઝુલે;
થાય નાદ રણઝણુ, ચૂડિ કંકણુ, મુદ્રિકા કર બહુ મુલે.
દશ આંગળી, મગની ફળી, નખ જોત્ય જ્યમ પુખરાજ છે;
ફુલના મનોહર, હાર ઉપર, આભુષણુ બહુ સાજ રે;
પડિ વેણિ કટિપર, જાણે વિષધર, આવિ કરે પયપાન રે;
ગુચ્છ કુસુમ ઊદે, કુચ રૂદે, કે કુંજર કુંભસ્થળ માન રે.
અલકાવળિ લલિતા, ભાળ સલિતા, ઉદર પોયણુ-પાનરે;
છે ચિત્ર લંકી, કટી વંકી, મેખળા ઘૂઘર ગાનરે;
બે જંઘા રંભા, તણા થંભા, હંસ ગત્ય પગ છાંડતી;
સુખપાલ મૂકી, રાયઢુકી, જાય પગલાં માંડતી.
નેપૂર ઝમકે, અણુવટ ઠમકે, ઘુઘરિનો ધમકાર છે;
ઘાઘરે ઘૂઘર, અમુલ્ય અંબર, ફૂલેલ છાંટચાં અપાર છે.
ત્યાં અગરબતિ બળે, ચમર શિર ઢળે, રસિલિ રામા રાજતી;
ગાયગિત કલોલક, ચંગ ઢોલક, મૃદંગ વેણા વાજતી;
વળિ કીર્તિ અતિઘણિ, બોલે બંદણિ, ત્યાંહાં જોષ્ટિકદાર ત્યાં;
પંચ કામ-બાણે, કરિ સંધાણે, રાજ પુત્રને માર ત્યાં.
ભરમાઇને ભુપ, પડ્યા મોહકુપ, પ્રેમપાશે બાંધિયા;
ઠામથી ડગિયા, સ્વાર્થ રગિયા, સામિ મીટે સાંધિયા;
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામનિ નિચું ભાળે રે;
કો આસને પડ્યા, લડથડ્યા, શકે આવિ લીધો કાળે રે.
બોલી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારે રે;
કો સમિપ ધશિયા, મુગટ ખશિયા, પુંઠેથિ સેવક ધારે રે;
કો કનક કાપે, લાંચ આપે, સાહેલીને સાધે રે;
જોઈયે તે લીજે, વખાણુ કીજે, વિવા મારો વાધે રે.
લાંબિ ડોક કરતા, નથી નરતા, કહે હાર આરોપ રે;
ફરિ મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડ્યા નવ ગ્રહ કોપ રે;

રીસ ગોરાં ગાત્રે, તૃણા માત્રે, તારૂણી નવ લેખતી;
જોઈ મૂખ મરડે, આંખ્ય ફરડે, સર્વને ઊવેખતી.

વળણ.

સર્વેને ઊવેખતી, આવી ચાલી નાર;
ગઇ નળને જાણી કરી, દિઠિ પાંચ નળની હાર રે.

કડવું ૨૮ મું. રાગ સારંગ.

મન ઇછા નૈષધરાયતણી, દમયંતી ગઇ નળભણી;
જુએ તો નળ દીઠા પંચ, કન્યા કહે એ ખોટા સંચ.
હંસનું કહ્યું વ્યર્થજ ગયું, નળરાયનું વરવું રહ્યું;
એક નળ સાંભળિયો ખરા, આ તો કપટી કોઈક ખરા.
પાંચે નળ ચેષ્ટા કરે, લાવ્ય હાર કંઠ આઘો ધરે;
દમયંતિ તે થઇ આકળી, દેખિ વિપરિત પાછી વળી.
આવિ જ્યાં છે પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
એક નળને આરોપું હાર, પાંચ દેખિને પડ્યો વિચાર.
કહે ભીમક અચરજ હોય, તું વિના પાંચ દેખે ન કોય;
શકે દેવતા છે નિરધાર, થઇ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમિષ નહિ ચક્ષ, દિવ્ય વસ્ત્ર ઉભા અંતરિક્ષ;
વાત સાંભળિ ભીમકતણી, કન્યા આવિ પાંચ નળભણી.
પિતાયે માર્ગ દેખાડીયો, નારિયે નળ શોધી કાઢીયો;
દમયંતી વરવાને જાય, ધશિ ઇંદ્ર નળ આગળ થાય.
એક એકને અળગા કરે, લાવ્ય માળ કંઠ આગળ ધરે;
પાંચ નળ આવે ફરીફરી, દમયંતી થઈ ગાભરી.
ઇંદ્રે શાપ્યો હૂતાશન, થાજો વાનર જેવું વદન;
અગ્નિયે જાણ્યું ઇંદ્રનું કાજ, રીછમુખો થાજો મહારાજ.
વરૂણે શાપ મનમાં દીધો, જમને માંજારમૂખો કીધો;
ધર્મે અંતરે ઇછ્યું એવું, મુખ વરૂણનું થાઓ શ્વાન જેવું.
રીછ વાનર શ્વાન માંજારે, કન્યા કહે વર રૂડા ચાર;
ઇંદ્રરાય એમ વાણી ભણે, ખાધાવેધ માંડી આપણે.
યમ કહે કાં હસાવો લોક, માંહોમાંહિ શાપ તે ફોક;
પછે થયા પોતાને સ્વરૂપ, મટ્યા કુરૂપ દિસે અનૂપ.

દમયંતિ વિચારે વળી, શોભે સમાન ત્યાં પંચ નળી;
કોને વરિયે કોને ઉવેખીયે, વરમાળ કોને આરોપીયે.
જોવા મળિયા રાજકુમાર, એક નળ તે દેખે નીરધાર;
બુદ્ધિવાન છે કન્યા ઘણું, માન મૂકાવે દેવતાતણું.
ચારેને પુછે કરિ પ્રણામ, તમારા તાતનું શું છે નામ;
લોભ વિષે ત્યાં ન ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ.
કન્યા તે સાંભળી કર ઘસે, સખિયો સામું જોઈને હસે;
સખિ કહે શું ઘેલાં થયાં, શું કપટિને વળગી રહ્યાં.
બીજા રાજા છે રૂપનાં ધામ, કહું દેશ દેશપતિ નામ;
દાસિયે દેશ કુળ નામ ઠામ, સંભળાવ્યા વરણવિ ગુણ ગ્રામ.
તોય કન્યાને ન ગમે કોય, ફરિ ફરિ નળ સામું જોય;
હું હું નળ એમ પાંચે ઉચરે, પણ કન્યા કોને નવ વરે.
નારદજી અંતરિક્ષ આવિયા, ઇંદ્રાણીને સાથે લાવિયા;
ચારે દેવનિ ચારે નાર, ગગને દીઠીછે ભરથાર.
લજ્જા પામ્યા તે લોભિયા ઘણું, એ તો કામ છે નારદ તણું;
કન્યાયે દિઠિ દેવાંગના, અમર જાણિ માંડી સ્તવના.
અમો અલ્પજીવ અણરૂપ, તમો ભારેખમ છો ભૂપ;
જરા મરણે અમો ત્રાસીયે, પૂજી તમને ઉપાસીએ.
તમો મારે ભિમક રાજાન, હું તમારે પુત્રી સમાન;
એવું કહિને ભરિયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ.
ઇંદ્ર વરૂણ વન્હી યમરાય, શોભે મંડપે જયજય થાય;
નળરાયને થયા તુષ્ટમાન, દેવ કહે માગો વરદાન.
બબે વર આપ્યા સુરરાજ, સેજે નળનું સરિયું કાજ;
કમળમાળ આપી સુરરાય, લક્ષ વર્ષે નવ કરમાય.
અશ્વમંત્ર આપ્યો રાજન, હીંડે એક દિને શત જોજન;
અગ્નિ કેહે નહિ દાઝે તુંય, જ્યાં સમરે ત્યાં પ્રગટું હુંય.
ધર્મ કહે તું ભોગવિશ ભોગ, ત્યાં લગી નહિ પુરમાં રોગ;
જે કરશે તારિ કથા વાંછના, તેને નહિ હોય જમજાતના.
વરૂણ કહે સાંભળ નળરાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય;
સમરે જળ પ્રગટે તતકાળ, એ આઠે વર પામ્યો ભૂપાળ.

દમયંતિને આપ્યો વર, અમૃત-સ્ત્રાવિયા હજો તુજકર;
સંઉએ સ્તુતિ કિધી દેવતણી, વિમાન બેશિ ગયા સ્વર્ગભણી.
દમયંતિ હરખી તતકાળ, નળને આરોપી વરમાળ;
સાધુ રાજા તે સુખિયા થયા, અદેખા તે તો ઊઠી ગયા.
વર કન્યા પરણ્યાં રીત કરી, ભિમકે પેરામણી આપિ ભરી;
લાડકોડ પોલ્યાં તેતણાં, નળને વાનાં કીધાં ઘણાં.
નળ દમયંતિ બંન્યો જાય, વળાવી વળ્યો ભીમકરાય;
ગાજતે વાજતે નળરાય વળ્યો, એવે કળિજુગ સામો મળ્યો.
વરવા વૈદર્ભિ નારદે મોકલ્યો, આવ્યો એમાટે ઊતાવળો;
બેઠો મહિષ ઉપર કળિકાળ, કંઠે મનુષ્ય માથાની માળ.
કરમાં કાતું ને લોહ શણગાર, શીશ શગડી ધિકે અંગાર;
જઇ વરૂં દમયંતિ નિદાન, જોતાં સામિ મળીછે જાન.
જાણ્યો કન્યાને નળ વર્યો, ક્રોધે કળિજુગ પાછો ફર્યો;
નળે પરણવા દીધો નહી, આજથિ એનિ કેડ લઉં સહી.
નળ આવ્યો નૈષધપુર વીખે, કરે રાજ્ય નારીશું સૂખે;
ભોગવે સુખ વીવિધ પેર, સ્વર્ગનું સુખ પામ્યો ઘેર.
ભૂપ પત્નિને વાધ્યો પ્રેમ, સાચવે સત્ય ધર્મ ને નેમ;
ચારે વર્ણ પાળે કુળ-ધર્મ, કરે યજ્ઞાદિક બહુ કર્મ.
તેણે કળિજુગનું ચાલે નહી, હીંડે છિદ્ર જોતો તે તહી;
નગર પુંઠે ફેરા ખાય, સત્ય આગળ નવ પેસાય.
એમ સહસ્ત્ર વર્ષ વહિ ગયાં, દમયંતિને બે બાળક થયાં;
જુગલ સંઘાતે પ્રસવ્યાં, પુત્ર પુત્રિ રૂપે અભિનવાં.
નળ દમયંતિ હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું;
એક સમે ત્યાં નળ ભૂપાળ, માગ્યું જળ થયો સંધ્યાકાળ.
રહિ પાનિ કોરી ધોતાં પાગ, કળિ પામ્યો પેઠાનો લાગ;
સંધ્યાવંદન કીધું રાજન, પ્રવેશ થયો કળીનો તન.
પછે સજ્યાયે સૂતો ભુપાળ, સર્વાંગે વ્યાપ્યો કળિકાળ.

**વળણ.**

કળિકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધ ધણી;
હવે વઢાડું પિત્રાઇને, કળિ ચાલ્યો પુષ્કરભણી રે.

## કડવું ૨૯ મું. રાગ કાલેરો.

કળિજુગ દ્વાપર મળિને આવ્યા, પુષ્કર કેરે પાસ રે;
હાથ ઘસે ને મસ્તક ધૂણે, મુખ મૂકે નિશ્વાસ રે. કળિજુગ.
વેષ વિપ્રના ધરિ અધરમી, દુષ્ટ વચન મુખ બોલે રે;
નૈષધપતિ બેઠો તપ કરવા, થઈ તરણુને તોલે રે; કળિજુગ.
એક કુળમાં બેઉ ઉપના, તું જોગી નળ રાણો રે.
નળ ભોગવે ભોગ વિવિધપેરે, તારે નહી જળ દાણો રે; કળિજુગ.
કળિ કહેછે જોજો ભાઇઓ, કર્મે વાળ્યો આડો આંકો રે;
એકજ બોરડિના બે કાંટા, એક પાધરો એક વાંકો રે; કળિજુગ.
તારા પિતાશું અમારે મિત્રાઇ, તે માટે હેત કીજે રે;
એવું કહી કરગ્રહિને તાણ્યો, આવ્ય આલિંગન દીજે રે; કળિજુગ.
ભેટતામાં પંડે પુષ્કરમધ્યે, કળિયે કીધો પ્રવેશ રે;
તેડી લાવ્યો નૈષધપુરભણી, નળશું કરવા કલેશ રે; કળિજુગ.
વાટે જાતાં વાતજ પરઠી, નહિ મળવું નાંખે જાસારે;
કળિજુગ કહે તું ધૂતજ રમજે, હું થઈશ ત્યાં પાસા રે; કળિજુગ.
પ્રથમ પણ કરજે વૃષભનું, દ્વાપર થાશે પોઠી રે;
સર્વશ જીતી લેજે નળનું, વાત એ મનમાં ગોઠી રે; કળિજુગ.
જદપિ પુષ્કર પવિત્ર પૂર્વે, ન્હોતિ રાજ્યનિ અભિલેખા રે;
ઉપની અરિખ્યા નળરાય ઉપર, મળ્યા જુગ બે અદેખા રે; કળિજુગ.
વૃષભ વાહન પાસા કરમાં, આવ્યો રાજસભાય રે;
બંધવ જાણી ઉલટ આણી, ઉઠિ બેઠો નળરાય રે; કળિજુગ.
ભલે પધાર્યા પુષ્કર ભાઈ, જોગીનો વેષ છાંડો રે;
અરધ રાજ્ય તમારૂં વીરા, રાજરીતને માંડો રે; કળિજુગ.
આસન આપી પૂજન કીધું, પુછેછે કુશળ ખેમ રે;
પુષ્કર કહે બિજી વાત ગમે નહીં, છે ધૂત રમવાનો પ્રેમ રે; કળિજુગ.
નળ કહે બંધવ ધૂત ન રમિયે, અનર્થનું એ મૂળ રે;
તું જોગેશ્વર કાં ઉપજાવે, ઉદર ચોળિને શૂળ રે; કળિજુગ.
પુષ્કર કહે મારો પાંચ મહોરનો, પોઠી જીતું કે હારૂં રે;
એક પાસે બળદ મારો, એક પાસે રાજ્ય તમારૂં રે; કળિજુગ.

કળિની સંગતે પુણ્યશ્લોકને, પાપતણી મતિ આવી રે;
દ્યૂત રમવા પ્રમાણ કીધું, આગળ વાત જે ભાવી રે; કળિજુગ.

વળણ.

ભાવિ પદારથ ભૂપને, વેઠવું છે બહુ કષ્ટ;
દ્યૂત રમવા બેઠો રાજન, કળિયે કીધો ભ્રષ્ટ રે.

કડવું ૩૦ મું. રાગ મેવાડો.

નળ રાજાએ દ્યૂત આરંભ્યું, સત્ય થયું સર્વ ફોકજી;
નગરમાંહે વાત જણાઇ, ત્રાહિ ત્રાહિ કરે લોકજી.
દમયંતીએ નળને કહાવ્યું, બળદ ભણી નવ જોશોજી;
એ વૃષભ વેરી છે કારમો, રમતાં રાજ્યને ખોશોજી.
ડાહ્યા લોક નગરના વારે, વારે ઘણું પ્રધાનજી;
કળિજુગે બુદ્ધિ ભ્રષ્ટ કીધી, કહ્યું ધરે નહિ કાનજી.
બેઠા બંન્યો પણ કરીને, બોલ્યો પુષ્કર રાયજી;
જે હારે તે રાજ્ય મુકી, ત્રણ વર્ષ વનમાં જાયજી.
ત્રણ સંવછર ગોપ્ય રહેવું, વેષ જોગીનો ધરિજી;
જો તે કદાપી છતો પડે તો, વનવાસ ભોગવે ફરીજી.
મહિમા મોટા કળિજુગ કેરો, નળને ગમતી વાતજી;
નળ કહે નાંખોરે પાસા, વરસ્યો રૂધિર વરસાતજી.
હાહાકાર થયો પુરમધ્યે, વાયુ અવળો વાયજી;
સત્ય વાદિયે દ્યૂત આરંભ્યું, ચમક્યા ગ્રામ દેવતાયજી.
નાંખ્યા પાસા ને પુષ્કર જીત્યો, બેઠો સિંહાસનજી;
પોતાનિ આણ વરતાવી પુરમાં, કહે નળને જાઓ વનજી.
વનકુળ પેહેરો વનમાં વસીને, વનફળનો કરો અહારજી;
એકેકું વસ્ત્ર અંગે રાખો, ઊતારો શણુગારજી.
સર્વ તજી એક વસ્ત્રજ પહેરી, ઉઠ્યો તે નળરાયજી;
દમયંતીને નળે કહાવ્યું, તું જાજે પીયરમાંયજી.
રૂદન કરતી રાણી આવી, બાળક ઝાલી હાથેજી;
શિરનામી સ્વામીને કહેછે, "મુજને તેડો સાથેજી.
સુખ દુઃખને કારણે વાટે, એકલાં નહિ રહેવાયજી;
હું સેવાને સાથે આવિશ, થાકે તો ચાંપું પાયજી.

કંથ કહે હો કામની તું, આવ્યે મને જંજાળજી;
સુખ દુઃખ સર્વે વેઠી લેશું, ટળવળિ મરશે બાળજી.
રોતી કહેછે કામની જેમ, છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારૂણીરે, કયમે ન થાઉં અળગીજી.

વળણ.

અળગી કરશો કંથજી, તો તજિશ પ્રાણ તતકાળ;
નળ કહે આવો વન વિષે, તો પિયર વળાવો બાળ રે.

કડવું ૩૧ મું. રાગ મેવાડો.

મોસાળ પધારો રે બાળક બાળુડાં રે, માહરાં લાડક વાયાં બે બાળ;
નમાયાં થઈ વર્તોરે, સેહેજો મામા મામીની ગાળ; મોસાળ.
રૂદયામાં ચાંપેરે, પેટને છેલું વેલું લાડ;
હવે મળવાં દોહલાં રે, મળિયે તો પ્રભુજીનો પાડ; મોસાળ.
થયાં માતા વોણાં રે, નહિ કોઇ કહે રૂડા સાથ;
રોશે હઈયું ફ્રાટતે રે, હવે કોણ ફેરવશે હાથ; મોસાળ.
ગુરૂ સુદેવજી રે, તમારે ખોળે છે રે તન;
કહેજો મુજ માતને રે, કરે જીવની પેરે જતન; મોસાળ.
પુત્રિ જમાઇએ રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
કહેજો મુજ તાતને રે, લે વિજોગીનો તપાસ; મોસાળ.
ચુંબન કરી માવડી રે, ફ્રરી ફ્રરી એ મુખ જોય;
હઈયેથી ન ઉતરે રે, દમયંતિરાણી રોય; મોસાળ.

વળણ.

રૂએ રાણી અતિ ઘણું, પછે સોંપ્યાં ગુરૂ કરમાંય;
વોળાવ્યાં બે બાળકાં, રૂષિ સાથે નળરાય રે.

કડવું ૩૨ મું. રાગ વેરાડી.

બાળ વોળાવ્યાં વિપ્રનિ સાથે, દમયંતિ કરે આક્રંદ;
હાહાકાર થયો પુરમાંહે, મળ્યાં મનુષ્યનાં વૃંદ.
પડો વાજે પુષ્કર પાપીનો, નળને કોય ન રાખે;
એક અંજળી જળ નવ પામ્યાં, જો ભમિયાં પુર આખે.
બારણાં દે નળને દેખીને, જે પોતાના લોક;
તરશિ દમયંતી જળ ન પામી, કંઠે પડિયો શોખ.

એક રાત્ય રહ્યાં નગરમાં, ચાલ્યાં વહાણું વાતે;
પુણ્યશ્લોકની પુંઠજ લીધી, કળિ થયો સંઘાતે.
જહાં વાવ્ય સરોવર કૂવા, પાકાં ફળની વાડી;
રિપુ કળીજુગ આગળ જઇને, સર્વ મુકે ઉડાડી.
ફળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુ-પાત;
વનમાં ફરતાં લાંઘણુ કરતાં, વહિગયા દિન સાત.
એકેકું પટકુળ અંગે પેહેર્યું, કોમળ કાયા દાઝે;
પાય પંકજ-પત્ર જેવા ને, તીવ્ર કાંટા ભાજે.
માનસરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
કળિજુગથી તે ફોક થયું નહીં, જઈ પીધું રાય રાણી.
વારે વારે પાણિ પિયે ને, બેસે ને વળિ હીંડે;
નર નારી વારી-તૃપ્ત થયાં પણ, ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કહેછે સંતોષ પામી, બેશ થઇને સ્વચ્છ;
જઇ સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
થોડા જળમાં પેઠો રાજા, કીધું ધીમરનું આચરણ;
સાધુ રાજાને શ્રમ કરતાં, મીન મળિયાં ત્રણ;
આણીને અબળાને આપ્યાં, શામા કહે થયું વારૂ;
નળ કહે આપણ બે પ્રાણીને, શું થાય એટલા સારૂ.
ભક્ષ ભારજાના કરમાં સોંપી, ભૂપ ગયો બિજિવરાં;
કળિજુગ સર્પ થઇ બિહવરાવે, મચ્છ નાસે આરાં પરાં.
નળે શ્રમ કીધો ઘટિકા બે, મચ્છ ન ચડિયું હાથ;
પેલાં ત્રણ મચ્છ વહેંચી લીજે, વીચારે મન સાથ.
નળ આવ્યો નિરાશ થઈને, ત્રણ મચ્છ ઉપર ચિત્ત;
એટલે અંતરમાં દમયંતીને, થઈ આવ્યું વિપરીત.
અમૃતસ્ત્રાવિયા કર કૃષ્ણાના, મચ્છ સજિવન થયાં પળમાં;
હાલ્યાં ચાલ્યાં એટલે મૂકી છાંડયાં, ઉડીને પેઠાં જળમાં.
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપિશ, રૂદન કરે સ્વર ઝીણે.
વીલે મુખે રૂએ દમયંતી, નાથ આવ્યો તે નીરખે;
ચોદશ ન્યાળે આંસૂ઼ ઢાળે, જાણે શ્રાવણે બિંદુ વરખે.

રોતી પત્ની પતિયે દીઠી, ફીકું મુખ થયું દીન;
કહે પાપણી શકે હું પાખે, ભક્ષ કિધાં તેં મીન.
હું ક્ષુધાતુર ફરિને આવ્યો, રઝળ્યો પાણીમાંય;
ડોઢ ડોઢ મચ્છ ભોજન કીજે, લાવ્ય પાપણી ક્યાંય.
રૂદે ફાટતે બોલી રાણી, પડે આંસુ જાણે દાણા;
ક્ષુધા પાપણિયે મચ્છ ખવરાવ્યાં, મેં રહેવાયું નહિ રાણા.
કહે નળ હંસે શિખામણ દીધી, વિદાય થયો આકાશ;
એક દ્યુત ન રમવું, બીજો ન કરવો, નારીનો વિશ્વાસ.
બે વાનાં વાર્યાં તે કીધાં, હાથે લિધું દુખ માગી;
હું ભૂખ્યો ને તેં મચ્છ ખાધાં, શું પેટમાં આગ્ય જ લાગી.
દમયંતી ઠીમાસણ કરતી, સમ ખાઈ જાણે શાને;
સંજીવન થયાં ઉડી ગયાં, કહું તો રાય નહિ માને.

વળણ.

નહિ માને રાજા અચરજ મોટું, ઉઠિ ચાલ્યો નળરાય;
અણતેડી દમયંતી રાણી, પિયુની પુંઠે જાયરે.

કડવું ૩૩ મું. રાગ વેરાડી.

આગળ નળ પુંઠળ પ્રેમદા, સતિને અંતર આપદા;
નળ તિરસકાર હીંડતાં કરે, હઈડું ફાટે અબળા આંખ્ય ભરે.
ખાધાં મચ્છ હશે શકતી ઘણી, તોયે હિંડતાં હારે પાપણી;
પીરે પાણી તું ફરિ ફરી, મચ્છ ખાધાં છે પેટજ ભરી.
બે માર્ગ આવ્યા આગળે, વિદા નારી કીધી નળે;
નહિ નારિ તું હું નહિ કંથ, આ તારા પિયરનો પંથ.
મારી સાથે તને નહિ ગમે, પિયરમાં પેટ ભરિને જમે;
નાથજી મને કરજો ક્ષમા, નથિ પીયરની મારે તમા.
અયુક્ત આળ ચડાવે શીશ, મચ્છનિ વાત જાણે જગદીશ;
દેવતાનું મને વરદાન, કાં નથી જાણતા રાજન.
હતિ વાત કામનિયે કહી, કળિજુગે નળે માન્યું નહી;
આગળ પાછળ ચાલ્યાં જાય, કળિયે કીધી બગની કાય.
થોડિ પાંખ ને માંસજ ઘણું, લલચાયું મન રાજાતણું;
પંખિમાં ઘણો દીસે ભાર, નર નારીનો પૂર્ણઆહાર.

*કોણ પ્રકારે બગને હણું, ઉપર વસ્ત્ર નાંખું મુજતણું;
ઉદ્દ્રાટિ કિધી સુંદરી, નળ ચાલ્યો કાયા નમ્ર કરી.
લાજ્યો સૂર્ય મિચ્યાં લોચન, લાજ્યાં પંખિ ને લાજ્યું વન;
સ્વાદઇંદ્રિ પિડયો મહારાજ, થયો નમ્ર મુકીને લાજ.
પીતાંબર ઝાલ્યું ભૂપાળ, જેમ ધીમર કરમાં જાળ;
બગનિ નિકટ ગયો તે રાય, સમ કળિબગ આથો જાય.
ધાઈ વસ્ત્રનો નાંખ્યો પાશ, પંખિ લેઇને ઉડયો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લઇ, બેઠો નળ કપાળે કર દઈ.
અરે દૈવ તેં એ શું કર્યું, વસ્ત્ર જાતાં કાંઈ ન ઉગર્યું;
ગયું રાજ છત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્ર-તાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી, દમયંતિ ન જોશો પાછું ફરી;
પાછે પગલે ગઇ સ્ત્રીજન, આપ્યું અર્ધ વસ્ત્ર સ્વામીન.
એકેકો છેડો પેહેર્યો ક્રમે, જાણે તિર્થ નાહ્યાં એવાં શોભે;
અન્ન વિના અડવડિયાં ખાય, સત્યને આધારે ચાલ્યાં જાય.
મહાવન આવ્યાં જાંખરાં જાળ, ત્યાં થઇ ગયો સંધ્યાકાળ;
બેઠાં બન્યો જઈ દ્રુમ તળે, ચુંટિ પત્ર પાથરિયાં નળે.
દુખનિ વાત કિધી નવનવી, દમયંતિ નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગે રહી છે વશી, મુખ જાણે પુનમનો શશી.
નળે દીઠિ સુતી સુંદરી, મુક્યો નિશ્વાસ નેણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી, એ દુખે પ્રાણ નહિ જાય નિસરી.
વૈદર્ભી વસુધાપર પડી, દુખ નહોતું દિઠું અધઘડી;
ઘણે દોહલે વરી મેં એહ, રૂએ રાજા જોઈ જોઇ દેહ.
નખથી નિરખી જોયું મૂખ, ત્યારે લાગ્યું મનમાં દુઃખ;
કળિ વળિ તેનું ચિત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે.
શી સગાઇ પર-તનયાતણી, દુષ્ટ દમયંતિ એ પાપણી;
પ્રીત છેહ દિધો જેણીએ, મુજવિના મચ્છ ખાધાં એણીએ.
મલિન મન એનું નિરધાર; કો સમે કરે મારો આહાર;
ન ઘટે રહેવું એ સાથે મળી, રાયને બુદ્ધિ ઉપજાવે કળી.
તો શમે રૂદયાની દાઝ, મુકું એકલિ વનમાં આજ;
બુદ્ધિ ભ્રષ્ટ મન રાજાતણું, કળિનો પ્રેર્યો ક્રોધ્યો ઘણું.

મનમાંહે આશંક ન ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે;
ચિર ફાડું જો બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.
છરિ હોય તો છેદું પટકુળ, કળિ થયો કાતું અનરથ મૂળ;
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચેથી વેહેર્યું અર્ધું વસ્ત્ર.
કટકા બે પટકુળના કરી, નળ ચાલ્યો મુકી સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શામાની સાંભરી.
વિમાસણ નળ મનમાં કરે, વનમાં એકલિ ફાટી મરે;
વરી મને દેવને પરહરી, વળિ વનમાં સાથે નીસરી.
ત્રિલોક મોહનિ માનની, કયમ સહે વેદના રાનની;
ન ઘટે મૂકી જાવું મને, આવ્યો નળ દમયંતી કને.
દીઠું મૂખ અંતર પરજળ્યો, મચ્છ સંભારિ પાછો વળ્યો;
કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતિભણી.
વિચાર વારિનિધીમાં પડ્યો, આવન જાવન હિંડોળે ચડ્યો;
સાતવાર આવ્યો ફરિ ફરી, તજિ ન જાય સાધુ સુંદરી.
પ્રબળ બળ કળિજુગનું થયું, પ્રેમ બંધન તૂટી ગયું;
સર્પ કંચુકિને તજે જેમ, નળે દમયંતી તજી તેમ.
વૃક્ષ જેમ પત્રને પરહરે, પુનરપિ અંગિકાર ન કરે;
જેવું વમનનું હોય અન્ન, તેવિ મારે એ સ્ત્રી જન.
કો સમે મને મારે નેટ, હુંયે વહાલું એને પેટ;
એવું કહિને મેલી ડોટ, ઉવાટે ચાલ્યો સાસોટ.
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

### વળણ.

પ્રાતઃકાળ અરૂણ ઉદે, ત્યાં લગે ધાયો અવનીશ;
જાગ્યું રૂદે થયું દુઃખ ઉદે, દીઠો જ્યારે દીશેરે.

### કડવું ૩૪ મું. રાગ રામગ્રી.

નળરાય જળ નયણે ભરે, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું, અવનિ પછાડે આપ.
વૈદર્ભિ વામા રંક રામા, એકલડી વનમધ્ય;
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાનિ ટળી અવધ્ય.

નહિ મળે ફરી કોકિલાસ્વરી, શે ઉપનો વિખવાદ;
મનગમતી બોલ દમયંતી, નળે માંડ્યો સાદ.
વિશ્વમોહની સૃષ્ટિ દોહની, સુંદરી સુજાણ;
રે ભુજવલ્લભ દર્શન દુર્લભ, બોલ્ય પિયુના પ્રાણ.
રૂદન કરતો વનમાં ફરતો, આવ્યાની જોતો વાટ;
કળિયે ચરણ ધરણના ભુંશા, વન કીધું નરેડાટ.
વડડાળ ભૂપાળ વળગ્યો, ને રૂએ તે રૂદયાફાટ;
મોહધારણ કરમ કારણ, કહે ભુજ દેઈ લલાટ.
રાયજી વિલાપે ઘણું કંપે, સંભારે સુખસ્નેહ;
કુબુદ્ધિ આવી વાત ભાવી, અન્યાયે દીધો છેહ.
અજગર નાગ વરૂ વાઘ છે, દારૂણ વનની હદ;
કરડાં કોતર સિંહના સ્વર, શામા ફાટી મરશે સદ્ય.
દોહલે પામી મેં ગજગામી, દેવ ગયા નિરમૂખ;
સ્વયંવર સાથ સાંભળી ગાથ, તે સર્વ પામશે સૂખ.
કોણ નેત્ર લૂએ રાય રૂએ, એવે શબ્દ સાંભળ્યો ગાઢો;
જો પ્રેમજળ મુકાવ્ય નળ, બળતાને બાહર કાઢો.
સાંભળી વાણી રાણિ જાણી, રોઇ રોઇ બેઠો સ્વર;
હરખ ભરાયો સ્વરે ધાઓ, વીરસેનનો કુંવર.
પાડે બરાડ બળે દવાડ, તરફડે મોટો વ્યાળ;
દયાસિંધૂ દીનબંધૂ, મને કાઢ નળ ભૂપાળ.
વન્હિ વરદાન ગયો રાજાન, નાગે કિધો નમસ્કાર;
આપ્ય પ્રાણ હો ગુણવાન, હું કરિશ કાંઇ ઉપકાર.
વિષથી ન બીધો નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
ખાંધે ચડાવી મુક્યો બહાર લાવી, શાતા પામ્યો પ્રાણ.
પુણ્યશ્લોક સાચા પાળિ વાચા, જાગ્યો વૈદર્ભિકાંત;
પુછે એમ નળ દાધ્યો સબળ, મને કહે માંડી વૃત્તાંત.

વલણ.

વૃત્તાંત કહે ભાઇ કોણ છે, પામ્યો બહુ પરિતાપ;
સર્પ કહે રાય સાંભળો, મને હતો રૂષીનો શાપરે.

## કડવું ૩૫ મું. રાગ દેશાખ.

બોલ્યો નાગ કરી પરણામ, મારૂં કરકોટક છે નામ;
પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્તરૂષિયે મને દિધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગભણી, અજ્ઞાનતા જાગી મુજતણી;
ફુતકારિ નાંખી વિષજ્વાળ, દાઘા રૂષિ ને ચડિયો કાળ.
પાપી તેં નાંખી વિષલહર, બળજે દવમાં અવની ઉપર;
બહુ કાળ તું અવનીમાંય, ભોગવ દુખ પણ જીવ નહિ જાય.
મેં કહ્યું શાપ દીધો તે ખરો, મને શાપનો અનુગ્રહ કરો;
વન્હિ વેદના દોહલી છે ઘણું, કહ્યું દર્શન થાશે નળતણું.
પુણ્યશ્લોક બહાર કાઢશે, તને શાતા પમાડશે;
ને દિનનો દાઝુંછું અહીં, શત સહસ્ત્ર વરસ ગયાં વહી.
તે તમે આજ દુખ ટાળીયું, પુણ્યશ્લોક સત્ય પાળીયું;
એવું કહિને સર્પજ ધશો, કરકોટક નળને ડશો.
લાગિ વિષજ્વાળા દાઝ્યો ભૂપ, કાળિ કાયા થયું કુબડું રૂપ;
કાજળપેં શામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણી કેશ.
છતે દાંતે ડાચાં ગયાં મળી, નિસરિ ખુંધ કટિ બેવડિ વળી;
નળ કહે ધન્ય કદ્રુકુમાર, ઘણો રૂડો કિધો ઉપકાર.
મેં તને આપ્યું જીવતદાન, તેં કિધો મને શાહિ સમાન;
નાગ કહે રખે દુખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો.
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કો નહિ ઓળખે એણે વર્ણ;
આ ત્રણ વસ્ત્ર આપુંછું ભૂપ, પરિધાને થાશે મુળ રૂપ.
પેહેરિ જોયાં પરિક્ષા કરી, તતક્ષણ દેહની કાંતિ ફરી;
નળ હરખ્યો થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ.
ભૂપ વ્યાળ બે થયા વિદાય, અયોધ્યા ગયો નૈષધરાય;
દેખિ માણસ ખસે અરાં પરાં, ધાય બાહુક પુંઠે છોકરાં.
જે જે માર્ગ મહીપતિ પળે, ત્યાંત્યાં માણસ જોવા મળે;
હસે લોક રૂપે લીક વાળી, નાંખે કાંકરા પાડે તાળી.
રાજસભામાં રાજા ગયો, પ્રતિહાર સાથ ખશિને રહ્યો;
હશિ સભા હશો રૂતુપર્ણ, વિધિયે આ ક્યાં નિર્મ્યું વર્ણ.

હાર્યું કાજળ જાંબૂ ફળ, આતો રૂપે જાણે બિજો નળ;
કહો કોણ છો સ્વરૂપ ધામ, કયમ આવવું પડયું આ ગામ.
નળ કહે મારૂં બાહુક નામ, આવ્યો ઉદર ભરવાને કામ;
હું અશ્વમંત્ર જાણું રાજન, ખેડું એક દિને શત જોજન.
કહે રતુપર્ણ મોટું કારણ, આ રૂપને વિદ્યા અસાધારણ;
નળ ઇંદ્ર વિના જાણે નહીં, મંત્ર પ્રાપ્તિ તને ક્યાંથિ થઇ.
હું નળનિ કરતો સેવાય, મંત્ર પાઠ કરતા નળરાય;
કો સમે પ્રકાશિ ભણતા તેહ, ત્યાંથિ વિદ્યા હું પામ્યો એહ.
નૈષધપતિ તો વનમાં ગયો, તે દુખે બળી આવો હું થયો;
આવ્યોછું રહેવા તમ કને, અન્ન વસ્ત્ર આપજો મને.
નહીં કરૂં હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ;
રાયજી હું તમને નહિ નમું, સ્વયંપાક કરીને જમું.
રાજા કહે રહો જેમ તેમ. વિદ્યાવાન જવાદેઉ કેમ;
દીધો હયપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર.
જદપિ માન તે પામ્યો ઘણું, પણ કહેવાયું દાસત્વપણું;
હયશાળામાં જઇને રહ્યો, અશ્વપતી તે રાજા થયો.
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી;

## *श्लोकः स्वागतावृत्तं..

आतपेभृतिमता सहवध्वा, यामिनी-विरहिणा विहगेन;
मेहिरे न किरणा हिमरश्मे-र्दुःखिते मनसि सर्वमसह्यम्.

### ભાવાર્થ-વસંતતિલકા છંદ.

જે ચક્રવાક દિવસે વૈહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશુંએ ન રૂચે.

### રાગ ચાલતો.

એવું કહિને કરે શયન, વિસ્મય થાય પાડોશી જન.
બાળક બિહામણો આવી વરયો, કદ્રુપને વિયોગ તે કરશો;

* કિરાતના નવમા સર્ગનો ૩૧ મો શ્લોક.

તે સ્ત્રીયે સુકૃત શું કર્યું, જેણીએ આ પુતળું વર્યું.
વારૂ થયું જે વિપત્તિ પડી, આ ભૂતથી છૂટી બાપડી.

વલણ.

બાપડિ છૂટી લોક કહે, રહ્યો રાયને રીઝવી;
વ્રહદશ્વ કહે યુધિષ્ઠિરને, હવે દમયંતીની શી ગત્ય હવી.

કડવું ૩૬ મું. દોહરા.

સ્વપ્નનું આવ્યું નારિને, મુકી જાયછે નાથ;
ઉઠી અચાનક અંગના, ગ્રહવા પ્રભુનો હાથ.
થાય ફરી ફરિ ગાભરી, જૂએ ચારે પાસ;
અબળાનાં રૂદય કોમળાં, હું બિહું તમારે હાસ.
જોયું વન ફરી ફરી, સમ દેઇ કીધો સાદ;
ન બોલ્યો નાથ નિરાશ થઈ, પછે રોતી ગાઢે નાદ.

રાગ મારૂ.

અમો અબળા માણસ બીજે, ન કીજે હાસ, હો નળરાય;
કેમ ધીરજ ધરૂં હું નારી, તમારી દાસ, હો નળરાય.
રાત્ય અંધારી તો અમારી, વલે શી થાશે, હો નળરાય;
તમ ચરણ કેરી આણ, પ્રાણ મારા જાશે, હો નળરાય.
અહિયાં બોલે સાવજ નાગ, વાઘ ને વરૂ, હો નળરાય;
બોલો હું રહિશ ક્યમ, સમ હું મરૂં, હો નળરાય.
હાંજી હાંજી જાઓછો હાડ, રાડ થાશે ફાંસૂ, હો નળરાય;
ગુપ્ત રહ્યા ન આવે દયા, દેખી મારાં આંસૂ, હો નળરાય.
તમારાં પગલાં ન દેખું કંથ, પંથ કેમ લહું, હો નળરાય;
રાત્ય અંધારી ભયાનક, સ્થાનક ક્યમ રહું, હો નળરાય.
નૈષધરાયતણી જે રાણી, તાણી રોય, હો નળરાય;
પ્રભુ અંગ અવેવ મારા, તારા જોય, હો નળરાય.
થઇ ઘેલી સરખી ચાલે, વાલે તરૂઓડી, હો નળરાય;
મોટું વનડું માંડયું જોવું, રોવું મુક્યું છોડી, હો નળરાય.
વલવલતિ વૈદર્ભી વાટે, ઉચાટે ભરી, હો નળરાય;
કહો સ્વામી જે કારણ શુંય, હુંય પરહરી, હો નળરાય.

વાલાજી ન દીજે છેહ, નેહ વિચારો, હો નાગરાય;
આ તો કર્મે વાળ્યો આંક, વાંક શો મારો, હો નાગરાય.

વળણ.

શો મારો અપરાધ સ્વામી, દારૂણ વન મૂકી ગયા;
અલ્પ ભ્રાંતિયે હું તજી, અંતર નહિ ઉપની દયા.

કડવું ૩૭ મું. રાગ રામગ્રી.

વૈદર્ભિ વનમાં વલવલે, અંધારી રાત્ય;
ભામનિ ભય પામી ઘણું, એકલડી જાત્ય; વૈદર્ભિ.
રસનાયે નામ દે નળતણું, જાપ જપતી જાય;
શુધ્ય નથીરે શરીરની, ભાગે કાંટા પાય; વૈદર્ભિ.
રોઈ રોઇ રાતી આંખડી, ખુટયું આંસુનું નીર;
નયણે ધારા બે ઝરે, વહેછે રૂધીર; વૈદર્ભિ.
હીંડતી તે આખડે, વાગે પાયમાં ઠેશ;
ચાલતી ઊભી રહે, ભરાય કાંટામાં કેશ; વૈદર્ભિ.
અંગે ઊઝરડા ઘણા, ઝરે શોણિત ધાર;
ઓ નળ ઓ નળ બોલતી, બિજો નહિ વિચાર; વૈદર્ભિ.
ઉંડાં કોતર ઉતરે, ચડે ગિરી ગરાડ;
અશુધ્ય ઉર ધડકે નહિ, પાડે વાઘ બરાડ; વૈદર્ભિ.
વાંકિ વાટે ટિંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફમાં સાપજ ફુંફવે, ઘણું ધૂધવે ઘોહ; વૈદર્ભિ.
શબ્દ પશૂ પંખીતણા, ન પડે કાંઇ પ્રીછ;
વરૂ વણિયર બિહાવે બહુ, ધાય પુંઠે રીછ; વૈદર્ભિ.
શૂકર રોઝ છિકારવાં, ચિતરા દેછે ફાળ;
ફાલુનાદ હેથે ઘણા, બહુ બોલે શિયાળ; વૈદર્ભિ.
આંબા આંબલિ લીંબડા, એખરા છે અપાર;
શીમળ સાદડિ શેકટી, સુજે પંથ ન સાર; વૈદર્ભિ.
બેર ખાખર ને કાચકી, કાંટાળી થોર;
બાવળિયા બીહામણા, ત્યાં ઝાઝી બોર; વૈદર્ભિ.
આખંડી પડેછે સુંદરી, ચરણે વેલા વિંટાય;
છૂટા કેશ કામનીતણા, ઝાંખરે ઝડીયાં ભરાય; વૈદર્ભિ.

અથડાયે વૃક્ષ અંગશું, મુકે કાંટામાં પાય;
શુધ્ય નથીરે શરીરની, ભજતી નળરાય; વૈદર્ભિ.
દિવસ રયણી પ્રીછે નહીં, એવું જાડું અરણ્ય;
દમયંતી ભૂલી પડી, દહાડા થયાછે ત્રણ્ય; વૈદર્ભિ.
અન્ન ઉદક નહાતું નહીં, બેસવું ન શયન;
ત્રણ્ય દિવસ એમ વહિ ગયા, ભમતાં તે વન; વૈદર્ભિ.

વળણ.

ભમતાં વન નૃપ-ભામની, ત્રણ્ય દિવસ ગયા વહી;
વાટ ઘાટ કે ગામ ઠામ, પ્રેમદા કાંઈ પામી નહીં.

કડવું ૩૮ મું. રાગ રામગ્રી.

ભૂલિ ભમેછે ભામની, નૈષધનાથની નાર;
હા નળ હા નળ બોલતી, ભિમકરાજ-કુમાર; ભૂલિ ભમેછે.
ધોવાયું કાજળ આંસુએ, વેદનાએ વ્યાકૂળ;
અરધ ઉઘાડી દેહડી, નાથે ફાડ્યું પટકૂળ; ભૂલિ ભમેછે.
એવે દિઠો એક ચીતરો, ધરિ ધીર ઉલટ;
પૂછિ ભાળ ભૂપાળની, તારા સરખી છે કટ; ભૂલિ ભમેછે.
શાર્દુલ દીઠો વનમાં, વૈદર્ભિ પુછે વહાલ;
નૈષધ-દેશી વાટે મળ્યા, તારા સરખી છે ચાલ; ભૂલિ ભમેછે.
સાવજ થાયે ગાભરો, ભયથી નાશિ જાય;
વનદેવી મને ઝાલશે, પશુ ઘણાં કંપાય; ભૂલિ ભમેછે.
પૂછ્યું ઊંચા દ્રુમને, તારિ ગગને ગઇ ડાળ;
તરૂપતિ જો મારી વતી, કહીં દીસે ભૂપાળ; ભૂલિ ભમેછે.
ઉત્તર દ્રુમ આપે નહીં, તેમ રાણી રોય;
પુણ્યશ્લોકે મને પરહરી, શત્રુ થયું સર્વ કોય; ભૂલિ ભમેછે.
અજગર પડ્યોછે વાટમાં, વિકાશી મુખ ભાગ;
દમયંતિયે પ્રીછ્યો નહીં, મેલ્યો મુખમાં પાગ; ભૂલિ ભમેછે.
ચરણ ગળ્યો જાનુ લગી, વિખ ચડિયું શરીર;
પડિ ભોમ્ય સાદ નળને કરે, મુખે પાડી રીડ; ભૂલિ ભમેછે.
અજગર આનંદ પામિયો, ભલું જડિયું ભક્ષ;
વૈદરભી ઘણું વલવલે, ઊંચાં ચડિ ગયાં ચક્ષ; ભૂલિ ભમેછે.

કંઠે તો કાંટા પડ્યા, મુખે પડિયો શોક;
મરણ સમે મારૂં કો નહીં, રસનાયે પુણ્યશ્લોક; ભૂલિ ભમેછે.
રોતી રાણી સાંભળી, પારધિ આવ્યો ધાઇ;
પગ અજગરના મુખમાં, શામા દીઠી સાહી; ભૂલિ ભમેછે.
પારધિયે અજગર મારિયો, કુહાડીને ઘાય;
જુગત કરી મૂકાવિયો, નળપત્નિનો પાય; ભૂલિ ભમેછે.
વૈદર્ભીને વિષ ચડયું નહીં, વાસવનું વરદાન;
કરતળ વાસ સુધાતણો, દેહ રહિ પરમ નિધાન; ભૂલિ ભમેછે.

વળણ.

દેહ રહિ પરમ નિધાનરે, હળાહળ ગયું ઉતરી;
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી.

કડવું ૩૮ મું. રાગ મારૂ.

વિષધર માર્યો વ્યાધે આવી, મહેલાં મૃત્યુથકી મૂકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો દમયંતિ તેડી સાથે.
પારધિ હીંડયો જુગતે જુતી, જાય દમયંતિ બિહિતી બિહિતી;
ગયો એક સરોવર તીર, પ્રક્ષાલન કિધું સર્પ શરીર.
દેખતાં દમયંતિ પ્રત્યક્ષ, વ્યાધે અજગર કીધો ભક્ષ;
મુખનું પાસું તે રહેવા દીધું, બાકી શરિર તે ભોજન કીધું.
દમયંતિ તો વિસ્મય હવી, આ તો વાત દિઠી મેં નવી;
પારધિ કહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી.
મનનિ ખટપટ સગળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો;
હું તો પારધિપતિ છું વ્યાધી, પટરાણી કરૂં ભલે લાધી.
એકલાં આવ્યાં આણી દશે, કાં ન બોલો રળીરસે;
કોણ માત તાત ને સ્વામી, વન નિસર્યાં વૈરાગ પામી.
કોણે વચન કહ્યુંરે કવરધું, કાં અંબર અંગે અરધું;
શું નળ નળ મૂખે જપો, છો ડાહ્યાં ને ઘેલામાં ખપો.
જદપી દુઃખ તમને પડિયું, પણ ભાગ્ય મારૂં ઉઘડિયું;
એમ કહિને ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા.
જશો રાહુ ચંદ્રને ચાંપે, તેમ દમયંતિ થરથર કાંપે;
માં ભરિશ ઓરેરૂં ડગ, તુજપર ત્રુટી પડશે ખડગ.

હું તો ભીમકરાયનિ બાળી, અલ્યા હું નહિ ચુકવાવાળી;
હું તો દમયંતિ નળની નારી, પારધી કહે ભાગ્યદશા મારી.
એવું કહિને પારધિ ધશિયો, અબળાને ક્રોધ મન વશિયો;
મૂરખ કહ્યું માનરે મારૂં, હો જમપુરના વટેમારૂં.
ઉપકાર તારો હું જાણું, તે માટે હું દયા કાંઇ આણું;
બળ મા કર તું મુજ સાથે, મુરખ મરણ ચડયુંછે માથે.
કેમ જાવા દેઉ ભોળી ભામ, મુજ વિરહીતણો વિશ્રામ;
હુમાં શો અવગૂણજ દેખો, મને શામાટે ઊવેખો.
મારે મંદિર સ્ત્રી છે તરણ, તે રહેશે તમારે ચરણ;
આપણ બે જીવજીવશું જડિયાં, કોણ સુકૃતથી સાંપડિયાં.
થનાર હશે તે દેઇશ થાવા, પણ નહિ દેઉં તમને જાવા;
સુખે પારધિ વંશમાં વરતો, હું નળથી નથી કાંઈ નરતો.
લક્ષણવંતિ મને લોભાવો, પૂરિ વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્રે નહીં દમાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લાવો.
ભક્ષ દુઃખ ન ધરશો ચિત્ત, શત પશુ વેધુંછું નિત્ય;
ઊંચું જોઈ કહે ધન્ય વિધાતા, મને દમયંતિનો દાતા.
મારી કર્મદશા છે ચડતી, વૈદર્ભી પામ્યો રડવડતી;
દેવ નહિ પામ્યા ખપ કરતાં, મને વાર ન લાગી વરતાં.
તૃણનો મેરૂ ને મેરૂનો તરણ, તારી લીલા અશરણ શરણ;
ભોગવિ ન શકયો નૈષધસ્વામી, નળે ખોઇ નારી મેં પામી.
શું નળ નળ જંપના લાગી, પહોર નિશાયે ગયો ત્યાગી;
શે લોભે લ્યો નળનું નામ, જેણે દુખિયાં કીધાં આમ.
બોલો આધાર પ્રાણજીવન, ધાયો દેવાને આલિંગન;
ક્રોધે સતિયે સંભાર્યું સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય.
વીઠલજી ચડજો વારે, હું તો રહિછું તમ આધારે;
છો વિપત સમેના શામ, મધુસૂદન રાખો મામ.
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મુકાવ્યો મદગળ;
રાખ્યો પ્રલ્હાદ વસિયા થંભ, રખે કરો હું વેળા વિલંબ.
સત્ય હોય સદા નિરંતર, અસત્યથી હોઉં સ્વતંતર;
નવ મૂકયો હોય નળ મનથી, જો કુદષ્ટે જોયું નહિ અન્યથી.

આપતકાળે રહી જો હું સત્યે, સુખ સમે રહી શુભ મત્યે;
પંચ મહાભૂત સાક્ષીમાન, ન ચુકી હોઉં નળનું ધ્યાન.
સત્ય બળે હું દેઉંછું શાપ, ભસ્મ થાજો પારધી આપ;
વાક્ય નીસર્યું મહેલાને મુખથી, અગ્નિ લાગ્યો પગને નખથી.
સ્તવન કીધું બેઉ કરજોડી, જોતામાંહે થયો રાખોડી;
પ્રેમદા પામિ અતિ પરિતાપ, ઉપકારીને દીધો શાપ.
જદપિ વ્રત મારૂં નવ ભાગ્યું, પણ લૌકિક લાંછન લાગ્યું;
લોકને પારધીનો સંદેહ, માટે પાડું હું મારી દેહ.
પ્રાણ ત્યાગે હું બિહિતી નથી, કંઠ પાશ કર્યો કેશ ગુંથી;
ગાળો કરિને ઘાલ્યો કંઠ પાશ, મનમાં ચીતવિ એવી આશ.
વિષ્ણુકને વર માગિને મરૂં, નળનિ દાસી થઈ અવતરૂં;
એવે કળિજુગે ધાર્યું મન, કરૂં કૌતક હું ઉતપન્ન.
મરણથી ઉગારી લીધી, એવી કળિજુગે માયા કીધી;
તાપસ આશ્રમ દીઠી વાડી, ગઇ દમયંતિ ફાંસો કહાડી.
નગ્ન દિગંબર છે મહંત, ગઇ પાસે ને હરખ્યું ચ્યંત;
બોલ્યો કળિજુગ નાસિકા ગ્રહી, મછ માટે પ્રીતજ ગઇ.
શોકે ભિમકસુતા દમયંતી, તજિ નાથે હિંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાંતે, કામની તજિ દીધી કાંતે.
દમયંતિ આનંદી અપાર, જોગિ જગદિશનો અવતાર;
ફરિફરિને પાગે નમે, નળનું પ્રશ્ન કરોને તમે.
મુનિ કહે નળરાય છે ક્ષેમ, પણ તુજ ઉપર નથી પ્રેમ;
નળ નારિ શોધેછે અન્ય, તું કરજે જે ઉપજે મન.
હરખ્યો પ્રેમદાકેરો પ્રાણ, મારા નાથને છેરે કલ્યાણ;
લક્ષ નારી કરે રાજાન, પણ મારે તો નળનું ધ્યાન.
હરિ ઠામ થયો જાણિ નળ, નારિયે નલિધું જળ ને ફળ;
પામિ વિરામ કીધું શયન, નીદ્રાવસ્થ થઇ સ્ત્રીજન.

વળણ.

નળસ્ત્રી નીદ્રાવશ થઈ, આવ્યો સ્વપનમાં પુણ્યશ્લોક;
ચાર ઘટિકાયે જાગી ચતુરાં, થઇ તાપસ વાડી ફોકરે.

## કડવું ૪૦ મું. રાગ મલાર.

ભીમક-સુતા જાગી કરીને, ચારે પાસે જોય રે;
નહિ તાપસ વન બીહામણું, પછે નળની નારી રોય રે.
હું પાપણીને પગલે કરીને, મુનિયે મૂક્યો ઠામ રે;
કોણ કૃત્ય મેં આચર્યાં જે, વિપત પડીછે આમ રે.
હીંડે સાદ કરતી સ્વામીને, ત્રિભુવન-નાયક નર રે;
ગગને રહી હરખે ઘણું, જે ઊવેખ્યા અમર રે.
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના શત્રુ સર્વ રે;
આજ રિપુને વહીગ્નયછે, કૌતકકેરૂં પર્વ રે.
એવું જાણી મારા નાથજી, મુજ દાસીનિ લ્યો સંભાળ રે;
હો વિહંગમ વેવિશાળિયા, મને મૂકી નળ ભૂપાળ રે.
હો વજાવતિ મારી માતા, મારૂં ઢાંક્ય ઉઘાડું ગાત્ર રે;
હો ભિમક મારા તાતજી, શોધિ મનાવો જામાત્ર રે.
હો નૈષધ દેશના રાયજી, ઓચિંતું દ્યો દરશન રે;
ભૂપ રૂપને જાઉં ભામણે, હો સલુણા સ્વામીન રે.
વૈદર્ભિ નાથ વિજોગણી, વિરહે વ્યાકુળ શરીર રે;
ચતુરાને વન ચાલતાં આવી, સલિતાકેરી તીર રે.
આનંદી અબળા અતિ ઘણું, ઉતરતા દીઠા લોક રે;
ધાઈને પૂછે પ્રેમદા ભાઈયો, દીઠા ક્યાંઇ પુણ્યશ્લોક રે.

### વલણ.

પુણ્યશ્લોક છે એ સાથમાં, એમ પૂછે નળની નારિ;
નદી ઉતરતા આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારિરે.

## કડવું ૪૧ મું. રાગ મલાર.

સાસ ભરી પૂછે સતી, વેપારી રે;
કહિં દીઠાછે નૈષધપતી, વેપારી રે.
પ્રભૂ ગયા છે પરહરી, વેપારી રે;
છે તમમાં વાત કહો ખરી, વેપારી રે
દેખાડો નળ નાથને, વેપારી રે;
રૂડું હજો સઘળા સાથને, વેપારી રે.

સાચું બોલો નદીની તીર છો, વેપારીરે રે;
વિપત્ય સમયના વીર છો, વેપારી રે.
રૂપે બ્રહ્માયે વાળી હદરે, વેપારી રે;
મારો સ્વામી ઓળખાશે સદરે, વેપારી રે.
છે અદ્ભુત ગોરૂં ગાત્રરે, વેપારી રે;
દિઠે અડસઠ તીરથ જાત્રરે, વેપારી રે.
ગોરૂં મુખ ને મુછ વાંકડી, વેપારી રે;
મોટી ભ્રકુટી ને આંખડી, વેપારી રે.
કાંતિ મણી જેવી ચટકતી, વેપારી રે;
ચાલ્ય ચાલેછે લટકતી, વેપારી રે.
કંઠે મોતીનું લેહેરીયું, વેપારીરે;
અરધું પટોળું પેહેરીયું, વેપારી રે.
મુગટે માણુક ઝળકતાં, વેપારી રે;
શ્રવણે કુંડળ લળકતાં, વેપારી રે.
અધર આંબાની કાતળી, વેપારી રે;
વિશાળ રૂદે કટિ પાતળી, વેપારી રે.
જેના બોલ સાકરપેં મીઠડા, વેપારી રે;
એવા નૈષધનાથ કહિં દીઠડા, વેપારી રે.
ત્યારે વણઝારા એમ ઉચરે, શુણ શામા રે;
નિર્લજ વનમાં શું ફરે, શુણ શામા રે.
કો કહે ફરૂત્યા વનવસી, શુણ શામા રે;
કો કહે દિસે રાક્ષસી, શુણ શામા રે.
કો કહે મોટી પાપણી, શુણ શામા રે;
કો કહે દીસે શાકણી, શુણ શામા રે.
કો કહે હું નૈષધપતી, હો ઘેલી રે;
આવો આલિંગન દીજે સતી, હો ઘેલી રે.
વાંકી દૃષ્ટે જૂએ ઘણા, હો ઘેલી રે;
દુખ પામ્યામાં નહિ મણા, હો ઘેલીરે.
રોતી નાવે બેઠી સુંદરી, શુણ રાય રે;
લોકમાં મળતી ઉતરી, શુણ રાય રે.

વેપારી ત્યાં વાસો રહ્યા, શુણુ રાય રે;
બે પહોર નિશાના ગયા, શુણુ રાય રે.
નયણે આંસુડાં ગળે, શુણુ રાય રે;
દમયંતિ બેઠી ઝાડ તળે, શુણુ રાય રે.
ગજ જૂથ પીવા આવીયું, શુણુ રાય રે;
કળિયે સિંહ થઇ બિહરાવીયું, શુણુ રાય રે.
ત્યારે ભડકી મેગળ-મંડળી, શુણુ રાય રે;
વેપારીને માર્યાં દળી, શુણુ રાય રે.
સતિને કુછિત વાક્ય બોલિયા, શુણુ રાય રે;
તે પાપી ગજે રોળિયા, શુણુ રાય રે.
પછે અધિપતિ વેપારિતણો, શુણુ રાય રે;
તેડ્યો સાથ જીવતો આપણો, શુણુ રાય રે.
ભાઇયો કુતોહળ મોટું હતું, શુણુ રાય રે;
મને ઘટેછે બિજે વન જવું, શુણુ રાય રે.
એવે કળિજુગ પાપિ આવિયો, શુણુ રાય રે;
વેષ જોશીનો લાવિયો, શુણુ રાય રે.
તિથિપત્ર જોઇ જોઈ કહે, શુણુ રાય રે;
ચેતો કોઇ જીવતું નહિ રહે, શુણુ રાય રે.

**વલણ.**

નહિ રહે કોઇ જીવતું, ઉતપાત મોટો હોય;
એ કૃત્યા આવી કાલ્યની, તેણિયે ખાધું સર્વે કોય રે.

**કડવું ૪૨ મું. રાગ મેવાડો.**

દેખાડી દીધી હો, કળિયે સુંદરી રે;
ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી રે.
સર્વે ઠરાવી હો, શામાને શાક્યણી રે;
નળને સંભારે હો, મધુરા ભાષ્યણી રે.
બોલ્યો અધિકારી હો, મારો એને સહુ મળી રે;
પડ્યા સર્વ ત્રૂટી હો, અબળા નાંખી દળી રે.
ગડદા ને પાટુ હો, પથરા ને લાકડી રે;
એણીપેરે મારી હો, બાળાને બે ઘડી રે.

રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે રે;
બંધન ત્રૂટયું હો. નાસતિ આખડે રે.
હું વધુને દેખી હો, પૂર્વજ લાજિયા રે;
મુજને રાખો હો. નૈષધ રાજિયા રે.
ત્રાસે ને નાસે હો, પાછું ફરિ ફરિ જુએ રે;
રાજ મારગે હો, દમયંતી રૂએ રે.
અંગે બહુ ઢીમાં હો. રૂધિરધારા ઝરે રે;
સળ બહુ ઉઠ્યા હો, અવલોકન કરે રે.
ઉષ્ણ છે રેણુ હો, ચરણ બહુ દાઝે રે;
કળિ થયો પુંઠે હો, દુઃખ દેવા કાજે રે.
નગર એક આવ્યું હો, અબળા ઉલાસી રે;
ત્યાં રાજ્ય કરે હો, ભાનુમતિ માસી રે.
પુરમાં આવી હો, એવી અવસ્થા રે;
ઘેલી જાણી હો, લોક બહુ હસતા રે.
બાળક પુંઠે હો, તાળિયો પાડે રે;
શે ઢાંકે કાયા હો. રેણુ ઉડાડે રે.
વૈદર્ભી વીલી હો, શેરી ચૌટાં ફરે રે;
લોક નાંખે કાંકરા હો, કર આડો ધરે રે.
જરૂખે બેઠી હો, માસી ભાનુમતી રે;
દયા તેને આવી હો, તેડાવી સતી રે.

વલણ.

સતી તેડાવી રાણિયે, જઈ અબળા ઉભી રહી;
ભાણેજે માસી ઓળખી, પણ દમયંતી ઓળખી નહીં રે.

. કડવું ૪૩ મું. રાગ ગોડી.

દમયંતિ મંદિરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતિ જોઇ વિસ્મે હવી, કહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા તારા મનમાં રમે, ભાગ્યવાન કાં વનમાં ભમે;
છો રૂદ્રાણી કે વૈષ્ણવી, કોણ કારણું ધર્યું રૂપ માનવી.
લૌકિક કષ્ટ વેઠોછો માત, કહો યથાર્થ માંડી વાત;
ના બાઈ માનવિ છું સર્વથા, કર્મ ભોગે ભોગવતી વ્યથા.

નર નારિયે યાત્રા માંડી, અંતરિયાળ ગયા પ્રભુ છાંડી;
ન જાણિયે શું દુખ મન ધરી, નિશાયે નાથ ગયા પરહરી.
કર્મ કથા એ મારી માન, માશી કહે સાંભળને વાત;
કહિયેક તને દીઠિછે ખરી, જાણિયે ભગનીની દીકરી.
પણ ન હોય તેની અવસ્થા એવી, છો રૂપે દમયંતી જેવી;
સુખે રહો સદનમાં સતી, તું મારે જેવી ઇંદૂમતી.
સુબાહૂ સુત મારો જેહ, બેહેન કહિ બોલાવશે તેહ;
કહે દમયંતિ રાખી મામ. નહિ કરૂં હું નીચું કામ.
નિત્ય એક વિપ્રને આપું અન્ન, હવિષ્યાન્ન કરૂં ભોજન;
એવું સાંભળિ હરખી રાણી, રાખિ સતી મન કુલટ આણી.
સતિ નામ ધરાવી રહી, દમયંતિ ઓળખાઇ નહીં;
રાત્ય દિન કરે નળનું ધ્યાન, વિદેશિ વિપ્રને આપે આમાન્ન.
ટલિયો તેડાવે વાટે જતો, જાણે નળ સ્વામી થાયે છતો;
હવિષ્યાન્ન જમે અવની સૂએ, દેહ દમન કરી દિન ખૂએ.
સુખ સાંભરે ત્યારે તન તપે, રાત્ય દિવસ તે નળને જપે;
ઘણા દિવસ એમ ગયા વહી, કળિજુગને મન ચિંતા થઇ.
નળથિ મન ચળે નહિ રતી, તો કયમ વરાય મારી વતી;
દૂષ આણે જો નળને સાથ, તો દમયંતિ આવે મુજ હાથ.
વળિ વિપત એને પાડું, એને માશિ સાથે વઢાડું;
માશિની દિકરી ઇંદુમતી, એક દિવસે નહાતી હતી.
મોતિહાર કંઠથિ કઢાડચો, ભિંતને ટોડલે વળગાડચો;
દમયંતિ હતી તે સમે, સંગ ઇંદુમતિને બહુ ગમે.
ટોડલામાં પેઠો પાપી કળી, મુગતાફળની માળા ગળી;
ઇંદુમતિયે માંડચો શણગાર, જુએ તો નવ દીઠો હાર.
અરો પરો તે ખોળ્યો ઘણું, વિચાર્યું કૃત દાસીતણું;
પુછ્યું તેડીને એકાંત, બાઇ તુજપર આવેછે ભ્રાંત.
લાવ્ય વેહેલિ ક્યાં મૂકી માળ, દમયંતિને લાગી ઝાળ;
બાઈ બેહેન ન ચડાવો આળ, જાશે પૃથવી રસાતાળ.
જોઇ બોલો વદને વાક, સ્વામિ-દ્રોહિ પડે કુંભિપાક;

વળણ.

કુંભિપાક પડે સર્વથા, ન બોલે સાચું જેહ;
ઘેર રાખી રંક જાણી, એમ કાં ઘોછો છેહ રે.

**કડવું ૪૪ મું. રાગ પરજીયો.**

ઇંદુમતી કહે સાંભળ બાઈ, લોક કાં સ ળાવો રે;
દમયંતી કહે વણ ચોરીએ, શામાટે અકળાવો રે.
હાથમાંથી હાર લેઇને, ના કહ્યે કયમ ચાલે રે;
તસ્કર કરિને તો બાંધે જો, વસ્તુ હાથે ઝાલે રે.
મિથ્યા હું કહેતી નથિ બાઈ, કોણ માળા લે તુજ પાખે રે;
એવી ભુંડી હું જો હઉં તો, રાજ્યમાં કેમ મને રાખે રે.
માતા મારિયે માનજ દીધું, સતી સરખી જાણી રે;
અસાધવી મુજને કયમ ઓળખી, શું લેતાં ઝાલ્યો મુજ પાણી રે
અમે પરીક્ષા તારી કીધી, જ્યારે ભરથારે પરહરી રે;
મેણું સહેવા જોગ થઇ હું, તારા ઘરની પેટભરી રે;
ચોરી કરવિ ને આંખ્યજ ભરવી, એ તે ક્યાંનો ન્યાય રે;
એવે સમે રાજમાતા પધાર્યાં, રોઇ બન્યો કન્યાયરે.
આપ આપણું દુઃખ કહીને, નેણે ભરિયાં આંસૂ રે;
એક કહે મારો હાર લીધો, એક કહે ચોરિ ફાંસૂ રે.
ચતુર શિરોમણિ રાજમાતાજી, તે અંતર વાત વિમાસે રે;
માળા ગઈ તે મોટું અચરજ, સતિને કેમ કહેવાશે રે.
તું તો દેવી જેવી દિસેછે, નારાયણની દાસ રે;
આપો હાર ને કલેશ નિવારો, જો કીધું હોય હાસ રે.
સરખે સરખામાં કૌતક કીજે, આપો હાર મોતિતણો રે;
રાજકુંવર રીસાળ ઘણું છે, જાણ્યે થશે કલેશ ઘણો રે.
જો માળા હોય મારા ઘરની, તો પરિતાપ ન કીજે રે;
છે સસુર પક્ષની સઉ જાણે, તેને ઉત્તર શો દીજે રે.
રૂદે ફાટતે કહે દમયંતી, અપવાદ દીધો એવો રે;
હા હા બાઈ તે હાર તમારો, મેં લીધો છે તે દેવો રે.
ન ઘટે રાજમાતાજી તમને, દુખ દેવું ઘેર રાખી રે;
નથિ લિધો નિશ્ચે તમે જોજો, તેના દિવાકર સાખી રે.

ઇંદુમતી કહે આપ્યે છુટશો, સોર કરો શાને ઠાલો રે;
માળા મારા હાથમાં મુકો, જો જશ હોયે વહાલો રે.
સેવક સખિયો સઉકો કહેછે, એણિયે માળા લીધી રે;
બાંધો ટાંગો મારો પછાડો, અબળા આકળી કીધી રે.

વળણ.

કીધી નિશ્ચે ચોરટી, માતાયે જણવી રીસ;
દમયંતી દુખ પામિ ઘણું, સમર્યા શ્રીજગદીશ રે.

કડવું ૪૫ મું. રાગ મારૂ.

હો હરિ સત્યતણારે સંઘાતી, હરિ હું તો કહિયે નથી સમાતી;
હરિ મારે કોણુ જનમનાં કરતુ, હરિ ચોરિથિ શું બિજું નરતું.
હરિ હું શામાટે દુખ પામું, હરિ જૂઓ રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથિ ગજ મૂકાવ્યો, તો હું ઊપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુખની ધીરા, હરિ છો વિપત્ત સમેના વીરા;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો.
હરિ હું હરખે ઘણું હણાઇ, હરિ હું ચોરટિમાં રે ગણાઇ;
હરિ હું તારી સેવા ચૂકી, હરિ તો નળે વનમાં મૂકી.
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, હરિ તો તરછોડી નળ નાથે;
હરિ મેં શીવ ન પૂજ્યા જળે, તો હું રોતી મૂકી નળે.
મારે દોહલાં ઉદર ભરવૂં, હવે ઘટેછે મારે મરવું;
મને ભરથારે કેમ છાંડી, હરિ હું કોને કહું દુખ માંડી.
હરિ મેં કોણુ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં;
મારા કોટિક છે અવગૂણ, પણ તમો તો છોરે નિપુણ.
હરિ મેં રાખ્યું હોય જો સત્ય, મને વહાલા હોય નળ પત્ય;
અપરાધ સરવ વીસારી, ચડો વીઠલ વહારે મારી.
જો નહિ આવો જગદીશ, તો હું મારા પ્રાણ તજીશ;
એમ કહિને આંખ્યે ભર્યું જળ, અમો અબળાનું શું બળ.
એવું મનમાં ધરિયું ધ્યાન, સતિનિ વહારે ચડ્યા ભગવાન;
અંતરજામિયે બુધ્યજ દીધી, સતિયે આંખડી રાતી કીધી.
કહે માશિને કરિને ક્રોધ, બાઇ હારની કરો પુરિ શોધ;
સાક્ષિ સૂર્ય ને ચંદરમાય, જો મેં કીધો હોય અન્યાય.

બાંઈ હાર તમારો જડજો, લેનારો તે ફાટી પડજો;
કહેતામાં કળીજુગ નાઠો, ચડેડાટ ટોડલો ફાટ્યો.
માંહિથિ નીસરિ પડિયો હાર, સતિને ત્રૂઠ્યા વિશ્વાધાર;
અંતરીક્ષથિ અકસ્માત, વરસ્યો હારતણો વરસાત.
એક એકપેં અદકું મોતી, રાજમાતા તે ટગ ટગ જોતી;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરિફરિ લાગે.
બાઇ તું તો દિસેછે સાધ, ક્ષમા કરજે મારો અપરાધ;
ઇંદુમતી થઇ ઓશિયાળી, ન દેખાડે મુખડું વાળી.

વળણ.

વાળિ મુખ દેખાડે નહીં, એમ સત્ય સતિનું રહ્યું;
વ્રહદશ્વ કહેછે ધર્મને, પછે વિદર્ભ દેશમાં શું થયુંરે.

### કડવું ૪૬ મું. રાગ દેશાખ.

વ્રહદશ્વ કહે કથા રે, સાંભળ ધર્મ ભુપાળ;
સુદેવ સંચર્યો રે, સાથે નમાયાં બે બાળ.
માધવી કેશવી રે, સખિ દમયંતિનિ જેહ;
શોભે સાહેલડી રે, પ્રાણ વિના જેવી દેહ.
કુંતલપુર આવિયાં રે, રૂષિ સખિ ને બે સૂત;
દીઠાં દોહલાં રે, ભીમકે જાણ્યું મન આકૂત.
છોરૂ છેહ પામિયાં રે, રાયે રૂદયાશું લીધ;
મા બાપ મુકી ગયાં રે, દિસે દામણાં સરખાં કીધ.
સુદેવ શોકે ભર્યો રે, દુઃખિ દિઠિ દાસીનિ જોડ,
મીટે મીટ મળી રે, મોટે સ્વરે રૂદન મુક્યું છોડ.
સુતા જામાત્રનું રે, જાણ્યું જોગી થઇ જાવું;
સ્વજન ટોળે મળી રે, માંડ્યું નળ-ગુણનું ગાવું.
પુછે વજ્રાવતી રે, બોલો સુતા-સાહેલિ;
દિકરી ક્યાં ગઈ રે, આ બે બાળકડાં મેલિ.
નાથ નૈષધતણો રે, ગયો વન માયા ઊતારિ;
સુદેવે વારતા રે, કહિ ભૂપને વિસ્તારિ.
વૈદર્ભપતિ વળવળે રે, શોકે સાગર સુકે;
ભિમકનિ ભામની રે, ભાણેજાંને રૂદયાથિ ન મુકે.

કુટુંબ ટોળે મળી રે, ભોમ્ય સ્વયંવરની નિરખે;
પુત્રિયે ઇહાં નળ વર્યો રે, હીંડતાં પગલાં પરખે.
રાણી કહે રાયજી રે, હવે શોધ પૂન્યતણી કિજે;
જમાઈજી નવ જડે રે, તો આપણે જોગવટો લિજે.
શોધિ કાઢો સર્વથા રે, જો મારૂં જીવવું જાણો;
દિકરી મળ્યા વિના રે, ન મૂકું મુખમાં જળ દાણો.
ભીમકે મોકલ્યા રે, શોધવા સેવક સહસ્ર એક;
ખપ કરિ ખોળજો રે, કાઢજો ક્ષિતિકેરો છેક.
એવે સમે ઊડતી રે, વાર્તા ભિમકે શુણી કાન;
દમયંતિ એકલી રે, નળે રોતી મુકી રાન.
વણઝારે કહ્યું રે, અમે દીઠી સરિતાનિ તીર;
રૂપ ઘણું હતું રે, અમે જાણ્યું શક્તિનું શરીર.
કેશ છુટા હતા રે, વસ્ત્ર તે અર્ધું અંગે જાણ;
વાત ખરી મળી રે, વદતી હતિ નળ નળ વાણ્ય.
માતા વિલપે ઘણું રે, દુઃખે દાધ્યું અંતઃકરણ;
મેળાવો ક્યાં હશે રે, દિકરી રડવડતિ પામશે મરણ.
વજ્રાવતિમાતને રે, નિર આવે રૂદયા અશાડ;
સુતાને શોધવા રે, સુદેવને ચડાવ્યો પાડ.

**વળણ.**

પાડ ચડાવ્યો સુદેવને, કહે રાણી ને રાય;
ગુરૂ તમ વિના અર્થ નહિ સરે, એમ કહિ લાગ્યાં પાયરે.

## કડવું ૪૭ મું. રાગ રામગ્રી.

બ્રાહ્મણ ચાલ્યો અનુચરને વેષજી, અટન કરતો દેશો દેશજી;
કળા પાડી વરૂઉં ગાત્રજી, જીર્ણ વસ્ત્ર ગ્રહ્યું તુંબિપાત્રજી.

**ઢાળ.**

પાત્ર કરમાં રહિત જોષ્યમ, જૈષ્ટિકા જીર્ણ વસન;
દુખે દરીદ્રી દેખિયે, જદપિ છે સ્વપન.
નિરખે નીર નવાણનાં, જ્યાં નીર ભરતી નાર;
જુથ જુએ જુવંતીતણાં, ન જડે ભિમક-કુમાર.

તીરથ જાત્રા યજ્ઞ યાજન, જુએ સ્ત્રિયોના સંવાય;
અજાણ્યો થઇ જુએ બ્રાહ્મણ, શિશ ધુણીને જાય.
પગે અટન રસના રટન, દમયંતીનું નામ;
શ્રમ કરતાં સુદેવને, આવ્યું રાજમાતનું ગામ.
વિપ્ર પુરમાં આવિયો, વધામણી પામ્યો તરત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવેછે વરત.
પૂર્ણાહુતિ વેળા હુતી, જોવા મળ્યા સઉ જન;
દાસી મળતી દમયંતી, કરે પંથીનું દરશન.
અપૂર્વ-જનનું કરે દર્શન, નિરખે તેની કાય;
વિચારૈ એવો વૈદર્ભિને, જે આવિ ચડે નળરાય.
વેદાધ્યયન કરે વાડવ, અભિષેક આશિર્વાદ;
કિંકરી બહુ ગીત ગાતી, થાય ભેરીનાદ.
દીક્ષા લીધી સુબાહુએ, બેઠો તે સિંહાસન;
હુતદ્રવ્ય હોમાય વિવિધપેરે, ધૂમ્ર જાય ગગન.
દાન અપાય સવછિ ગાય, રાય ભર્યો અહમેવ;
એવે યજ્ઞના કુંડ આગળ, આવિયો સુદેવ.
દેહ દુર્બળ રજે ભરિયો, જોષ્ટિકાયે તુંબ ભરાવ્યું;
સભા સરવ ખડખડ હશી, આ રત્ન કયાંથી આવ્યું.
જજ્ઞ મંડપ જોયો નહી, ન જોયો દિક્ષિત નરેશ;
ઘેલો જશો આગળ ધશો, સર્વને મારતો ઠેશ.
લોક કહે હો ઘેલા ટેલિયા, અંતરમાં છે અંધ;
ભીક્ષુક ભ્રષ્ટ ને ચપળ દૃષ્ટ, શો સ્ત્રીઓ સાથ સંબંધ.
કહ્યું કોનું ન સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એવે દમયંતિ. ને સુદેવની, ત્યાં મળી દૃષ્ટેદષ્ટ.
નિમિષ થાતી રહી નયણ, વિચારમાં પડયાં બેય;
શ્વાસે ભરાયાં બોલવા, સર્વને થયો સંદેહ.
વિપ્ર કો વૈદર્ભનો, એ નહાનપણાનો નેહ;
મારે પીયરથી પધાર્યો, સુદેવ નામે એહ.
ગુરૂએ ગોરી ઓળખી, જડયું બાળપણનું એધાણ;
ભામનીના ભાલ ઊપર, વિધિયે નિરમ્યો ભાણ.

ગુપ્ત રાખતિ માશીને મંદિર, કેશ કેરી લટ;
ખશી વેણુ સૂરજ ઝળકે, રૂદે ભરાઇ ઉલટ.
સમીપ આવ્યાં સામસામાં, નેત્ર ગળે જ્યમ નેવ;
સાથે બંન્યો બોલિયાં, દમયંતિ હોય સુદેવ.

વળણ.

સુદેવ દમયંતી મળ્યાં, ધરણે ઢળ્યાં મુરછા હવી;
સભા સર્વે થઇ વિસ્મય, આ તો વાત દીઠી નવી.

## કડવું ૪૮ મું. રાગ વેરાડી.

મૂર્છાથી મહેલા જાગી, પુછ્યું ગોરને પાયે લાગી;
શાકે છો તમે ઘરના મૂની, હા દીકરિ કેમ તું સૂની.
થઈ દુર્બળ કોણ કારણે, ઉદાસી માસિને બારણે;
તને ઓળખિ નહી શું માડી, ના મેં કળા દેહની પાડી.
શું માશિયે દુઃખજ દીધ, નાજી આસના વાસના કીધ;
નાથજીએ તને કેમ મૂકી, નેટ હું કાંઇએક ચૂકી.
નથિ તું કદિ ચૂકવાવાળી, નવ મૂકે નળ તે ટાળી;
માત પિતા જે છે તારાં, તે તો રોતાં હશે ચોધારાં.
હું પીયરથી આવ્યો સૂતી, ત્યાં શું છે નૈષધપતી;
હા નળની થઇછે શોધ, મને દીધોછે પ્રતિબોધ.
નિશ્ચે છે નળરાય પ્રગટ, છે વાણી માંહે કપટ;
છોરૂને મેં ત્યાં જઇ આપ્યાં, છતે બાપે થયાં નબાપાં.
પછે રાજમાતા એમ પૂછે, રૂષિ તારે ને તેને શું છે;
એનું કોય ન જાણે તેજ, એ તો છે તમારી ભાણેજ.
એ તો ભીમકરાજ-કુમારી, દમયંતી નળની નારી;
એ વાત કેમ નીપજી, ભરથારે એને કેમ તજી.
બાઇ, દમયંતી તું ખરી?, હા થઇ રહિછું કિંકરી;
ત્યારે માશી ધરણી ઢળી, સભા સહુકો થઇ વ્યાકુળી.
થઇ રહ્યો ત્યાં હાહાકાર, સૂદેવ કહે ધિક્કાર;
ઓળખી નહિ શું સૂરતી, ઓશિયાળિ થઇ ઇંદૂમતી.

વળણ.

ધિક્કાર કહે સુદેવજી, ઓળખિ નહિ સુંદરિ સતી;
રાજકુંવર લાજ્યો ઘણું, ગાઢ રોઇ ઇંદુમતી રે.

કડવું ૪૯ મું. રાગ ગોડી.

કાયા કુસુમ રૂપે દિકરીને, દેખિ દાઘો સુદેવ;
અજાણ્યાં થઇને ઇહાં રહ્યાં, થઈ દાસી કીધી સેવ.
અન્યોઅન્યે વાત પુછી ને, રૂદયે પામ્યાં શોક;
રાજમાતા સુબાહુને, સુદેવે દીધો દોષ.
માશી મૂર્છા પામિયાં રે, હવો હાહાકાર;
દમયંતીપર દાસત્વ ભોગવ્યું, પ્રીછ્યો નહિ પરિવાર.
રાજમાતા લાજ પામતાં, આવ્યાં દમયંતિ પાસ;
દિકરી દુઃખે દિવસ નીગમ્યા, વરત્યાં થઈને દાસ.
અધર્મ આળ ચડાવિયાં ને, ઓછું આપ્યું અન્ન;
ભોજન પેટ ભરી પામ્યાં નહિ, વસ્તું લેખે વન.
છબિલિ છાનું કહેવું હતું મુજને, પ્રગટ થવું હતું નેટ;
પરઆધિન થઇ પંડ પીડિયો, પરવશ ભરિયું પેટ.
તું રત્ન મારી દીકરી રે, ગણિ ઠીકરીને સમાન;
વૈદર્ભિ વિપત વેઠી ઘણી તેં, ખોયું વપુનું વાન.
બેહેની તું થઇ રહિ બાપડી, તેણે દુખે મને બાળિ;
દુર્બળ દરિદ્ર જણાવિયું, પાસે નહિં વાલનિ વાળિ.
સુવાને કાજે સાથરો રે, વસ્ત્ર પેહેરવા જાડું;
શીતળ જળ નહિ દીકરી રે, નહિ નેહરી ને નાહું.
દાધું કલેવર માહરૂં રે, ચીરીને કોયલા કાઢું;
ફુલફુલી મારિ દીકરી રે, જમિ અન્ન દાધું ટાઢું.
હવે જીવીને હું શું કરૂં રે, વીખ ખાંઈને પોઢું;
થઈ ગોઝારી બેહેન આગળે રે, શું દેખાડું મોઢું.
ઇંદુમતિ મુખ સંતાડતી રે, હું તો છેક થઈ છછોરી;
હું ભુંડિ ભવોભવ વારતા રે, ચડાવિ આરનિ ચોરી.
લાજસાગરમાં બૂડિયો રે, મશિયાઇ જે સુબાહુ;
સુતા સુરજને આપી ગ્રહ્યો રે, અપરાધ રૂપિયો રાહુ.

એમ ઓશિયાળાં સરવે થયાં રે, બોલી દમયંતિ રાણી;
માશિ તમથેર સુખ પામી ઘણું રે, સાક્ષી સારંગપાણી.
દોહલા દહાડા ઉતર્યા રે, રહી મારી લાજ;
પુત્રી સરખી હું ગણી રે, ન દીધું નીચું કાજ.
મારી ભાણેજ બે મળ્યાં રે, ઓળખ્યાનું આલિંગન;
સહસ્ર સ્વાગત માંડિયાં રે, માન્યો ઘણું મુનિજન.
વસ્ત્ર વાહન આપિયાં રે, વીનવિયો વિપ્રરાય;
ઘણુંએક દમયંતિને આપિયું રે, પછે માશી લાગ્યાં પાય.
સુબાહુ સાથે સંચર્યો રે, વોલાવ્યાં કુંતલપૂર;
સુખ શોભાયે જાય સુંદરી રે, પંથ ઘણો છે દૂર.
ભાનુમતિ ભેટે ફરિફરી રે, ભાણેજ મારી સાધ;
તું છે છત્રપતિનિ પ્રેમદા રે, ક્ષમા કરો અપરાધ.
પાયે લાગી માગી આગના રે, બેશી બેડી સુખપાલ;
બેહેન માશિયે જાતાં માગિયું રે, વૈદર્ભિ રાખે વહાલ.

**વળણ.**

વહાલ રાખે વૈદર્ભિ, પ્રેમે મળજો નૈષધધણી;
થોડે દહાડે પહોતી પ્રેમદા, પીયર ગઇ વધામણી રે.

**કડવું ૫૦ મું. રાગ મેવાડો.**

હરખે ભર્યા સુદેવ વદેવાણી, હો દમયંતીજી;
ઓ આવિ નગરિ ભીમકતણી, હો દમયંતીજી.
કહો તો લેઈ જાઉં વધામણી, હો દમયંતીજી;
પુરિ પિયરનિ જુઓ વિજોગણી, હો દમયંતીજી.
ઓ દીસે દુરગ કાંગરા, હો દમયંતીજી;
ડોલે હસ્તિ સાંકળ નાંગર્યા, હો દમયંતીજી.
ઓ પેલાં ઘર વાડિનાં ઝાડુવાં, હો ગુરૂજી રે;
શું કરતાં હશે મારાં બાળુઆં, હો ગુરૂજી રે.
કેમ જીવિ હશે એ સાહેલી, હો ગુરૂજી રે;
મને દેખિ માતા થાશે ઘેલી, હો ગુરૂજી રે.
ઓ દીસે સ્થળ સ્વયંવરતણું, હો ગુરૂજી રે;
ઈહાં હાર્યા દેવ દેવતાપણું, હો ગુરૂજી રે.

નહિ વિસરે અવસ્તા રાનની, હો ગુરૂજી રે;
કયાં દેખું જાસ તમ જજમાનની, હો ગુરૂજી રે.
પ્રભુ વિના પિયર મને દમે, હો ગુરૂજી રે;
નળ વિના મને નહિ ગમે, હો ગુરૂજી રે.
શ્વાસ ભર્યો સુદેવ સંચર્યો, હો શુણુ રાય રે;
વધામણી વધામણી ઉચર્યો, હો શુણુ રાય રે.
સભા સરવે વિસ્મય હવી, હો શુણુ રાય રે;
જાણે પ્રગટયો નૈષધપતિ રવી, હો શુણુ રાય રે.
હરખ ભર્યો ભિમક પુછે ફરી, હો શુણુ રાય રે;
એ આવિ તમારી દિકરી, હો શુણુ રાય રે.
ચાલ્યો ભિમક કુંવરીભણી, હો શુણુ રાય રે;
વજ્રાવતિ હરખે મન ઘણી, હો શુણુ રાય રે.
ધાયાં ભાઈ ભોજાઇ લાજ વિસરી, હો શુણુ રાય રે;
હરખે ઝાંઝર પડે નીસરી, હો શુણુ રાય રે.
ઘેલિ સાહેલિ મળવા ધશી, હો શુણુ રાય રે;
શિર ઊઘાડાં અંબર જાય ખશી, હો શુણુ રાય રે.
વાયે કેશ થાય મોકળા, હો શુણુ રાય રે;
છુટે અંબર કટિમેખળા, હો શુણુ રાય રે.
આવિ પિયર પ્રજા શોહામણી, હો શુણુ રાય રે;
દિઠિ દમયંતિ દુઃખ દામણી, હો શુણુ રાય રે.
ભુજ ભરિ પિયરિયાં મળે, હો શુણુ રાય રે;
જુએ મુખ માતા આંસુ ગળે, હો શુણુ રાય રે.
મારિ પુત્રિ આવી કાં દુબળી, હો શુણુ રાય રે;
શું પ્રીત પ્રભુ નળની ટળી, હો શુણુ રાય રે.
આંસુ લોહિ મંદિર તેડિ આવ્યાં, હો શુણુ રાય રે;
માર્ગે વેષનાં વસ્ત્ર મુકાવ્યાં, હો શુણુ રાય રે.

વળણ.

મુકયો વેષ ઉતારિ વારણાં, બાળક મૂક્યાં ખોળે;
માતા ને બે બાળુઆં, બે વર્ષે મળ્યાં ટોળે રે.

## કડવું ૫૧ મું. રાગ આશાવરી.

વૈશંપાયન વાણી વદે, શુણ જનમેજય ભૂપાળ રે;
ઋહદશ્વ કહેછે યુધિષ્ઠિરને, મળિયાં બન્યો બાળ રે.
સાથે ભાઈ ને ભોજાઈ મળિયાં, મળ્યાં માત ને તાત રે;
દમયંતીને નાથ વીના, અંતરમાંહિ અશાત રે.
કુટુંબ સરવે પૂછે પ્રેમે, શી શી વારતા વીતી રે;
ઘટે તેવો કહ્યો સમાચાર, સતિયે અથઈતિ રે.
ફરી નળની શોધ મંડાવી, ભીમકે મોકલ્યા દાસ રે;
પ્રભુ પખે દમયંતી તે, પાળવા લાગી સંન્યાસ રે.
અલૂણું અન્ન અશન કરે ને, અવની ઉપર શયન રે;
આભૂષણ રહિત અંગ અબળાનું, કાજળ વીના નયન રે.
નીયમ રાખે નાના વિધના, ઊગ્ર આખડી પાળે રે;
પતિવ્રતા પિયુને ભજેછે, અન્ય પુરૂષ નવ ભાળે રે.
નામ તે નળનું ધ્યાન તે નળનું, સખિ શું નળની વાત રે;
દુઃખે જાય દિવસ ને રયણી, નયણે વરસે વરસાત રે.
પરદેશી વિપ્રને શોધિ નિત્યે, આપે એક આમાન રે;
વૈદરભી જાણે વાડવ વેષે, આવિ મળે રાજાન રે.
એવે આવી રતુ વરષાની, વૈદર્ભિ વિરહ વધારણ રે;
ગાજે મેહ ઉઘડકે દેહ, સખિ આપે હઇયાધારણ રે.
વિનતા હીંડે વાડી માંહે, દ્રુમ લતાને તળે રે;
સુગંધ સંઘાતે બિંદુ શીતળ, ગોરી ઉપર ગળે રે.
કોકીલા બપૈયા બોલે, તે શબ્દ ભેદે અંગ રે;
વિરહિણી તે વીજળી જાણે, ભેદે રૂદયા સંગ રે.
વર્ષાકાળે વિજોગ પીડે, માનનિને મન ભાલો રે;
વૈદર્ભિને વરષાકાળ વીત્યો, આવ્યો રતુ શિયાળો રે.
આકાશ અંગિયા અંબુજ ઉઘડયાં, નિર્મળ ઇંદુ શરદે રે;
પતિવિજોગ પિડેછે પાપી, સતિ રહેછે સત્ય બરદે રે.
દુખે દિવસ નાંખે દમયંતી, એક વરસ ગયું વહી રે;
ત્રણ સંવત્સરની અવધ્ય પહોતી, નાથજી આવ્યા નહિ રે.

સુદેવને તેડી સ્તુતિ કીધી, નયણે આંસૂ ઢાળી રે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરૂજી તમટાળી રે.
જન્મતણા છો તમે હિતસ્વી, કારમું નથી કરવું રે;
ન જોઈએ કલ્યાનિ વારતા, ઘટે શોધવા નિસરવું રે.
ધીરજ આપી ચાલ્યો બ્રાહ્મણ, વેષ નાનાવિધ ધરતો રે;
દમયંતીયે શીખવ્યું તેમ, હીંડે ટેલને કરતો રે.
રથે બેશીને ફરે મુનીવર, સેવક સેવા કરે રે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડિને, વેષ ટેલિયાનો ધરે રે.
છ માસ ગયો અટન કરતાં, આવ્યો અયોધ્યામાંય રે;
સભામાં જઈ તે ટેલ નાંખી, જ્યાં બેઠો ૠતુપર્ણ રાય રે.
અલ્પ વસ્તૂની પ્રાપ્તી થઈ, પરિત્યાગ તેહનો કીધો રે;
ધર્મ ધુરંધર ધિક છે તુજને, ફરિ તપાસ નવ લીધો રે.
રંકે રત્નનું જત્ન ન થાય, જાય નિમડી નેટ રે;
વિલપેછે વસ્તૂ વહોરનિયા, તું ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવણ કરમી માણસ, કીર્તિ કીધી ઝાંખી રે;
ચતુર નર વિચારી જોજો, ટેલ સુદેવે નાંખી રે.
સભા સર્વે વિસ્મય પામી, ટેલ દિસે મરમાળી રે;
ઉત્તર તો સૂજે નહિ કોઈને, સર્વે રહ્યાછે ભાળી રે.
સુદેવ ગયો હયશાળા પાસે, ટેલ નાંખી તે ઠાર રે;
મહેલાનાં કહાવેલાં વચન સાંભળી, બાહુક નીસર્યો બહાર રે.
કદ્રુપ કાયા ને કાંબળો ઓઢ્યો, કરમાંહે છે ખરેરો રે.
પ્રગટ ધાંટે ખુંખારી બોલ્યો, તીખો ને તરેરો રે.
કારમુ સરખું કપોળ ચડાવે, ટુંકડા કર નચાવે રે;
નાસિકાયે ભરે સરડકા, નયણને મચમચાવે રે.
મર્મ વચન કહ્યાં તે બ્રાહ્મણ, નીસર્યો છે મેહેણું દેવા રે;
વસ્તુને વિપત્યતો વહોરતિયો, કરતો હશે પરઘેર સેવા રે.
વહોર્યુ હતું કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નીમડિયું રે;
સત્ય રહિત માટે તજ્યું છે, નથી છૂટી પડિયું રે.
તે મિત્રને શું કરિયે જેને, મન વિના મળવું ઠાલું રે;
સ્નેહીને જીવ કરી જણાવે, પણ પેટ પોતાનું વહાલું રે.

વાંક નહીં વહોરતિયા કેરો, રહ્યો હશે નિજ ધર્મે રે;
વસ્તુ વિપત્ય પામતી હશે તે, પોતે પોતાને કર્મે રે.
ગૂઢ વચન કહિને ઘોડારમાં, બાહુક જઇને બેઠો રે;
સુદેવ તો સાંસામાં પડિયો, પ્રાણ વિચારમાં પેઠો રે.
એ બોલિ તો નૈષધનાથતણી છે, એ હારદ અનાહૂત રે;
નળ ભૂપ કરિને કેમ માનિયે, રૂપે બીજો ભૂત રે.
ઉદર ભરણ કોય રીસનું જાણું, ફરિ ન જાય બોલાવ્યો રે;
પાડોશીને પૂછી કાઢ્યું, ત્રણ સંવત્સર થયાં આવ્યો રે.
લોકે કહ્યું રાજાયે રાખ્યો, અશ્વવિદ્યા કાંઇ જાણે રે;
છે પવિત્ર નૈવેદન પાળે, વિજોગનું દુખ આણે રે.
એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વૈદર્ભ દેશ રે;
દમયંતી આનંદજ પામી, પૂજ્યો વિપ્ર વિશેષ રે.
શામાયે સમાચાર પૂછ્યા, કહિ સ્વામીનિ સંભાળ રે;
સુદેવ કહે મેં શ્રમ બહુ કીધો, જડ્યો નહી ભૂપાળ રે.
દેશ વિદેશ ગામ ઉપગામે, શોધી અવની બાધી રે;
અટન કરતાં અયોધ્યામાં, શુધ્ય કાંઈક લાધી રે.
સભા ન સમજી રૂતુપરણની, રહ્યા મસ્તક ડોલી રે;
એક બિહામણો ઘોડારમાંથી, બાહુક નીકળ્યો બોલી રે.
સરૂપ જોઇને હું બિહિનોછું, સ્વપનમાં બીહાવે રે;
નાઠો આવ્યોછું ફરિ ફરિ જોતો, રખે પુંઠે આવે રે.
ભૂત પિશાચ કે યમનો કિંકર, પ્રેત અથવા રાહૂ રે;
અયોધ્યામાં રોતાં રાખવા, બાળકને તે હાઊ રે.
તેણે ટેહેલનો ઉત્તર દીધો, કે સ્વાદઇંદ્રીનો વાંક રે;
વસ્તૂ ખોટી થઈને નીમડી, શું કરે વહોરતિયો રાંક રે.
પ્રીયાજનને પેટજ વહાલું, તેનો સંગ તે માઠો રે;
બેઉને સુખ દુ:ખ સરખું હશે, એમ કહિને ઘોડારમાં નાઠો રે
એ બોલી તે બાહુકિયાની, જુઓ વિચારી બાઇ રે;
મર્મ વચન શુણી મહેલાનું, રૂદયું આવ્યું ભરાઇ રે.

વળણ.

ભરાયું રૂદય રાણીતણું, આંસૂ મૂક્યાં રેડી;
બાહુક ન હોયે એ નૈષધપતિ, તેને સુદેવ લાવો તેડી રે

**કડવું પર મું. રાગ સોરઠી.**

આંસુ ભરતી ભામની રે, કરે વાણીનો વિચાર;
એ ન હોય બાહુકના બોલડા રે, એતો વિરસેનકુમાર, ગુરૂજી;
એ તો જીવન પ્રાણઆધાર, ગુરૂજી;
ફ(ે લેજો સમાચાર, ગુરૂજી.

ભ્રાંત પડેછે રૂપની રે, પ્રગટ્યાં મારાં પાપ;
રૂપ ખોયું કહીં રાયજી, કોણે દીધો દિસેછે શાપ, ગુરૂજી;
મારા જાય તનના તાપ, ગુરૂજી;
તમ વડે થાય મેળાપ, ગુરૂજી.

અશ્વરક્ષકનો નહિ આશરો રે, જાણે અંતરની વાત;
બોલે બોલ જે મારવો, નોહે ઘોડારિયાની ધાત, ગુરૂજી;
હુંતો જાણું બોલ્યાની જાત, ગુરૂજી;
એ તો પુષ્કરજીના ભ્રાત, ગુરૂજી.

પુનરપિ જાઓ તેડવારે, જીવન વસેછે જ્યાંય;
પરિક્ષા પુણ્યસ્લોકની, એક દહાડે આવે ઇયાંય, ગુરૂજી;
જાઓ અયોધ્યામાંય, ગુરૂજી;
બેશી રહ્યાછો કાંય, ગુરૂજી.

જઇ કહો રૂતુપર્ણને રે, તજિ દમયંતિ નળરાજ;
ફરી સ્વયંવર માંડિયો,એના લગ્નનો દહાડો આજ, ગુરૂજી;
એ વાતે નથિ લાજ, ગુરૂજી;
જયમ ત્યમ કીજે કાજ, ગુરૂજી.

કપટે લખી કંકોતરી રે, રૂતુપર્ણને નિમંત્રણ;
સુદેવ તેડી આવજો, જોઈએ બાહુકતું આચરણ, ગુરૂજી;
એનું કેવું છે અંતઃકરણ, ગુરૂજી;
જોઇએ વપૂનું વર્ણ, ગુરૂજી.

વળણ.

આચરણ અશ્વપાળકતણાં, ઇહાં આવ્યે ઓળખાય;
પત્ર લેઇ પરપંચનું, સુદેવ આવ્યો અયોધ્યામાંય રે.

### કડવું ૫૩ મું. રાગ સામેરી.

સુદેવ સભામાં આવિયો, જ્યાં બેઠો ૠતુપર્ણ;
કરમાં આપી કંકોતરી, ઊપર લખ્યું નિમંત્રણ.
પ્રાતસમે પત્ર કરમાં લીધું, કીધું અવલોકન;
સ્વસ્તિ શ્રીપુરી અયોધ્યા, ૠતુપર્ણ રાય પાવન.
વૈદર્ભદેશથિ લિખિતં ભીમક, નળે દમયંતિ પરહરી;
એને દેવનું વરદાન છે, માટે સ્વયંવર માંડ્યો ફરી.
પૃથવીના સહુ ક્ષત્રિ આવશે, તમો આવજો ખપ કરી;
સૂર્યવંશીને નિશ્ચે વરવું, કુંવરિયે ઇચ્છા ધરી.
ભૂપતિ તો આનંદ ભર્યો, પછે સભામાંહે એમ ભાખે;
વેદ વાયક દમયંતિ ભાઇયો, નહિ વરે મુજ પાખે.
અધર ડસે ને કર ઘસે, વિપ્ર ઉપર આંખ્યો કહાડે;
નોતરિયો નિરમાલ્ય દિસેછે, આવ્યો લગ્નને દહાડે.
સુદેવ કહે હું શું કરૂં, વેગળું તમારૂં ગામ;
શત કોશ થાતાં આવવું, કંકોતરીનું કામ.
ધાઇ ગયા હશે સર્વે રાજા, પ્રથમ રૂપના પલકા;
ૠતુપર્ણ આસને બેસે ઉઠે, થાય પરણવાના સળકા.
ગઈ દમયંતી હાથમાંથી, કંકોતરી આવી મોડી;
એક રાતનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી.
ત્રાહ્ય ત્રાહ્ય બોલે મસ્તક ડોલે, નીસાસા મૂકે ઉંડા;
વૈદરભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભુંડા.
શું કરૂં કેમ હાથ લાગે, વિચાર સંશયમાં પડિયો;
એકે વાતે ઉપાય ન સૂઝે, દૂર દેશ બહુ નડિયો.
સાંઢય તો સંપડાવી નહીં, નહિ પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, ન જમ્યો ભુંડા મહોડા.
સભામાંહે બેઠો થઇને, પ્રધાન બોલ્યો વચન;
પેલો બાહુક શે અર્થે આવશે, બેઠો વણુસાડે અન્ન.

રૂતુપર્ણ આનંદ પામિયો, મોકલિયો સેવક;
લાંવ્ય તેડી બાહુકિયાને, જાયછે વર્યાની તક.
સાસે ભરાયો સેવક ધાયો, અશ્વપાળકને પાસ;
ઉઠો ભાઇ ભૂપ તેડેછે, એહે પરોણો ને રાશ.
ચાલ્યો બાહુક ચાબુક ઝાલી, મૂખેથી બડબડ કરતો;
આવ્યો નીચી નજરે નિરખતો, નાકે સરડકા ભરતો.
સભા સરવે હાસ કરંતી, આ રત્ન રથ ખેડણ;
રૂતુપરણ બોલ્યો માન દેઈ, આવો દુખ ફેડણ.
ઘણે દિવસે કામ આવ્યું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો દમયંતીને, વિદર્ભ જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, રાખ્યા એવું જાણી;
આજ વિદર્ભ લેઈ જાઓ મુજને, અહું દમયંતિનો પાણી.
બાહુક વળતો બોલીયો રે, ફૂલાવીને નાસા;
અભિયા પરણશે દમયંતીને, અરે પાપણી આશા.
હંસ કન્યા કેમજ કરશે, વાયસશું સંકેત;
નિર્લજ સાથે નીસરૂં તો, અમો થાઉં ફજેત.
છત્રપતી છછોરા ન થઈએ, પરપત્નીશું તલખાં;
કેમ વરશે વર જીવતાં, એ મિથ્યા મારો વલખાં.
પુણ્યસ્લોકની પ્રેમદા રે, ભીમકની કુંમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી.
રાય કહે હો હયપતી, મારિ વતી હયને હાંકો;
મારે તો સર્વંશ ગયું રે, તમો જ્યારે મને નાકો.
બાહુક કહે તું સાંભલ્ય રાજા, જ્યાં હશે સ્વયંવર;
અંતર નહિ સ્વામી સેવકનો, આપણ બે જણ વર.
હાસ્ય કરીને રાજા કહેછે, તમો વર પરથમ;
ભાગ્ય ભળશે તેને કન્યા મળશે, ત્યાં જઇએ જયમ ત્યમ.
દુર્બળ ઘોડા ચારે જોડ્યા, કીધો રથ સાવધાન;
શણગાર સજવા સદનમાં, પછે સંચર્યો રાજાન.
રાણી કહે રૂતુપર્ણને, પરસ્ત્રીપર શો પ્રેમ;
તમો ક્ષત્રી થઇ કરો અધર્મ, ન હોય કુશળ ક્ષેમ.

સૂરજવંશતણી એ શોભા, તમથી જાંખી હોય;
રીસ ચડી રૂતુપર્ણને, પછે ધણિયાણીને ધોય.
અમો ભમર કોટિ કુસુમ સેવું, ચલાવીને ચાલ.
વિજળી સરખી લાવું દમયંતી, કરૂં સોક્યનું સાલ.
એમ કહી સભામાંહે આવ્યા, દુંદુભિ રહિયાં ગાજી;
રીસ કરી કહ્યું બાહુકિયાને, કાં દુર્બળ જોડ્યા વાજી.
કાન લૂલા ચરણ રાંટા, બગાઈયો ગણગણે;
અસ્થિ નીકળ્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે.
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઉંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા.
રૂતુપરણ જોઇ શીશ ધુણીને, બોલ્યો વગતી ખીજી;
એ શું જોડિ કુરૂપ જોડી છે, જોડ ઘણી છે બીજી.
પવનવેગી પાણીપંથા, શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડ્યા દૈવની વેઠ.
બાહુક કહે ચેષ્ટા શી માંડી, શું જાણે અશ્વનિ જાત;
જો પુષ્ટ હયને જોડશો તો, હું નહિ આવું તમ સાથ.
એ અશ્વ રાખો રથને હાંકો, ચડિ બેઠો ભૂપાળ;
રાશ પરોણો પછાડિયો ને, બાહુકને ચડિયો કાળ.
આટલિ વારલગી લાજ રાખી, બોલ્યો નહિ મા મુંચ;
તું આગળથિ ચડી કેમ બેઠો, હૂંપે તું શું ઉંચ.
રૂતુપર્ણ હેઠો ઊતર્યો, વિવિધ વીનતી કરતો;
જાય ભૂપ પાસે ને બાહુક નાસે, રથ પુંઠે તે ફરતો.
રૂતુપર્ણે પ્રણિપત્ય કીધી, હયપતિ હઠને મૂકો;
ઉપકારીજન અપરાધ મારો, હું બેઠો તે ચૂકયો.
બાહુક કહે હું રાશ ઝાલું, પણ બેશિયે બંને જોડે;
તને હરખ પરણ્યા તણો, ત્યમ હુંએ ભર્યોછું કોડે.
સામસામાં ચક્ર ધરીને, સાથે રથમાં ચડિયા;
બાહુકે બળમાં એડી મારી, અશ્વ ઢળીને પડિયા.
મુગટ ખશિયો રાયજીનો, માન્ય શુકન ત્યાં હૂવા;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણિમૂવા.

અન્ન તેવા અશ્વે નિર્બળ, ખેરે ખીજી ખીજી;
રાય કહેરે લોક સાંભળશે, એ વિના ગાળ દ્યો બીજી.
સુદેવને રથમાં બેસાર્યો, રાય ચડાવે ડોળા;
શેરિયે શેરિયે જાન જોવા, ઉભાં લોકનાં ટોળાં.
દુર્બળ ઘોડા દરીદ્ર બ્રાહ્મણ, જોગ સારથી જોડો;
વૈદર્ભિ વરવા રાય પધાર્યો, ભલો ભજ્યો વરઘોડો.
હાંકે તો હીંડે પાછા પાછા, ધુંસરિ કાઢી નાંખે;
તાણી હીંડે ઘરભણી ને, ઉભા રહે વગ રાખ્યે.
પીઠ ઉપર પડે પરોણા, કરડવા પાછા ફરે;
પોળે પગે રહે ઉભા, વારવાર મળ મૂત્ર કરે.
રાય કહે હો હયપતિ, નથી વાત એકે સરવી;
બાહુક કહે બરાબર ચિંતા, મારે કન્યા વરવી.
ઘણે દોહલે ગામ મૂકયું, વિચાર વર્યાના મુક્યા;
પુણ્યશ્લોકે હેઠાં ઉતરીને, કાન અશ્વના ફુંક્યા.
અશ્વમંત્ર ભણિયો ભૂપતિ, ધરિ વાસવનું ધ્યાન;
અશ્વ ચારે ઊડિયા તે, જઈ રહ્યા અશમાન.
અવનીયે અડકે નહી, રથ અંતરીક્ષે જાય;
ડોટ મુકી બેઠો બાહુક, જોજો પડતા રાય.
માંહો માંહી બેઠા વળગી, ભૂપતિ ને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે એ કન્યા, વરવામાં વશિકરણ.
કાંઇક કામણ જાણે કુબડો, એના ગુણ રસાળા;
ત્રણ કોડીના ટટુઆ, એણે કિધા પાંખાળા.
હશી રાયજી બોલિયા, થાબડિ સારથિ-કંધ;
તમ પ્રતાપે દમયંતીશું, મારે થશે સંબંધ.
વાજીવિદ્યા વાસવની આ, તુજ કને પરિપૂર્ણ;
નહાની વાત નહોય જે, કરે હયમંત્રનું સ્મરણ.
ઐરાવત ને ઉચ્ચિશ્રવા રે, હાર્યો ગરૂડનો વેગ;
તમારે હાંકયે હવડાં થાશે, વૈદર્ભ ભેગાંભેગ.
વળી વખાણે ભાગ્ય પોતાનું, ભૂપતિ કાઢે ઘેલાં;
જો દમયંતી મુજને વરે તો, પૂજું બાહુકને પેહેલાં.

ભિમકસુતાનો હસ્તમેળાપક, જો થાશે હયપતી;
બાહુક કહે વિલંબ શો છે, જો પ્રબળ તારી રતી.
વાટ ઓસરે વાત કરતાં, ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મંત્રનું રહસ્ય.
તાણ્યા ન રહે તરેહ કરતાં, દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગિ રહ્યો, રાયનો પામરીનો જોટો.
હાંહાં કરતામાં હય હીંડયા, ગયા એક જોજન;
તવ બાહુકે રથ રાખિયો, કહે લેઇ આવો રાજન.
રાજા વળતી બોલિયો, મનમાં એમ વિચારી;
દમયંતીના નામ ઉપરથી, પામરી નાંખું ઉતારી.
જા લેઇ આવે તો તને આપું, બાહુક બન્યો જોડ;
બાહુક કહે દમયંતી ઉપર, તુજ સરખા વારૂં ક્રોડ.
રાય મોટો દાનેશ્વરી બોલ્યો, બાહુક જાચક તું થા;
પરણવા જાઉછું દમયંતી ને, લેઉ પામરીના ચુંથા.
એવું કહીને રથ ખેડયો, મનમાં રાય વિમાસે;
રંક હોય તો સદ્ય લે, પણ મોટા ક્યમ લે પાસે.
હયપતિ તમમાં વિદ્યા મોટી, ગુણે વાળિયો છેક;
તમ પ્રતાપે છે મુજમાંહે, વિદ્યા અનૂપમ એક.
ગણિત શાસ્ત્રને હું જાણુંછું, કહો તો દેખાડું કરી;
એટલે બેડાંનો વૃક્ષ આવ્યો, બન્યો પડયા ઉતરી.
રાજાપ્રત્યે બોલ્યો બાહુક, ગર્વ વચન કાં આવડાં;
આ બેડાની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં.
રાયે વિચારીને કહ્યું ત્રણ સહસ્ર શત ને ત્રણ;
બાહુકે જઇને વૃક્ષ છેદ્યો, ડાળ તે પાડી ધરણ.
પછે બાહુકે ગણી જોયાં, ઉતર્યાં તંતે તંત;
ઉત્કૃષ્ટ એ વિદ્યા દેખીને, નળનું હરખ્યું ચંત.
ફરીને આવ્યો રથ પાસે, કહ્યું રાય તમને ધન્ય;
ભૂપ કહે જો મન મળે તો, વિદ્યા લિજે અન્યો અન્ય.
માંહોમાંહે મંત્ર આપ્યા, ને મન ગયાંછે મળી;
પરીક્ષા કરવા વિદ્યાની, ડાળ બિજી છેદિ વળી.

કલ્પ્યાં એટલાં પત્ર ઉતર્યાં, ગણિત સંખ્યા મળી;
બીજી વિદ્યાના પ્રતાપથી, દેહમાંથિ નિકળ્યો કળી.
પાડાનું ચર્મ પહેરિયું ને, ઉંટતણા ઉપરણા;
ટુંકડા ચરણ ને શામ વરણ, છે કેશ તે પંચવરણા.
કરમાં કાતી આંખ્ય રાતી, મુખે રૂધિરના ઓધરાળા;
ભર્યો રીસે શગડી શીશે, ઊઠે અગ્નિ જ્વાળા.
નિસરી નાઠો ભયે ત્રાઠો, ધાયો નળ નરેશ;
લપઙ્ક મારી શગડી પાડી, ગ્રહ્યા કળીના કેશ.
વિજળી સરખું ખડગ કાઢયું, ન જાય જીવતો પાપી;
મન ભ્રષ્ટ કીધું કષ્ટ દીધું, રહ્યો દેહમાં વ્યાપી.
રગદોળ્યો રેણુની માંહે, કેમ પડ્યો હતો પુંઠે;
આંખ તરડે દંતે કરડે, માર્યો ખડગની મુંઠે.
ઉઠે આડવડે અવની પડે, અકળાયો અલેખે;
બાહુકના હસ્ત કળીનાં અસ્ત, રૂતુપરણ નવ દેખે.
રૂદન કરતો ને લોચન ભરતો, કળિયુગ પાયે લાગે;
પુણ્યશ્લોકજી ઊગારિયે, ન મારિયે મુજને વાગે.
અરે અધર્મનાં મૂળાડિયાં, જીવતો તને કેમ મૂકું;
અમને તેં રોવરાવિયાં, નથિ નેત્રનું નીર સૂક્યું.
અરે પાપી ધર્મ ઊછેદન, વિશ્વ-વેદનાકારી;
વિયોગદાતા છેદન શાતા, તેંજ તજાવી નારી.
અવગુણ એવા કરાવી સેવા, પારકે મંદીર;
વદે દીનવાણી મૃત્યુ જાણી, નેત્રે ભરતો નીર.
મહારાજ વળતી મારજો, ગુણ અવગુણ બે જોઇ;
નળ કહે અવગુણભાજન તેં, સૃષ્ટી સર્વ વગોઈ.
સ્વામી બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન;
નળ કહે ગુણ અવગુણ તું, બેઊનું કર વરણન.
સ્વામી પ્રથમ અવગૂણ વરણવું, મારૂં જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહી, ને ભ્રષ્ટ ચારે વર્ણ.
દંભી લોભી ને લલુતા, બ્રાહ્મણને કરૂં ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ.

અનાચાર ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસિ શીળિયો, ભ્રષ્ટ કરૂં હું નેટ.
મરજાદા લાજને મુકાવું, ઊમારગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું.
ધ્વંસ કરૂં હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાક્ય બોલાવું.
સ્વજન વૈર ને પરશું મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા ફેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય.
માત પિતાને પુત્ર ઉવેખે, દેખે શામામાં સાર;
ક્રીડા કામે આઠે જામે, સ્ત્રીમાં તદાકાર.
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઈ અતી, જપે નારીનું નામ.
હેલામાં બ્રહ્મચર્ય મુકાવું, જતિ પડે મોહમાંજ;
પાખંડિ લાંઠ સુખે જીવે, એવું મારૂં રાજ.
હું વ્યાપું ત્યાં હરિ હર નહીં, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ટિ કથા નહીં, એવું મારૂં બળ.
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરૂદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સઊ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારણી દ્રોહ કારણી, ભમતી હીંડે બહાર.
ભરથાર પેહેલી કરે ભોજન, સૂએ સ્વામી પેહેલી;
થાકે નહી તે વાદ કરતાં, વઢકણી મન મેલી.
ક્રોધમુખી ને ચોરટી, લોભણી ને લડતી;
સાચી વાત મળે નહી ને, આઠે પહોર બડબડતી.
થોડાબોલી સાધમુખી તે, સુતો સ્વામીને વેચે;
પુછ્યો ઉત્તર આપે નહીં ને, બોલે પેચે પેચે.
અભડાવે રસોઈ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળિ કહેછે મારે પ્રતાપે, એવાં સ્ત્રીનાં ચરિત્ર.
પંડિત દુખિયા ને મૂરખ સુખિયા, ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ધડિયે નહિ ઠરિયા.

દાતાર ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધન;
ખાનાર ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન.
રૂપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ તહાં નહિ રૂપ;
શાશા અવગુણ વરણવું, જે પ્રતાપ મારો અનૂપ.
શિષ્યનિ સેવા ગુરૂ કરે, સાધુ અસાધુનું ઉપચરણ;
સ્ત્રીની સેવા કરે સ્વામી, શુદ્રને સેવે બ્રાહ્મણ.
છળ છળભેદ અધિક અધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્ન વિક્રય હય વિક્રય, કરે વિક્રય ગાય.
પરપત્નો સંગ ને પરનિંદા, અરીષ્યા અપલક્ષણ;
ઉપવિત અન્ન સીમંત અન્ન, ક્રીયા અન્ન ભક્ષણ.
કન્યા વિક્રય ભૂમી વિક્રય, કરે અકરાવ્યું કામ;
સજ્જા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ.
વાટ પડાવે વિશ્વાસ-ઘાતી, માંહોમાંહે વૈર સાધે;
પંચ દેવનું પૂજન તજીને, અસુરને આરાધે.
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી, ખોટા વણજ વેપારી;
વિષય સેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી.
સુરભી દૂધ થોડું કરે ને, કાળ પડે દુર્ભક્ષ;
શોક રોગ વિજોગ ઘેર ઘેર, સદા ભરે જળ ચક્ષ.
કોનું રૂડું દેખી નવ શકું, મારે કો સાથે નહિ સ્નેહ;
કળિ કહે નળરાયજી, છે અવગુણ મારા એહ.
વિશેષ કેશ આંબળી ઝાલ્યા, ચડી રાયને રીસ;
હવે ન મૂકું અધરમી, હું છેદું તારૂં શીશ.
અધર્મી અવની વિષે, આવડો તારો ઉન્માદ;
તારો વધ જાણી મને, સઉ દેશે આશિર્વાદ.
ભયને ધરતો રૂદન કરતો, રાયને કહે કળી;
પછે મુજને મારજો, બે ગુણ મારા સાંભળી.
કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે;
તોય તેને હરિ હર બ્રહ્મા, દર્શન કોપ ન આપે.
કળિ કહે મારા રાજ્યમાંહે, ધ્યાન ધરે વિશ્વાસે;
તો તેને ઇષ્ટદેવતા તે, આવિ મળે ખટ માસે.

એ ગુણ છે એક માહરો, હવે બિજો કહું વિસ્તરી;
શત વાર દાન કરે ત્રણ યુગે, એકવાર પામે ફરી.
ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નર નાર;
પુન્ય કરે જો એકવારે, તો પામે શતવાર.
નળ કહે જા નહિ હણું, ઉપની મુજને માયા;
અનંત અવગુણ તાહરા તે, બે ગુણે ઢંકાયા.
મારા રાજ્યમાં તું નહીં, જો હોય જીવ્યાનું કામ;
કળિ કહે હું ક્યાં વસું, વસવાનો આપો ઠામ.
જ્યાં જાઉં ત્યાં નામ તમારૂં, તો ક્યાં રહું હું દાસ;
નળ કહે બેડાના દ્રુમમાંહે, સદા તારો વાસ.
જ્યાં કથા હોયે માહરી, અથવા હરિ-કીર્ત્તન;
એવે સ્થાનક તું નહીં, ને લીધું સત્ય વચન.
રાય બેઠો રથઉપર પણ, ૠતુપર્ણ સમજ્યો નહીં;
હરખ પૂરણથી હય હાંક્યા, પ્રેમ સરીતા વહી.

**વળણ.**

વહિને ચાલ્યો પ્રેમરસ, રથ ચાલ્યો ગડેડાટ;
ભટપ્રેમાનંદ એમ ભણે, વૈદર્ભિ જુએછે વાટ રે.

**કડવું ૫૪ મું. રાગ ગોડી.**

દમયંતી કહે દાસીને, શુણ સાધવી;
છે વિપ્રનો વાયદો આજ, મેળાવો માધવી;
દેઠથી ૠતુપર્ણ આવશે, શુણ સાધવી;
જો હશે નળ મહારાજ, મેળાવો માધવી.
અવધ્ય પહોતી આવ્યાતણી, શુણ સાધવી;
થયાં ત્રણ વર્ષ વનવાસ, મેળાવો માધવી.
એવડા અવગુણ શા વસ્યા, શુણ સાધવી;
પ્રભુ ફરિ ન લીધો તપાસ, મેળાવો માધવી.
નહિ સંભાર્યાં બાળુડાં, શુણ સાધવી;
છે કઠણ પુરૂષનાં મન, મેળાવો માધવી;
હું મુઈ જીવી જોઇ નહીં, શુણ સાધવી;
ક્યમ વેઠ્યું હશે વન, મેળાવો માધવી.

ઓ બોલે વાયસ આંગણે, શુણુ સાધવી;
મને ઉપજે હર્ષ તરંગ, મેળાવો માધવી;
આજ ફરકે ડાબી આંખડી, શુણુ સાધવી;
મારૂં ફરકે ડાબું અંગ, મેળાવો માધવી.
શું મનનો માન્યો આવશે, શુણુ સાધવી;
એ શુકનકેરાં ફળ, મેળાવો માધવી;
શ્રવણે વધામણી સાંભળું, શુણુ સાધવી;
કો કહે પધાર્યા નળ, મેળાવો માધવી.
વધ થાશે વેરી વિજોગનો, શુણુ સાધવી;
ગયો જડશે સંજોગ, મેળાવો માધવી;
વીરસેન-સુત આવશે, શુણુ સાધવી;
ત્યારે ટળશે સગળો રોગ, મેળાવો માધવી.
કો આવિ ખાશે વધામણી, શુણુ સાધવી;
નથી આપવા સરખી વસ્ત, મેળાવો માધવી;
આપીશ હાર હઇયાતણો, શુણુ સાધવી;
વળિ પ્રણવિશ જોડી હસ્ત, મેળાવો માધવી.
બારિયે બેશી નિહાળિયે, શુણુ સાધવી;
હવે ઉડતી દીસે રજ, મેળાવો માધવી;
ઓ રથ આવે ગાજતો, શુણુ સાધવી;
જેને સબળી ફરકે ધજ, મેળાવો માધવી.
ઓ પડઘી વાગે અશ્વની, શુણુ સાધવી;
એનિ હાંકણીમાંહે વિચાર, મેળાવો માધવી;
ઓ પરોણો ઊંચો ઉછળે, શુણુ સાધવી;
હોય નળમુખનો ડચકાર, મેળાવો માધવી.
રથ આવ્યો ગામ ગોંદરે, શુણુ સાધવી;
હોય હોય અયોધ્યા-ભૂપ, મેળાવો માધવી;
દિસે સુદેવ મેલે લૂગડે, શુંણુ સાધવી;
પણ હાંકનારો કદરૂપ, મેળાવો માધવી.

**વળણ.**

કદ્રુપ ખેડણ રથતણો, કેમ કહું નળ રાય;
અવસ્તા દેખી ગામની, ઋતુપર્ણ દુખિયો થાયરે.

## કડવું ૫૫ મું. રાગ કેદારો.

ઋતુપર્ણ કહે સુદેવને, એ કારણ શું ભૂદેવ રે;
ભ્રાંત પડેછે મુજને, નથિ સ્વયંવરનો અવેવ રે.
મુની મને મિથ્યા લાવિયો, કાંઈ દીસેછે કપટ રે;
રિપુ લોક હસાવિયા, ફેરો પડ્યો ફોગટ રે.
વિવા કરમ દિસતું નથી, નથી રચ્યો માંડવ રે;
દુંદભી નથી વાજતી, નથિ ગીત ને તાંડવ રે.
સુદેવ વળતો બોલિયો, છે છાનું વિવાનું કર્મરે;
કંકોતરી તો લખી દમયંતિયે, ન ભાગશો ભિમકને ભર્મ રે.
ક્ષણ એક રહિને આવજો તમે, પુંઠેથકી મહારાજ રે;
સુદેવ આગળથી સંચર્યો, વધામણિ કેરે કાજ રે.
વૈદર્ભી જુએછે વાટડી, વિપ્ર આવ્યો પુરમાંય રે;
હરખ ભરી તે સુંદરી, દમયંતી લાગી પાય રે.
રૂડી કહેજો વધામણી, શું પધાર્યા પ્રાણનાથ રે;
બાઇ રૂડી પેરે નથી ઓળખ્યા, શત જોજન કીધો સાથ રે.
રૂપ તેનું બીહામણું છે, ગૂણે બીજો નળ રે;
પરીક્ષા સારૂ તેડજો એકાંતે, જ્યાં વાડીનું સ્થળ રે.
દમયંતી હરખી ઘણું, એવે આવ્યો રૂતૂપર્ણ રે;
નગરલોક હસે ઘણું, જોઇ સારથીનું વર્ણ રે.
ભીમક ભૂપ સામો ગયો ને, રથથી ઉતર્યો રાય રે;
ત્રણે રાજકુમાર આવી મળ્યા, ઊઠી સર્વ સભાય રે.

### વળણ.

સભા સર્વ ઉભી થઇ, આસને બેઠા ભૂપ;
ભીમક આદ્યે સર્વકો, જુએ સારથિનું રૂપ રે.

## કડવું ૫૬ મું. રાગ કેદારો.

ભિમક ભક્તિ કરે ઘણી રે, ભલે આવ્યા અયોધ્યાધણી રે;
હય દુર્બળે વાળ્યો છેક રે, સારથી સંસાર વ્યતિરેક રે.
કાંઈ અટપટું સરખું દીસે રે, એવે બાહુક બોલ્યો રીસે રે;
રૂતુપર્ણ મુકો રથ તાણી રે, મેલો ઘોડાને ઘાસ ને પાણી રે.

નાંખ્યો પરોણો ને રાશ રે, જઈ બેઠો રૂતુપર્ણ પાસ રે;
આવે વળગતો રાય આગ્રો ખસે રે, સભા મુખ વસ્ત્ર દેઈ હસે રે.
ત્યમ ત્યમ મચમચાવે આંખડી રે, તેના ખોળામાં ગાંઠડી રે;
રૂતુપર્ણને બાહુક પૂછે રે, વિવાનો વિલંબ શું છે રે.
રાજા સાન કરી રાખે વારી રે, ત્યમ બાહુક બોલે ખુંખારી રે;
રૂતુપર્ણને ભીમક પૂછે રે, સખા જક કરેછે તે શું છે રે.
એ મિત્ર ક્યાંથી ઉપરાજ્યો રે, જેથિ કામ હિંડેછે લાજ્યો રે;
ઘણું થાક્યા રેણુએ ભરાણા રે, કહો ક્યાંથિ પધાર્યા રાણા રે.
રૂતુપર્ણ કહે અભિયા ગૂણી રે, નથિ એકે વિદ્યા ઊણી રે;
કોઇ વિદ્યાએ ન જાય વાધી રે, તે માટે મિત્રાઇ બાંધી રે.
રથ હાંકણ વિદ્યા હાથે રે, મેં મૃગયાયે તેડ્યો સાથે રે;
વન ભમતા થયો અતિકાળ રે, અહિં આવિ ચડ્યા ભૂપાળ રે.
ભીમક કહે કીધિ કરૂણા રે, સહેજે સ્વામી રહો પરૂણા રે;
ભૂપે હલમલ અતિશે કીધી રે, આગના રસોઇની લીધી રે.
ભૂપ બાહુકનો છે ભેદી રે, અભિયા છે આત્મનિવેદી રે.

**વળણ.**

આત્મનિવેદી સારથી, હસ્યો ભિમક ભૂપાળ;
અન્ન વમન થાય દર્શને, તે આવડો શો સૂગાળરે.

**કડવું ૫૭ મું. રાગ નટ.**

બાહુક મોકલ્યો બાગમાં, રસોઇનું સ્થળ એકાંત;
વૈદરભી કહે કીજે પરીક્ષા, ભાગે મનની ભ્રાંત; બાહુક.
ભિમકે સેવકને આજ્ઞા આપી, જઈ અશ્વનો લ્યો તપાસ;
રૂતુપર્ણ ઉતાર્યા ભવનમાંહે, સેવા કરેછે દાસ; બાહુક.
દમયંતીએ પિતાને કહાવ્યું, આજ્ઞા તમારી લીજે;
બાહુકમાંહે ગુણ છે નળના, કહો તો પરીક્ષા કીજે; બાહુક.
એકાંત વાડી દમયંતીની, કીધું રસોઈનું સ્થળ;
ઠાલા કુંભ આણીને મૂક્યા, નહિ જળ ને અનળ; બાહુક.
બીજાં પાત્ર મેલ્યાં નાનાવિધનાં, ન મૂક્યું મેક્ષણ;*
માધવી કેશવી મૂકિ સેવામાં, જે જાણે સઉ લક્ષણ; બાહુક.

* કંસાર હલાવવાનો ચાટવો.

બારિયે બેઠી દમયંતી, અંતર પટ આડો બાંધિ;
તેડિ લાવો રૂપાળાને જોઈએ, કેમ જમે છે રાંધિ; બાહુક.
દાસી એક તેડવાને આવી, ચાલો કંદ્રપકોડ;
અમારિ વાડીને શોભાવો, ચાલો ચંપક છોડ; બાહુક.
ઊઠી નળ ચાલ્યો તે જોતાં, આનંદ અંતર આણિ;
સખી સાહેલી અચરત પામી, હસે આડો શણગટ તાણિ; બાહુક.
દમયંતી જુએ હેરી હેરી, વિસ્મય થઇ મનમાંહિ;
આ સ્વરૂપનિ ન મળે જોડી. જોતાં ત્રિભુવનમાંહિ; બાહુક.
શરીર દીસે દવનું દાધું, કાંધે જાડો પગે પાતળો;
ટૂંકા કર ને નાસા નિકળી, મોટો પેટનો નળો; બાહુક.
ક્યાં તે નળ ને ક્યાં એ બાહુક, ક્યાં સૂર્ય રાહૂમંડળ;
વાંકું મુખ ને મસ્તક મોટું, પાગ ઉડળ ગુંડળ; બાહુક.
આ સાથે શી ગોષ્ટી કરિયે, ભાવઠ ભાગી ભવની;
હીંડતા પગના સ્પર્શથકી તે, કાળી થાશે અવની; બાહુક.
એને વિદ્યા હયની ક્યાંથી, આશ્ચર્ય સરખું દીસે;
કતરાતો આવે નાક ફુલાવે, ભૃગુટિ ભરી છે રીસે; બાહુક.
દમયંતી પાસે હસતી હસતી, ભાભી આવી ત્રણ;
બાઈ આ પૂતળું ક્યમ પધરાવ્યું, વારૂ રૂપ ને વર્ણ; બાહુક.
કદાપિ નળ નીમડશે તો, રહેશે એવું અંગ;
કહો બાઇ તમે કેમ કરશો, એવા પુરૂષનો સંગ; બાહુક.
શાપ હશે કોઇ તાપસનો તો, રહેશે એવો સર્વાંગે;
અભિયા આસને બેસશે, તમે ક્યમ રહેશો અર્ધાંગે; બાહુક.
જ્યાં હશે ત્યાંથી કાલે આવશે, બાઈજી તમારો સ્વામી;
એમ વલખાં શું મારો છો, ધીરજ ધરો ગજગામી; બાહુક.
દમયંતી કહે કૌતક મૂકો, બેશિ કિજે પરિક્ષા;
જાઓ સેવા કરો બાહુકિયાની, સખિને દીધી શિક્ષા; બાહુક.
માધવિ કેશવિ બંને આવી, પુણ્યશ્લોકની પાસ;
રૂદે ભરાયું નળરાજાનું, ઓળખિ બંને દાસ; બાહુક.
સૂકા વૃક્ષને સ્પર્શ કિધો નળે, થયું નવ પલ્લવ;
દાસી બન્નો હર્ષ પામી, હોય વૈદર્ભિનો વલ્લભ; બાહુક.

કહે સૈયર શુણો આચારી જન, ધરશો નહી મન ધોખો;
દ્રુમતળે સ્થળ રસોઇનું છે, અમો દિધોછે ચોકો; બાહુક.
નહાવાકેરૂં વસ્ત્ર પેહેરિયું, પાગ પછેડી વરજે;
જંઘાયે ગુછળાં કેશતણાં છે, શરીર ભરિયું ખરજે; બાહુક.
નીચું ભાળે શરિર ખંજુવાળે, દાસીએ દૃષ્ટમાં કિધો;
રાંટે પગે હીંડે બડબડતો, ઠાલો કુંભ જળનો લિધો; બાહુક.
વરૂણમંત્ર ભણ્યો નળરાજા, તતક્ષણ કુંભ ભરાયો;
વીશ ઘડા રેડ્યા વપુ ઉપર, ઉભો રહિને નહાયો; બાહુક.
દાસી ર.તી આનંદજ પામી, કૌતક દીઠું વળતું;
ચૂલામાંહે કાષ્ટજ મૂક્યાં, અગ્નિ વિના કર્યું બળતું; બાહુક.
ઉભરાતું અન્ન કરવડે હલાવ્યું, કડછીનું નહિ કામ;
સખી ગઇ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ; બાહુક.
વાજી વૃક્ષ ને જળ અનળ, એ ચારે પરીક્ષા મળી;
અન્ન લાવો એનું અભડાવીને, દમયંતી કહે વળી; બાહુક.
રમતી ભમતી દાસી આવી, નિરખતી નિજ ગાત્ર;
એકે બાહુક વાતે વળગાડ્યો, એક લેઇ નાઠી અન્નપાત્ર; બાહુક.
અરે પાપણિ કહિ બાહુક ઉઠયો, દાસિયે મૂકી ડોટ;
આઘવિ કહે ફરિ કરો રસોઈ, હું દેઇ આપું અખોટ; બાહુક.
નળે પાક ફરી નિપજાવ્યો, ભાવે કરવા ભોજન;
દમયંતીએ ચાખી જોયું, અભડાવ્યું તે અન્ન; બાહુક.
સ્વાદ ઓળખ્યો નળરાય નિશ્ચે, પાક છે પરમ રસાળ;
ફરિ પરીક્ષા જોવા સખિ સાથે, મોકલ્યાં બંને બાળ; બાહુક.

### વળણ.

સાથે બન્યો બાળ લેઇ, નળ કને આવી કિંકરી;
બાળક દીઠાં બાહુકે, જળે આંખડલી ભરી રે.

### કડવું ૫૮ મું. રાગ-રામગ્રી.

બાહુકે દીઠાં બાળકાં, ઉલટયું અંતઃકરણ;
દામણાં મારાં બાળકાં, દેખિને આવે મરણ; બાહુકે.
કલ્પાંત કીધું કળિજુગે, બાળ વરસ્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજ્યાં અંતરિયાળ; બાહુકે.

સંજોગ સાગર ઉલટયો, નેણુ વર્ષા સમાન;
આલિંગન દેવા સુતને, નળે કીધી સાન; બાહુકે.
મળવાને તેડયાં મીઠડાં, કર લાંબા કિધા ઇશ;
છળ્યાં બિહીનાં છોકરાં, પાડે ચીસેચીસ; બાહુકે.
દાસિયે રૂદયાશું ચાંપિયાં, બાહુકને કરિ તિરસ્કાર;
રહેવાદે તારૂં રમાડવું, રૂએ રાજકુમાર; બાહુકે.
બાહુક કહે એ બાળને, સાંઇ દેવાનો સ્નેહ;
નારે ભાઇ થાય ભેટતાં, કાળિ કુંવરનિ દેહ; બાહુકે.
છે છત્રપતિનાં છોકરાં, મળવા ક્યમ થયું મન;
શે દુખે થાયે ગળગળો, રોઈ ફુટશે લોચન; બાહુકે.
બાહુક વળતો બોલિયો, મારે બાળનિ જોડ;
આ દેખિને તે સાંભર્યાં, થયો રમાડવા કોડ; બાહુકે.
દાસિયે કહ્યું દમયંતિને, બાળ્ય બાહુકનિ વાત;
આશ્ચર્ય દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત; બાહુકે.
દમયંતિ પૂછે ભિમકને, બાહુકમાં નળનિ ભ્રાંત;
આજ્ઞા હોય તો એહને, તેડિ પૂછું એકાંત; બાહુકે.
ભીમક કહે સુતા સતી, તને શી કહું શીક્ષા;
બોલાવો સુખે બાહૂકને, કરો નળની પરીક્ષા; બાહુકે.
વૈદર્ભિ આવ્યાં અંતઃપુરે, જ્યાં પોતાનિ મેડી;
દીધી આજ્ઞા દાસિને, લાવો બાહુકને તેડી; બાહુકે.
શીઘ્ર આવી સાહેલડી, અંતરમાંહિ ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતિનિ પાસ; બાહુકે.
રાયજી વળતો બોલિયો, હું છું દીન કંગાલ;
વરૂવા સાથે વૈદરભીને, વાત કર્યાનું શું વહાલ; બાહુકે.
સોમવદની સુંદરી, સારંગનયનિ સુજાણ;
વાત કરંતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહનાં બાણ; બાહુકે.
પરઘરમાંહે અમો નવ પેસું, સ્ત્રીના ચંચળ મન;
સાધુ પુરૂષને સઘ પાડે, આવિને દે આલિંગન; બાહુકે.
દાસીને તવ હાસ્ય આવ્યું, દૈવનાં કૌતક જોય;
વિશ્વ મોહિનિ દમયંતી તે, અભિયાને ક્યમ નહિ મોય; બાહુકે.

ઓરં ન ખાય કો કરતણાં, વિપરિત વપુનૂં વાન;
એવાં ઉપર વળિ કર્મ લડચાં, વળી રૂપનું અભિમાન; બાહુકે.
બળાત્કારે તેડચો બાહુક, દાસી થઈ બાંહધર;
નીચિ નાડે નળ ચાલિયો, જ્યાં ધરૂણીનું ઘર; બાહુકે.
જાતાં કહેછે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદર્ભી વિકારે ભરી, મને વશ કરવાની વાત; બાહુકે.
માધવી કહે બોલ્ય વિચારી, કોણ ભાગે છે ધર્મ;
વૈદર્ભિ તને ક્યમ નહિ વરે. કરે અગ્ની-કર્મ; બાહુકે.
નથિ આશરો ગયાતણો, કહિ ભીડાવ્યાં કપાટ;
દાસિયે દેખાડી આંખડી, ત્યારે ચાલ્યો પાધરિ વાટ; બાહુકે.
બાહુકને બારણે બેસાર્યો, ઢાળિ રૂપાનો બાજઠ;
દમયંતિ ઉમરા ઉપર બેઠી, આડું ધરિ અંતરપટ; બાહુકે.
બાહુક ખુંખારે આળસ મોડે, માંડયાં વિષયિનાં ચિન્હ;
ચિત મળ્યું ત્યાં ચક કરો રે, જો નથિ ભિન્નાભિન્ન; બાહુકે.

ઉથલો.

જો નથિ ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશું;
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશું.

કડવું ૫૨ મું. રાગ કાફી. કટિબંધની ચાલ્ય.

વિનય સંઘાતે બોલે, વૈદર્ભી સુંદરી;
શામાટે ઉઠિ જાશો, તેડાવ્યા ખપે કરી.
અમોને રહેવું ઘટે, બાંધીને અંતર પટે;
બોલું હું કેમ પ્રગટે, પરપુરૂષની નીકટે.
બેસોજી બાજઠે, બોલોજી ઊલટે;
નહિ. પુછું કપટે, બોલવું નિર્મળ ઘટે.
પુરૂષ ભરાયો હઠે, ચાલ્યો પોતાની ચટે;
હીંડે નારીને નટે, ચાલે નહિ રાજવટે.
જે જન મન કાળા, મુખે વિખની જ્વાળા;
ક્યમ વિજોગના ભાલા, સહી શકે તે બાળા.
બાહુકજી છો આચારી, સાંભળો વીનતિ મારી;
કાં મૂકિયે વિસારી, દોહલે પામી નારી.

નવનવા નેહ ઊદે, વહાવાનાં વાયક વદે;
ભરી હોય જો મદે, પુરૂષનાં કઠણ રૂદે.
વળગી હીંડે કાંડે, નવી નવી પ્રિત માંડે;
જણાયે દુઃખને ટાંડે, સ્નેહીને નિશ્ચે છાંડે.
જાણિયે મળિયે વેહેલાં, દેખીને થઇયે ઘેલાં;
નારી નવ પ્રીછે પહેલાં, પુરૂષનાં મનડાં મેલાં.
એ વહાલપણાં ક્યાં ગયાં, મુખે કહેતા અળીયા;
વજરપેં કઠણ હઇયાં, તરછોડયાં નહાનાં છઇયાં.
બ્રહ્માયે પુરૂષ ઘડિયા, નારીને જીવે જડિયા;
દુઃખના દહાડા પડિયા, વેરી થઇ નીમડિયા.
પ્રીતડી જેને વ્યાપે, તેને મારે અદાપે;
ફૂળ એ રૂડાં આપે, વૃક્ષને થડથી કાપે.
જ્યારે વેલ્ય સૂકે, પરભવી વેહેતી મૂકે;
તજે તે ચતુર ન ચૂકે, ફરી ન આવે ઢૂકે.
જે સ્થળતણું જળ પીજે, શલ્યા ત્યાં ક્યમ દીજે;
જેપર દયા કીજે, તેનો જીવ ન લીજે.
જે અબળાનો કર ગ્રહિયે, તેને મૂકી નવ જઇયે;
અમો તો અબળા છઇએ, વેદના કોને કહિયે.
ન પામી માનવ જને, દેવતા ન આણ્યા મને;
રાખવી ઘટે કને, તેને ન મૂકિયે વને.
બેશિયે એકજ પાટે, કામની કનક ઘાટે;
થોડા અપરાધ માટે, ન મુકિયે ઉજડ વાટે.
શાં અબળાનાં હોય બળ, કદળીપેં એ કોમળ;
પ્રગટ્યાં કરમનાં ફળ, નયણે ભરિયે જળ.
વનમાં વાઘજ ગાજે, પાવલિયે કાંટા ભાજે;
બીજા લોક ઘણું દાઝે, તોય શઠ સ્વામી નવ લાજે.
વનમાંહે રામા રોએ, ત્યાં કોણ આંસુડાં લોએ;
પ્રભુ તપાસિ ના જોએ, પોતાનું કૂળ વગોએ.
ત્યાં આધીકર અલેખે, દારૂણ વન ઉવેખે;
ન આવે નાથને લેખે, વેરીડા દેવો દેખે.

ન જાણી નારી મોરી, છે છત્રપતીની છોરી;
ચતુરાની શી છે ચોરી, અજગરે ગળી ગોરી.
આંખે આંસૂડાં રેડે, તારૂણી પિયુને તેડે;
છબીલીને છંછેડે, પારધી લાગ્યો કેડે.
મળ્યા લંપટ લોકો કામી, ક્યમ જીવે એ ગજગામી;
કુળને લાગે ખામી, નવ જાણે શઠ સ્વામી.
કુળને લજાવ્યું નેટ, જે નીચપણે નફેટ;
કરિ માશીની વેઠ, પ્રેમદાયે ભરિયું પેટ.
કર્મની લાંબી દોરી, ચડિ શિર હારની ચોરી;
નવ જાણે નાથ અઘોરી, ભાગ્યો શિર ઇંધણ-ધોરી.
પૃથવી જાએ પાતાળે, સતિને જૂઠે આળે;
વિચાર ભણી નવ ભાળે, ન જાણે કૂડી ગાળે.
નરનો વિશ્વાસજ કરે, તે શામા ઘેલી ઠરે;
એના ઉપર પ્રીત ધરે, મારી પેરે રોઈ મરે.
જે ખપ કરીને વરી, દુખણી અંતે કરી;
કહો બાહુક એ વાત ખરી, તેને કાંઈ પૂછશે હરી.
છે કર્મની વસમી ગતી, ભૂંશી નવ જાયે રતી;
શત્રુ થયો પ્રજાપતી, બ્રહ્માને દયા નથી.
ભલાનો વેરી બ્રહ્મા, કઠણ તે કૃતવર્મા;
લખે લેખ કર્માધર્મા, કલેશને ઘાલે ઘરમાં.

વળણ.

કલેશ ઘાલે ઘરવિષે, પ્રજાપતી કઠણ ઘણું;
બાહુકજીને પ્રશ્ન પૂછે, જોયું ડહાપણ તમતણું રે.

**કડવું ૬૦ મું. છંદ ભુજંગીની ચાલ.**

દહે દેહ-વીજોગની વિરહ જ્વાળા, મારે મર્મનાં વેણ પૂછેરે બાળા;
તમારી સબળ બુદ્ધિ બાહૂક દીસે, કાંઇ જાણવા ભેદ મુજ મન હીસે.
દિસે શારદા વાસ તમ જીભ અગ્રે, પધાર્યો ભલે આપ ભીમકનગરે;
વિવેકી દિસો છો વડા સાધુવાન, જાણો ભૂત ભવિષ્ય ને વર્ત્તમાન.
એક શોભતા પુરૂષ ને મૂર્ખ મોટા, જેવા છીપમાંહે મોતીદાણા ખોટા;
એક રૂપહીણા બહૂ ગૂણ ભરિયા, જેવા હીરા સાચા સુવર્ણેજ જડિયા.

બાહુક બાપના સમ જો જૂઠ ભાખું, તમો ઊપરે વિશ્વ ઊતારિ નાંખું;
કોઈ ઇંદ્રવરણાંતણાં ફળ સાય, કરે ભક્ષ જે તેહનો જીવ જાય.
ધરે છત્ર સર્વસ્થળે આણ વરતે, કરે નવનવાં ભોજનો નિત્ય પ્રત્યે;
એવા પુરૂષને મોહિ કોઇ નાર પહેલી, તપ તેજ સરખી જીવે ગર્વઘેલી.
નરો અમરો મૂનિની આશ તોડી, મૃત્યૂલોકિ માણસથી પ્રીત જોડી;
તજ્યાં માત તાત પિયર ને પાડોશી, નકી જાણિયા નાથ છે નીરદોષી.
સોંપ્યાં તન મને પ્રાણ નિર્દોષ જાણી, બાહુકજી શુણો કર્મની કહું કહાણી;
વેધે મૃગને નાદ ઘંટા વજાડી, તેમજ પ્રેમદા પ્રેમને પાશ પાડી.
બહૂ રંગ વીલાસ સૂખ દેખાડી, ગયા હાડ અંતે વિપત્તીજ પાડી;
નહી કંદ મૂળે નહી પત્ર પાણી, એવે ઠામ મૂકી ગયા નાથ રાણી.
નહી કો કરે એહવું કર્મ કીધું, અપરાધ પાખે બહૂ દુ:ખ દીધું;
ઉજડમાં મુકી વસ્ત્રનો ખંડ કીધો, રેણી મધ્ય નાથેજ વીજોગ દીધો.
દિવસ ત્રણ ત્રણ રાત્ય વનમધ્ય ભટકી, નિર્દય નાથને મનમાં નવ અટકી;
ગ્રહી અજગરે સુંદરી દુ:ખિ કીધી, મળ્યો પારધી ઈશ્વરે રાખિ લીધી.
મળ્યા વાટમાં વાટજાતા વેપારી, કહી ડાકણી શાકણી માર મારી;
ચડી ચોરિ તે મોતિની માળ કેરી, ગઇ શરણ જેને થયાં તેજ વેરી.
પરાધીન થઈ નીચનું કામ કરિયું, ધરી દાસિનું નામ ત્યાં પેટ ભરિયું;
વરસ ત્રણ કાઢયાં વસતર શ્વેત પહેરી, નહીં કંકુ કાજળ નાડું લેહેરી.
પરાધીન પંડે હવિષ્યાન્ન પામી, નહી તોય તેણે તજ્યો નીજ સ્વામી;
બાહુકજી કહો એહ અધરમ કેવો, ધટે નાથને એવડો છેહ દેવો.
સરવ પાપમાં પાપ વિશ્વાસઘાત, તેને પૂછશે કાંઈ વૈકુંઠનાથ;
એ બાહૂકજી પ્રશ્ન ઉત્તર દીજે, એવા હોય કપટી તેને શુંય કીજે.
શુણી ભમૈની વાણિ નરનાથ રીઝયો, વળી પ્રીત જોવા વિશેષેજ ખીજ્યો;
શુણો પ્રશ્ન ઉત્તર ભીમક-બાળા, સહી પુરૂષને ઉપજે વિરહ જવાળા.
વરી સુંદરી પ્રેમદા સાધુ જાણી, મોહ્યો નાથ તેને કિધી પટરાણી;
બિજી નારિના સામુ સ્વપ્ને ન જોયું, ગુણહીણ સ્ત્રી સાથ આયુષ્ય ખોયું.
સગાં મિત્રની પ્રીત તે સાથ ફેડી, ગયો વનમાં સુંદરી સાથ તેડી;
વને ભમતાં સાત ઉપવાસ કીધા, મચ્છ રાખવા નારિને ત્રણ દીધાં.
કિધો શ્રમ બીજાં કાંઈ નવ લાધ્યાં, પેલાં પાપણી નારિયે મચ્છ ખાધાં;
કહો ભિમકબાળા બની વાત એવી, કરો પ્રશ્ન ઉત્તર તે નાર કેવી.

જોતાં તેંહનો કાંઈ અપરાધ નહાનો, તેને મૂકતાં નાથનો વાંક શાનો;
ગ્રહી સુંદરી અજગરે દીધંચ્યાળે, હશે કંથને તો ડશો સર્પ કાળે.
થયું શાકિણી નામ અપવાદ એવો, કહ્યો તો હશે કંથને ભૂત જેવો;
હશે કીધી સ્ત્રીએજ પરધેર વેઠ, હશે ભર્યું કંથેય પરધેર પેટ.
કહો કોણ કોનાં કહી કર્મ રોશે, બુદ્ધિવંત પ્રાણી કરમ સામું જોશે;
ધોળા સાળુ પહેરી સ્ત્રિયે પંડ પીડચો, કાળો કાંબળો ઓઢિને કંથ હીંડચો.
એ મેં પ્રશ્ન ઉત્તર આપ્યો વિચારી, વળી પૂછવું હોય તે પૂછ નારી;
કહી મર્મની વાત નિજનાથ જાણ્યો, ભાગ્યો ભેદ મનનો પછે પ્રેમ આણ્યો.
એવી ગુહ્ય વાણી બિજું કોણ ભાખે, એવું કોણ બોલે નળનાથ પાખે;
થયું ભેટવા મન મર્યાદ નાઠી, ગયું વસ્ત્ર અંતરપટ કેરૂં ફાટી.
ગજગામની ભામની મદમાતી, ગઇ નાથ પાસે ગુણગ્રામ ગાતી;
પ્રદક્ષણા કરીને પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહ્યું માન માગી.
અપરાધ કોટી અબળાના હોય, પરીબ્રહ્મ તે કરૂણા મીટ જોય;
વનમધ્ય મૂકી અપરાધ પાખી, અરે મછઆહારના વિષ્ણુ સાખી.
તમારા ચરણમાં સદા ચિત્ત રાખું, તમો પાખે હું પેટમાં ધૂળ નાંખું;
અમો અબળા નારિમાં બુદ્ધિ થોડી, કરે વીનતી પ્રેમદા પાણ જોડી.
નથી રૂપનું કામ રે ભૂપ મારા, થઇ કિંકરી અનુસરૂં ચરણ તારા;
શુણી વીનતી નારની દીનવાણી, ઉઠયો બાહુક અંતરે પ્રીત આણી.
કરકોટક નાગનો મંત્ર ભાખી, જિરણ કાંબળો દૂર દીધોરે નાંખી;
ત્રણે નાગનાં વસ્ત્ર પરિધાન કીધાં, હશી સુંદરી સર્વે કારજ સીધ્યાં.
તે વેળા મુળરૂપ મહારાજે ધરિયું, શ્વસુર-ધામનું સર્વ તીમીર હરિયું;
તમાલ ઊપર જેમ વીંટાય વેલી, તેમ કંથ-કંઠે વળગી હર્ષઘેલી.

વલણ.

હરખે ઘેલી સુંદરી, ભેટી ભીડી બાથ;
જેજેકાર થઇ રહ્યો, નિરખી નૈષધનાથ રે.

**કડવું ૬૧ મું. રાગ સારંગ.**

વરત્યો જેજેકાર હો, નૈષધનાથને નિરખી જી.
...તિની જોડ હો, દેખી દાસી હરખી જી.
...સાહેલી હો, આવિ જ્યાં ભીમક તાત જી.
...ધ્વામણિ દીજે હો, અદભુત સરખી વાત જી.

ઋતુપર્ણનો સેવક હો, નીમડિયો નળનાથ જી;
વધામણી સાંભળી હો, હરખ્યો સગળો સાથ જી.
બાહુક રૂપ પરહરિયું હો, પ્રગટયું મૂળ સ્વરૂપ જી;
એવું સાંભળતાં આપે હો, હરખ્યો ભીમક ભૂપ જી.
વાજે પંચ શબ્દ નિશાન હો, ગુણિજન ગાય વધાઇ જી;
પુણ્યશ્લોકને મળવા હો, વરણુ અઢારે ધાઇ જી.
ત્યાં નાનાવિધની ભેટ હો, પ્રજા ભૂપને લાવે જી;
કરે પૂજા વિવિધ પ્રકારે હો, મુક્તાફળે વધાવે જી.
તરિયા તોરણ બાંધ્યાં હો, માનની મંગળ ગાય જી;
દે મુનિવર આશીષ હો, અભિષેક બહુ થાય જી.
વાજે ઢોલ દદામા હો, ભેર મૃદંગ નફેરી જી;
સઉને આનંદ વરત્યો હો, શણુગાર્યાં ચૌટાં શેરી જી.
મન ઉછાહ બહુ વ્યાપ્યો હો, ભીમક દે બહુ દાન જી;
આવ્યો અંતઃપુરમાંહે હો, સંઘાતે સુત પ્રધાન જી.
કાંતી સૂર્ય સહસ્ર હો, વિલસે શક્ર સમાન જી;
કંદર્પ કોટિ લાવણ્ય હો, જમાઇ જાજવલ્યમાન જી.
પડયો ભીમક પૂજ્યને પાયે હો, હરી આલિંગન દીધું જી;
આપ્યાં આદરમાન હો, પ્રીતે પૂજન કીધું જી.
અર્ઘ્ય આરતી ધૂપ હો, ભૂપને પૂજે ભૂપ જી;
નખશિખ ફરિફરિ નિરખે હો, હરખે જોઇ જોઈ રૂપ જી.
શ્વસુર શ્વસુરપત્ની હો, શાળક શાળાહેલી જી;
દમયંતિને બહુ પૂજે હો, નાચે કોઇ સાહેલી જી.
લક્ષ્મીનારાયણ હો, એવું જોડું બન્યું છે જી.
માન દેઈ સઉ બેઠાં હો, કુશળ ક્ષેમ તે પૂછે જી.

**વળણ.**

નૈષધનાથને પૂછિયું, કુશળ ક્ષેમની વાત;
સમાચાર કહિ પરસ્પર, હરખ્યો સગળો સાથ રે.

**કડવું ૬૨ મું. રાગ મલાર.**

નળરાય પ્રગટયો સાંભળી, સંસાર સુખિયો થાય રે
પરમ લજ્જા પામિયો, દુખિ થયો ઋતુપર્ણ રાય;

સેવક કહિ બોલાવિયો, નહિ જાણ્યો નૈષધનાથ રે;
પસ્તાવો મનમાં કરિ પૂરો, ઘસવા લાગ્યો હાથ; હવે હું શું કરૂં રે.
જવ મન કીધું દેહ મૂકવા, તવ હવો હાહાકાર રે;
જાણ થયું અંતઃપુરમાં, નળ ભીમક આવ્યા બાહાર; હવે હું શું કરૂં રે.
હાંહાં કરીને હાથ ઝાલ્યો, મળ્યા નળ રૂતુપર્ણ રે;
ઓશિયાળો અયોધ્યાપતિ થઈ, પડ્યો નળને ચરણ; હવે હું શું કરૂં રે.
પુણ્યશ્લોક પાવન સત્યસિંધુ, જાય પાતક લેતાં નામ રે;
એવા પુરૂષને મેં કરાવ્યું, અશ્વનું નીચું કામ; હવે હું શું કરૂં રે.
જેહનું દર્શન દેવતા ઈછે, સેવે સઉ નરનાથ રે;
તે થઇ બેઠો મમ સારથિ, ગ્રહિ રાશ પરોણો હાથ; હવે હું શું કરૂં રે.
શત સહસ્ર જેણે જગ્ન કીધા, મેર તુલ્ય ખરચ્યું ધન રે;
તે પેટ ભરી નવ પામિયો, મુજ પાપિતણે ઘેર અન્ન; હવે હું શું કરૂં રે.
એનાં વસ્ત્રથિ વિદ્યુત લાજે, ને સ્ફાટિક મૂકે માન રે;
તે મહારાજ મારે ઘેર વસિયા, કરિ કાંબળો પરિધાન; હવે હું શું કરૂં રે.
મેં તુંકારે તિરસ્કાર કીધો, હશા પુરના લોક રે;
ત્રણ સંવત્સર દોહલે વેઠ્યા, મેં નવ જાણ્યા પુણ્યશ્લોક; હવે હું શું કરૂં રે.
આળસુને ઘેર ગંગા આવ્યાં, ઊઠિ નવ નહાયો મૂરખ રે;
ભાઈયો તે ગતિ મારે થઇ, નવ જાણ્યા મહાપૂરૂષ; હવે હું શું કરૂં રે.
જ્યમ ચકલીને માળે આવે, ગરૂડ ગુણભંડાર રે;
તેમ મહારે ઘેર આવિયા, વિરસેનતણો કુમાર; હવે હું શું કરૂં રે.
જ્યમ અંધપત્નિતણાં આભૂષણ, વૃથા જાએ સંસાર રે;
જ્યમ તીવ્ર આયુધ કાયરને કર, મરકટ કંઠ મોતીહાર; હવે હું શું કરૂં રે.
જેમ કળશ અમૃતનો ભર્યો, કોઈ મૂર્ખને પ્રાપ્ત થાય રે;
મૂરખ ભોગી વારૂણીનો, નવ અમૃત પાસે જાય; હવે હું શું કરૂં રે.
નિશ્વાસ મૂકે ને કંઠ સૂકે, થઇ ભૂપને વેદનાય રે;
વિચારિ અપરાધ આપણો, રૂતુપર્ણ પામ્યો ખેદનાય; હવે હું શું કરૂં રે.
પુણ્યશ્લોકને પાય લાગી, ફરિ વિનવે રાજન રે;
એ ક્રૂર કરમનું હોય પ્રાયશ્ચિત્ત, ભૂપ ભરે લોચન; હવે હું શું કરૂં રે.
પાવકમાંહે પૂરજળું કે, હાળાહળ ભક્ષણ કરૂં રે;
એ જીવન મારૂં ધિક્કાર છે, આ દેહ હવે પરહરૂં. હવે હું શું કરૂં રે.

વળણ.

દેહ હવે હું પરહરૂં, ગોઝારો જીવી શું કરૂં;
રૂતુપર્ણનું મહા દુઃખ દેખી, સમાધાન કેઇપેરે કર્યું રે.

કડવું ૬૩ મું. રાગ મારૂ.

રૂતુપર્ણનિ પીડા જાણી, રાયનૈષધ બોલ્યા વાણી;
ન થઈએ કાયર આંસૂ આણી, એમ કહિ લોહ્યાં લોચન પાણી
આપતકાળનું કર્મ શું કહિયે, જેવું દુઃખ પડે તે સહિયે;
કોને આશ્રયે નિશ્ચે જઈયે, પંચરાત્ર સેવક થઈ રહિયે.
ગુપ્ત રહેવાનું કારજ સિધ્યું, મારૂં દુઃખ નિવારણ કીધું;
જે મેં જનનીનું પય પીધું, તેણિયે આવડું સુખ નવ દીધું.
દશ માસ તે પેટમાં રાખે, અધિક થાય તો ઓછું ભાખે;
કોણ ત્રણ વરસ લગિ રાખે, તમારિ ભલાઇ થઈ જગ આખે.
જ્યારે પ્રાણિને સંપત્તિ હોય, ત્યારે પ્રીત કરે સર્વકોય;
પડે આપદ તો શત્રુ હોય, જગમાતા તે સામું ન જોય.
જે લોભે લિધા માયા માંડે, પરીક્ષા થાય દુખને દહાડે;
ક્ષત્રિ જણાય ઉઘાડે ખાંડે, ભુંડા મિત્રને બીડે છાંડે.
કર્મકથા મેં મારી જાણી, ત્યારે વર્ણું મેં પુત્ર પ્રમાણી;
વનમાં નીસર્યાં હું ને રાણી, તે પ્રજાએ ન પાયું પાણી.
થયો પુષ્કર બંધવ બેરી, એકેકું વસ્ત્ર નીસર્યાં પહેરી;
કીધાં કૌતક શેરીશેરી, દીઠી દુઃખસાગરની લહેરી.
મને ભાઇએ કાઢી નાંખ્યો, સ્વાદ સંસારસાગરનો ચાખ્યો;
તમારૂં દુઃખ દેખી કળપે લોક, શુભ વેળા આંસૂ ભરે ફોક,
એવું કહિ ભેટ્યા પુણ્યશ્લોક, ટાળ્યો રૂતુપરણનો શોક.
પછે રૂતુપર્ણે કહે શીશ નામી, દુઃખ દહાડા માંખ્યા કેમ વામી;
તમો સકળ પૃથ્વીના સ્વામી, સ્વાર્થ અંધ થયો હું કામી.
ભિમક તનયા જનેતા જેવી, પતિવ્રતા સાધવી તેવી;
તે પર દૃષ્ટિ કિધી મેં એવી, એથી અન્યાયની વાત કેવી.

વળણ.

કેવિ વાત અધરમતણી, હવે શું કરૂં આ દેહ ધરી;
વૈદરભિ સુજ માત જેવી, વરવાની મેં મુખ્ય કરી રે.

## કડવું ૬૪ મું. રાગ ધનાશ્રી.

લજ્જા કૂપમાં ભૂપતિ પડિયો, ઊંચું ન શકે ભાળી જી;
ચતુર શિરોમણિ નૈષધનાથે, વેળા વાત સંભાળી જી.
ભીમકરાયના પુત્રનિ પુત્રિ, સુલોચના એવું નામ જી;
દમનક કુંવરતણી તે કુંવરી, શુભ લક્ષણ ગુણધામ જી.
અંગ અનંગના સરખું સુંદર, દમયંતી શું બીજી જી;
રૂતુપરણને તે પરણાવી, દમયંતિનિ ભત્રિજી જી.
પેરામણિ બહુ વિધની આપી, સંતોષ્યો રૂતુપર્ણ જી;
અયોધ્યાપતિ ચાલ્યો અયોધ્યા, નમી નળને ચરણ જી.
પરસ્પરે દીધાં આલિંગન, નળે આપિ અશ્વવિદ્યાય જી;
પંચ રાત્રિ રહ્યો તે પુરમાં, પોતે નૈષધરાય જી.
પ્રજા સરવ સંઘાતે લેઇને, પછી થયા વીદાય જી;
નાનાવિધનાં વાજિત્ર વાજે, શોભા કહિ નવ જાય જી.
ચતુરરંગસેના ભિમકે આપી, સંતોષ્યા નરેશ જી;
થોડે દહાડે નળજોધ સંઘાતે, આવ્યા નૈષધ દેશ જી.
સમાચાર પુષ્કરને પહોચ્યા, તે વેળા ઉઠયો રાય જી;
પ્રજા સંઘાતે લેઈને સામો, પોતે ચાલ્યો પાય જી.
હયદળ ગજદળ રથદળ પાદળ, કળ ન પડે કાંઈ કાન જી;
સકળ પ્રબળ દળ ને પુરવાસી, મળવા નળરાજાન જી.
વાહન પડઘા ધ્વજા અંબાડી, મેઘાડંબર છત્ર જી;
કનક કળશ ઘંટા બહુ ધમકે, શોભે સુરિયાં પત્ર જી.
ભેરીભેર મૃદંગ દુંદભી, તાળ ઢોલ બહુ વાજે જી;
વેણા શરણાઈ શંખધ્વનિ, ઝાંઝ ઝાંઝરિ બહુ ગાજે જી.
જાણે ઉદધિ પરવણિયે ઉલટયો, પુન્યમચંદ્રને માટે જી;
શ્રવણ પડયું સંભળાય નહી એવી, પડી ભીડ પુરવાટે જી.
ભીમકનંદન કહે નળપ્રત્યે, અમને આજ્ઞા દીજે જી;
પુષ્કર આવ્યો સેન સજીને, કહો તો યુદ્ધજ કીજે જી.
નળ કહેછે શાળક પ્રત્યે, વ્યર્થ વિરોધ વિચાર જી;
પુષ્કરનું જ્ઞાન થયું છે નિર્મળ, ગયો કળિનો વિકાર જી.

સાધુ પુરૂષને કુબુધી આવે, પુરો કરમનો દોષ જી;
પુષ્કરે કીધું કળિતું પ્રેર્યું, કહે વિચારિ પુણ્યશ્લોક જી.
ચંદ્ર ચળે રવિ પશ્ચિમ પ્રગટે, પાવક શીતળ થાયજી;
વિધિ ભૂલે નિધિ સાતે ઉલટે, પુષ્કર ખાણુ ન સાયજી.
વાત કરંતાં પુષ્કર આવ્યો, બાંધી પટકુળ હાથ જી;
દંડવત કરતો ડગલાં ભરતો, ઘણું લાજે મનસાથ જી.
નળ ઉઠયો બાંધવને દેખી, કર ગ્રહિ ઉભો કીધોજી;
મસ્તક સૂંઘી કરિ પ્રશંસા, હરખે રૂદયે લીધોજી.
એક આસન બેઠા બે બાંધવ, શોભે કામ વસંત જી;
પ્રજાએ બહુ પૂજા કીધી, આપી ભેટ અનંત જી.
પુષ્કરે બહુ દીનતા ભાખી, થયાં સજળ લોચન જી;
હું કૃતઘ્ની કઠણ ગોઝારો, દંપતિ કાઢયાં વન જી.
વણ અપરાધે વિપરિત કીધું, દીધું દારૂણ દુ:ખ જી;
સાત સમુદ્રે ન જાય શામતા, ધોતાં મારૂં મૂખ જી.
પુષ્કરને તો નળે સમજાવ્યો, કહિને આત્મજ્ઞાન જી;
એક ગજે બેઠા બે બાંધવ, આવ્યા પુરમાં પરમ નિધાન જી.
ધ્વજા પતાકા તોરણમાળા, સાથિયા ચિતર્યા શેરી જી;
અગર ધૂપ ને આરતિ કરતાં, વાજે ભેરિ નફેરી જી.
ધવળ મંગળ ગીતો ગાતાં, હાથે કુમકુમ રોળે જી;
ચૌટાં ચોક રસ્તાને નાકે, પ્રજા મળી છે ટોળે જી.
પુષ્પે મુક્તાફળે વધાવે, ગોખ ચડી પુરનારી જી;
નૈષધની શોભા અતિસુંદર, અમરપુરી ઊતારી જી.
અભિજિત મુહૂર્ત શુભ સાધી નળ, બેઠા રાજ્યાસન જી;
મળવાને બહુ મહિપતિ આવ્યા, બોલાવ્યા રાજન જી.
સેનાપતિ પુષ્કરને કીધો, કીધા યજ્ઞ અનંત જી;
ધર્મરાજ્ય કીધું નળરાંયે, વર્ષ સહસ્ત્ર પર્યંત જી.
નળરાજાના રાજ્યમાંહે, પુસ્તકનેજ બંધન જી;
દંડ એક શ્રીપાતને હાથે, ધન્ય વીરસેન તન જી.
કંપારા ધ્વજાને વરતે, પવન વસે આકાશ જી;
કરમત્યાગ પારધિયે કીધાં, ન કરે જીવનો નાશ જી.

ભયંકાર તસ્કરને વરતે, કમાડને વીજોગ જી;
ઘૂત રમે દંપતી લગ્નદિન, ત્યાગ વ્યસનનો ભોગ જી.
ચાર વરણ તે સરવે શૂરી, જ્ઞાન ખડગની ધાર જી;
દેહગ્રહ મધ્યે ષટ તસ્કર, તેને ખંડે તે વાર જી.
પતિવ્રતા વ્રત પાળે નારી, ગુપ્ત કરે બહુ દાન જી;
યાજન અધ્યાપન અધ્યયન, સેવામાં સાવધાન જી.
નળરાજાના રાજ્યમાંહે, અકાળ મૃત્યુ ન થાય જી;
માગ્યા મેહ વરસે વસુધામાં, દૂધ ઘણું કરે ગાય જી.
માત પિતા ગુરૂ વિપ્ર વૈષ્ણવની, સેવા કરે સહુ કોય જી;
પરનિંદા પરનારી પરધન, કુદૃષ્ટિએ નવ જોય જી.
એવું રાજ્ય નળરાયે કીધું, પુણ્યશ્લોક ધર્યું નામ જી;
પુત્રને રાજ્ય આપિ પરવર્યાં, તપ કરવા ગુણધામ જી.
અનશન વ્રત કરિને દેહ મૂકયો, આવ્યું દેવ વૈમાનજી;
વૈકુંઠ નળ દમયંતી પહોત્યાં, પામ્યાં શ્રીભગવાન જી.
બ્રહદશ્વ કહે રાય યુધિષ્ઠિર, એવો થયો નળરાય જી;
એ દુઃખ આગળ દુઃખ તમારૂં, છે શા લેખામાંય જી.
કાલે અર્જુન આવશે રાજા, કરીને ઉત્તમ કાજ જી;
કથા સાંભળી પાયે લાગ્યા, મુનિવરને મહારાજ જી.
પરિતાપ ગયો મારા મનનો, સાંભળિ સાધુ ચરીત્ર જી;
સ્નેહ સહિત જે કોઇ સાંભળે, થાયે પરમપવિત્ર જી.
વૈશંપાયન કહે જનમેજયને, થયું પૂરૂં નળ આખ્યાન જી;
શિખે ગુણે કે આપે પુસ્તક, સર્વ તીર્થ ફળ સ્નાન જી.
કરકોટક ને નળ દમયંતી, સુદેવ રૂતુપર્ણરાય જી;
એ પાંચેને સંભારે ત્યાં, કળિજુગ કદી ન જાય જી.
પુત્ર પૌત્ર ધન ધાન્ય સમૃદ્ધિ, પામે વળિ નર નાર જી.
બ્રહ્મહત્યાદિક પાપ ટળે ને, પામે ભવજળ પાર જી.
વીરક્ષેત્ર વડોદરૂં, જ્યાં ગરૂઓ દેશ ગુજરાત જી;
કૃષ્ણસુત પ્રેમાનંદ વાડવ, ચોવીસા વિખ્યાત જી.
ગુરૂ પ્રતાપે પદબંધ કીધું, કાલાવાલા ભાખીજી;
આરણ્યક પર્વનિ મૂળ કથા, માંહિ નૈષધલીલા દાખી જી.

મુહૂર્તે કીધું સૂરતમાં, થયું પૂરણ નંદરબારજી;
સંવત સત્તર છોંતેરના, જેઠવદ છઠ મંગળવાર જી.
તે દિવસે પરિપૂરણ કીધો, ગ્રંથ પુનિત પદબંધ જી;
શ્રોતા વક્તા સહુને થાશે, શ્રીહરિકેરો સબંધ જી.

**નળાખ્યાન સંપૂર્ણ.**

---

**વિવેક વણઝારો. રાગ પરજ.**

સંત સાધુને હું નમું, વણઝારા રે;
સતગુરૂને લાગું પાય, સમજ મન મારા રે;
સમરણ કરિયે શ્રીરામનું, વણ; પદબંધ મનોહર થાય, સમજ. ૧
કાયાં નગર સોહામણું, વણ; ત્યાં વસવા કીધું ગામ, સમજ;
આણ ફરે ત્યાં તાહરી, વણ; પુરનાયક એવું નામ, સમજ. ૨
નવ દશ બે ત્રણ સુંદરી, વણ; વણઝારી મળી [1]ચોવીસ, સમજ;
તે સાથે તું ક્રીડા કરે, વણ; તેં વીસાર્યા શ્રીજગદીશ, સમજ. ૩
પટરાણી બે પ્રેમદા, વણ; તેનાં પ્રવૃત્તિ નિવૃત્તિ નામ, સમજ;
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણ; નિવૃત્તિ વખાણે રામ, સમજ. ૪
સંતાન થયાં બેઉ નારને, વણ; માંડયાં જુજવાં બે ઘરસૂત્ર, સમજ;
પ્રવૃત્તિને પાંચ પુત્રી થઇ, વણ; વળી સાત થયાછે પુત્ર, સમજ. ૫
આશા, તૃષ્ણા, હિંસા, દીકરી, વણ; વળી ભ્રાંતિ અરીશ્યા નામ, સમજ;
લોભ, ક્રોધ, મદ, દીકરા, વણ; ગર્વ, મત્સર, મોહ, ને કામ, સમજ. ૬
પરિવાર પ્રવૃત્તિનો વધ્યો, વણ; હવે નિવૃત્તિનાં સંતાન, સમજ;
પુત્રી ચાર ચતુર ઘણી, વણ; થયા પુત્ર પાંચ ગુણવાન, સમજ. ૭
શાંતિ, ભક્તિ, દયા, દીકરી, વણ; વળી મૈત્રિ, મળી થઈ ચાર, સમજ;
સંતોષ ને ધર્મ, દીકરા વણ; વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ. ૮
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ;
સંતાન જોઇને શાતા થઈ, વણ; પતિ રીઝયો જોઇ પરિવાર, સમજ. ૯
બાવીસ નાર દાસી થઇ, વણ; કરે પ્રવૃત્તિ રાણિનિ સેવ, સમજ;
નાયક અભિમાને ભર્યો, વણ; એના મનમાં ઘણો અહમેવ, સમજ. ૧૦
નિવૃત્તિ કહે મારા નાથજી, વણ; તમે મૂકો ભોગ વિલાસ, સમજ;
કાયા નગર છે કારમું, વણ; તે જૂઠાની શી આશ, સમજ. ૧૧

---

૧. નવનાડિયો, દશ ઇંદ્રિયો, નિવૃત્તિ, પ્રવૃત્તિ, રાજસી, તામસી, સાત્વિકીવૃત્તિ. ૨૪

બંધ બાંધ્યાછે જળતણા, વણુ; માંહે હાડ ને માંસ રૂધિર, સમજ;
શરીર એવું જાણવું, વણુ; માટે સમરિયે શ્રીરઘુવીર, સમજ. ૧૨
માત પિતા સુત સુંદરી, વણુ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ;
તે અંતે કો તારૂં નથી, વણુ; છે જીવતાનો સંબંધ, સમજ. ૧૩
ગોખ જરૂખા માળીયાં, વણુ; સાત ભૂમિના સરસ નિવાસ, સમજ;
એક દિવસ મેલી ચાલવું, વણુ; શમશાને કરવો વાસ, સમજ. ૧૪
માલ મતા વાસણ ઘણાં, વણુ; મણી માણક મોતી અનેક, સમજ;
જમ-કિંકર ગ્રહી ચાલશે, વણુ; સાથે કોડી ન આવે એક, સમજ. ૧૫
કર્મ કમાય જે આપણું, વણુ; તે જાયછે જીવને સાથ, સમજ;
વૈતરણીમાં બૂડતાં, વણુ; નકી મૂકાવે શ્રીરઘુનાથ, સમજ; ૧૬
એવું જાણીને જાળવો, વણુ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ;
નહિ તો પસ્તાશો નાથજી, વણુ; તે તો જાણજો કેવળ રોગ, સમજ. ૧૭
એવું જાણીને મારા નાથજી, વણુ; રખે શોક્યનો કરતા સંગ, સમજ;
શીખ મારી શ્રવણે ધરો, વણુ; તમે સમરોને શ્રીરંગ, સમજ. ૧૮
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણુ; જ્યારે આવશે જમના દૂત, સમજ;
પંડ મૂકી પ્રાણી ચાલશે, વણુ; ભૂતમાં મળશે પંચભૂત, સમજ. ૧૯
જમરાય લેખું પૂછશે, વણુ; તેં તો શો કીધો વેપાર, સમજ;
તે વેળા છે ઘણી દોહલી, વણુ; તમે ચેતજો કઇ ભરથાર, સમજ. ૨૦
હીણું કોઇનું નવ કીજિયે, વણુ; સદા ચાલિયે સીધી ચાલ, સમજ;
ભજન દાન હમણાં કરો, વણુ; પછી કોણે દીઠીછે કાલ, સમજ. ૨૧
નિવૃત્તિનાં વાક્ય સાંભળી, વણુ; કંઈક આવ્યો ઉર વૈરાગ, સમજ;
પ્રવૃત્તિ-રાણિયે જાણિયું, વણુ; એણે ભોગ કીધોછે ત્યાગ, સમજ. ૨૨
શણુગાર સોળે અંગે ધર્યા, વણુ; તેડવા મોકલ્યા [1]પંચ-દાસ, સમજ;
કઇ લટપટ કરી લીવિયા, વણુ; પિયુ આણ્યો રાણીની પાસ, સમજ. ૨૩
પેરી પટોળી પ્રેમદા, વણુ; છે ચોળીમાં ત્રણ રંગ, સમજ;
શણુગાર શુભ સુંદરીતણા, વણુ; જોઈ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ. ૨૪
પ્રવૃત્તિ-રાણી બોલિયાં, વણુ; હેતે નાંખી ગળામાં હાથ, સમજ;
ત્યાગી વૈરાગી કયમ થયા, વણુ; કઇક ઉદ્યમ કીજે નાથ, સમજ. ૨૫

---

૧. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ.

બાળક સૌ પરણાવવાં, વણ; જેમ લોકમાં વાધે લાજ, સમજ;
ઘર ઊંચાં ઊંચાં કરાવિયે, વણ; પૂરનાયકમાં કિજે રાજ, સમજ. ૨૬
હસ્તિ ઘોડા સંપડાવિયે, વણ; ત્યારે જીવ્યું તે સફળજ થાય, સમજ;
દધિ દૂધનાં સુખ લીજિયે, વણ; ઘણી લાવો મહિષી ગાય, સમજ. ૨૭
શજ્યા સિંહાસન પાલખી, વણ; આગળ બહુ દાસી દાસ, સમજ;
એમે દીપક પ્રગટાવિયે, વણ; ભલા કીજે ભોગ વિલાસ, સમજ. ૨૮
ધંધો કરી ધન લાવિયે, વણ; તો અંતે આવે કામ, સમજ;
ઠગ-બ્રાહ્મણ તો વસે ઘણા, વણ; નવ ખરચિયે કોડીદામ, સમજ. ૨૯
બેન બનેવી ભાણેજાં, વણ; દીકરી દોહિત્ર જમાઈ, સમજ;
હાર કેને ન દેખાડિયે, વણ; એ તો વસ્તુ સારી જાયે ખાઇ, સમજ. ૩૦.
સંવત્સરિ શ્રાદ્ધ ન સારિયે, વણ; એ તો સર્વે છે આળપંપાળ, સમજ;
દીકરાને જુજવા કરો, વણ; મને ગમતી નથી જંજાળ, સમજ. ૩૧
આપણે સુખે ખાઇ પીજિયે, વણ; રૂડા રમતાં દહાડા જાય, સમજ;
વેપાર કરી ધન લાવિયે, વણ; તો લખેશરિ નામ કહેવાય, સમજ. ૩૨
પીતાંબર શુભ પેરિયે, વણ; ખાઈએ નાનાવિધ પકવાન, સમજ;
ખાધું પીધું તે આપણું, વણ; નવ કીજીયે કોડીનું દાન, સમજ. ૩૩
લાણાં લાહિયે નાતમાં, વણ; થાય દેશ વિદેશે નામ, સમજ;
દહાડા ભોગ કમાઈના, વણ; પછી અંતે જપશું રામ, સમજ. ૩૪
પ્રવૃત્તિની શીખામણ સૂણી, વણ; પછે રીઝયો મૂઢ અજાણ, સમજ;
નિવૃત્તિ થઇ અળખામણી, વણ; પ્રવૃત્તિ વહાલી પ્રાણ, સમજ. ૩૫
એકાંત બેશી નર નારિયે, વણ; ભલી માંડી કીધી ગોઠ, સમજ;
સંકલ્પ વિકલ્પ બે પોઠિયા, વણ; પછી ચલાવે કર્મની પોઠ, સમજ. ૩૬
લોભ પુત્ર સાથે થયા, વણ; ગર્વ મત્સર કામ ને ક્રોધ, સમજ;
દાસી દશ સાથે થઈ, વણ; કરી ધર્મતણો વિરોધ, સમજ. ૩૭
મન ઘોડે નાયક ચઢયો, વણ; ગ્રહી આશા હાથ લગામ, સમજ;
મમતા ચાલ્યો વહોરવા, વણ; અહંકાર નગારૂં નામ, સમજ. ૩૮
છળ ભેદનાં બે ત્રાજવાં, વણ; તોળે પ્રપંચ વાણોતર, સમજ;
કૂડ કપટનાં બે કાટલાં, વણ; મોટી માયા દાંડી બરાબર, સમજ. ૩૯
ઠામ ઠામ ટાંકું પડે, વણ; પુરનાયક મોટું નામ, સમજ;
લાભ લેવાને દોડિયો, વણ; જોયાં લક્ષ ચોરાશી ગામ, સમજ. ૪૦

સંસાર દેશ સોહામણો, વણુ; તેનો જોતાં ન આવે પાર, સમજ;
શ્રીફળ સોપારી એળચી, વણુ; તેમાં નવ દીઠું કાંઇ સાર, સમજ. ૪૧
ગોળ ખાંડ સાકર નહિ, વણુ; નવ લીધાં ઘૃત ને ઘઉં, સમજ;
શાક દાળ વહોરી નહિ, વણુ; એની અવગણના કરિ બહુ, સમજ. ૪૨
માણુક મોતી સોનું નહિં, વણુ; નવ વહોર્યાં પટોળાં ચીર, સમજ;
લાલચ લોઢું વહોરીયું, વણુ; કોડે લીધું કપટ કથિર, સમજ. ૪૩
હિંસા હીંગ વહોરી ઘણી, વણુ; સંગ શીસું લીધું અપાર, સમજ;
પંચ પીતળ વહોરિયું, વણુ; સંસારમાં દીઠું સાર, સમજ. ૪૪
મમતા મીઠું વહોરિયું, વણુ; અને વહોરિયું માયા મીણુ, સમજ;
કુસંપ સોમલ વહોરિયો, વણુ; અતિ વહોર્યું વિષય અફીણુ, સમજ. ૪૫
અનાચાર વહોર્યો એળિયો, વણુ; વહોર્યો આળસ્ય ટંકણુ ખાર, સમજ;
ભ્રાંતિ ભાંગ લિધી ઘણી, વણુ; વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ. ૪૬
વહોરી અરીશ્યા આમલી, વણુ; કુલક્ષણી વહોરી લાખ, સમજ;
કપટ કાપડ તે વહોરિયું, વણુ; જેનો રંગ ઘણો અભિલાખ, સમજ. ૪૭
લઘુતા વહોરી લોબડી, વણુ; વહોરી કાંબળી કાળે રંગ, સમજ;
છળ છાયલ વહોર્યાં ઘણાં,વણુ લોભ પુત્રને રાખી સંગ, સમજ. ૪૮
નિંદા ગળી વહોરી ઘણી, વણુ; અતિ વહોર્યું મદ્ય અજ્ઞાન, સમજ;
ચાડિ તાડી વહોરી ઘણી, વણુ; ભર્યું પાત્ર તે કંઠ સમાન, સમજ. ૪૯
ખુનસ ખાડી વહોરી ઘણી, વણુ; વળી વહોર્યા અવગુણ ટાટ, સમજ;
શીવી ગુણ્ય અવગુણે ભરી, વણુ; હાંકિ પોઠ તે વસમી વાટ, સમજ. ૫૦
મન ચિંતવન બે વેઠિયા, વણુ; સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ;
અભિમાન ઊંટે નાયક ચઢ્યો, વણુ; તેને દેખે સૌ સંસાર, સમજ. ૫૧
પ્રવૃત્તિને માન દીધું ઘણું, વણુ; પ્યારી તું મારા પ્રાણુ સમાન, સમજ;
નિવૃત્તિ આવિ પૂંઠે પડી, વણુ; એને દીધું ઘણું અપમાન, સમજ. ૫૨
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણુ; ખોઈ નાયકે સુધ બુધ સાન, સમજ;
જશ શણુગાર નિવૃત્તિનો, વણુ; વળી વસ્ત્ર બિરાજે જ્ઞાન, સમજ. ૫૩
સાથે લઇ બાળક બાળકી, વણુ; ચાલે પ્રવૃત્તિ પિયુને સાથ, સમજ;
નવ સંતાન નિવૃત્તિનાં, વણુ; એ તો ચાલે જેમ અનાથ, સમજ. ૫૪
જ્યાં જ્યાં ટાંડું ઊતરે, વણુ; પિયુ પોઢે પ્રવૃત્તિનિ પાસ, સમજ;
નિવૃત્તિ આવી ના શકે, વણુ; દ્વારે ઊભા છે પંચ-દાસ, સમજ. ૫૫

પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણુ; રખે શોક્યનો કરતા સંગ, સમજ;
પળ એક પાસે જો બેસશો, વણુ; કરશે ધર વેપારનો ભંગ, સમજ. ૫૬
ભેખ એના ભીખારીતણા, વણુ; જોગી કીધાનો અભિલાખ, સમજ;
એની શીખામણુ માનશો, વણુ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ. ૫૭
દેખીતી મંદભાગણી, વણુ; જ્ઞાન વૈરાગ જેના તન, સમજ;
વેષ સર્વ વિધવાતણા, વણુ; કરે તમને માનશકુન, સમજ. ૫૮
નાયક કહે શૂણુ સુંદરી, વણઝારી રે;
તારાં વચન તે સુધા સમાન, સતિ સુખકારી રે;
તારી શીખામણુ શુભ ગણું, વણુ; મેં તો તને કિધા ભગવાન, સતી. ૫૯
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણુ; તુજ સાથે બાંધ્યો પ્રેમ, સતી;
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણુ; મેં આજથિ લીધો નેમ, સતી. ૬૦
કોલબંધ એવો કર્યો, વણઝારા રે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે;
નિવૃત્તિ દાસી થઇ રહી, વણુ; એનિ શોક્યે કિધું વશ સર્વ, સમજ. ૬૧
ટાંડું ચલાવા ચોદિશે, વણુ; જોયો દેશ સરવ સંસાર, સમજ;
આગળ લાભ દિઠો ઘણો, વણુ; આવિ અંતે ખોટ અપાર, સમજ. ૬૨
કાળ દાણી આવિ લાગિયો, વણુ; એણે રોકીછે સઘળી પોઠ, સમજ;
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણુ; થઇ લાખ કરોડનિ ખોટ, સમજ. ૬૩
જમ કિંકરે આવિ બાંધિયો, વણુ; ત્યારે નાશિ ગયો પરિવાર, સમજ;
પ્રવૃત્તિ પણ વેગળી રહિ, વણુ; નહિ કોય પાણી-પાનાર, સમજ. ૬૪
જમરાયકને બાંધી આણિયો, વણુ; વેપારિયે કીધી રાવ, સમજ;
કૈક ખાતાં ખોટાં નીકળ્યાં, વણુ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ. ૬૫
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણુ; વળી નાંખ્યો નરકકુંડમાંય, સમજ;
ઘણિવાર દેવાળું કાઢિયું, વણુ; નહિ લાજ્યો કરતાં અન્યાય, સમજ. ૬૬
કારાગ્રહનું દુ:ખ ઘણું, વણુ; કોણુ કાઢે ત્યાંથી બહાર, સમજ;
પેરી સાડી સુધબુધની, વણુ; પાસે આવી નિવૃત્તિનાર, સમજ. ૬૭
નાયક જોઇને રોયો ઘણો, વણુ; દેખિ સુતીનું તે સમે સુખ, સમજ;
નીચું જોઇને કહે સાધવી, વણું; તેં પાપે ભોગવ્યું દુ:ખ, સમજ. ૬૮
આંશુ લોહ્યાં નાથનાં, વણુ; વળી બોલી નિવૃત્તિનાર, સમજ;
પ્રવૃત્તિ તારી ક્યાં ગઇ, વણુ; સાત પુત્રી ક્યાં પંચ કુમાર, સમજ. ૬૯

નાયક કહે શૂણુ સુંદરી, વણઝારી રે;
મેં નહિ માનિ તારી શીખ, સતી સુખકારીરે;
વાલિ થઈ પ્રવૃત્તિ પાપણી, વણુ; ભૂંડી રાંડે મગાવી ભીખ, સતી સુખ. ૭૦
દુખ વેળા નાશી ગઈ, વણુ; મને પાણી કોઈ નવ પાય, સતી સુખ;
મૂકાવ મુજને સુંદરી, વણુ; હું રહિશ તારી આજ્ઞાય, સતી સુખ. ૭૧
નિવૃત્તિ કહે પિયુ સાંભળો, વણઝારા રે;
ઘણા ડાહ્યા છો ભરથાર, સ્વામીજી મારા રે;
ઘણે હામથી મૂકાવિયા, વણુ; લેખે લાખ ચોરાશી વાર, સ્વામીજી. ૭૨
ધર્મ કને તેડી ગઇ, વણુ; ત્યાં કીધો કોલ કરાર, સમજ;
ધર્મ લેણું કરી લાવજો, વણુ; જઈ રૂડો કરજો વેપાર, સમજ. ૭૩
ફરી સંસારમાં અવતર્યો, વણુ; મળ્યા સદગુરૂ એક દલાલ, સમજ;
રામનામ વસાણું વોહોરિયું, વણુ; લાભ આવ્યો વસ્તુ રસાળ, સમજ. ૭૪
વિવેક વાણોતર થયા, વણુ; તત્વ વિચાર ત્રાજવાં સાથ, સમજ;
ધર્મ કર્મ બેઉ કાટલાં, વણુ; ક્ષમા દાંડી ઝાલી હાથ, સમજ. ૭૫
નાયક વહોરે વસ્તુને, વણુ; જે જે નિવૃત્તિ કહેતી જાય, સમજ;
નિર્ગુણ ગોળ લીધો ઘણો, વણુ; ગુણ્ય સત્ય મરમ કહેવાય, સમજ. ૭૬
સદવિદ્યા શાકર વહોરી ઘણી, વણુ; વહોર્યાં જાયફળ જોગાભ્યાસ, સમજ;
શ્રીફળ નામ શ્રીરામનું, વણુ; મળ્યા ગાંધી હરિના દાસ, સમજ. ૭૭
બ્રહ્મવિદ્યા ખાંડ વહોરી ઘણી, વણુ; શુભ લક્ષણ વહોર્યાં લવિંગ, સમજ;
ચતુરાઇ ચંદન વહોરિયું, વણુ; વહોર્યો કરૂણા કેસરરંગ, સમજ. ૭૮
જ્ઞાન ઘૃત કૂપે ભર્યું, વણુ; સિદ્ધતા તે દધિ નિર્દોષ, સમજ;
પ્રીત પટોળી વહોરી ઘણી, વણુ; લીધા સાળુ શિળ સંતોષ, સમજ. ૭૯
વિશ્રામ પીતાંબર વહોરિયાં, વણુ; વહોરી દયા ઘણી દરિયાઇ, સમજ.
લખતો જાય ચિત્ત ચોપડે, વણુ; લેખણ શુધિ બુધિ રૂશનાઇ, સમજ. ૮૦
નવધા ભક્તિ મણી વહોરિયાં, વણુ; વળિ મુક્તિ મુકતામાળ, સમજ.
શ્રીહરિ હીરો હાથે ચઢ્યો, વણુ; થયું ઘરમાં ઝાકઝમાળ, સમજ. ૮૧
સદગુણે ગુણ્ય શિવી ભરી, વણુ; કરે વસ્તુનું દેવ વખાણ, સમજ;
મોહ મેહેવાસી મારીઓ, વણુ; હવે કોય ન માગે દાણ, સમજ. ૮૨
નાદ બિંદુ બેઉ બળદિયા, વણુ; વાજે નગારૂં ઓંકાર, સમજ;
જ્ઞાન ઘોડે નાયક ચઢ્યો, વણુ; જીતિ આવ્યો સર્વ સંસાર, સમજ. ૮૩

જમરાયને લેખું આપિયું, વણ; ચિત્ર વિચિત્રે જોડયા હાથ, સમજ;
સનમાન આસન આપિયું, વણ; જમરાય થયા રળિયાત, સમજ. ૮૪
ન્યાલ થયો શુભ માલમાં, વણ; ગયો મૂળ પોતાને ગામ, સમજ.
ફરિ ભવમાં ભટકયો નહિ, વણ; થયો શુદ્ધ તે આત્મારામ, સમજ. ૮૫
પ્રવૃત્તિને જે કોઇ પરહરે, વણ; કરે નિવૃત્તિ અંગિકાર, સમજ;
તે મુક્તિ ફળ પામે સહી, વણ; નવ દેખે દુઃખ લગાર, સમજ. ૮૬
ગૂજરાત દેશ સોહામણો, વણ; વીર ક્ષેત્ર વડોદરૂં ગામ, સમજ;
વિપ્રચતુરવંશી નાતમાં, વણ; કૃષ્ણ-પુત્ર પ્રેમાનંદ નામ, સમજ. ૮૭
વિવેક વણઝારો તે આતમા, વણ; આ છે અધ્યાત્મનો ઉપદેશ, સમજ;
વણઝારો ગાય ને સાંભળે, વણ; ટળે જન્મ મરણનો કલેશ, સમજ. ૮૮
જે કોઇ પ્રભુને અનુભવે, વણ; થાય મનવાંછિત ફળ કામ, સમજ;
શ્રોતા સજ્જન સાંભળી, વણ; તમે સમરો સર્વ શ્રીરામ, સમજ. ૮૯

---

# સુદામાચરિત્રમાંથી.

## કડવું બીજું. રાગ વેરાડી.

શુક કહે સાંભળ નરપતી, છે સુદામાની નીર્મળ મતી;
માયા સુખ ન ઇછે રતી, સદા મન છે જેતું જતી.
મુનિનો મર્મ કોઇ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વીના કોઈ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાંપે.
ભીક્ષાનું કામ કામનિ કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરિને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજન.
ઘણા દિવસ દુખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળિયે નાથ;
બાળક ભૂખ્યાં કરે રૂદન, નગરમાં નથિ મળતું અન્ન.
ન મળે કંદમૂળ કે ફળ, બે દિવસ થયા લેઇ રહે જળ;
સુખ સજ્યા ભૂષણ પંટકુળ, પ્રભુ ક્યારે થશે સાનુકુળ.
ભૂખ્યાં બાળ જુએ માનું મૂખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગિશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.

ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમખાવા;
જેમ જળવિણ વાડિ ઝાડુવાં, તેમ અન્નવિણ બાળક બાડુઆં.
વાય ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેશીને સૂએ;
હું તે ધીરજ કેઇપેરે ધરૂં, તમારૂં દુખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી;
અતિથી ફરિ નિર્મુખ જાય, ગવાનીક ન પામે ગાય.
કરોછો મંત્ર ભણિને સેવ, નૈવેદ્ય વિના પૂજોછો દેવ;
પુજ્ય પરવણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
આ બાળક પરણાવવાં પડશે, સત કુળનિ કન્યા ક્યાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરિ સઉકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાંગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અંગોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરોછો શીતળ જળે.
વાધ્યા નખ ને વાધી જટા, માંહિ ઉડે રાખની ઘટા;
દર્ભતણી તુટી સાદડી, નાથ તેપર રહોછો પડી.
બીજે ત્રીજે પામોછો આહાર, તે મુજને દહેછે અંગાર;
હું તો દરિદ્ર સમુદ્રમાં બૂડી, એવાતણમાં એકજ ચૂડી.
નહિ લલાટે દેવા કંકુ, અન્નવિના શરિર રહ્યું સુકું;
હું પૂછુંછું લાગી પગે, આવું દુખ સહિશું કયાં લગે.
તમે દહાડિ કહોછો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર;
જે રહે કલ્પવૃક્ષને તળે, તેહને શી વસ્તુ ન મળે.
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી ક્યમ તરશે મરે
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે ક્યમ પા
અમૃત-પાન કિધું જે નરે, જમકિંકરનો ભય ક્યાં
જેને સરસ્વતિ જીભે વશી, તેને અધ્યાત્મ ચિ
સ઼ગુરૂના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયા-આ

* * * * *

## ઉથલો.

લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાંછિત આપ
દીન જાણીને દયા આણી, દરીદ્રના દુખ કાપશે.

## કડવું ત્રીજું. રાગ ગોડી.

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાગશે રે;
હું તો કહુંછું લાગીને પાય, ભાવઠ ભાગશે રે;
ધન નહિ જડે તો ગોમતિમાં જઈ, દર્શન ફળ નહિ જાય; ભાવઠ. ટેક.
સુદામો કહે વિપ્રને, નથિ માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મુકી, માગતાં જીવ જાય; મામ ન મૂકીયે રે.
ઉદર કારણે નીચકને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવાતણું, મામે વણુસે કામ; ભાવઠ.
જાદવ સગળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બલનું રૂપ દેખીને, લાજે લક્ષ્મી નાથ; મામ ન.
જે પુરૂષ છે ઉદ્યમી રે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળ ધર્મ છે, તેમાં ભીખંતાં શી લાજ; ભાવઠ.

* * * *

જાચવા ન જઇયે ને પડી રહિયે તો, ક્યમ જીવે પરિવાર;
એકવાર જાઓ જાચવા, તમને નહિ કહું બીજીવાર; ભાવઠ.
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરો તો, ટળે દરિદ્રને રીસ; ભાવઠ.
જોડવા પાણી દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ;
એ ચીન્હ છે જાચકતણાં, જાચવાથી રૂડું મરણ; મામ ન.

* * * *

દહે નારને, ક્યમ ચાલે મારા પાય;
ગળ મામ મુકિયે, ધિક પડો મારી કાય; મામ ન.

* * *

વરાગી ત્યાગી થઇ બેઠા, પંડિત ગુણ-ભંડાર;
જાચું ક્યમ કરી, અબળાનો અવતાર; ભાવઠ ભાગશેરે.

### ઉથલો.

વતાર સ્ત્રીનો અધમ કહિને, રૂષિપત્ની આંસૂ ભરે;
ખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

## કડવું ચોથું. રાગ રામગ્રી.

પંછે સુદામોજી બોલિયા, શુણ સુંદરી રે;
હું કહુંછું શીખામણ, ઘેલી કોણે કરી રે.
જે નિરમ્યું છે તે પામિયે, શુણ સુંદરી રે;
વિધિયે લખિ વૃદ્ધી હાણ, ઘેલી કોણે કરી રે.
સુખ દુખ એ બે મિત્ર છે, શુણ સુંદરી રે;
જાય દેહ ને આત્મા સાથ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના ક્યાંથી પામિયે, શુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે.
જો ખડ ધાનજ વાવિયે, શુણ સુંદરી રે;
તો ક્યાંથી જમિયે શાળ, ઘેલી કોણે કરી રે.
જળ વહિ ગયે શી શોચના, શુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરી રે.

* * * *

સંતોષ અમૃત ચાખિયે, શુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિયે નવનિધ્ય આપશે, શુણ સુંદરી રે;
ધરો ધીર તમે સ્ત્રીજન, ઘેલી કોણે કરી રે.
આંખ્ય ભરી અબળા કહે, રૂષિરાયજી રે;
મારૂં જડ થયુંછે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, રૂષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.
અન્ન વિના ચાલે નહીં, રૂષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે.
અન્નવિણ ભજન સુજે નહીં, રૂષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે.

* * * *

અન્નવિના ધર્મ સુજે નહીં, રૂષિરાયજી રે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.

ફેરાનું ફળ જાશે નહીં, રુષિરાયજી રે;
જઇ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજી રે.

* * * *

## કડવું ૫ મું. રાગ વેરાડી.

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરિ ફરિ પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

### ઢાળ.

જાવું પડશે સર્વથા, ઘણું રુએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એની માતતણો શો વાંક.
પત્નીપ્રત્યે કહે સુદામો, તું સાંભળ્ય મારી વાત;
કહો ભામની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહિને કુંવર આવે, કૃષ્ણસુત સમુદાય;
તે ખાવા માગે મુજકને, ત્યારે શું મેલું કરમાંય.
સુણિ હરખ પામી પ્રેમદા, ગઇ પાડોશણને પાસ;
બાઇ આજ કાજ મારૂં કરો, મને મૂલે લીધી દાસ.
દ્વારામતી મમપતિ જાયછે, જાચવા જાદવરાય;
અમો બમણું કરિને આપશું, કાંઇ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરિને કાંગ આપી, આ બાઇ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેહને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહીં, છે ત્રીકમના તાંદૂલ;
લેઈ જાવા છે દ્વારામતિ, નથિ બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન દીધાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે જત્ન કીધું, જ્યમ ચડે છોડતાં રીસ.
રૂષિસુદામાને કહે બાળકડાં, કરિને રોતાં મૂખ;
પિતાજી એવું લાવજો, જ્યમ જાય આપણી ભૂખ.
દીન વાયક સાંભળીને, મુનિયે મુક્યો નિશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પુરશે આશ.

ઋષિસુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્રને છે, ભક્તના શણગાર.
ભાલ તિલક ને માળા કંઠે, રસનાયે ભણતો જાય;
મુખ કુખનું જાળ વાધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઉડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાન રેણુએ અભ્ર છાયો, જોજન કોટાકોટ.
ધસમસે ને ધાય મુનિવર. મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે તે, દેખિ વિસ્મય થાય.
તેલાભ્યંગ સ્વપને ન ઈછે, છે લુખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબિપાત્ર.
કૌપિન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્ય-ભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

ઉથલો.

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે શુણો નરપતી;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોતા પુરિ દ્વારામતી.

કડવું ૬ ઠું. રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દિઠિ દ્વારામતી;
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.
કોઠા કોશિસાં શોભે પરમ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફર ફરે, દુંદુભી ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં શોહે. ગંભિર નાદ સાગર મન મોહે;
ત્યાં તો ગોમતિ સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નહાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથિ મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધુ સ્નાન, પછિ પુરમાં પેઠા ભગવાન.
નગર-લોક બહુ જોવા મળે, ખિજવે બાળક પુંઠળ પળે;
જાદવ-સ્ત્રી તાળિ દેઇ હસે, ધન્ય નગર આવો નર વસે.
કિધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે ભરથાર;
કોઇ કહે ઇંદુ કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.

ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, શુણી સુદામો હસતો જાય;
પુંઠે બાળક કાંકરા નાંખે, રૂષિ રામ કૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળિ વજાડે ગાલ, પુંઠે ફરિ વળ્યાં નહાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા રૂખી, સાધુની દૃષ્ટી ઓળખી.
તેણે બાળક સઉ કાઢ્યાં હાકી, પુછ્યા સમાચાર ઉભા રાખી;
"કૃપાનાથ ક્યાંથી આવિયા, આ પુરને કેમ કિધિ મયા."

એવું પૃછવાથી સુદામો કહે મને રાજમંદિર દેખાડો એટલે
જાદવ તેને રાજદ્વાર તેડી ગયો.

દ્વારપાળ દિગપાળ સમાન, ધામ એટલે ઉગ્યા ભાણ.
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં જરૂખાં બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કડેડા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનામારી, અમરાપુરી નાંખું ઓવારી;
સભામાં સ્ફાટકમણિ-થંભ, થઈ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપગ મધુરાં તાળ, ગાય ગુણિજન ગીત રસાળ;
રમક ઝમક ઘૂઘરિ થાય તે સુદામોજી જોતા જાય.
ધ્વજ પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ નફેરી, ઉછવ મંગળ શેરિયેશેરી.
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમ કળશ ભરી લાવે પાણી, દાસિયો જાણિયે ઇંદ્રાણી;
છપન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
"ગહન દીશે છે કરમનિ ગતી, એક ગુરૂના વિદ્યારથી;
એ થઇ બેઠો પૃથવીપતી, મારા ઘરમાં ખાવા નથી.
રમાડતો ગોકુળ માંકડાં, ગુરૂને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી."

સુદામાને જોઇ દ્વારપાળે પૂછ્યું—

માનુભાવ કેમ કરૂણા કરી, તવ સુદામે વાણિ ઉચરી.
હું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો મારો પ્રણામ, આવ્યોછે વિપ્ર સુદામો નામ.

### વળણ.

નામ સુદામો જઇ કહો, ગયો ઘરમાં પ્રતિહાર;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચાર રે.

### કડવું ૭ મું. રાગ મારૂની દેશી.

એવે દાસી ધાતી આવી રે, તેડી નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામી રે;
નહોય નારદ અવશ્યમેવ રે, નહીં વસીષ્ઠ ને વામદેવ રે.
નહોય દુર્વાસા ને અગસ્ત રે, મેં તો રૂષિ જોયાછે સમસ્ત રે;
નહીં વિશ્વામિત્ર કે અત્રી રે, નથી લાવ્યો ચીઠી કે પત્રી રે.
દુખી દરીદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધા રૂપી સ્ત્રીને વરિયો રે.
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
તેણે કહાવ્યું કરિ પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કરજોડ રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુખિયાનો વિસામો રે.
ઉઠી ધાયા જાદવરાય રે, નવ પેહેર્યા મોજાં પાય રે;
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણિ રૂકમણિ ઊંચાં સાય રે.
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસ ન માય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ વહિજાય રે.
સ્ત્રિયોને કહિ ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે;
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે.
જે કોઇ નમશે એના ચરણ ઝાલીરે, તે નારિ સહુપેં મને વાલી રે;
તવ સ્ત્રી સઉ પાછી ફરતી રે, સામગ્રિ પૂજાની કરતી રે.
સહુયે કહે માંહોમાંહી બાઈ રે, કેવા હશે કૃષ્ણના ભાઇ રે;
જેને શામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે.
લેઇ પૂજાના ઉપહાર રે, રહિ ઊભી સોળ હજાર રે;
બાઇ લોચનનું સુખ લીજે રે, આજ જોઇતું દર્શન કીજે રે.
રૂષિ શુકજી કહે શુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે;
છબિલેજીયે છૂટી ચાલે રે, દિધિ દોટ તે દીનદયાળે રે.

સુદામે દિઠા કૃષ્ણદેવ રે, છુટયાં આંસુ શ્રાવણનેવ રે;
જુએ કૌતક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણ-શરણ રે.
જુએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ રૂષિજીને પાય પડિયા રે;
હરિ ઉઠાડયા ગ્રહિ હાથ રે, રૂષિજી લિધા હૃદયા સાથ રે.
મળ્યા જાદવ જોવા પુંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે;
મુખ અન્યો અન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે.
તુંબિપાત્ર ઉલાળિને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે;
રૂષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કરો મમધામ રે.
તેડિ આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે;
તેડિ ગયા ઘરમાં મુરારી રે, જોઇ હાસ્ય કરે સઉ નારી રે.
ઘણું વાંકાં બોલ્યાં સત્યભામા રે, આવા રૂડા મિત્ર સુદામા રે;
હરિ તેને ઉઠીને શું ધાયા રે, ભલિ નહાનપણાની માયા રે.
ભલિ જોવા સરખી જોડી રે, હરિને સોધો એને રાખોડી રે;
જો કોઈ બાળક બાર નિકળશે રે, તો તે કાકાને દેખી છળશે રે.
તવ બોલ્યાં રૂકમણી રાણી રે, તમે બોલોછો શું જાણી રે;

વળણ.

શું બોલો વિસ્મે થઇ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાર્યા મિત્રને શજા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

### કડવું ૮ મું. રાગ સોરઠી.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશજાપર રૂષિને બેસારી, ચમર કરે ચક્રપાણી રે; ભક્તા.
નેત્ર સમશા નાથે કીધી, આવ્યાં આઠ પટરાણી;
મંદમંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે; ભક્તા.
જેનિ નાભિકમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે; ભક્તા.
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે; ભક્તા.
પોતાને ઓઢવાનિ પીત પછેડીયે, લોયા રૂષીના પાય;
ઊભારહી કર વિંઝણો ગ્રહિને, વીઠલ ઢોળે વાય રે; ભક્તા.

થાળ ભરી વૈદરભી લાવ્યાં, ઘૃત-પક્વ પકવાન;
શર્કરા સંજુક્ત રૂપીને, કરાવ્યાં પયપાન રે; ભક્તા.
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરિ પ્રેમ શામળવાન;
વધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાન રે; ભક્તા.
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે; ભક્તા.
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલતણી તે, જાંઘતળે લેઇ ચાંપે રે; ભક્તા.

વળણ.

જાંઘતળે ચાંપે રૂપી, ગાંઠડી તાંદુલતણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણી ગમ છે ઘણી.

### કડવું ૯ મું. રાગ મલ્લાર.

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા; ગોવિંદે.
શે દુખે તમો દૂબળા, એવિ ચિંતા કેહી;
લાજ મુકીને કહો મને, મારા બાળસનેહી; ગોવિંદે.
કોઈ સદગુરૂ તમને મળ્યો, તેણે કાનજ ફુંક્યો;
વૈરાગી ત્યાગી થયા, સંસારજ મુક્યો; ગોવિંદે.
શરિર પ્રજાળ્યું જોગથી, તપે દુખે દેહી;
છો તે કિયે દુખે દૂબળા, મારા પૂર્વસનેહી; ગોવિંદે.
કે શત્રુ કોઇ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીયે ગયું, તેણે નથિ સુખ શાતા; ગોવિંદે.
કાંઇ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પેહેરવા, મારા બાળસનેહી; ગોવિંદે.
કે સુખ નથી સંસારનું, કાંઇ કરમને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહિનું શોષે; ગોવિંદે.
કે શું ઉદર ભરાતું નથી, તેણે સુકી દેહી;
એ દુખમાં કિયું દુઃખ છે, મારા પૂર્વસનેહી; ગોવિંદે.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઇ નથી, છો અંતરજામી; ગોવિંદે.

અમને તો દુ:ખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરી હુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે; ગોવિંદે.

## કડવું ૧૦ મું. રાગ રામગ્રીની દેશી.

પછિ શામળિયો બોલિયા, તને સાંભરે રે;
હાંજી નહાનપણાની પેર, મને કેમ વીસરે રે.
આપણ બે મહિના પાસે રહ્યા, તને સાંભરે રે;
હાંજી સાંદિપ-રૂષિને ઘેર, મને કેમ વીસરે રે.
અન્ન ભિક્ષા માગી લાવતા, તને સાંભરે રે;
હાંજી જમતા ત્રણે ભ્રાત, મને કેમ વીસરે રે.
આપણ સુતા એક સાથરે, તને સાંભરે રે;
સુખ દુખની કરતા વાત, મને કેમ વીસરે રે.
પાછલી રાતના જાગતા, તને સાંભરે રે;
હાંજી કરતા વેદની ધુન્ય, મને કેમ વીસરે રે.
ગુરૂ આપણા ગામ ગયા, તને સાંભરે રે;
હાંજી જાચવા કોઇકને મુન્ય, મને કેમ વીસરે રે.
કામ દીધું ગોરાણિયે, તને સાંભરે રે;
કહ્યું લઈ આવોને કાષ્ટ, મને કેમ વીસરે રે.
શરીર આપણાં ઉકળ્યાં, તને સાંભરે રે;
હાંજી માથે તપ્યો અરીષ્ટ, મને કેમ વીસરે રે.
સ્કંધે કહોવાડા ધર્યા, તને સાંભરે રે;
ઘણું દૂર ગયા રણછોડ, મને કેમ વીસરે રે.
આપણે વાદ વધો ત્રણ બાંધવે, તને સાંભરેરે;
હાંજી ફાડયું મોટું ખોડ, મને કેમ વીસરે રે.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને સાંભરે રે;
હાંજી આવ્યા બારે મેહ, મને કેમ વીસરે રે.
શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે;
ટાંઢે થરથર ધ્રુજે દેહ, મને કેમ વીસરે રે.
નદિયે પૂર આવ્યું ઘણું, તને સાંભરે રે;
ઘન વરસ્યો મુસળધાર, મને કેમ વીસરે રે.

એકે દિશા સૂઝી નહીં, તને સાંભરે રે;
થયા વીજતણા ચમકાર, મને કેમ વીસરે રે.
ગુરૂજી ખોળવા નીસર્યા, તને સાંભરે રે;
કહ્યું સ્ત્રીને કીધો તેં કેર, મને કેમ વીસરે રે.
આપણને રૂદિયામાં ચાંપિયા, તને સાંભરે રે;
પછે તેડીને લાવ્યા ઘેર, મને કેમ વીસરે રે.
ગોરાણી ગૌ દોતાં હતાં, તને સાંભરે રે;
હતી દોણી માગ્યાની ટેવ, મને કેમ વીસરે રે.
મેં નિશાળેથી કર વધારિયો, તને સાંભરે રે;
હાંજી આણિ દીધી તતખેવ, મને કેમ વીસરે રે.
જ્ઞાન થયું ગુરૂપત્નિને, તને સાંભરે રે;
તમને જાણ્યા જગદાધાર, મને કેમ વીસરે રે.
ગુરૂદક્ષણામાં માગિયું, તને સાંભરે રે;
હાંજી મૃત્યુ પામ્યો જે કુમાર, મને કેમ વીસરે રે.
મેં સાગરમાં ઝંપાવિયું, તને સાંભરે રે;
તમે શોધ્યાં સપ્ત પાતાળ, મને કેમ વીસરે રે.
હું પાંચજન્ય શંખ લાવિયો, તને સાંભરે રે;
હાંજી દૈત્યનો આણ્યો કાળ, મને કેમ વીસરે રે.
સંજમની પુરિ હું ગયો, તને સાંભરે રે;
પછે આવી મળ્યો જમરાય, મને કેમ વીસરે રે.
પુત્ર ગોરાણિને આપિયો, તને સાંભરે રે;
હાંજી પછે થયા વીદાય, મને કેમ વીસરે રે.
આપણે તે દિનથિ જુદા પડા, તને સાંભરે રે;
હાંજી ફરિને મળિયા આજ, મને કેમ વીસરે રે.
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને સાંભરે રે;
મને મોટો કર્યો મહારાજ, મને કેમ વીસરે રે.

વળણ.

મહારાજ લાજ નિજ દાસની, વધારોછો શ્રીહરી;
પછી દરીદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શામે કરી.

સુદામાને ન જણાવતાં કૃષ્ણે તેને એકદમ થોડી વારમાં ઉત્તમ ઘર ક-

રાવી આપ્યું, અને તેને ઘેર રાજધાની જેવું કરી મૂક્યું. પછી સુદામો કૃષ્ણની રજા લેઈ, કંઈ ન મળવાથી દિલગીર થતો પોતાને ઘેર ગયો અને પોતાની અસલ ઝુંપડીને ઠેકાણે બધું નવું દેખી અચંબો પામ્યો.

## કડવું ૧૧ મું. રાગ રામગ્રી.

શુકજી ભાખે હરિ-ગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચન-ધામજી;
મેડી અટારી અદ્‌ભુત કામજી, રૂષિ વિચારે ભૂલ્યો ઠામજી.

### ઢાળ.

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં;
એ ભવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
રૂષિ ઇચ્છા આણી સર્વે જોતા, તે ભવન પાછળ ફેરા ફરી.
પછિ સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઇ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ પામર શું કરે;
કુટુંબ મારૂં ક્યાં ગયું, રૂષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોઇ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક-કળશ ભરી પાણી લાવે, ઉભા અયુત સેવક આંગણે.
દુંદુભી વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરિ ધમકે, ગીત ગુણિજન ગાય છે.
જોઈ સુદામે નિશ્વાસ મૂક્યો, કોઇ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુ:ખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં.
હોમશાળા રૂદ્રાક્ષમાળા, મારિ પત્ર કુશની સાદડી;
ગોપી-ચંદન સન્માર્જની ગઈ, વિપત્ત આવડી ક્યમ પડી.
દૈવની ગત્ય ગહન દીસે, પડ્યો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડ્યો દીન.
તુટી સરખી ઝુંપડી ને, લુટી સરખી નાર;
સડ્યાં સરખાં છોકરાં; નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટિ કરતાં, રૂષિ આવાગમન દોળે ચડ્યા;
બારિયે બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા.

સાહેલી એક સહસ્ત્ર લેઈને, સતિ જતિ પતીને તેડવા;
જળ-ઝારી ભરીને નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.
હંસ-ગવનીને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઈછિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રૂક્મણી;
સાવીત્રી કે સરસ્વતી, કે શક્તિ, શિવશંકરતણી.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ રૂષિજી નાઠા જાય.
થર થર ધ્રુજે ને કાંઇ ન સૂજે, છુટિ જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરિ, રૂષિજી પાડે ચીસ.
હું તો સેજે જોઉછું ઘર નવાં, મને નથી કપટ વિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દો મને કાં દમોછો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઈ નર નથી, દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપિણિયો પરમેશ્વર પુછશે, હુંને કાં આણોછો વાજ્ય
રૂષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારીદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ-પ્રતાપ.
એવું કહી કર ગ્રહિને ચાલી, તું સાંભળ પરિક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

વળણ.

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઈ ને જોબન આવિયું;
બેલડિયે વળગ્યાં દંપતી, જાણે કામ જોડું લજાવિયું.

ઢાળ.

વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વિશી જ્ઞાતિ બ્રાહ્મણ, કવિ પ્રેમાનંદ નામ.
સંવત સત્તર પાંચ વર્ષે, શ્રાવણ શુદી નિદાન;
તિથિ તૃતીયાએ ભૃગુવારે, પદ બંધ કિધું આખ્યાન.
ઊદર નીમિત્ત કરી સેવ્યું, ગામ નંદરબાર;
નંદિપુરામાં કથા કીધી, જથા બુદ્ધિ અનુસાર.

**વળણ.**

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરી.

---

# વિનયવિજય.

## ગોરજી.

સંવત ૧૭૩૮, સન ૧૬૮૨માં સૂરત જીલ્લાના રાંદેર ગામમાં હતો.

બીજા હિંદુઓ કરતાં જૈનના જતિઓના રચેલા ગૂજરાતી ભાષાના ગ્રંથો ઘણા છે. પણ તેમાં માગધી ભાષાના તથા બીજા તરેહવાર શબ્દો આવે છે માટે અમે ઝાઝી કવિતા તેઓની લીધી નથી. જેમકે નગરીને ઠેકાણે નયરી, સર્વને બદલે સવિ, ઇત્યાદિ.

શ્રીપાળના રાસમાંથી.

**લલનાંની દેશી.**

દેશ મનોહર માળવો, અતિ ઉન્નત અધિકાર લલનાં;
દેશ અવર માનુ ચીંહુદીશે, પરવરિયા પરિવાર લલનાં; દેશ ૧
તસ શિર મુગુટ મનોહરૂં, નિરૂપમ નયરી ઊજ્જેણ લલનાં;
લખમી લીલા જેહની, પાર કલીજે કેણ લલનાં; દેશ. ૨
સ્વર્ગ-પુરી સ્વર્ગે ગઇ, આણી જસ આશંક લલનાં;
અલકા પુરી અલગી રહી. જળધિ ઝંપાવે લંક લલનાં; દેશ. ૩
પ્રજાપાળ પ્રતપે તિહાં, ભૂપતિ સવિ સરદાર લલનાં;
રાણી સૌભાગ્ય સુંદરી, રૂપસુંદરિ ભરતાર લલનાં; દેશ. ૪
સહજે સૌભાગ્ય સુંદરી, મનમાને મિથ્યાત લલનાં;
રૂપસુંદરિ ચિતમાં રમે, સૂધી સમકિત વાત લલનાં; દેશ. ૫
સુરપરિ સુખ સંસારનાં, ભોગવતાં ભૂપાળ લલનાં;
પુત્રી એકેકી પામી એ, રાણી દોય રસાળ લલનાં; દેશ. ૬
સોહગદેવી સુતાતણું, નામ ઠવે નરનાહ લલનાં;
સુરસુંદરી સોહામણી, આણી અધિક ઉછાહ લલનાં; દેશ. ૭
રૂપસુંદરિ રાણીતણી, પુત્રી પાવન અંગ લલનાં;
તાસ નામ નરપતિઠવે, મયણા સુંદરિ મન રંગ લલનાં; દેશ. ૮

એક અનોપમ સુરલતા, વાધે વધતે રૂપ લલનાં;
બીજી બીજતણી પરે, ઇંદુ-કળા અભિરૂપ લલનાં; દેશ. ૯
વેદ વિચક્ષણ વિપ્રને, સોંપે સોહગદેવ લલનાં;
સકળ કળા ગુણ શીખવા, સુરસુંદરીને હેવ લલનાં; દેશ. ૧૦
ચતુર કળા ચોસઠ ભણી, બેઉ બુદ્ધિ નિધાન લલનાં;
શબ્દશાસ્ત્ર સહુ આવડયાં, નામ નિઘંટ નિદાન લલનાં; દેશ. ૧૧
મયણાની માતા ઠવે, જિનમત-પંડિત પાસ લલનાં;
સાર વિચાર સિદ્ધાંતનાં, આદરવા અભ્યાસ લલનાં; દેશ. ૧૨
કવિત કળા ગુણ શીખવા, વાજિત્ર ગીત સંગીત લલનાં;
જ્યોતિષ વૈદક વિધિ જાણે, રાગ રંગ રસ રીત લલનાં; દેશ. ૧૩
સોળ કળા પૂરણ શશિ, કરવા કળા અભ્યાસ લલનાં;
જગતી ભમે જશ મુખ દેખી, ચોસઠ કળા વિલાસ લલનાં; દેશ. ૧૪
મયણાસુંદરિ મતિ અતિ ભલી, જાણે જૈન-સિદ્ધાંત લલનાં;
સ્યાદવાદ તસ મન વસ્યો, અવર અસત્ય એકાંત લલનાં; દેશ. ૧૫
નય જાણે નવ તત્ત્વના, પુદગળ ગુણ પરિયાય લલનાં;
કરમ ગ્રંથ કંઠે ઠવે, સમકિત શુદ્ધ સુહાય લલનાં; દેશ. ૧૬
સૂત્ર અર્થ સંઘેણુના, પ્રવચન સારોદ્ધાર લલનાં;
ખેત્ર વિચાર ખરા ધરે, એમ અનેક વિચાર લલનાં; દેશ. ૧૭
રાસ ભલો શ્રીપાળનો, તેની પહેલી ઢાળ લલનાં;
વિનય કહે શ્રોતા ઘરે, હોજો મંગળ માળ લલનાં; દેશી. ૧૮

## દોહરા.

એક દિન અવની પતિ હસ્યો, આણી મન ઉલ્લાસ;
પુત્રીનું જોઊં પારખું, વિદ્યા વિનય વિલાસ. ૧
કરિ સણગાર સભા મહી, બોલાવી બેઉ બાળ;
આવી અધ્યાપક સહિત, મોહન ગુણ મણિમાળ. ૨
અર્થ અગોચર શાસ્ત્રના, પૂછે ભૂપતિ જેહ;
બુદ્ધિ બળે બેઉ બાળિકા, આપે ઉત્તર તેહ. ૩
અધ્યાપક આનંદિયા, સજન મળે સુખ પાય;
ચતુર લોક ચિત્ત ચમકિયા, ફળ્યા મનોરથ માય. ૪

વિનય વલ્લભ નિજ બાળનાં, શાસ્ત્ર સુકોમળ ભાખ;
સરસ જેવિ સહકારની, સાકર સરખી સાખ. ૫

ઢાળ ૨.

## રાગ ધોરણી.

પ્રશ્નોત્તર પુછે પિતારે, આણી અધિક પ્રમોદ;
મન લાગે અતિ મીઠડા રે, બાળક વચન વિનોદ રે;
વછ વિચારજો, દેઈ ઉત્તર એહ રે, સાંસો વારજો. આંકણી ૧
કુણ લક્ષણ જીવતતણું રે, કુણ મનમથ ઘર નારિ;
કુસમ કોણ ઉત્તમ કહિયે રે, પરણી શું કરે કુમારી રે; વછ. ૨
એકે વયણે એહનો રે, ઉત્તર એણિપરે થાય;
સુરસુંદરી કહે તાતજી રે, શુણજો સાસ રઇ જાય રે;
નૃપ અવધારજો, અર્થ કહ્યો અમે એહ રે, મોટ વધારજો. નૃપ. ૩
મયણાને મહિપતિ કહે રે, અરથ કહો અમ એક;
જો તમ શાસ્ત્ર સંભાળતાં રે, બાંધ્યો રૂદય વિવેક રે; વછ. ૪
આદિ અક્ષર વિણ જેહ છે રે, જગ જીવાડણહાર;
તેજ મધ્ય અક્ષર વિના રે, જગ સંહારણહાર રે; વછ. ૫
અંત અક્ષર વિણ આપણો રે, લાગે સહુને મીઠ;
મયણા કહે શુણજો પિતા રે, તે મેં નયણે દીઠ રે; (કાજળ) નૃપ. ૬
સુગુણ સમસ્યા પૂરજો રે, ભૂપતિ કહે ધરિ નેહ;
અર્થ ઊપાવી અભિનવો રે, પુણ્યે પામીજે એહ રે; વછ. ૭
સુર સુંદરી કહે ચિત ચાતુરી રે, ધન જોવન વર દેહ;
મન વલ્લભ મેળાવડો રે, પુણ્યે પામીજે એહ રે; નૃપ. ૮
મયણા કહે મતિ ન્યાયની રે, શીળ સુનિર્મળ દેહ;
સંગતિ ગુરૂ ગુણવંતની રે, ગુણ્યે પામી એહ રે; નૃપ. ૯
એ અવસર ભૂપતિ ભણે રે, આણી મન અભિમાન;
હું તુઠયો તમ ઊપરે રે, દેઊં વાંછીત દાન રે; વછ. ૧૦
હું નિર્ધનને ધન દેઊં રે, કરૂં રંકને રાય;
લોક સકળ સુખ ભોગવે રે, પામી મૂજ પસાય રે; વછ. ૧૧
સકળ પદારથ પામિયાં રે, મેં તુઠે જગમાંહિ;
મેં રૂઠે જગ રાળિયા, ઊભો ન રહે કોઇ છાંહિ રે; વછ. ૧૨

સુરસુંદરી કહે સાચું પિતા રે, એમાં કશો સંદેહ;
જગ જીવાડણ દોય છે રે, એક મહિપતિ દુજો મેહ રે; ૨૫. ૧૩
સાચો સાચો સહુ કહે રે, સકળ સભા તીણ વાર;
એ સુરસુંદરી જેહવી રે, ચતુર ન કો સંસાર રે; ૧૭. ૧૪
રાજા મયણા મન રંજિયો રે, કહે સુંદરી વર માગ;
વાંછિત વર તુજ મેળવી રે, દેઉં સકળ સોભાગ રે; ૧૭. ૧૫
તિહાં કુરૂ-જંગલ દેશથી રે, આવ્યો અવનીપાળ;
સભા માંહે સોહે ઘણું રે, જોબન રૂપ રસાળ રે; ૧૭. ૧૬
શંખપુરી-નયરી ધણી રે, અરીદમણ તસ નામ;
તે દેખી સુરસુંદરી રે, અંગે ઊપનો કામ રે; ૧૭. ૧૭
પૃથ્વીપતિ તસ ઊપરે રે, પરખી તામ સનેહ;
તિલક કરી અરિદમણને રે, આપી અંગજા તેહ રે; ૧૭. ૧૮
રાસ રચ્યો શ્રીપાળનો રે, તેહની બીજી ઢાળ;
વિનય કહે શ્રોતા ઘરે રે, હોજો મંગળ માળ રે. ૧૭. ૧૯

## દોહરા.

મયણા મસ્તક ધૂણતી, જવ નિરખી નરરાય;
પૂછે પુત્રી વાત એ, તમને કિમ ન સુહાય. ૧
સકળ સભાથી સોગુણી, ચતુરાઈ ચિત્તમાંહિ;
દીશે છે તે દાખવો, આણી અંગ ઉછાંહિ. ૨
ઉચિત નહીં ઇહાં બોલવું, મયણા કહે મહારાય;
મોહે મન માણસતણાં, વિરૂઆ વિષય કષાય. ૩
નિર્વિવેક નરપતિ જિહાં, અંસ નહીં ઉપયોગ;
સભા લોક સહુ હાજિયા, સરખો મળ્યો સંજોગ. ૪

# ઉદયરત્ન.

## ખંભાતનો ગોરજી.

સંવત ૧૭૬૩ સન ૧૭૦૭ માં હતો.

### શિયળની નવ વાડો વિષે. દોહરો.

શ્રીગુરૂને ચરણે નમી, સમરિ સરસ્વતિમાય;
નવવિધિ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય. ૧

ઢાળ.

પહિલું ને પાસું- એ દેશી.

પેહેલી ને વાડે હોજી, વીર જિનવરે કહ્યો;
સેવો હો સેવો વસ્તિ વિચારિનેજી;
સ્ત્રી પશુ પન્નગ હોજી વાસો વસે જિહાં,
ત્યાં નહિ રહેવું શીળ વ્રતધારિનેજી. ૧
જિમ તરૂ ડાળે હોજી વસતો વાનરો;
મનમાંહિ બિહે જે રખે ભૂંચે પડુંજી
માંજાર દેખી હોજી પંજરમાંહેથી,
પોપટ ચેતેરે રખે દોટે ચડુંજી. ૨
જિમ સિંહલંકી હોજી સુંદરિ શિર ધરીજી;
જળનું બેડું જુગતે જાળવેજી;
તિમ મુનિ મનને હોજી રાખે ગોપવી,
નારિને નિરખી ચિત નવિ ચાળવેજી. ૩
જિહાં હોવે વાસો હોજી સહજે માંજારનો,
જોખમ લાગે તિહાં મુષકની જાતનેજી;
તિમ બ્રહ્મચારી હોજી નારિનિ સંગતે,
હારિ રહે શિળ સુધાતનેજી. ૪

કલશ.

એક વાડ વીધટે વીષય પ્રગટે, શંકા કંખા નીપજે;
તિવ્ર કામે ધાતુ બગડે, રોગ બહુવિધ ઉપજે;
મનમાંહી વિષય વ્યાપે, મન વિષયશું રહે મળી;
ઉદેરત્ન કહે તે કારણે, નવ વાડ રાખો નિર્મળી. ૫

ઢાળ ૨ જી.

"વૈદર્ભ દેશ કુંડ૦" એ દેશી.

સુરપતિ સેવિત ત્રિભુવનધણી, અજ્ઞાન તિમિરહર દિનમણી;
શીળરત્ન યતના નિંતને, ભાખી વાડ બિજી ભગવંતે. ૧

ત્રુટક.

ભગવંત ભાખે સંઘ શાખે, શિયળ સુરતરૂ રાખવા;
મુક્તિ મહાફળ હેતુ અદભુત, ચારીત્રનો રસ ચાખવા. ૨
બીહે તે વચને માનનીશું, કથા ન કરે કામની;
વાડ વિધિશું જેહ પાળે, બલિહારી તસ નામની. ૩
વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને;
વાત કરતાં વિષય વ્યાપે, તે માટે તજો વાતને. ૪
લિંબુ દેખી દુરથી જિમ, ખટાશે ડાઢો ગળે;
ગગન ગર્જારવ શુણીને, હડકવા જિમ ઉછળે. ૫
તેમ વ્રતિનાં ચિત્ત વિણસે, વેણ સુંદરિનાં શુણી;
કથા તજો તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી. ૬

ઢાળ ૩ જી.

"તટ જમુનાનોરે અતિ રળિયામણોરે" એ દેશી.

ત્રીજી વાડેરે ત્રિભુવનરાજિયો રે, એણિ પેરે દે ઉપદેશ;
આસન છાંડોરે સાધુજિ નારિનૂંરે, મૂતલગે સૂવિશેષ. ૧
હું બલિહારીરે જાઉં તેહનેરે, ધન્ય ધન્ય તેહનિ માત;
શીળ સુરંગેરે રંગણી રાચ્યુંરે, જેની સાતે હો ધાત. હું બ. ૨
શયનાસનરે પાટ ને પાટલારે, જ્યાં જ્યાં બેસે હો નાર;
બેઘડિ લગેરે તિહાં બેસે નહીરે, શિળવ્રત રાખણહાર; હું બ. ૩
કોહલાકેરીરે ગંધ સંયોગથીરે, જિમ જાય કણકનો વાક;
તિમ અબળાનુંરે આસન સેવતાંરે, વિણસે શીળ સુરંગણ પાક. હું.બ. ૪

ઢાળ ૪ થી.

"હું વારી રંગ ઢોલણા." એ દેશી.

ચોથી વાડે ચેતજો હો રાજ, ઇણિપેરે ભાખે શ્રીજિનભૂપરે;
સંવેગી સૂધા સાધુજી.

નયણકમળ વિકાશિને હોરાજ, રખે નિરખો રમણી રૂપરે;
સંવેગી સૂધા સાધુજી.
રૂપ જોતાં રઢ લાગશે હોરાજ, હેલા ઉલસે અનંગરે; સંવેગી.
મનમાંહી લાગશે મોહની હોરાજ, ત્યારે હોશે વ્રતનો ભંગરે; સવે. ૨
દિનકર સામું દેખતાં હોરાજ, જગમાં નયણે ઘટે જિમ તેજરે, સં.
તિમ તરૂણી તનુ પેખતાં હોરાજ, હીણુ થાય શિયળ સુહેજરે. સં. ૩

## ઢાળ ૫ મી.

"થાંપર વારી મારા સાહેબા કાબુલ મત જાજો." એ દેશી.

પાંચમિ વાડ પરમેશ્વરે, વખાણી વારૂ;
સાંભળજો શ્રોતા તમે, ધરમી વ્રતધારૂ. ૧
કુડંતર વર કામની, રમે જિહાં રાગે;
સ્વર કંકણાદિકનો શુણી, તિહાં મનમથ જાગે. ૨
ત્યાં વસવું બ્રહ્મચારીને, નકહ્યું વિતરાગે;
વાડ ભાગી શિળ-રત્નને, જિહાં લંછન લાગે. ૩
અગ્નિ પાસે જેમ ઓગળે, ભાજન માંહિ ભરિયા;
લાખ ને મીણ જાએ ગળી, ન રહે રસ ધરિયા. ૪
તિમ હાવ ભાવ નારીતણા, હાંસૂ ને રૂદન.
સાંભળતાં શીળ વીઘ્નરે, મન વેધે મદન. ૫

## ઢાળ ૬ ઠી.

"સહિયાં મોરી નયણુ સમારો" એ દેશી.

છઠી વાડે છેલ છબીલો, ગુણ રત્ને ગાઢો ભર્યોજી;
સિદ્ધાર્થ-રાય કુળે નગીનો, વીરજીણંદ એમ ઉચર્યોજી. ૧
અવ્રતીપણે જે જે આગે, કામક્રિડા બહુ વિધ કરીજી;
વ્રત લેઇને વિલસિત પહિલાં, રખે સંભારો દિલ ધરીજી. ૨
અગ્નિ ભર્યો ઉપરે પૂળો, મેલ્યો જિમ જ્વાળા વમેજી;
વરસ દિવસે જિમ વિષધરનૂં, શંકાયે વિષ સંક્રમેજી. ૩
વિષય સૂખ વિલસીત પહિલાં, તિમ શિળવંત ન સંભારતોજી;
વ્યાકુળ થઈને શીળ વિરાધે, પછે થાય મન ઓરતોજી. ૪

### ઢાળ ૭ મી.

"ગઢ બુંદીરા વાલા" એ દેશી.

સાતમિ વાડે વીર પયંપે, શુણો સંયમના રાગી હો;
શિયળ રથના હો ધોરી, સુધા સાધૂ વૈરાગી;
મુજ આણા કરિને બ્રહ્મચારી, વિષયરસના ત્યાગી હો. શિયળ. ૧
સરસ આહાર તજજો સહજે, વિગય થોડી વાવરજો હો; શિયળ.
મોદક આહારે મનમથ કોપે, તેજાનો પરિહરજો હો. શિયળ. ૨
સન્નિપાતે જિમ ઘૃત સંયોગે, અધિક કરે ઉછાળા હો; શિયળ.
પાંચે ઇંદ્રી તિમ રસ પોષે, ચારીત્રમાં કરે ચાળા હો. શિયળ. ૩

### ઢાળ ૮ મી.

"ઝરમર ઝરમર હોંસીલા મારૂ વરસાવો મેહા" એ દેશી.

ત્રિશલાસુત હો ત્રિગડે બેશી એમ, આઠમિ વાડ વખાણે શીળની;
અતિમાત્રાહો આહાર તજો અણગાર, લાલચ રાખો સંયમ શીળની. ૧
અતિ આહારે હો આવે ઊંઘ અપાર, સૂપનમાંહિ કરે શીળની વિરાધના
વળી તેણે હો થાય મદવતી દેહ, સંયમ નવિ થાયે આરાધના.
જિમ શેરનાં હો માપ માંહિ બશેર, ઓરીને ઉપર દીજે ઢાંકણું;
ફાટે તોલડી હો ખિચડી ખેરૂ થાય, તિમ અતિ માત્રાયે વ્રત બગડે ઘણું. ૩

### ઢાળ ૯ મી.

"અણ સમજતીરે વિરહ અનાહક દીધ" એ દેશી.

નવમી વાડે નિવારજો રે, સાધૂજી શણગાર;
શરીર શોભાયે શોભે નહિ રે, અવનીતળ અણગાર. ૧
ઇમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજો રે મન;
શીખામણ એક માહારી રે, કરજો શીળ યતન. ૨
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર;
તેલ તંબોળ આદી તજો રે, ઉદ્ઘટ વેષ સફાર. ૩
ઘોઇને ધરણી ધર્યું રે, જિમ રત્ન હાર્યું કુંભાર;
તિમ શીળ રત્નને હારશો રે, જો કરશો શણગાર. ૪

### ઢાળ ૧૦ મી.

દેશી ભટિયાણીની.

એકલી નારી સાથે, મારગે ન જાવું હો, વળિ વાટે વાત ન કીજિયે;
એક શેજે નર દોય, શીળવંત ન સુવું હો, સહેજે ગાળ ન દીજિયે. ૧

ન સુવારે નિજ પાસ, સાડાછ વરસની હો પુત્રીને પણ હેજમાં;
સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સુવારેહો, શીયળવંતી શેજમાં. ૨
ભાગે શીયળ જે કોઈ, સજ્જન જાણોહો, અદકું પાપ નથી ઈશું;
કરતાં વિષય સંભોગ, સમૂર્છિમ પંચેંદ્રી હો, હણાય ઘણું કહિયે કિશું. ૩
ઈમ જાણી નર નારી, શીયળની સંદ્દહણાહો, સૂધી મનમાં ધારજો;
લે દુર્ગતિનૂં મૂળ અબ્રહ્મ સેવાથી હો, જાતાં મનને વારજો. ૪
તપગચ્છ ગયણ દિણંદ, વાંછિત ફૂળદાતા હો, શ્રીહિરરત્ન સુરીશરૂ;
નામી તાસ પસાય, વાડ વખાણીહો, શિળની એહ મનોહરૂ. ૫
ખંભાત રહિ ચોમાસ, સત્તરસેં ત્રેસઠા હો, શ્રાવણવદ બિજ બુધે ભણે;
ઊદયરત્ન કરજોડ; શિળ જે પાળે હો, તેહને જાઉં ભામણે.
નમું રે નમું સો વાર.

## સ્ત્રિયોને શીખામણની સઝાય.

એક અનૂપમ શીખામણ ખરી, સમજી લેજો રે સગળી સુંદરી.

ત્રુટક.

સુંદરી સેજે હ્રદય હેજે, પરસંગે નવિ બેશિયે;
ચિતથકી ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેશિયે;
બહુ ઘેર હીંડે નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી;
જિમ પ્રેત દૃષ્ટે પડચું ભોજન, જમતું પણ જુગતું નહી. ૧

ઢાળ.

પરશું પ્રેમેરે હશિ નવિ બોલીયે, દંત દેખાડી રે ગુઝ ન ખોલીયે

ત્રુટક.

ગુઝ ઘરનો પરનિ આગળ, કહો કેમ પ્રકાશિયે;
વળિ વાત જે વિપરીત ભાખે, તેથિ દૂરે નાશિયે;
અસુર સવારે અને ગોચર, એકલાં નવિ જાઈએ;
સહસાતકારે કામ કરતાં, સહજે શીળ ગમાઇએ. ૨

ઢાળ.

નટ વિટ નરશું રે નયણ ન જોડીયે, મારગ જાતાં રે આઘું ઓઢીયે;

ત્રુટક.

આઘું ઓઢીયે વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભિયે;
સાસ અને માના જણ્યાવિન, પલક પાસ ન થોભિયે.

સુખ દુઃખ સરજ્યું પામિયે, પણ કુળાચાર ન મૂકિયે;
પરવશે વસતા પ્રાણ તો પણ, શીળથી નવિ ચૂકિયે. ૩

ઢાળ.

વ્યસનિનિ સાથે રે, વાત ન કીજીએ, હાથોહાથે રે તાળિ ન લીજીએ;

ત્રુટક.

તાળિ ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલ ન ચાલિએ;
વિષય બુદ્ધે વસ્તુ કેની, હાથ પણ નવિ ઝાલિયે;
કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂપ પેખી ન ગોહિયે;
તણખલાને ગણો તોલે, ફરિ પાછો નવિ જોઇએ. ૪

ઢાળ.

પુરૂપ પિયારોરે વળિ ન વખાણીએ, વૃદ્ધ તે પીતા સરીખો જાણીએ;

ત્રુટક.

જાણિયે પિયુ વિણ પુરૂપ સગળા સહોદર સમોવડે;
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ તડોવડે;
કુરૂપ કુઠી કૂબડો ને. દુષ્ટ દુર્બળ નિર્ગુણો,
ભરતાર પામી ભામની તમે, ઇંદ્રથી અદકો ગણો. ૫

ઢાળ.

અમરકુમારે રે તજિ સુરસુંદરી, પવનકુમારે રે અંજના પરિહરી;

ત્રુટક.

પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી;
મહા સતી નિર્મળ કષ્ટ પાડે, શીળથી તે નવ ચળી;
કસોટીયે જિમ સુવર્ણ કસતાં, કંતશું વિછડે તહી;
તન મન વચને સત્વ રાખે, સતી તે જાણો સહી. ૬

ઢાળ.

રૂપ દેખાડીરે પુરૂપ ન પાડીએ, નિર્લજ થઇનેરે મન ન બિગાડીએ

ત્રુટક.

મન ન બિગાડિયે પુરૂષ પરનું, જોગ જોતાં નવિ મળે;
કલંક માથે ચડે કૂડાં, સગાં સઉ દૂરે ટળે;
અણુસરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે;
આ લોક પામે આપદા, પરલોકે બહુ પીડા સહે. ૭

ઢાળ.

રામને રૂપેરે સુર્પણખા મોહી, કામ ન સિધ્યું અને ઈજત ખોઇ.

ત્રુટક.

ઇજત ખોઇ દેખિ અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો;
ભરતાર આગળ પડી ભુંડી, અપવાદ સગળે ઉછળ્યો;
કામની બુદ્ધે કામનીએ, વંકચુળિ વાહ્યો ઘણું;
પણ શીળથી ચૂક્યો નહી, દૃષ્ટાંત એમ કહેતાં ભણું. ૮

ઢાળ.

શીળ પ્રભાવેરે જુઓ સોળે સતી, ત્રીભુવનમાંહીરે તે થઇ છતી

ત્રુટક.

છતી થઇ જો શીળ રાખ્યું, કલ્પના કીધી નહી;
તે નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઊગી રહી;
વિવિધ રત્ને જડીત ભૂષણ, રૂપ સુંદર કિંનરી;
પણ શીળ વણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી. ૯

ઢાળ.

શીળે સુરનર સઉ સેવા કરે, નવે વાડું રે નિશ્ચળ જે ધરે.

ત્રુટક.

ધરે નિર્મળ શીળ ઊજવળ, તાસ કિરતી જળહળે;
મન કામના તે સિદ્ધિ પામે, અષ્ટભય દૂરે ટળે;
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યાં શિયળ ચોખું આદરે;
આનંદના તે ઓઘ પામે, ઉદયરત્ન જશ વિસ્તરે. ૧૦

## સોળ સતિયોનાં નામ વિષે ચોપાઈ.

ઉઠરે પ્રાણી સૂતો જાગ, ધર્મતણે મારગ તું લાગ;
સોળ સતીનાં લીજે નામ, જ્યમ પામીજે ઊત્તમ ઠામ. ૧

પહેલી સમરૂં [1]બ્રાહ્મી સતી, [2]ચંદનબાળા બીજી ભગવતી;
[3]રાજેમતિ જાણો મનરંગ, ચોથી [4]દ્રુપદી શીળ સુચંગ. ૨

[5]કૌશલા ને [6]મૃગાવતી, [7]સુલસા [8]સીતા વંદુ ગુણવતી;
[9]સુભદ્રા ને [10]શિવા સુજાણ, [11]કુંતા [12]શીળવતી મનઆણ. ૩

જાણુ દમયંતી[13] મહાગુણયુતી, પુષ્પચુલા[14] ને પ્રભાવતી[15];
પદ્માવતી[16] પ્રમુખ સુંદરી, સોળ સતી જાણો ગુણ ભરી;
સોળ સતી જગમાં અભિરામ, કરજોડીને કરૂં પ્રણામ;
ઉદયરત્ન મુનિવર એમ ભણે, સતિ નામે નવનિધ આંગણે.

---

# અખો ભક્ત.

## ગુરૂ અંગ. ૩.

ગુરૂ થઇ બેઠો હુંશે કરી, કંઠે પાણ શકે કયમ તરી;
નહાની નારી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદભૂત;
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મુળગેથી ગયો.
પોતે હરિને ન જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેષ;
સાપને ઘેર પરૂણો સાપ, આટી મૂખ વળે ઘર આપ;
એવા ગુરૂ ઘણા સંસાર, તે શું અખા ઉતારે પાર.
તું તારૂં સમઝીને બેશ, કાં ચોળે ડિલ પિયારિ મેશ;
જો તુંબડું માંહીથી મરે, તો જે લઈ પેસે તે તરે;
તરૂવર ફળ આપવા ન જાય, અખા આવિ ચડે તે ખાય.
પેહેલો તો પરમારથ પ્રીછ, પછે ગુરૂ થવાને ઇચ્છ;
પારો મુઓ તે રોગ નિગમે, ભોજન પછે બહોળું જમે;
નિરાશિથી ન ભજે નારાણ, અખા એમ ખરેખર જાણ. ૪
તું તારૂં મન નહોતું પ્રીછ, શાને મોટમ લેછે શીશ;
ઝીણું મળીને મોટું થાય, મોટું કણકા થઇને જાય;
અખા વાત વિચારો વિધ્યે, રિદ્ધિ ઘણી રહેછે નિધ્યે. ૫

* * * * *

## અષ્ટપદી.

જ્યાં બેઠિએ ત્યાં કૂડે કૂડ, સામાસામી બેઠા ઘૂડ;
એક વાત સૂરજની કરે, તે આગળ લેઇ આંચળ ધરે;
હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાં થયા:
મોટાની તો એવી જાણ, મૂકી હિરો ઉપાડે પહાણ.

નિલા વૃક્ષને ઓઠે રહે, જ્યમ પારધી પશુને ગ્રહે;
હરિને ઓઠે ધૂતા ઘણા, કરે ઉપાય ધન સ્ત્રી તણા;
અખા ગુરૂ શું મૂકે પાર, શિષ્ય ગર્ધવ ને ગુરૂ કુંભાર. ૨
અંગ આળસ ને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામ બાણ ન શક્યો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન ભસાવે હીંડે છક્યો, હગ્યો નહી ને ઘર નવ રખ્યો. ૩
ગોરીનાં ગોઠીપણુ ભાગ, માતા પાસે આજ્ઞા માગ;
બળદનિ તે ક્યમ થાયે ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા તેમાં નહિ લેવા ને દેવા. ૪
સો અંધામાં કાણો રાવ, અંધાને કાણાપર ભાવ;
સઉનાં નેત્રો ફૂટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ્ય, અનુભવની ઉઘડી નહિ ઝાંખ્ય. ૫
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પુજે તે કહે મહારાજ;
મન જાણે હરિયે કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સઉને મન તે કરે કલ્યાણ, એને હરિ મળવાની હાણ્ય. ૬
જ્ઞાતાનો એવો ઉપદેશ, પંચના ગુરૂ તે સગળો વેષ;
ઘરઘર મહાત્મ્ય વધારતા ફરે, દામ ચામનું જતનજ કરે;
તે જ્ઞાતાનિ ન માને વાત, સાચું કહેતાં છીજે ગાત. ૭
હરિને કાજે ઘાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે;
પર્વત કહે પહાણને લહું, એ અચરત તે કેને કહું;
અખા થકી તે બીજો હરી, પર્વતમાંથી પાણજ ખરી. ૮



# શામળ ભટ.

## શ્રીગોડ માળવી બ્રાહ્મણ.

**અમદાવાદ પાસે વેગણપુર જેને હાલ ગોમતીપુર કહેછે ત્યાંનો.**

## સંવત્ ૧૭૮૧ સને ૧૭૨૫ માં હતો.



**તેના પ્રસિદ્ધ ગ્રંથ.**

સિંહાસનબત્રીશી, શિવપુરાણ, શુકબહોતેરી, રણછોડજીના
શ્લોકો, રેવાખંડ, વૈતાળપચીશી, નંદબત્રીશી, વગેરે.

**સમશ્યાઓ વિષે છપા.**

આઠ નારિયે[૧] નાર[૨], નાર આઠે નર[૩] જાણું;
આઠ નરે નર[૪] એક, પુરૂપ એ ત્રીશ પ્રમાણું.
બાર પુરૂષ[૫] બળવંત. એક નર[૬] નરપતિ જેવો;
એવા નર દશસહસ્ર, તરતિબે ભોગવ્ય તેવો.
સ્વામી જે સત્તાવીશનો[૭], કશ્યપ[૮] સુત જોગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતીનું સુખ ભોગવે.

૨– પળ[૧], ઘડી[૨], પહોર[૩], દિવસ[૪], માસ[૫], સંવત્સર[૬] ચંદ્ર[૭], સૂર્ય[૮].

---

ત્રણ અક્ષર નિજ નામ, પગ વિના છે પાંગળિયો;
બે છે બાહુ વિશાળ, અંગમાં નહિ આંગળિયો.
શીશ વિના છે શરિર, મોજ ઝાઝેરી મહાલે;
અવનીથી અંતરિક્ષ, ચરણવિના તે ચાલે.
છે સૂખ કરણ સંસારમાં, લક્ષ વસા શુભ લાજ છે;
દાતા આપે જન દીનને, કષ્ટનિવારણ કાજ છે.

**ઉત્તર—કમલો.**

વૃક્ષ એકના ડાળ, બાર ભલિ ભાત ભણીજે,
પાંખડિ[૩] ત્રણસેં સાઠ, ગુણીજન જોઈ ગણીજે.

ચતુર જુઓ ચોવીશ, સરસ ફળે[4] તેને ફળિયાં;
એકવિસ સહસ્ત્ર છસેં, પત્ર[5] કવિલોકે કળિયાં.
પણ ચોથ ભાગ[6] એ પત્રનો, ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણિદાસ રખિયલ તણો.

ઉત્તર–પાઘડી.

વર્ષ[1], મહિના[2], દિવસ[3], પખવાડિયાં[4], ઘડી[5], પાઘડી[6].

---

ભાત ભાતના રંગ, લિલો પિળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો.
કનક કથિર મણિ રત્ન, મેર મોટમ તુછ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષિ, સિંહ નર હસ્તી હરણાં.
ળિ જડ ચૈતન નર નારિયો, લાયક જન લેખી લિયો
શામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો.

ઉત્તર–પડછાયો.

તરૂણી અક્ષર ત્રણ્ય, પાતળી સોટા સરખી;
રસમય રૂડું રૂપ, પંડિતે પ્રીતે પરખી.
સપુત ત્રણ્ય સંતાન, દેવને દુર્લભ દીઠાં;
ત્રણ્ય લોકમાં તત્વ, મહોનાં અમૃત મીઠાં.
માનનિ મન માને તે થકી, આણુ આણરે આ ઘડી;
શામળ કહે સહેજે સમજજો, કહેશો કામની શે લડી.

શેલડી.

નવ ગ્રહમાંહી નામ, કામ કાશદનું કરતો;
પૂરણ જશ પરતાપં, તાપની હરકત હરતો.
ભાગ્યશાળિને ભોગ્ય, રોગ દુઃખ દાઝે દેહે;
સારંગ નામ સરદાર, સારંગપર [illegible] સ્નેહે.
તેને નામે જે નામ છે, તે આવ્યાથી દુઃખ જશે;
એ શીઘ્ર સ્વામીજી લાવજો, તો વળતી સોળે થશે.

### આંદલો.

કણુ રૂડા કહેવાય, જમે નહિ જન પણુ કોઇ;
મરદ વધારે માન, માનની રહે મન મોહી.
સાર ગણે સંસાર, ભૂપ પણુ ગણે ભલાઇ;
અતિશે ઉજ્વળ અંગ, સંગ શોભિત સદાઈ.
ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામી શીઘ્ર તે લાવશો, શામળ કહે સોળે સરે.

### મોતી.

નાર મળી દશ વીશ, પુરૂષ પરઠાણો જેનો;
સુરપતિ વાહન જાત, તાત જાણે સઉ તેનો.
નામ એક નર હોય, આવરદા એનો સરખો;
વસે વેગળે વાસ, પંડિતે પૂરે પરખ્યો.
જે નાલેવંત તરૂણી તણે, હસ્તક રૂડો નર હશે;
પંડ્યાજી પેહેલો લાવજો, ત્યારપછી સોળે થશે.

### ચૂડો.

સપુત તણું છે નામ, સભામાં શોભે સેહેલો;
રજની કેરૂં રૂપ, પૂજન શિવ કરતાં પેહેલો.
નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તસ્કરને મન તાપ, ભલા જન તો શુભ ભાખે.
તે નરના તનથી નીપજે, કરૂપ કહેછે કામની;
શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ ભામની.

### દીવાનું કાજળ અથવા મેંશ.

સાઠ નારિયે નાર, નાર આઠે નર જાણું;
આઠ નરે નર હોય, પુરૂષ જો ત્રીશ પ્રમાણું.
બાર નરે નર નામ, ભાગ ત્રીજો લે તેનો;
અંસ મધ્ય ને આદ્ય, અમલ જોરાવર જેનો.
હરઘડિ તેને હરનાર છે, દુઃખ ટાળે જે દેહનું;
વળિ જે માટે કૌરવ હણ્યા, તરત કામ છે તેહનું.

### ચીર.

કાયા કૃષ્ણ સ્વરૂપ, સુઘડ પણ સારો સઉથી;
ભોગી નરને નામ, રિઝે તે એહેક બહુથી.
પાંખડિયે પરવેશ, કરે અંતરિક્ષથી આપે;
પંખી ગૂણ ગણાય, પાય ખટની છે છાપે.
એ નર જેને અડકે નહિ, ભાવ ધરીને નવ ભજે;
તે લાવ કંથ લેખાવિના, તો સુંદરિ સોળે સજે.

### ચંપાનાં ફૂલ.

ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી;
રાજદ્વાર સનમાન, માન દે નર ને નારી.
નપુંસક છે નિજ નામ, પુરૂષ એ શોભે સંગે;
કામ વધારણ કાય, રંજિત તે સૌને રંગે.
ફળ ફુલ વિના છે ફટકું, કંથ લાવ કહે કામની;
તો શામળ કહે સોળે સજે, જોખ કરતાં જામની.

### તાંબુલ.

સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે;
પિયે નહિ કોઈ પંથિ, હંસ નવ બેસે તીરે.
તે સર સમિપ જાય, બુડે જન જોતાં ઝાઝા;
દુ:ખ ન પામે દેહ, રહે તરતીબે તાજા.
કવિ શામળ કહેછે કારમું, હોંશી જનને હિત હશે;
સ્વામી લાવો સોહામણું, તો સોળે પુરા થશે.

### દર્પણ.

ચંદ્ર બિંબ આકાર, નામ બે અક્ષર નારી;
સ્ત્રી શૃંગાર શોભીત, બહૂ ગુણની બલિહારી.
મુખ મંડન મહારૂપ, અનૂપમ દીસે દેહે;
તેથી શોભે નાર, કાન શુણી નર નેહે.
લક્ષ્મી ખરચી તેં લાવજો, એ વણ અડવું દીસશે
શામળ કહે શામા જો સજે, તેથી હઇડું હીસશે.

### કાનની ઝાલ.

ચાર પુરૂષ પરમાણુ, નેહે પરણ્યા એ નારી;
તેને બે નપુંસક તંન, વપૂએ જુઓ વિચારી.
એ આઠેનો ઠાઠ, પુરૂષ પરમાણો એકે;
રે વિંધ્યો નરદેહ, સુખે નીહાળો નેકે.
નાવ કંથ કોડામણા, સ્થિર થાવર નિત્ય થોભશે;
શામળ ભટ સાચું કહે, સોળ સજ્યા તે શોભશે.

## પલંગ.

ત્રણ અક્ષર એજ, નાર નીચી ને નાની;
નહિ કરપદ નહિ નેન, સરવકોને મન માની.
નારિ સાથે નેહ, રહે નારિને સંગે;
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તેને રંગે.
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે;
શૃંગાર સોળમાં શોભશે, તો જશ તારો જીતશે.

## વીંટી હીરા સુદ્ધાં.

સરોવર સુંદર સાર, નૌતમે નીર ભર્યું છે;
નહિ આરો નહિ પાળ, સ્થીર પણ ઠામ ઠર્યું છે.
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરેછે;
વિના ધનુષ્ય ને બાણ, વિના કર ચોટ કરેછે.
તે મારનાર નથિ દીશતો, મૃગ તેને મારી મરે;
તે લાવ્ય કંથ કહે કામની, દેખી મન મારૂં ઠરે.

## દીવો પવનથી ઓલવાયછે તે.

કાળી નાર કુરૂપ, અનૂપમ ઓપે ઝાઝી;
મોંધી મોંધે મૂલ, ત્રણે પખ તેની તાજી.
નરથી ઊપજી નાર, અરણ્યમાં એતો નરખી;
મહિપ સભામાં માન, પવિત્ર પંડિતે પરખી.
છાની રાખી જો છળ કરી, પ્રસિદ્ધ પોતે થાયછે;
શામળ કહે સ્વામી લાવજો, એ રામાં શિર રાય છે.

## કસ્તૂરી.

જીવવિનાનો સાપ, બેય પાસેથી સરખો;
જરાય મુખ નહિ ઝેર, પંડિતે તેને પરખ્યો.
નર નારીની કમર, રહે વીંટી તે વારૂ;
વસ્ત્ર તણે વીવેક, સુશોભા સંધળી સારૂ.
બે દર તેનાં બે પાસ છે, બહાર ગયો દીઠો બહૂ;
શામળ કહે સમશા સેહેલ છે, શુણ્યા થકી સમ

### નાડું.

એક નાર મુખ દોય, ભૂપ સભામાં ભાળું;
ગૌર વરણ મુખ એક, એક કુરૂપી કાળું.
નહીં હાથ પગ નહીં, ધણેરી તરતિબ તોલે;
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે.
વળિ ભુંડું અન્ન ભાવે નહિં, કાચું કચર્યું ભ્રખ કરે;
ડાહ્યા દાતા મનમાં ધરે, મહિપતિ કેરાં મન હરે.

### પખાજ.

વાહન વૃષભ વહંત, પરાક્રમ અધિકું ઓટે;
રૂંઢમાળ વિશાળ, કારમી દીઠી કોટે.
મસ્તક ગંગ તરંગ, ચહૂપાસે તે ચાલે;
કરતી હણુહણુકાર, ભૂપ સઉ નજરે ભાળે.
એ સમશા છે પણ શિવ નહિ, સમજુને મન સેહેલ છે
એ વાટે ધાટે દશ દિશે, મહિપતિ કેરે મેહેલ છે.

### પાણીની ઘટમાળ.

ચો મુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા;
ન કો ઉંચ કે નીચ, શોભિતા ચારે સરખા.
ચાર વચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા;
બેય નપુંસક તંન, આઠ એ વેગે વરણ્યા.
થાંયે એકે અળગું આઠમાં, તો સાતે નહિ કામનાં,
નર એક થાય એ આઠથી, કહો અરથ એ નામના.

### પલંગ.

નામે કહિએ નાર, અધર અવનીથી સાંધી;
વનિતાને વણ વાંક, લોહને પાશે બાંધી.
માનવિ જણ બે ચાર, ચડી રૂદયાપર બેસે;
આધી પાછી જાય, ઠરી ઠેકાણે પેસે.
ો પાડે ચારે મુખે, દયા ન આવે દેહમાં;
કહે પંડિત પારખો, નર નારીના નેહમાં.

## હિંચોળાખાટ.

ગુણમય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો;
સ્ત્રીઓ સહસ્ર દશ વીસ, કબુલ તે નરને કરિયો.
જો કોઇ પાસે જાય, નાર દુઃખ તેને દેછે;
અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લેછે.
તે નરને મારે પારધી, રૂધિર સરવ જન ખાયછે;
શામળ કહે માંસ રૂધિર સદા, ચૌટામાં વેચાયછે.

## મધપૂડો.

મોતીને અનુમાન, પૃથ્વીપર આવી પડિયો;
કો જાણે કેવો માલ, કંથ મારાને જડિયો.
સોંપ્યો મારે હાથ, ભલા ભોજનમાં ભળિયો;
ચોરિ ગયો કો ચોર, કોઇ નર નારે ગળિયો.
ફરિ કોટિ જતનથી નવ જડ્યો, લખજન જોતાં લીજીએ;
શામળ કહે શોધ્યો નવ મળે, તો શો ઉત્તર દીજીએ.

## પાણીનો કરો.

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરણે;
જતા દિઠા જશવંત, તોલથી જન તો તરણે.
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દૈવત દેખે;
બે ચરણે ચાલંત, લલિત લક્ષણથી લેખે.
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.

## શ્રવણ કાવડવાળો.

વૃક્ષ નહી નહિ વેલ, નહી પત્રે નહિ ફૂલે;
નહી બીજ વાવેત્ર, કહે કણ અતી અમૂલ્યે.
ગુણ જશ અપરમપાર, દેશ બાધામાં દીઠો;
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠો.
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંઘો સ૮
કવિ શામળ કહે શોધી જુઓ, કોઇએ નવ

## લવણ અથવા મીઠું.

નારી નિરખી નીચ, જુઓ લક્ષણ કહું જેનાં;
અંગે ઉજળી આપ, બાપ મા કાળાં તેનાં.
નહી હાથ નહિ પાગ, કુલક્ષણ તેની કાયા;
મુખ નાસા છે નેણ, નહિ મમતા કે માયા.
તે નહિ પશુ પક્ષી માનવી, નહિ જીવા જેની જદા;
શામળ કહે સુમતિ સલક્ષણા, તે શોધી જોશે સદા.

## સર્પની કાંચળી.

એક બાળ બે મૂખ, એક ઉપર એક હેઠું;
ઉપર પાતળું છેક, કેડથી પહોળું પીઠું.
તળે મુખ તેમાં જીભ, તેહ બોલાવ્યું બોલે;
હલાવતાં હાલંત, વળી ડોલાવ્યું ડોલે.
ઈશ્વર આગળ અધિકું રહે, ગુણવંતા જનને ગમે;
શામળ કવિ કહે તે ઊચરે, જગત લોક તેને નમે.

## દેવની ઘંટા.

રથ દીઠો સમરથ્થ, અધર અવનીમાં ચાલે;
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામાં માલે.
અપરમપાર અપાર, પ્રજા પેદા ત્યાં થાય;
વેઠે અગ્નિ આંચ, માર પણ ઝાંઝો ખાય.
આવે અમુલ્ય કામે અરથ, મૂલ અલ્પ માટે મળે;
શામળ કહેછે શોધી જુઓ, કવિ રૂડા તો તે કળે.

## કુંભારનું ચાક.

નીચ ઘેર છે નાર, દેશ બાધામાં દાખે;
મુખમાં મોટી જીભ, રીઝથી બાહાર રાખે.
નહી હાથ નહિ પાગ, શીશવિના મુખ બોલે;
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે.
ઘરધણી તો ગીતો ગાયછે. પવિત્ર નર પુંઠે ફરે;
શામળ કહે એવું એહનું, મોટા જન મસ્તક ધરે.

ઘાણી.

ચાતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું.
કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે;
વાળ ઉપર છે રૂધિર, સુગુણ તેનાજ ગણીજે.
ખરિ તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાંથી અમૃત ઝરે, શામળ કહે કહો કથી.

ફેરી.

પ્રમદા એક પ્રચંડ, અધર અવનીપર રાચે;
ઉપર ઉભા બે ચાર, જેમ નચવે ત્યમ નાચે.
જ્યમ હોય જેઠી મલ્લ, જોર ઝાઝેથી ઝુઝે;
બોલે બોલ બળવંત, ધરા બાધી ત્યાં ધ્રૂજે.
પાણી તો તેહ પિયે નહી, અન્ન અલેખે ખાયછે;
વળિ ચરણ નથી પગ ચાંચ છે, એવું એનું સૌ ચગાયછે.

જે વડે પુંવા ખંડાયછે તે ઢીંકણી.

ભર્યું નારિમાં નીર, પુરૂપ એક પીવા સાંધ્યો;
બે નારિયે બળવંત, અવળા સવળી બાંધ્યો.
અવનીથી અંતરિક્ષ, નાર નચવે ત્યમ નાચે;
વારૂ ઉત્તમ વંશ, રિદ્ધિ રૂડીથી રાચે.
પરભાતિ રાગ રૂડે સ્વરે, ગુણ રૂડેરા ગાયછે;
શામળ કહે ઘેર શ્રીમંતને, જરૂર એહ જણાયછે.

વલોણું.

કહું વરતુલ આકાર, છત્ર જેવી છત છાજે;
શત્રુ સરીખાં સાલ, ભામની દેખી ભાજે.

વસ્ત્રાભરણ વિવેક, ફૂલ ભરિયાં ભલી ભાતે;
મોંઘી છે મહામુલ્ય, જોઇ જોરાવર જાતે.
શૂરામાંહિ શૂરી ઘણી, સૌથી આગળ સંચરે;
અરિગંજણ રક્ષણ દેહની, અર્થ કવી શામળ કરે.

ઢાલ.

મસ્તક પાખી ભૂપ, દિઠો મેં તેનો ડંમર;
સુંઢાળો સમરથ્થ, હસ્તિ નહિ કાળો ભંમર.
બોહુ દીસે પુંછ, લાંબિ એક પાસે ચોટી;
મેહ સમોવડ માન, મૂલ મર્યાદા મોટી.
આહાર અન્ન ઓપે નહિ, પેટ ભરી પાણી પિયે;
શામળ કહે વ્રત ઘણાં કરે, કહો અરથ કારણ કિયે.

પાણીનો કોસ.

ચતુર ચેત મુખ ચાર, નહીં બ્રહ્મા બ્રહ્માણી;
નૃપનારૂઢ વાહન, નહીં રૂદ્રે રૂદ્રાણી.
જળ પૂરણ જશવંત, નહીજ નવાણ નવાણી;
સેવક શોભે સાથ, નહી રાજા કે રાણી.
એ અકલવંત અંતર ધરો, શું વળિ વળી વખાણિયે;
છે સમશા કવિ શામળ તણી, જશવંતા જન જાણિયે.

પાણીની પખાલ.

રત્નથી રૂડો અમુલ્ય, ફૂલ ફલ સફલે ફળિયો;
કરે કથિરનું કનક, બહૂ ગુણ તેથી બળિયો.
સાગ શિશમ વૃક્ષવેલ, ભાર અઢારે ભારી;
અમૃતફળ સહકાર, તેથી શુભ શોભા સારી.
છે લાજ રખણ સૌ લોકની. ચહાય દેવ ને દાનવી;
કવિ શામળ કહે શોધી જુઓ, મહાસુખ દેયણ માનવી

કપાસ.

પાંખાળો પરતાપિ, નહી પંખીમાં પૂરો;
ધંધ મચે ત્યાં ધાય, નહી શામદ કે શૂરો.
ગાજંતો ગંભીર, મેહમાં કોઇ ન પ્રમાણે;
છે પાતળિયો છેક, જુએ તે તો જન જાણે.

લાડકડો તે રિપુ લોકને, જે છે જમકિંકર જસો;
કવિ શામળ કહે શોધી જુઓ, કહો અરથ એ તે કશો.

## કીર.

સુકે કાષ્ટ ફળ લાગ, તેનિ શોભા છે સારી;
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી.
લાંબિ પાતળી લાંહ, કલંક કાયામાં કુડી;
જુવાનિનું છે જોર, બહુ જન કહેછે બુડી.
ઝાઝું તે ફળમાં ઝેર છે, ચપળ લોક શું ચાયછે;
શામળ તે ફળ આરોગતાં, જન જમલોકે જાયછે.

## બરછી.

લાંબડ પુંછ લખાય, નહી વાંદર ટુકડિયો;
રાતી માંજર શીશ, નહી માંકડ ફુકડિયો.
અતિશય ઝેરી અંગ, નહી વીંછી નહિ સાપે;
વૃષ્ટિ સમે વાધંત, તરણુ તો થાયે તાપે.
વનમાં વસ્તીમાં પણ વસે, તોલ કાંઈ તેમાં ...,
કવિ શામળ કહે જે સમજશે, કહું ડાહ્યો તેને કથી

## કાચંડો.

નારી એક અનૂપ, સરસ શોભંતી સેહેલી;
બે અક્ષરમાં નામ, મૂઢ રૂદયામાં મેલી;
ઉદર વચે એક શીંગ, એક આંખે દિલ દેખે;
પવિત્ર સંગ પોસાય. ડાહિ દુનિયા પુર પેખે.
તે મુખથી જળ પ્રાશન કરે, શિગેથી આંખે ઝરે;
કવિ શામળ કહે શોભે તહાં, જ્યાં વરને કન્યા વરે.

## ઝારી.

છેલ કુદંતો છેક, એક કહે એ તો ઘોરી;
શિગ નથી તે શીશ, કહે ત્યારે તો તારી.
પીઠે નથી પલાણ, ત્યારે તો મેડક માણે;
નથિ રહેતો તે નીર, જરૂર કોઇ શશલો જાણે.

પણ શશલાને પગ ચાર છે, પગ વિણ આતો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડાજન રૂદયે ધરે.

**ચાંચડ.**

પુણ્ય સુપાત્ર પવિત્ર, કૂલ એવાની કન્યા;
કિધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યા.
વરી વડાઉવા સાથ, જાત રૂડો તે જાણી;
કાંઈ ન ચડચું કલંક, વડા લોકોએ વખાણી.
કહો કવણ નાર પીતા કવણ. કવણ વડાઉવાને વરી;
વળિ કવણ કૂળ પેદા થઈ, શામળ કહે તે સુંદરી.

**છારા.**

નહિ નપુસક નાર, નકી નરને છે નામે;
અમૃત તુલ્ય આહાર, કરતાં ન ઠરે ઠામે.
નિર્મળ નીર ઝરંત, પૂર્ણ ગુણ અપરમ પારી:
દુર્લભ જાણે દેવ, સકળ ગુણ શોભા સારી.
છે તત્વ તેહ ત્રણ લોકમાં, ભાગ્યશાળિ જન ભોગવે;
શામળ કહે તેથી નીપજે, જે જર ગાંઠે જોગવે.

**કાલ, શેલડી પીલવાનો.**

જગમાં રહિ જીવંત, નહી મેડક નહિ મચ્છી;
ચારે દિશ ચાલંત, નહી પશુ કે નહિ પક્ષી.
પગ વિણ વહે પ્રવાહ, પવન પણ વહિ નહિ પાણી;
લક્ષ્મી લીલા લેહેર, નહિ રાજા નહિ રાણી.
છે તત્વ તોલ તારણ તરણ, બુડંતાંને રાખે બહૂ;
વળિ પાર ઉતારે પલકમાં, શામળ કહે સમજો સહૂ.

**નાવ.**

એક માત સંતાન, નપુંસક ને એક નારી;
તે બેનાં સંતાન, અલેખે અપરમ પારી.
નપુંસકનાં સંતાન, અરથ અધિકે નવ આવે;
વડે મૂલ વેચાય, ભૂપ જેવાને ભાવે.
બાળક જે તેની બેહેનનાં, સર્વ અરથ તેથી સરે;
શામળ કહે પણ સોધાં સહુ. કોડિ કોડિ કરતાં ફરે.

**સોનું અને માટી.**

શામા છે શામળી, સ્વરૂપે પણ સોહતી;
ભમરાળી ભરપૂર, મરદ મોટમ મોહતી.
વપુ વરણાગણી વેશ, વળી વળવાળી વંકી;
દુશમન ગંજણ દાખ, સાર શોભિત સિંહલંકી.
તે નાર વડે નર શોભશે, તે વિણ મૂખ લજામણાં;
કહે શામળ એ સમશા કહો, ભલિ રીતે લેઉ ભામણાં.

મૂછ.

પંખણિ એક પ્રમાણ, કોડથી નારિ કહાવે;
જ્યાં મોકલિયે જાય, આપ તેડાવી આવે.
ઊડે તે આકાશ, નહી સમળી નહિ ગરજણ;
સૂત્રસહિત શોભંત, નહી દાઇ કે દરજણ.
ગંભીર ઘોષથી ગરજતી, ધજા ફરૂકે બારણે;
શામળ કહે શાણા સમજજો, કવણ નાર તે કારણે.

પડાઇ.

પ્રતાપવંતો પુરૂપ, જનોઇ અંગ ધરેછે;
પ્રૌઢ પેખિયે પેટ, શિંગ એક શીશ સરેછે.
ચરતો સાતે ચાંચ, કોટિધા નૃત્ય કરેછે;
બાળક તેડયું બાંહ, હામને હામ હરેછે.
ફરિ જાણેછે તે ફૂદડી, ઘોર સ્વરે ગુણ ગાયછે;
શામળ કહે તેના સંગથી, વધતે મુલ વેચાયછે.

રેશમનો રેંટિયો.

અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડિયું;
પાછળ પુંડ વિશાળ, શોભતું મુખ સાંકડિયું.
રૂપ બહુ બહુ નામ, ઘણી બાબત મુખ બોલે;
છત્રિશ રાગનિ છત્ય, દશે દિશમાં તે ડોલે.
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઉંચ અંબિરને વશ કરે;
શામળ કહે સમશા શોભતી, ધારક રૂડા મન ધરે..

શરણાઈ, તુઈ, બણગું.

નિરખી નહાની નાર, કાંઇ ઉજળી કાંઈ કાળી;
કપટી કૂડ કલંક, પંડમાં પોઢી પાળી.

પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડી;
અનમી નર અહંકાર, ટેક રાખંતી ટેઢી.
તે ભામનિ ભોંઇરૂં ભોગવે, ભૂપતિની પાસે ભજે;
દુશમન તેને દેખી ડરે, શામળ કહે શોભા સજે.

### કટારી.

શીશ વિનાની નાર, મૂખ મોટું સુખ માણે;
ભોરિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝૂં જાણે.
પલક ન રાખે પેટ, વળી ઊઠે વળિ બેસે;
પાતળું થઇને પેટ, તેહ પૃથ્વીમાં પેસે.
વાંકાં કઠ્ઠાણુને વશ કરે, બળતાંને બાળે બહૂ;
સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે શોધો સહૂ.

### ધમણ.

નૌતમ નિરખી નાર, જુલમવાળી ઝળકંતી;
નહી હાથ નહિ પાગ, લાડ ઝાઝે લળકંતી.
મંદિરમાં માલંત, ઓપતી ઓઢી પેહેરી;
નાસે થઇ નિરમાલ્ય, વાદ કરતો જે વેરી.
છે નારિ જાત નિરબળ નહી, કાળિ કરૂપ કાયા થકી;
શામળ કહે શાણા સમજશે, કહું ડાહ્યા તેને નકી.

### તરવાર.

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો;
ગરથ કમાવા કાજ, ભલો સહુ જનને ભાવ્યો.
હય હાથી સુખપાલ, લક્ષધા લાખે લેખે;
જેને જેનું કામ, દૃષ્ટિએ દુનિયા દેખે.
પુછિ તેજ ઘડીને તે દિવસ, રહ્યો ન પૈસે રોકડો;
હુંડી પત્રી તો હોય શી, દિસે ન ગાંઠે દોકડો.

### માટીનાં રમકડાં પડયાથી ભાગી ગયાં.

નહી પુરૂપ છે નાર, નિહાળી જોતાં નામે;
ચંદ્રબિંબ આકાર, નથી તે ઠામે ઠામે.
રાજદ્વાર રહંત, અધર અવનીથી બાંધી;
જોતિષ વિદ્યા જાણ, સમય દેખીને સાંધી.

તે માર ખાય મહોકમપણે, બૂમ પાડી બોલે બહૂ;
નાનાં મોટાં નર નારિયો, શામળ કહે શુણે સહૂ.

## ઘડિયાળ.

એક નારિ નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી;
વીશ પુત્ર બળવત, વિવિધ શું કહું વખાણી.
તેને સુત ચચ્ચાર, સુતા બે બે વળિ તેની;
પુત્રીનો પરિવાર, જગતમાં શોભા જેની.
ચંચળ સુત તો ચચ્ચાર છે, તેહ સવાયા શેર છે;
કવિ શામળ કહે શોધી જુઓ, મહિમા મોટો મેર છે.

## વીશ મણની ખાંડી.

પુરૂપ એક વયવૃદ્ધ, ખરિ તેને ખટ નારી;
તેને બે બે તનુજ, તનુજને સુંદરિ સારી.
એક શ્વેત એક શામ, પુત્ર પછિ તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણ, તેહ વળી કહિયે તાજા.
જે નામમાત્રનો નાશ છે, ક્રોડ શાસ્ત્ર કહેછે કથી;
પણ શામળ એ પરિવારનો, નાશ કોઈ કાળે નથી.

## સંવત્સર અથવા વર્ષ.

પુરૂપ એક પવિત્ર, પરાક્રમિ દીઠો પોઢો;
ચંચળ ચારૂ ચાલ, જાણ જશવંતો જોડો.
રાજમારગે રોજ, મોજ ઝાઝેરી માલે;
જર વિદ્યાની જોસ, ચહિ ચોખુંટે ચાલે.
નર એક નારિ બે નિરખિયે, અધર ઊપાડીને લિયે;
છે નામ એક બે નારનું, કહે શામળ કારણ કિયે.

## પાવડીનો જોડો.

વ્યંડળ મળી દશ વીશ, નપુંસક ટોળું કીધું;
સોયક નાની નાર, બંધને બાંધી લીધું.
નવરાવ્યું ધરિ નેહ, રૂદેમાં રાખિ૦ રમાડયું;
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડયું.

તેનું જૂઠું સૌ કો જમે, ગુણ તેના પણ સઉ ગણે;
શામળ એ સમશા શોધશે, ઘટમાં જે ડહાપણ ઘણે.

### પત્રાળું.

નારી છે નવ રંગ, નહિ મા બાપનિ સૃષ્ટી;
નહી બીજ વાવેત્ર, નહી નિપજાવે વૃષ્ટી.
નહિ અવની આકાશ, નહી કોઇ તેનું જોડું;
છે મુખ નાસા નેણ, પુંછ પણ પરઠ્યું પોહું.
તે નારિ નારિયે નથિ જણી, સ્વરૂપ ઊજળે સાંચળી[1];
પરંપા તો પેહેરો પાથડી, નહી તો પેહેરો કાંચળી.

### સર્પની કાંચળી.

અતિશય મોટું મૂખ, બેય પાસાંથી સરખું;
એકજ સીંગ અનૂપ, વિના પાણી તે પરખ્યું.
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે;
નિરમળ સાથે નેહ, ચાલ ચાલે વણ ચરણે.
સમશા છે સાગર જેવડી, અકલવંત કહે આવડ્યું;
શામળ કવિ કહેછે શીખવું, નકી કહો જે નાવડ્યું.

### નાવડું.

નહિ નર કે નહિ નાર, નપુંસક સરખું નામે;
દેશ દેશ પ્રવેશ, ઘણાં ગુણ ગામે ગામે.
જ્યોતિષ વિદ્યા જાણ, વાત બનવાની બૂઝે;
ખટ્ શાસ્ત્રો ભણનાર, તેને પણ તેથી સૂઝે.
અજવાળું એથી અવનીમાં, જે ભવિષ્ય જાહેર કરે;
આવરદા ઓછો એહનો, વધે જીવિ વળતી મરે.

### ટીપણું.

ગોળ પુરૂપ ગુણવંત, દિઠો મેં ગામે ગામે;
દશશિર મળતું નામ, નહી રાવણ એ ઠામે.
એ થાએ અસવાર, ધરે વાહન શોભાતે;
ચતુર મૂકવે ન્યાય, પૂછે જો માનવ જાતે.

---

૧ સાંચલી—સાચી=ખરેખરી.

ત્યાં કોઇનું મહો રાખે નહી, લાંચ કોઇની નવ લિયે;
શામળ કહે તે સતવાદિયો, દેખે તેવું કહિ દિયે.

દશાશેરો.

ખટ પુરૂષે એક નાર, નાર ત્રણે નર જાણું;
સોળ નરે નર હોય, પરાક્રમિ તે પરમાણું.
બે પુરૂષે એક પુરૂપ, ભાગ દ્વાદશને નામે;
કરી વાયદો કંથ, ગયા ગુણવંતા ગામે.
વધતા તો વીશક વહી ગયા, વસ્યા તહાં કે વાટમાં;
શામળ કહેછે તે સુંદરી, અતિ દીઠી ઊચાટમાં.

( છ ચોખાની રતી. ત્રણ રતીનો વાલ. સોળ વાલનો
ગદિયાણો. બે ગદિયાણાનો તોલો. તોલાનો
બારમો ભાગ માસો એટલે મહિનો. )

ખટ પગ તો છે ખરા, ભમર તો નહિ તે ભાઇ;
એક વાંસો બે શીશ, કહું શી તેની કમાઇ.
વિંધિ બંને ગમ નાક, નાથ ઘાલી ઘણિ મોટી;
જુઓ કરમના જોગ, ચોટિ વાંસા વચ મોટી.
તાજું કહેછે સૌ તેહને, છે જુનું જો જોખમાં;
શામળ કવિ કહે સદા વસે, સાહુકાર ઘેર શોખમાં.

તાજવું.

અંતરિક્ષ નાર અનૂપ, તેહ ડોલાવી ડોલે;
મહોકમ ખાયે માર, બહૂ બકવા કરી બોલે.
મુખવિણુ મોટું શીશ, જનોઇ કંઠે ઘાલે;
બાંધેલી બલવંતિ, મોજ મંદિરમાં માલે.
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને;
શામળ કહે એ શમશા કહો, કે મૂકો મન ગર્વને.

પીંજારાની તાંત.

મસ્તક મોટું હોય, મૂખ તેનું નવ દીઠું;
અન્ન નીર નવ ખાય, વદે અમૃતથી મીઠું.
પોહળાં પગ ને પેટ, પ્રીતથી પંચ પ્રમાણે;
રાજદ્વાર રહંત, કદી મોટા પરમાણે.

સારંગ નામ શોભીત છે, વરસે સારંગ વાણિયે;
સમજે સમશા શામળ તણી, તે જશવંતા જાણિયે:

## તંબુરો.

અસે હાથની બાળ, કહું શી તેની કરણી;
પાંચ હાથનો પુરૂષ, પ્રીતથી તેને પરણી.
કામનિ વશ કરિ કંથ, બળે કરિ બાંધી લીધો;
ત્યારે પામ્યો માન, કબુલ સઉ લોકે કીધો.
નર નારિ બિજાં તે ભોગવે, લંપટ કોઈએ નવ કહે;
કવિ શામળ ભટ સાચું કહે, રૂચિ સોંકોને નિત્ય રહે.

## ખાટલો અને ભરવાની પાટી.

એક નાર ખટ ચરણ, પાંખવાળી રસ રાચે;
જાત જોરાવર જાણ, વદનથી અમૃત સાંચે.
ઉત્તમ અધમ આહાર, ઉંચ નીચે જઇ પેસે;
દિવસે તે દેખંત, નિશા અંધી થઇ બેસે.
કોઈ એની આભડછેટને, ગણે નહી ભમતાં ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો નાર એ તે કવણ.

## માખી.

નારી બહુ બળવંત, રહે પોઢી પુર પ્રીતે;
કરે અહાર અપાર, નહી તે રૂડી રીતે.
પુંઠળ આંખ ને કાન, બહુ જોરાવર બોલે;
શત્રૂ કેરૂં સાલ, દેખિ તેને દુર ડોલે.
તે રાજદ્વાર રોપે રહે, અજિત કહાવે આપમાં;
શૂરા પણ કાયર થાયછે, તે નારીના તાપમાં.

## તોપ.

નપુંસક સરખું નામ, મહિપને મંદિર મહાલે;
નર નારી બે જોડ, ચડી વાહન તે ચાલે.
શાહ સુબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિવિધી પાડે ત્રાસ, શૂર સામદ ને સામા.

છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યું બોલે બારણે;
શામળ કહે સમજે સુલક્ષણા, કવણ અર્થ એ કારણે.

નગારૂં.

વૃક્ષ ઉપરે વાસ, માન પદવી છે મોટી;
જટા બિરાજે શીષ, ચારૂ તે ઊપર ચોટી.
ત્રણ નેત્રો તનમાંહિ, નહી શિવજીનો સંગે;
અમૃત સરખું નીર, નહી ગુણવંતી ગંગે.
તે જગન જાગમાં જશ લિયે, ઓછવ મંગળમાં અતી;
છે નરમ હાડ કાયા કઠણ, શામળ કહે શોધો સતી.

નાળિએર.

નગર એક નવરંગ, દિસે ચારે દરવાજા;
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા.
મંદિર છન્નુ મહાન, પડે પાદર ત્રણ પાસા;
કરે રાજ એ વીર, ક્ષત્રિવટથી તે ખાસા.
સુંદર સાહેલી સોળ છે, રમત રમે તેશું નિત્યે;
તે કવણ નારિ ને નગર શું, ચાતુર જન ચેતો ચિતે.

સોગટાંબાજી.

અગ્નિ તણી બહુ આંચ, એક મરદે શિર માણી;
બાજે હીમે હાડ, ગાળ્યાં વરવાને રાણી.
ત્રિજે કરવત લીધ, કપાવી કષ્ટે કાયા;
ત્રણ પામ્યા એક નારિ, માનની ઉપર માયા.
છે ત્રણ નામ તે નારિનાં, નપુંસક નર ને મેરિઓ;
કવિ શામળ ભટ સાચું કહે, લક્ષ્મીવંતની લહેરિઓ.

પાન, તંબોળ, નાગરવેલ, ચૂનો, કાથો, અને સોપારી.

અતિશે ઉજવળ અંગ, થયો કાળો તે કરમે;
ખટ્ દર્શન ખટ શાસ્ત્ર, ધરે અંતરમાં ધરમે.
પોતે જાત પવિત્ર, ન્હાવા ધોવાથી નાસે;
જળ પિધે જીવે નહી, પલક ન રહે જળપાસે.
પરમાર્થી પરાક્રમી ઘણો, પર મૂલકમાં પરવરે;
શામળ કહે શાહ સુલતાન સહુ, અધિક આશ એના કરે.

કાગળ.

## અભાગિયા વિષે.

છપ્પા.

નિર્ભાગી જાય ગંગ, કષ્ટ પામે કૂટાય;
જો તે રળવા જાય, લાભ સુદ્ધાં લૂટાય.
અભાગિ પરણે નાર, જાય નિસરી કે મરશે;
અભાગિ પામે ગરથ, ચોર કે હાકમ હરશે.
નિરભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે;
નિરભાગીને મંદિર મળે, પડશે કે દવ લાગશે.
અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે વાસી;
વદે સરસ જો વાત, લોક કરશે સઉ હાંસી.
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો;
જો નવ બોલે બોલ, કહે હઈયાનો મેલો.
સઉ કર્મહીન કૂટાયછે, ગરથ જ્ઞાનનો ગૂટકો;
શામળ કહેછે નિર્ભાગિનો, કશિ વાતે નહિ છૂટકો.
અભાગિ બહુ આદરે, થયો કહેશે હડકાયો;
જો ઉદ્યમ નવ કરે, અકરમી એ કહેવાયો.
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંત્યો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો.
આપે કો સિધું અકર્મિને, પડિયો કાણો નીકળે;
શામળ કહે સઉકો સમજજો, ખોટ અકર્મિને ખળે.

---

## ધનવાદી અને વિદ્યાવાદીનો સંવાદ.

### પ્રથમ ધનવાદી બોલ્યો.

છપ્પા.

જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જર વશ હોય; લાભ પણ જરથી લીજે.
જર સજ્જન સનમાને, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે.

જરનુંજ જગતમાં જોર છે, દુરિજન જરે નમે સહૂ;
શામળ કહેછે જર જોરથી, બાપો એમ કહે બહૂ.
જર માતા ને તાત, જાત તે જરથી જાણો;
ડહાપણ પણ છે દામ, દામ રાજા ને રાણો.
સગાં સહોદર સર્વે, દ્રવ્ય વણજે વેપારી;
રંગ ને રૂપ અનૂપ, દ્રવ્ય તે ધીરજ ધારી.
સૌ જગત વસ્યું છે જર થકી, ગરથમાંહિ ગુણ બહુ ગણું;
શામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જર તણું.
વિપ્ર ભણેછે વેદ, જઈ જરને તે જાચે;
સાધક ને વળિ સિદ્ધ, રૂદે જરથી તે રાચે;
શૂરા બાંધે શસ્ત્ર, જરથકી તે કર જોડે;
અનમી ને અહંકારિ, હાથ જર આગળ ઓડે.
ગામી નામી ને મહિપતી, જરને વશ વરતી રહે;
શામળ કહેછે સંસાર સૌ, દમડાને ડાહ્યો કહે.
જરથી પામે જોખ, જરે ઇંદ્રાસન આણે;
જરથી જગ જીતાય, જરથકી મોટમ માણે.
જરથી લાખ કરોડ, હોડ હઠીલા હારે;
જરથી રાજ્ય થપાય, જરે ઝાઝાને મારે.
એમ જગત વશ્ય છે જરતણે, ચિતવે તેવા ગુણ ગણે;
જગદીશ ઈશ વશ જર તણે, શામળ ભટ સાચું ભણે.
ઘણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહેછે;
ઘણો જેહ ઘર ગરથ, કુલિન પણ તેને કહેછે.
ઘણો જેહ ઘર ગરથ, રહે વશ તેને રાજા;
ઘણો જેહ ઘર ગરથ, સુજશ બોલે જન ઝાઝા.
જર તો છે જીવનથી અધિક, બુદ્ધિ નિધાન પ્રાક્રમ બહૂ;
શામળ સેવક શ્રીમંતના, શત પ્રકાર શોભિત સહૂ.
જર વિના જેહ જોખ, શોખ તે તો નહિ સાચો;
જર વિણ તનમાં પ્રાણ, કહું કરતું તે કાચો.
જર વિના જે રૂપ, દેહ કુરૂપી કૂડો;
જર વિણ મંદિર માલ, ભર્મ રાખે તે ભૂંડો.

જર વિણ ડહાપણ છે જેટલું. તે ઘેલાપણ જાણવું;
શામળ કહે સઘળી ચીજ તે, જગમાં જર પરમાણવું.
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે;
જરથી જીતે ન્યાય, જરે મન વાંછિત પામે.
જરથી સગપણ સાથ, કરે જરથી સૌ કાજે;
જર ઓડાવે હાથ. જર થકી સરવે લાજે.
જર તરણાનો મેરૂ કરે, રાજ્ય અપાવે રંકને;
કવિ શામળ કહેછે જરથકી, પામર લૂટે લંકને.
ગાંઠે જેને ગરથ, ભલી તે વિદ્યા ભણિયો;
ગાંઠે જેને ગરથ, રહે નહિ કોઇનો રણિયો.
ગાંઠે જેને ગરથ, તેજ પંડિત છે પૂરો;
ગાંઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો.
વળિ ગાંઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો;
શામળ કહેછે સંસારમાં, જર વિણ મૂરખ જાણવો.
જર છે સૌનો જીવ, જરે લે મહાસુખ માણી;
કરે પરાણે પ્રીત, રંક રાજા ને રાણી.
જર વશ બધું જગત, જરે જુવતી વશ થાય;
જર આગળ કર જોડી, રહે મોટા ઋષિરાય.
જર જંગલમાં મંગળ કરે, જુગતી સરવે જોગવે;
શામળ કહે ધનથી ધનપતી, ભારે સુખ તે ભોગવે.
ડહાપણ દમડામાંહિ, રહે દમડામાં યારી;
દમડામાંહી રૂપ, ભેદ દમડામાં ભારી.
જો દમડામાં જોર, રહે વશ થઇને રાજા;
દમડે ઉંચ અધિકાર, ગુણ દમડામાં ઝાઝા.
દમડો છે મોઘો દેવને, વણ દમડે સૌ વામણાં;
શામળ કહેછે દમડાતણાં, ભાત ભાત લેઉં ભામણાં.
જર દેખી જશવંત, ગુણ ને જ્ઞાન ગમાવે;
ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે.
સોનું દેખી શ્રીમંત, કપટનું કામ કરેછે;
ગરથ દેખિ ગુણવંત, હેતથી હાથ ધરેછે.

રાજા કે શું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહેછે સત્ય જાણજો, જર દેખી કરે જારિયો.
શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે;
નાચેછે નૃત્યવંત, ગીત ગુણિજન થઈ ગાયે.
વિદ્યાવત વિદેશ, જાચવા કારણ જાયે;
મજુર વહે શિર ભાર, કષ્ટ કાશદ સહે કાયે.
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.
જર પાખી જગમાંહિ, મોજ એકે શી માણે;
જર પાખી જગમાંહિ, આપ અક્કલ શી આણે.
જર પાખી જગમાંહિ, સ્વાદ એકે નવ સૂઝે;
જર પાખી જગમાંહિ, બડાઇ કશી ન બૂઝે.
જર પાખી તો જખ મારતા, ફરે બિજું બૂઝે બહૂ;
શામળ કહેછે જર જોરથી, શુભ વાતો સૂઝે સહૂ.
દમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિવિના તે રંક, પ્રતિષ્ટા માન ગમાવે.
વિદ્યા અને વિવેક, દામ આગળ સૌ ડૂલ્યા;
જે જે કરવા જાય, ભરમથી સરવ ભૂલ્યા.
જે શૂર પૂર શાણા ઘણા, વપુ વરણાગી વાંકડા;
શામળ કહે સૌ સંસારમાં, રિદ્ધિ વિનાના રાંકડા.
જેને જરનું જોર, જુલમ ઝાઝો કરિ ઝૂઝે;
જેને જરનું જોર, બિજાને તે નવ બૂઝે.
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે.
વળિ જેને જરનું જોર છે, છાકયો રહે અમલે અતી;
શામળ કહેછે સદ્‌બુદ્ધિ વણ, રૂડું ન થાય તેથી રતી.
બે હાથીનું જોર, બાહુ બે માંહિ બિરાજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે.
ભૂખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય;
વ્યંતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય.

મન મદીરાં શેર સવાતણી, કેફ સદા આવી વસે;
શામળ કહે દુખિયો દુઃખ કહે, જરવાળો હેડે હસે.
નિરધન બોલે સત્ય, કહે જરવાળો જૂઠી;
નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઊઠી.
હાહા કરે સહુ લોક, વદે જરવાળો જૂઠું;
રિદ્ધિ ઉપર સઉ રાજી, રિદ્ધિ પાખી સઉ રૂઠું.
ચૌદે વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે;
વળિ કર્મ ધર્મને શર્મ સઊ, કવિ શામળ જરને કહે.

દોહરા.

દશધા દરિદ્ર ઘર વિષે, દરિદ્ર ઘર ઘરસૂત્ર;
અર્થ સરે ક્યમ ગર્થ વિણ, પરણે ક્યાંથી પુત્ર.
શું કરે વિદ્યા બાપડી, શું કરે રૂડું રૂપ;
લક્ષણ સૌ લક્ષ્મી વિના, પડે કારમે કૂપ.
શું કરે બિચારૂં શાણપણ, કરે શું વારૂ વર્ણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ છેક જ્યમ તર્ણ.
જેવું સુખ શમણા તણું, નહીં મૂળ નહિ ડાળ;
મનોરથો નિરધન તણા, સરવ આળ પંપાળ.
દરિદ્ર સરખું દુખ નહિ, શ્રીમંત સમું નહિ સુખ;
લક્ષ્મીવત લીલા નહિ, ભાગે ભારે ભૂખ.
લાયક સૌ લક્ષ્મી વડે, લક્ષ્મી પાખી લીન;
જર વિણ જશ જીતે નહી, દેહ દામણા દિન.
લક્ષણ બત્રિશ લક્ષ્મી વિના, શબવત્ સર્વે શૂન્ય;
બોતેર કળા બેશી રહે, નિર્ણય કરતાં ન્યૂન.
દરિદ્રિ હોય ડાહ્યો ઘણો, ગાતાં આવડે ગાન;
એ ગુણ કોઇને નવ ગમે, કહે શીદ ફોડે કાન.
મેલો મલિન હિંડે ઘણો, દઢ ગાંઠે હોય દ્રવ્ય;
વિશ્વ વખાણે તેહને, સાદો કહે જન સર્વ.
કોશરિયો ને કુલક્ષણો, કાયર કપટી કૂડ;
જર હોયે જશ દે સઉ, પરાક્રમી એ પ્રૌઢ.

વેદ પાત્ર વિદ્યા નિધી, સકળ શોભાવે સાથ;
લક્ષ્મીવંત આગળ જઈ, હેતે ઓડે હાથ.
જોરાળા જમ દૂતથી, ધારાળા મહા ધીર;
જર કારણ જશ ગાયછે, સોંપે શીર શરીર.
કવિતા હોય સવિતા સમો, નૌતમ નામ ગણાય;
લોભે લક્ષપતિ કને, જર જાચણ તે જાય.
નગરતણો હોય નરપતિ, અનમી કરે સહુ અર્જ;
ક્રોડપતિને કરગરે, કાઢવા માગે કર્જ.
કળાવંત કળા કરે, ગુણ રૂડા સહુ ગાય;
રાગ સંભળાવી રીઝવે, જરપતિ પાસે જાય.
વાંકા ને વરણાગિયા, ફોકટ મારે ફૂલ્ય;
મૂકે પુત્ર મોસાળમાં, ધન વિણ ડહાપણ ધૂળ.

---

## હવે વિદ્યાવાદી બોલ્યો.

### વિદ્યાવિષે છપા.

સદવિદ્યાજ સુવર્ણ, શરણ સદ્‌વિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે.
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદવિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી.
સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા.
લક્ષપતી તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે.
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાયે.
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
મોટા પુરૂષો મન માનજો, સદવિદ્યા શુભ સહુ થકી.
મુકાવે વિદ્યા માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે.

વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહનિ જાણી.
સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યાહિન જન તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા[1];
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા[2].
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં.
છે પંડિતમાં પ્રાક્રમ[3] ઘણાં, પંડિત સઉ શિરમોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને વાહન, પડિત અણવાણો ચાલે;
મૂરખને મોતિહાર, પંડિત ફુલમાળા ઘાલે.
મૂરખને બહુમાન, પંડિત કદિ ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડ ધાન્યજ ખાવે.
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતા તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, શામળ જો પરિક્ષા કરે.
મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝૂરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે.
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખામાંહિ, નહિ પંડિતને તોલે.
જે હંસ મધ્ય બગલાં પડ્યાં, કારણ શું જાણે કશું;
કવિ શામળ કહે સાચું કહું, વિદ્યા વણ તે નર પશુ.
પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહિપતિનો માનીતો.
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે.
જે આગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળ ભટ સાચું કહે.

---

૧ બગ્ગા—બગલા. ૨ કગ્ગા—કાગડા. ૩ પરાક્રમ.

## વચન પાળવાવિષે છપા.

બહુ કરે જે બાપ, વચન બદલીને બોલે;
બહુ કરે જે બાપ, ખોટું મુખ વાયક બોલે.
બહુ કરે જે બાપ, આપને ખૂબ વખાણે;
બહુ કરે જે બાપ, આપ આપ્યું ઘર આણે.
કરથી જીભા ભલિ કાપવી, મોત ભલું મહા મૂલ્યનું;
શામળ કહે ભુંડું સર્વથી, વચન જાય તૃણતૂલ્યનું.
વચન ન પાળ્યું જેણ, તેજ સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણ, કમોતે તેને માર્યો.
વચન ન પાળ્યું જેણ, તેહ નર દૈવે દંડયો;
વચન ન પાળ્યું જેણ, તેહ શિર અગ્નિ મંડયો.
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.
પાળે વાયક શૂર, જેહ રણમાં બહુ ઝૂઝે;
પાળે વાયક સિદ્ધ, જેહને આગમ[1] સૂઝે.
પાળે વાયક ભક્ત, કરે ઈશ્વર વશ આપે;
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે.
પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયો;
શામળ વાયક સંભાળતાં, જશે જગતમાં જાણિયો.
વચન પળે તે રાય, બાકિ તો રાંડિ રાંડો.
વચન પળે તે શાહ, બાકિ ગુણહીણો ગાંડો.
વચન પળે તે વિપ્ર, ધર્મ શુભ ધાર્યો તેણે;
વચન પાળ્યું તે વીર, જગત્ જશ લીધો જેણે.
પાળે સદ વાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી;
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

## કુસંગતિવિષે છપા.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, સકળ સદગુણો ગમાવે.

---

૧ શાસ્ત્ર.

કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતી રાખે.
વળિ નીચ કામ નીચાં કરે, નિચ કહેવાયે ઉંચ જન;
શામળ કહે સંગત નીચની, કોય ન કરશો કોય દન.
પંડિત પંડિત પ્રીત, મૂરખને મૂરખ વહાલા;
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઇ ત્યાં ચાલ્યા.
સુમને વહાલો સૂમ, વહાલ દાતાને દાતા;
જારને વહાલો જાર, ગુણી જનને ગુણ જ્ઞાતા.
શૂરાને વહાલા શૂર નર, કાયરને કાયર ગમે;
જશવંત ગમે જશવંતને, શામળ કહે સદા સમે.
મળે ઉંચને ઉંચ, મળે ભંગીને ભંગી;
મળે નીચને નીચ, મળે રાગીને રંગી.
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી;
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી.
વળિ વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે;
જ્યમ લવણ મળેછે તક્રમાં, શામળ પય શાકર ભળે.

## મોતવિષે છપા.

કોઈ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડ્યો નાગ, કોઈ કહે વાસી વળિયું.
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યું.
ઈશ્વર માથે લેતો નથી, જગતમાંહિ મહિમા જુઓ;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ.
પેસે અરણવ નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે.
પર્વતમાંહિ પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષડ અમૃતાહારૈં, ભમે ભૂલા બહુ ભ્રાંતે.
કિંકર રાખે કઇ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.

માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા;
એલખ્યત અપરમપાર, ઘણા હસ્તી ને ઘોડા.
સેવક સાથે શૂર, પરીપૂરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર છાંયે છત્ત છાપે.
અધિકાર અયુત લખ ઇંદ્રનો, ક્રોડવાર શું કહું કથી;
પણ મોતથકી મૂકાવવા, શામળ કોઈ સમરથ નથી.
નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાય.
નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાછ, ચોર કે હાકમ લૂટે.
કદિ નાઠે મોત મુકે નહી, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળ ભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ફૂલ્યુ તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઉતરશે.
લીલું તે સૂકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌકોને ખાશે.
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, મહાશૂરા પણ ડૂલ્યા.
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપત.
વળિ ગયા જનક ને જાદવો, જે વળિ લાવ્યા જાન્હવી;
સ્થિર સ્થાવર કોઇ રહ્યા નહીં, કોણ માત્રમાં માનવી.
મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઈ ધંધે ધાયા.
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિ ભાત ભણાવું.
પણ દીપક વશ છે વાયુને, કાચો કૂપો કાચનો;
શામળ કહે મુઢ મમતા કરે, એવા શરિર અસાચનો.

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઈ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાવે તરફડી, આપ ઘાતે કોઇ મરતાં;
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં.
કોઇ વાશિ વિકાર કે હડકવા, કોઇ ભમતે લડિને મુઓ;
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.
રાખે લખ રખવાળ, લોહ પિંજરમાં પેસે;
અરણુવ વિચ આસંન, વાળીને જો કોઇ બેસે.
વજ્ર ગુફા ગંભીર, માંહિ કોરાવી માણે;
ઇંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળિ જાણે.
સંભાળિ સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે;
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.
ચિરંજીવિ નહિ કોઇ, ગયા મનુ જેવા મહિપત;
ચિરંજીવિ નહિ કોઈ, ગયા વહિ અગણિત અહિપત.
ચિરંજીવિ નહિ કોય, ગયા અધિકારી ઇંદ્રે;
ચિરંજીવિ નહિ કોઈ, ગયા કઇ સૂરજ ચંદ્રે.
વળિ ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણુ માત્રમાં માનવી.
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે;
કોઇ વર્ષે દશ બાર, કોઇ પચીસ પચાસે.
કોઈ સાઠ શીતેર, કોઇ પોણોસો એશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો.[1]
ઘડી પળક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું.
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટા જેમ, એક દિન નિશ્ચે નડશે.

---

૧ ગર્વ.

રાખી કોઇની રહેશે નહીં, દિવસ નકી નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂંસો શો તેહનો.

## સ્ત્રીના ગુણવિષે છપા.

રામા રજનિ ખાણ, જાણ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જળ હળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરૂં સદન, વદન હસિ રાખે રાજી.
ભડ ભોજ કરણ વિક્રમ અને, હરીચંદની હારના;
પંડીત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ સુત નારના.
જે ઘરમાં ઘરનાર, દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે.
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે;
જે ઘરમાં ઘરનાર, માન માણસમાં મળશે.
ઘરનાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જસો;
ઘરનાર વિના નર નિર્બળો, શાહ તોય તસ્કર તસો.
નાર વિના નર રંક, રાંક રાખે નહિ કોઈ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઇ.
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સંગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે.
ચતુરાં વિન તો ચાલે નહીં, જગતમાંહિ રહે જાહરે;
શામળ કહેછે શામા કશી, તજે જગત તો તાહરે.
બાલપણે થઇ માત, મટાડે પીડા મનની;
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની.
સુખ દુખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
ચતુરાં ચિત હરનાર, સાર ઉરમાં મદ માતી.
વળિ વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે;
એ અંતકાળ અળગી નહીં, બહુ સ્નેહ સાથે બળે.
માસ આષાડો મેહ, તેહને વિશ્વ વખાણે;
પાણી પડે દુકાળ, કોણ તે જુગતી જાણે.

મોતી માધે મુલ્ય, વેહ પાડતાં તૂટે;
કરપણ હોય [1]કતાર, [2]શલભે ખાતાં તે ખૂટે.
પણ લાભ ગરભ ગોધો તનુજ, વહૂ વછેરો જાણિયે;
વળિ મેહ મોતિ ને મેદની, નવ નીવડે વખાણિયે.
પશૂ ચરેછે તરણ, રહેછે રણમાં રમતાં;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં.
ઉડે પંખિ આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, ગધાડું કે કાં ઘોડું.
સુર અસુર નાગ કિંનર વિષે, દેવી, નાગણ, દાનવી;
મન ગરદ કર્યાછે મોરિયે, કોણ માત્રમાં માનવી.
નાર વિના નર રંક, દામણો દીસે દેહે;
નાર વિના નર રંક, દિસે ગુણહીણો ગેહે.
નાર વિના નર રંક, નહીં ધન ધીરે કોય;
નાર વિના નર રંક, હરી પૂજન નવ હોય.
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા અચુતો ગણા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સૂખ દેયણ કર સેવા;
ભળે પુણ્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા.
શામાથી સંતાન, ધર્મ બુદ્ધી તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કૂળ ઈકોતેર તારે.
કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી;
હું એમ વિચારૂં આપથી, પુણ્યવંત તેનો પતી.
માનનિ મોટે મુલ્ય, મહામાયા એ મોટી;
જિતવા ઈછે જેહ, તેહની ખાંતજ ખોટી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઉંચ નીચ ને અમિર, સર્વ જુવતીએ જણિયા.
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટિ પુરૂષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર સાક્ષિ શામળ કહે, અંતરમાં સઉ ઈછજો.

---

૧ હાર અથવા પંક્તિ. ૨ તીડ.

નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુંવતી જોબનમાંહિ, રીઝથી રંગ રમાડે.
ઢાંકે કૂળ કલંક, સરસ ચલવે ધરસૂત્ર;
વધે તેહથી વંશ, પરસવે પુત્ર સપુત્ર.
વળિ હોય સતી શુભ સાધવી, પુણ્યવંતિ તે પારખી;
છે નીચ કોઈકજ નારિયો, સ્વભાવે સઉ નહિ સારખી.

### જુવાનીના જોરવિષે છપા.

કઈ જોબનને જોર, જગતમાં બનિયા જોગી;
અડસઠ તીરથ અટન, ભાવ ભરપૂરે ભોગી.
કઈ જોબનને જોર, પ્રસિદ્ધિ પામ્યા પ્રાણી;
કઈ જોબનને જોર, ભણ્યા વિદ્યા રસ વાણી.
જે સત્ય અસત્ય ભુંડું ભલું, જોબનમાં સ્થિર થાયછે;
શામળ કહે જોબન જોરમાં, વેગે જન વહિ જાયછે.
ધોળા થાશે કેશ, ડાહિ કહેવાશે ડોશી;
વિપરિત થાશે વેશ, તનૂ પાળીને પોષી.
થર થર ધ્રૂજશે થૂળ, નમી જાશે બે નેણાં;
પડે દેહમાં વેહ, વદાશે વિપરિત વેણાં.
વળિ લીટ ચુશે બહુ નાકથી, બેય કાન બેરા થશે;
સેવો પ્રભુને શામળ કહે, જોબન જોર વહી જશે.
જ્યમ વાદળની છાંહ, ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ્ય, ખરો રાખીને ખટકો.
રાખ્યું તો નહિ રહે, રૂપ ને જોબન રૂડું;
વૃદ્ધ થઇ જશે વેપ, કલંક રહેશે કૂડું.
છે કોણુ રંક કે રાણિયો, રૂપ વૃદ્ધ ને બાળનું;
શામળ કહે રાખ્યું નવ રહે, સર્વ ચવેણું કાળનું.

### સોકયવિષે છપા.

હસ્તિ સિંહને પ્રીત, પ્રીત વાઘણને હરણી;
ગરૂડ સરપને પ્રીત, પ્રીત તીમર ને તરણી.
ઉંદર બલાડી પ્રીત, પ્રીત મીની ને શ્વાન;
પ્રીત સરપને નોળ, પ્રીત લંપટને ધ્યાન.

વળી પ્રીત વિપ્રને વરતિયા, પ્રીત અસુર સુરલોકની;
શામળ કહે તેવી પ્રીત સઉ, સકળ સૃષ્ટિમાં સોક્યની.
પ્રીત તેતરાં બાજ, પ્રીત કાગળ ને પાણી;
પ્રીત સતી ગુણિકાય, પ્રીત આટો ને ધાણી.
પ્રીત અગ્નિ ને નીર, પ્રીત સાચા જૂઠાની;
પ્રીત ચોર ને શાહ, પ્રીત રિઝવણ રૂઠ્યાની.
એ પ્રીત વેર લાખો ગમે, કહે શામળ કહું શું કથી;
સૌ દુખમાં દુખ સંસારમાં, સોક્ય સમાન કશું નથી.
અંધાને દુખ આંખ, સારૂં નરતું નવ દેખે;
બેરાને દુખ કાન, રાગ પૂરણ નવ પેખે.
રોગીને દુખ રોગ, ભોગ એકે નવ ભાવે;
ભિક્ષુકને દુખ એક, છેક ભીખારિ કહાવે.
એવાં તો દુખ અનેક છે, પંગાને દુખ પગ તણું;
શામળ કહે સ્ત્રીને સોક્યનું, છે દાવાનળ દુખ ઘણું.

**પતિની સાથે રહેવાવિષે છપા.**

પિતા ઘેર જે પુત્રિ, હોય રિદ્ધી પણ રાંડી;
બોલે પુંઠળ લોક, કહે જે કંથે છાંડી.
પિતા ઘેર જે પુત્રિ, કુટુંબ કહાવે ખોટી;
ભોજાઇ બોલે ભુંડ,. કહે આ કરમે ચોટી.
ધનહીન હોય ઘરનો ધણી, પિતા હોય પૃથ્વીપતી;
પણ સ્ત્રી તે શોભે સાસરે, શામળ કહે તે તો સતી.
નર પાખી જે નાર, છેક હળવી તે તરણું;
નર પાખી જે નાર, હોય રણમાં જ્યમ હરણું.
નર પાખી જે નાર, નીચું પીપળનું મૂળ;
નર પાખી જે નાર, આકડાનું એ તૂળ.
નર પાખી નારી એકલી, સૃષ્ટી સૂની સર્વ છે;
તે માન ન પામે માનની, ગળી જાય જશ ગર્વ છે.

**ભોજરાજાવિષે છપા.**

જન્મ્યો જ્યારે ભોજ, પિતા તો મૃત્યુ પામ્યો;
કાકે મોટો કર્યો, વેદના સઘળી વામ્યો.

કાકાને સુત પાંચ, ગૂણ હિણ મૂર્ખ ગણાયા;
ભોજ પરાક્રમ પ્રૌઢ, સુજશ જગમાંહિ જણાયા.
કાકે પરઠ્યો શિર કાપવા, વ્યાધે ત્યાં વનમાં કહ્યું;
તું સમર ભાઇ શ્રીરામને, જાણ ભોજને ત્યાં થયું.
લખ્યો પત્ર એક તત્ર, ગયા માંધાતા મહિપત;
ગયા રામ રાવણે, ગયો દુરજોધન ધનવંત.
ગયા પાંડવો પાંચ, ગયા સુરનાયક ઇંદ્રે;
ગયાજ નળ નહૂષ, ગયો હુંશી હરિચંદ્રે.
પૃથવી ઉપર કઈ પ્રગટિયા, પૃથવીમાં સઉકો શમ્યા;
કો સાથે પૃથવી નવ ગઇ, ગુણ કોઇના પણ નવ ગમ્યા.

## ભોજની સભાવિષે.

સભાપંડિત શત સાત, વદે વ્યાકરણ સુવાણી;
જોશી આઠ હજાર, અગમની જુગતી જાણી.
વૈદિક વેદ હજાર, ભેદ ભારતના ભાળે;
અગ્નીહોત્રી અયુત, આવસત પ્રયુતજ પાળે.
નાટક ચેટક નિત્ય નવનવા, ચારણ ભાટ કવિત ભણ્યા;
ભરપૂરણ ભોજ સભા મળી, શામળ કહે છે નહીં મણા.
એકસંથો કાળિદાસ, બેસંથો માઘ પ્રમાણું;
ત્રણસંથો નૃપ ભોજ, ચોસંથી સભા વખાણું.
નવું કવિત કે શ્લોક, નવી કો વાત બનાવે;
સવા લાખની સરસ, ભોજ મનમાની લાવે.
ભંડારથકી પાછો વળ્યો, તો તેને બમણું જડયું;
શામળ કહે તેથી ભોજનું, બમણ ભોજ નામજ પડયું.
દિવ્ય દેવાંશી દેહ, મેહ જેવો મન ગરૂવો;
કરણ સમો દાતાર, સાત સાગરવત સરૂવો.
નિર્મળ શશિવત નામ, કામ હરિચંદ્રજ સત્યે;
પૂરણ રવિ પ્રતાપ, આપ રાજા બળિ પ્રતે.
છે જોડ જુધિષ્ઠિર સારિખો, લાયક જન લક્ષમાં લહે;
તે ભોજ ભલો ભડ ભૂપતી, કવિ શામળ કોડે કહે.

## પિતાના હેતવિષે છપા.

પુત્ર કરે જો પાપ, પિતા તે પુણ્યજ જાણે;
પુત્ર કદિ દે દુઃખ, પિતા તે સૂખ પ્રમાણે.
પુત્ર કરે જો હાણુ, પિતા તે લાભજ લેખે;
પુત્ર વદે જો જૂઠ, પિતા દિલ સત્યજ પેખે.
અવગુણુ અસંખ્યધા પુત્રના, પિતાને મન તો લાડ છે;
શા ગુણુ ઓશીકળ કીજિયે, પૂર્ણ પિતાનો પાડ છે.
પુત્રતણો વીજોગ, તેથિ દાવાનળ રૂડો;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ જળમાં બૂડયો.
પુત્રતણો વીજોગ, તેથિ શુભ ડસવો સાપે;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ તપવું તાપે.
મહાદુઃખ નહીં મરવા તણું, દુઃખ નહીં તન રોગનું;
પણ ક્રોડ દુઃખ શામળ કહે, પોઢું પુત્ર વિજોગનું.
પ્રીતી ભલેરી તાત, મહાપ્રીતી માતાની;
પ્રીતી સગાં સમસ્ત, પ્રીત ભારે ભ્રાતાની.
પ્રીત ઘણી મોશાળ, પ્રીત પણ શ્વસુર પખાની;
પ્રીત ઘણી પ્રિયનારી, પ્રીત શુભ સ્નેહિ સખાની.
છે પ્રીતિ અધિક પ્રકારની, કહે શામળ કોડે કથી;
પણ અધિક પ્રીત અંતરતણી, સપુત સમાન સરસ નથી.
જેણે ચડાવ્યાં આળ, બાળ રમતાં રોવરાવ્યાં;
સ્ત્રીવધ ગોવધ બ્રહ્મ, હત્યાદિક પાપ કરાવ્યાં.
પ્રિય સાથ કરિને વેર, ઝેર દેઈને જર હરિયાં;
કર્યાં ગર્ભ કઈ પાત, ઘાત કૂટંબે કરિયાં.
પાડયા વિછોહ નર નારિને, ભંગ કર્યો ઘરસૂત્રનો;
પામે પોતે તે પાપથી, વિજોગ પ્યારા પુત્રનો.

## મોટા લોકવિષે છપા.

મોટા કેરૂં છિદ્ર, કાઢશે તે દંડાશે;
મોટા સાથે વેર, કરે તો સ્ત્રી રંડાશે.
મોટા સાથે પ્રીત, પિડા કોઇક દિન કરશે;
મોટા સાથે મમત, કિધે વણુ મોતે મરશે.

વળિ મોટાને જે ગુણ કરે, તે આટાલૂણે જશે;
રૈકનિ કિરતિ રાજા કને, કરશે તે દુખિયો થશે.
મોટા પાસે ગેહ, કિજે તો ઘોડાં બાંધે;
સગપણ મોટા સાથ, કિજે તો કાળજું રાંધે.
મોટા આવે ઘેર, સવારથને તો તાકે;
મોટાથી વેહેવાર, કરે તે આખર થાકે.
જે મોટા જન મૂરખમના, તે સાથે નવ બોલિયે;
શામળ કહે એવા આગળે, મન પડદો નવ ખોલિયે.
મોટા સાથે વેર, કરે તે કારજ કુડું;
મોટા સાથે વેર, કરે તો ભાગ્યજ ભુંડું.
મોટા સાથે વેર, થયું તો જીવજ લેશે;
મોટા સાથે વેર, કરે તે કેદ રહેશે.
માનિયે વાત મોટા તણી, કદિ નિંદા નવ કીજીયે;
શામળ કહે પ્રીતી પૂર્ણ જો, પણ મોટાથી બીજીયે.
કરે ચોરિ જે ચોર, એક દિન શીશ કટાવે;
કરે જારિ જે જાર, માન મરજાદ મટાવે.
કરે ચાડિ જે ચાડ, સુજશ જોતામાં જાય;
નિર્ધનનો વેપાર, કદી દેવાળું થાય.
જે મોટા સાથ મમત કરે, મોત વિના નિશ્ચે મરે;
નીરાશ રહ્યાથી પણ નકી, કેમ અરથ એકે સરે.

## સહજ વેરવિષે છપા.

વેર કૃપણ દાતાર, દેખિને દીલમાં દાઝે;
વેર વ્રતિકને વિપ્ર, પરસ્પરના મત ભાજે.
વેર શ્વાન માંજાર, વેર તો ગરૂડ અહીને;
વહુ સાસુને વેર, વેર ગજરાજ સહીંને.
વળિ વેર પાપિ પુણ્યવંતને, વળિ ઓરમાયા ભાઇને;
એ સહજ વેર શામળ કહે, બેહેનૂ અભાગણિ બાઈને.
વેર ભર્મને કર્મ, વેર શોક્યો જ્યાં સરખી;
પાટીદાર પટેલ, વેર ઇજારા કરખી.

વેર વણુજ અવિવેક, વેર ભિક્ષાપર ભિક્ષા;
વેર મૂર્ખને મિત્ર, શાણપણથી દે શિક્ષા.
એવાં વળિ વેર અનેક છે, નાઈ ઉપર નાઇ જશે;
વળિ સદા વેર શામળ કહે, સદગુણને દુર્ગુણ વિષે.
પિતા તણો હણનાર, એહ પણ વેર અનેરૂં;
હણે નારિ કે પુત્ર, તેહ પણ વેર ઘણેરૂં.
કરે નિત્ય અપમાન, કલંક ચડાવી કોપે;
હરે ભૂમિ ઘરસૂત્ર, લાજ લોકોમાં લોપે.
પણ હાડવેર એથી અધિક, શામળ ભટ સાચું ભણે;
જે જુલમ વેર તો જારિનું, હત્યા કરતાં નવ ગણે.

## રાજાવિષે છપા.

રાજાનો વિશ્વાસ, કરે વણ મોતે મરશે;
રાજાનો વિશ્વાસ, કરે ધન ધીરજ હરશે.
રાજાનો વિશ્વાસ, કરે તો રામજ રૂઠ્યો;
રાજાનો વિશ્વાસ, કરે તો કાગજ ખૂટ્યો.
રાજાનો મિત્રજ માનશે, કહું ડહાપણ તો શું કથી;
કવિ શામળ કહેછે કોઇનો, મહિપતિ મિત્ર સુણ્યો નથી.
રૂઠ્યો વિપ્ર દે શાપ, રૂઠ્યો કિંકર કર જોડે;
રૂઠ્યો શત્રુ દે દાવ, માન મરજાદા મોડે.
રૂઠ્યો પડોશી પાપ, ખોટિ ચુગલી જઇ ખાય;
નારિ રૂઠે જો નીચ, મરે કે નીકળી જાય.
રાજા રૂઠ્યો રીદ્ધી હરે, જશ જરનું જોખમ કરે;
તે ધરમ શરમને નવ ગણે, દુખ દેતાં દિલ નવ ડરે.
કહે દિવસને રાત, રાતને દિવસ કહેછે;
હાહા કહેછે સર્વ, લક્ષ સઉ લાજે લેછે.
જળસ્થાને સ્થળ કહે, કહે સ્થળસ્થાને નીર;
વીરને વેરી કહે, વેરીને કહેછે વીર.
ચપટીઓ વજાડે લાખ જણ, બળિયા બોલે બળ કરી;
કહે ખરૂં ખરૂં ખોટું નહી, કોઈ ન ત્યાં પુછે ફરી.

તેડું ભલું શત્રુનું, દામ કામે દેડાવે;
તેડું ભલું કો દુષ્ટ, દેશ છળ કરી છંડાવે.
તેડું ભલું યમરાજ, જીવ જલદી લઇ જાય;
તેડું ભલું લેણદાર, લેણું લઇ મારગ થાય.
શુભ તેડું તાવ તરિયા તણું, સિંહ સર્પ વિષપાનનું;
શામળ કહે ભુંડું સર્વથી, દુખ તો તેડું દિવાનનું.
કોઈ સમે દે દ્રવ્ય, કોઈ વેળા મન મેલે;
કોઈ સમે કરે કોપ, કોઇ વેળા ખુશિ ખેલે.
કોઈ સમે શિરપાવ, કોઇ વેળા લે લૂટી;
કોઇ સમે રહે રાજી, કોઈ વેળા રહે રૂઠી.
જુદા ઘડી ઘડીમાં ગુણ ઘણા, શામળ સત્ય કહે સહી;
બહુ દીઠા ને બહુ સાંભળ્યા, નૃપતિ મિત્ર કોના નહીં.

## વાણિયાવિષે છપા.

જીવ દયા પ્રતિપાળ, આળ એકે નવ બોલે;
ન્યાવટ શાવટ નેક, ધર્મની ધારણ તોળે.
સદાવ્રતની સાખ, લાખ ઠેકાણે લહિયે;
પુણ્ય વાતમાં પૂર, નૂર કુળ સુદ્ધે કહિયે.
માનેછે મોટા મહિપતી, દેશ વિદેશ કોઠી કરે;
શામળ કહે શા સુલતાન સમ, એમાં નવ અંતર ધરે.
અધર્મ કે અભિમાન, ગાન કે તાન ગણે નહિ;
નિંદા નીચ સ્વભાવ, ભુંડું મુખ વેણ ભણે નહિ.
વણિકમાંહિ ગુણ વીશ, રીસનો ન ચડે રંગે;
ચોરી ચાડી જૂઠ, અહંપદ ધરે ન અંગે.
કદિ ગાળો કોઈક દે ઘણી, પાછી વાળિ ન જાણિયો;
વળિ પુંઠ ન બોલે પારકી, વ્યવહારી જે વાણિયો.
વીશ વસા નહિ વણિક, જિભે જે જૂઠું બોલે;
વીશ વસા નહિ વણિક, પેટનો પડદો ખોલે.
વીશ વસા નહિ વણિક, ઉતાવળિયો જે થાયે;
વીશ વસા નહિ વણિક, વનિતાશું વહેવાયે.

વળિ વીશ વસા તે વણિક નહિ, ચડ્યો રાવળે જાણિયો;
જે સત્ય તજે શામળ કહે, વીશ વસા નહિ વાણિયો.

વાસ નહીં જ્યાં વણિક, નગર તે ઉજડ કહેવું;
વાસ નહીં જ્યાં વણિક, રાતવાસો નવ રહેવું.
વાસ નહીં જ્યાં વણિક, કશો વેપાર ન કરવો;
વાસ નહીં જ્યાં વણિક, તહાં ભંડાર ન ભરવો.
વિદ્યા વિવેક વૃદ્ધિ નહીં, વસે નહીં જ્યાં વાણિયો;
એ અધિક અઢાર વરણ વિષે, શામળ જુગતે જાણિયો.

ભોગી ભૂપ સમાન, દયાળુ દાતા દાનો;
વણજ વજીરી વકીલ, મહીપતિનો મન માન્યો.
નાણાવટમાં નેક, કોઇ કંદોઇ કણિયો;
દોશી દાસ દલાલ, ભલો ભંડારી ભણિયો.
ગુણ સાગર દિલ ગરૂઓ ઘણો, લેણ દેણ લાય, લહ્યો,
સુવિચારિ વિવેકી વાણિયો, શામળભટ કવિયે કહ્યો.

દૃઢ હઇયાનો ધીર, નીરમાં નાણાં નાંખે;
દિલનો ડાહ્યો દીઠ, તોતળી ભાષા ભાખે.
ઉપજે આગળ બુદ્ધિ, સમા પરમાણે સૂઝે;
કરે લાખનો વણજ, ઘણો નાણા વિણ ઝૂઝે.
કોશર કોડી કેરી કરે, ખરચ ક્રોડ જશ જાણિયો;
છે ચાર વરણમાં ચતુર નર, વિવેકી જોતાં વાણિયો.

સેવો નિરદય નીચ, સેવો વસવઇયા વાટૂ;
સેવો કોઇ અકરમિ, ખાત્ર પાડૂ કે ખાટૂ.
સેવો ભાંડ ભવાઇ, સેવજો જાચક જોગી;
સેવો વરણ અવરણ, સેવજો ભીક્ષા ભોગી.
સેવજો કાછિયા માછિયા, ઠગ ગોલા કે ઠાણિયા;
શામળ કહે અર્થ સરે નહીં, વખાણિ સેવ્યે વાણિયા.

## સદ્‌ગુણ દુર્ગુણવિષે છપા.

ઇંદ્ર વારણા હોય, કોય ખાંતે નવ ખાય;
આવળ કેરાં ફૂલ, તેથી સુગંધ ન પમાય.

આકળ કેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્વળ હોય, હંસને કામ ન લાગે.
દેખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણ વિણ રૂપ કહો કશાં.
કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક છળભેદજ છંડે.
પરધન ને પરનાર, તજે પરનિંદા પ્રીતે;
સત્ય સાથ સંબંધ, રજોગુણ રાખે રીતે.
દે દાન માન સનમાન શુભ, પરમારથ પ્રીતે કરે;
જો ગૃહસ્થમાં ગુણ એટલા, તો ઈકોતેર ઉદ્ધરે.
છાનું ન રહે પુણ્ય, રહે નહિ છાની છત્યે;
છાનું ન રહે ખૂન, છાનિ ન રહે ગુણ ગત્યે.
વઘા છાનિ ન રહે, રહે નહિ છાની પ્રીતી;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતી.
દાતા ઝુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળિ દાન માન સનમાન શુભ, છાનિ ન રહે સિદ્ધિ રિદ્ધી.
છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડુંડી.
છાનો ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા.
વળિ વિદ્યા છાનિ રહે નહીં, લીલા લેહેર લક્ષ્મી તણી;
કદિ છાનું પાપ રહે નહી, ખોદિ ઘાલ પૃથિવી ખણી.
રાજાને તે સાલ, ફટાયો ભાઈ ફૂટે;
એક પ્રજાને સાલ, ભૂપ વણ વાંકે લૂંટે.
વેપારીને સાલ, પટંતર પટકુળ નાંખે;
પુરૂં પુરૂષને સાલ, ભામની ભુંડું ભાખે.
શામાને સાલજ શૌક્યનું, મુરખને વિદ્યાતણું;
જે નર નવ માને નારને, સ્ત્રીને સાલે તે ઘણું.
ભલેજ જાયો જંન, જેથિ સુખ પ્રાણી પામ્યા;
ભલેજ જાયો જંન, જેથિ દુનિયા દુખ વામ્યા.

ભલેજ જાયો જંન, દાન દાતા કહેવાણો;
ભલેજ જાયો જંન, સદા સદગુણી ગણાણો.
જનનીએ જનો ભલે જણ્યા, શૂર પૂર દાતા ભગત;
શામળ તે ભલેજ જનમિયા, જેથી સુખ પામ્યું જગત.
ધન્ય તેહની માત, પુણ્ય ઉપર જો પ્રીતી;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતી.
ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે.
ધન્ય ધન્ય તો માતા તેહના, દરીદ્રતા કવિની દળે;
કહે શામળ તે સૌથી વડો, બાકી બીજા બહુ મળે.
ધિક માતાની કૂખ, કરી ચોરી કે ચાડી;
ધિક માતાની કૂખ, અકલ ફેલાવી આડી.
ધિક માતાની કૂખ, દુઃખ દુનિયાને દેતા;
ધિક માતાની કૂખ, જગતમાં અપજશ લેતા.
શામળ કહે શિદને જનમિયા, ભુંડિ વાત ભાવે ભણ્યા;
વનિતા ન રહી શે વાંઝણી, લપોડ શંખ જેણે જણ્યા.
સાસુ કેરૂં કલંક, પાપણી વહુ પ્રકાશે;
કુમિત્ર મિત્ર કલંક, વિશ્વ સગળામાં વાસે.
શેઠ તણુંજ કલંક, ખુની વાણોતર ખોલે;
કંથ તણુંજ કલંક, બુદ્ધિહીણી સ્ત્રી બોલે.
આપણે ઠામ દેખાડિયો, કલંક બોલે આપણું;
શામળ કહે તેનું પરખિયે, પ્રથમથીજ લુચ્ચાપણું.
હાસથકી બહુ હાણ, હાસથી ગુરૂઆ ગાંજે;
હાસથી હોય કલેશ, હાસથી ભવ જન ભાંજે.
હાસથી રૂઠે રાય, હાસથી હીમત હારે;
હાસથકી જશ જાય, હાસ વણ મોતે મારે.
હસવાથી હુંશ પહોચે નહી, હસે ખોડ લાગે ખરી;
શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદિ મશકરી.

## દાતાવિષે. દોહરા.

દાતાથી મોટો નહિ, દાતાથી નહિ શૂર;
દાતાથી ડાહ્યો નહી, પ્રતાપ જેનો પૂર.
બહોતેર કળા બુદ્ધિ વધે, ચઉદ વિદ્યા ચિત્ત ચાહાય;
દાતાગુણ જેમાં વસે, બહોળો જશ બંધાય.
કળ વિકળ જાણે નહી, દીલથી હોય દાતાર;
વિશંભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર.
સોમાં શુરો કોઇક નર, લક્ષે કોઇ દાતાર;
પંડિત નર પરખી શકે, ધન્ય એનો અવતાર.
શરીર આપવું સોહલું, દોહલો દેવો દામ;
દાતા ધન ધુળવત ગણે, તે નહી ઠામે ઠામ.
જીવત જગતે જશ વધે, સ્વર્ગસમુ સુખ થાય;
કૃપણ હોય કોટી પતી, આપ હાથે નવ ખાય.

## કૃપણવિષે દોહરા.

અગ્નિ ચોર હાકમ લિયે, રહે કહીં દાટયો દામ;
કરપિ છોરાં કરગરે, ન મળે વપુ વિરામ.
કોને ધન શત સહસ્ત્રધા, કોય કરોડો લાખ;
નિરખી હરખે સુમ નર, રહેછે અંતે રાખ.

## છપા.

જેમ ઘાંચિનો બળદ, રાત દિવસે તે ફરિયો;
જયમ ગદ્ધો ગુણહીણ, ભાર અણલેખે ભરિયો.
પાડો જેમ પખાલ, પુંઠપર પરઠે પાણી;
વેઠે પકડયો વીર, તરફડીને તે તાણી.
જર રળ્યો રોજ થઇ રાંકડો, વેઠી દુખ વધારિયો;
શામળ નવ ખાધો ખરચિયો, જીતી બાજી હારિયો.
જર જોતામાં જાય, ચોર કે હાકમ લૂટે;
જર જોતામાં જાય, જુઓ જર ખાતાં ખૂટે.
જર જોતામાં જાય, ઉઠે જો આગ્ય સજોરી;
જર જોતામાં જાય, ચડે ચાડી કે ચોરી.

જર જાવા બેસે જે સમે, રાખ્યું ઘડી રહે નહીં;
શામળ કહે જાય સમૂળગુ, કહો મૂખ ને શું કહીં.

## લોભવિષે છપા.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળિ ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાગે.
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોંટે કુળ કર્મે.
સન્માન માન મોટમ મટે, શુદ્ધ કુળમાં શૂળ છે;
શામળ કહે શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે.
વાણું સાંજ સવાર, મધ્ય સંધ્યા મધ્ય રાતે;
ઘડી પલક ને પહોર, આજ કાલે પરભાતે.
રવી સોમ શનિવાર, ત્રીજ તેરશ ત્રયવેળા;
શરદ શિશીર વસંત, ભુવન ભૂવનમાં ભેળા.
કૃત આદિ યૂગઅંતે કળી, શુદ વદ સર્વે સમાયછે;
શામળ આશા તો અમર છે, જુગ બાધા વહિ જાયછે.
જાય લોભથી જીવ, દૈવપણ લોભે રૂડે;
ભવન કરી દે ભસ્મ, લોભનો અગ્ની ઉડે.
હોય લોભથી હાણ, જાનપણું લોભે જાય;
લોભે હીમત હીન, દીનપણું લોભે થાય.
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ શામળભટ સાચું ભણે, લોભ પાપનું મૂળ છે.
લોભે તૂટે પ્રીત, લોભથી હીત ન હોય;
લોભે ચોરી ચાડિ, કરે કુળવંતા કોય.
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાય;
લોભે જાય વિદેશ, લોભથી ગાણું ગાય.
લોભી સગળો સંસાર છે, હોય જેથિ પણ હીનતા;
શામળ બહુ લોભી બે જણાં, વિપ્ર અને વળિ વીનતા.

## આશા.

આશા ઊંડી ખાડ, પહાડથિ થાય ન પૂરી;
હેમ મેરૂસમ હોય, તોય પણ રહે અધૂરી.

આશા નીર અથાત, બહૂ જન તેમાં બુડ્યા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભુંડા.
શૂરા પૂરા પંડિત સઊ, ભણ્યા ગણ્યા ભૂલા ભમ્યા;
આશારૂપી અરણુવ જળે, શામળ કહે સઊ શમ્યા.
ગળે અઢારે અંગ, ગળે નાસા ને નેણાં;
પળે મુંડ ને તુંડ, વદાયે વિપરિત વેણાં.
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે;
ધાતુ સરવનો ધ્વંસ, કશું સંભળાય ન કરણે.
ઇંદ્રિયો બધિયે અડવડે, અહાર નિદ્રા પણ ઘટે;
શામળ કહે તૃષ્ણા શતગુણી, મનમાં વધે નહી મટે.
અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જૂએ;
અર્થી ન માને શાપ, પાણી પરિયાનું ખૂએ.
અર્થી કૂડાં કામ, કરે એકે નવ બીહે;
અર્થી બોળે નામ, લાખ લાંછન શિર લિયે.
અર્થી તો જિવ આપે ખુએ, અર્થી અવગુણ નવ ગણે;
અર્થી આંખે દેખે નહી, શામળ ભટ સાચું ભણે.

## અંધ કોણ ?

કામી કહિયે અંધ, અંધ લક્ષ્મીનો લોભી;
અંધ સવારથ સર્વ, અંધ મેલો મંન મોભી.
અંધ અદેખો આપ, અંધ ચોરી ને ચાડી;
અંધ અહંપદ ઊર, અડાવે વાતો આડી.
એવા અનેક તો અંધ છે, કાં નર ને કાં નારિયો;
શામળ કહે અંધ અતી ઘણા, જે જન ઇછે જારિયો.
લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે;
લોભ કપાવે શીશ, લોભ ગુણ જ્ઞાન ઘટાડે.
લોભે જાય તણાઈ, લોભ સુખ સર્વ શમાવે;
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીશ નમાવે.
દુખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમાં;
કવિ શામળભટ સાચું કહે, લોભી પડશે નરકમાં.

### ભીખવિષે છપા.

ભીખમાંહિ નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખમાંહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખૂએ;
ભીક્ષુક ઓછું પાત્ર, ભીખ સામુ કો જૂએ.
છે વરણ તુછ તે સરવથી, ભીખ હોય હલકા બહુ;
કવિ શામળ કહે શાણા સુણો, ભિખથી ભુંડું શું કહું.

### દોહરા.

મોતથી ભુંડું માગવું, ધર્યો જન્મ તે ધીક;
કહેવો દાતા સૂમને, ભૂંડી સૌથી ભીખ.
કાયર સૂર વખાણવો, કૃપણ કહી દાતાર;
નીચને ઊંચ વખાણવો, ભારે ગ્રહેવો ભાર.
અધર્મિ હોય અભાગિયો, અધિક જણાવે હઠ;
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભઠ.
ગુણી કહેવો ગુણહીનને, સ્વલ્પ જ્ઞાની શઠ;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભઠ.

---

## પ્રશ્નોત્તરવિષય છપા.

### પ્રશ્ન.

કોણ પૃથ્વિથી પ્રૌઢ, કોણ અણુથી પણ નાનો;
કોણ પવનથી પહેલ, કોણ દેવોથી દાનો.
કોણ વિધુથી વિમળ, કોણ અગ્નીથી તાતો;
પયથી ઉજ્વળ કોણ, કોણ મદિરાથી માતો.
વળિ કવણ તેજ તરણીથકી, કોણ શર્કરાથી ગળી;
કવિ શામળ કહે ઉત્તર કહો, પૂરણ પહોચે મન રળી.
સ્વર્ણથિ શોભે કવણ, કવણ કુશકાથી સોંઘો;
કવણ તરણથી તુછ, કવણ મણિથી છે મોઘો.
કવણ બરાસથિ બેહેક, કવણ કાજળથી કાળો;
કવણ લોહથી કઠણ, કવણ બાળકથી બાળો.

વળિ કવણ વીંછિથી વેદના, કવણ સરવથી છે ગળી;
શામળ મેલું શું મેશથી, કહો તો પહોચે મન રળી.

## ઉત્તર.

મહિથી મોટો દાનિ, અણુથી લોભી નાનો;
પવનથિ પેહેલું મન, વિવેક વિબુધથી દાનો.
ચંદ્રથિ નિર્મળ ક્ષમા, ક્રોધ અગ્નીથી તાતો;
દુધથી ઉજ્વળ સુજશ, અમલ મદિરાથી માતો.
છે તેજ તરણિથી નેત્રનું, ગરજજ સાકરથી ગળી;
કવિ શામળ કહે ઉત્તર કહ્યો, પહોચી તેની મન રળી.
જાચક તૃણથી તુછ, મણીથી સદગુણ મોંઘો;
સ્વર્ણથિ શોભે સપુત, ગરીબ કુશકાથી સોંઘો.
કીર્તિ બરાસથિ બેહેક, કપૂત કાજળથી કાળો.
સૂમ લોહથી કઠણ, અજ્ઞ બાળકથી બાળો.
દુરવચન વીંછિથી વેદના, મિષ્ટ વાણિ સઉથી ગળી;
છે કલંક મેલું મેશથી, પહોચિ તેની મન રળી.

## શું તજવું ?

પરહર મનવિણ દાન, હેત વિણ પરહર જાવું;
પરહર બાળશું ખ્યાલ, ચાહવિણ પરહર ચાહાવું.
પરહર વડાશું વેર, મિત્ર પરહર જે ઘાતી;
પરહર લંપટ ગુરૂ, દુષ્ટની પરહર જાતી.
પરહર જે મીઠો લાલચી, પરહર લાંચ લે પાંચમાં;
શામળ કહે પરહર પ્રેમદા, અન્ય પુરૂષની આંચમાં.
બાળ પરાણે પ્રીત, બાળ નિરધનનું જીવ્યું;
બાળ કુબુદ્ધી બૂધ, બાળ ખારૂં જળ પીવું.
બાળ સૂમની સેવ, બાળ કપટીઘર નાણું;
બાળ ચુગલિની ચાલ, બાળ બકરી દૂઝાણું.
વળિ બાળજ વસવું સાસરે, બાળ બનેવી ઘર જવું;
શામળ કહે બુદ્ધી બાળ જે, દરીદ્રિ થઇ ડાહ્યા થવું.

## નઠારૂં શું ?

બાળ મુરખનું મેળ, બાળ જે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણુમળતે મળવું.
બાળ ગુણવિણ રૂપ, બાળ વગડામાં વસવું;
બાળ બહુ બકવાદ, બાળ હરદમ જે હસવું.
વળિ બાળ ઉપાસન ભૂતનું, બાળ વિદ્યાવિણ નામને;
વળિ બાળ દેહ દાતાર વિણ. બાળ વૃદ્ધવિણ ગામને.
બાળ વસવું મોસાળ, બાળ સ્ત્રીવણ સુખ ઘરનું;
બાળ બનેવી ઘેર, વશીને ભરણ ઉદરનું.
બાળ દિકરિના દામ, બાળ શત્રૂઘર શરણે;
બાળ કુંડળો કાન, કથા ન શુણી કદિ કરણે.
બાળો પરવશ પેટારથી, આદર વિણ ઉદર ભરે;
શામળ કહે બહુધા બાળ જે, સપુત વસે સસરા ઘરે.
બાળ માગવી ભીખ, બાળ કાશદિયું કરવું;
બાળ ચોરિનૂં ચિત્ત, પારકું ધન જે હરવું.
બાળ વૈતરૂં વેઠ, ભાર લેવો નિત્ય શીશે;
બાળ પુરૂષ પરવશ, દીનતા નિશદિન દીશે.
વળિ બાળ પંથ જે પાપનો, બાળ એકલ શૂરા થવું;
શામળ તે ધંધો બાળ જે, વિદેશ જનમારો જવું.

## શેને ધિક્કાર છે ?

ધિક શૂરાનું શસ્ત્ર, જો કદી કાયર કહાવે;
ધિક ગુણિજનના ગૂણ, ન ગુણના ગુણ જો ગાવે.
ધિક જાચક જગમાંહિ, કૃપણ આગળ કર ઓડે;
ધિક કવિતા કવિકેરિ, કૃપણના જશ જો જોડે.
ધિક્કાર પવિત્ર સુપાત્રને, કુપાત્રશું રંજીત રહે;
શામળ ધિક વિદ્યા ચાતુરી, ગરથ કાજ સદગુણ ગ્રહે.

## શા ભોગ ?

ભામનિ ભૂંડી ભોગ, ભોગ ઘેલું ઘરસૂતર;
પાળક કૃપણે ભોગ, ભોગ જે પુત્ર કપૂતર.
ભોગ દેહમાં રોગ, ભોગ જે પાપે રળવું;

વાલા વિજોગ ભોગ, ભોગ વણમોતે મરવું.
મહાભોગ પ્રેમ પરનારિશું, ભોગ મમત મુરખપણું;
મહાભોગ ભક્તિ ભાવે નહી, ભોગ એટલાંને ભણું.

કોણ મુઓ ?

મુઓ મુરખને જાણ, મુઓ જે નારિ કુનારી;
મુઓ દેહ ક્ષયરોગ, મુઓ જે રણશિર ભારી.
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે;
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળતું પાપે.
જન મુઓ જેહ પરવશ પડ્યો, મુઓ જે વનિતાવશ હવો;
કવિ શામળભટ સાચું ભણે, માનહીણ માણસ મુઓ.

કોણ જીવ્યો ?

જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શૂરો.
જીવ્યો ભાવિક ભક્ત, જિવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો કિરતીવંત, જિવ્યો કવિયેજ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો, જેનિ આશ સઉકો કરે;
શામળ કહે જીવ્યો તેહ જન, જે સંકટ પરનાં હરે.

પ્રશ્ન.

પ્રથમ પાણિ કે પવન, પ્રથમ ક્ષીતી કે ખગ્ગા[1];
પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા[2].
ધણ કે એરણ પ્રથમ, પ્રથમ મરદજ કે મેરી;
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ, પ્રથમ આંબો કે કેરી.
વિદ્યા કે વિપ્ર પ્રથમ કહો, પ્રથમ દિવસ કે જામની;
શામળ કહે જાણો તો કહો, પ્રથમ કંથ કે કામની.

ઉત્તર.

નહિ પાણી કે પવન, નહી ક્ષીતી કે ખગ્ગા;
નહી બીજ કે વૃક્ષ, નહિ ઔષધિ અગ્ગા.
નહીં એરણ ધણ નહી, મરદ કે નહિ નહિ મેરી;
નહીં વૃષ્ટિ કે સૃષ્ટિ, નહીં આંબો કે કેરી.

---

૧ પક્ષી. ૨ પર્વત.

નહિ વિદ્યા કે નહિ વિપ્ર પણ, નહી દીવસ કે જામની;
શામળ કવિ કહેછે સમજજો, કંથનિ સાથે કામની.

### ખાવાના છ રસ.

ગુણનિધિ ગોરસ એક, બિજો ઇક્ષુરસ બાળા;
ત્રીજો રસ તાંબૂળ, મધુ ચોથો રસ માળા.
પ્રિયા આંબરસ પાંચ, છઠો સબરસ તે મીઠું;
વિશ્વવિષે વિખ્યાત, દેવને દુર્લભ દીઠું.
સપ્તમ રસ શોધ્યો નવ મળે, ખરીજ રસની ખાણ છે;
જ્યમ હીરો કોઇક હોય છે, પોઢા તો બહુ પાણ છે.
ગાવાના રસ ગણું, કંઠ સૂકંઠી પહેલો;
બીજો રસ બહુ તાળ, ત્રિજો રસ વાજાં વહેલો.
ચોથો રસ ચતુરાઇ, થકી જે બુદ્ધી બોલે;
પવિત્ર રસ પાંચમો, નામ ઈશ્વર અણ તોલે.
છઠો રસ સઉનો છત્રપતિ, જે વેળાનું ગાન છે;
શામળ કહે રસિક શિરોમણી. મોટા જનને માન છે.
દર્શન પેહેલું વિપ્ર, પ્રભૂને યત્ને પૂજે;
શુભ દર્શન શ્રીપાત, સચ્ચિદાનંદજ સૂઝે.
નિર્મળ દર્શન નાથ, શક્તિ પૂજનનો સંગમ;
વાંતિક દર્શન વેદ, પાંચમું જાણો જંગમ.
દર્શન છઠું દરવેશનું, એકજ સઉનો ઈશ છે;
શામળ કહે છઓ એકનાં, પાખંડો છત્રીશ છે.
સંસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મૂલ્યે;
ગ્વાલેરી ગુણનીધ, અપભ્રંશી તે તુલ્યે.
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે;
ચારણ ચોથી ભખિ, રાજદ્વારે શુભ રીતે.
એ ખટ ભાષા જે ખોજશે, ધારી જોતાં ધર્મ છે;
કવિ શામળ ભટ સાચું કહે, ભોગી તેના બ્રહ્મ[1] છે.
ન્યાય શાસ્ત્ર નવરંગિ, બિજું વેદાંત વખાણું;
મીમાંસા મહામુલ્ય, જુગતિ પાતાંજલિ જાણું.

---

૧ બ્રાહ્મણ.

સાંખ્ય શાસ્ત્રની સાખ, ભલા જન તે તો ભાળે;
વૈશેષિક ગુણવાન, સર્વનો સંશય ટાળે.
ખટ શાસ્ત્ર કહ્યાં તે ખોજશો, વિવેકવંતા તો થશો;
કવિ શામળ ભટ સાચું કહે, નહિ એમાં સંશય કશો.

## જીવતાને સઘળું મળે.

વાંઝણિ પ્રસવે પુત્ર, મુર્ખ પણ કવિજન થાયે;
નીર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે.
વળે કોઇ દિન વેર, ઝેર વળિ જાય જરૂરી;
ગુણકા જેવિ ગમાર, સતી તે થાયજ શૂરી.
એ રીત અનેક થયાં થશે, શાસ્ત્ર સાખ દે છે સહી;
શામળ કહે ઝાઝું શું કહું, જીવ ગયો આવે નહી.
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી.
જિવતો માંડે જગન, સુકીરતિ જીવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે.
વહાલાનો હોય વિજોગિયો, તે સંજોગી થાયછે;
પણ મુઆ કોઇ દેખે નહી, શામળ ભટ ગુણ ગાય છે.

## સુખ દુઃખ વિષે.

દુખે જાય સદબુદ્ધિ, દુખે ભણતર. નવ ભાવે;
દુખે ડહાપણ દૂર, દુઃખ કુડ કપટ કરાવે.
દુખે દેહમાં રોગ, તેજ તનનું તો નાસે;
દુખમાં લીલા લેહેર, પલક નવ આવે પાસે.
દુખ દાવાનળમાં ડૂબિયો, જરિયે શાંતી નવ જડે;
હસવું નવ આવે હેતથી, ફુલ મુખમાંથી ક્યમ પડે.
સુખે સાંભરે સર્વ, વ્યસન બહુ વિધિનાં બૂઝે;
રમતું હાસ્યવિલાસ, સ્નેહની જુગતી સૂઝે.
ભાંડ ભવાઇના ભાવ, જાન જોણુ ને જાતર;
ખટરસ ભોજન ખેલ, મહાસુખ મહિમા માતર.
દુખ દાવાનળમાં જે પડ્યો, સુખ સર્વે એનું ગયું;
હસવું ક્યમ આવે હેતથી, પિંજર બળી પ્રલે થયું.

## ઈશ્વરની કૃપા તથા આપત્તિ વિષે.

દિકરી કેડે દામ, ખરચિ જોબનમાં રાંડે;
જન્મ કુંવારા જાય, પછી ઘડપણ ઘર માંડે.
મૂકે નિરમાં નાવ, બને એવું કે બૂડે;
ધણિ પકવે બહુ ધાન, આવિ ગામોતર ગૂડે.
મનના મનસૂબા મન રહે, વિચાર્યું વાયે જાયછે;
મન મમત ઘણો મૂરખ કરે, કર્ત્તાનું કર્યું થાયછે.
જે બેસે ગજશીશ, ચરણ અણવાણે ચાલે;
ન જુએ નડકો ટાઢ, ફરે દાવાનળ ઝાળે.
જે ઘેર લાખ કરોડ, વ્યાજ ભરતા તે દીઠા;
સુતા પુષ્પની શેજ, કાશદાં કરે વરીઠા.
છે એવિ અકળ ગતિ દૈવની, સુખ ત્યાં દુખ આવી અડે;
શામળ કહે સઘળાં માનવી, સાંખે દુખ જે શિર પડે.

### દોહરા.

ભર્તા કહે શુણુ ભામની, તજ મન ચિંતા શોક;
ગમ્યું થાય જગદીશનું, ડહાપણ કરવું ફોક.
કો વેળા નવનિધ્ય ઘરે, કો વેળા નહીં દામ;
કો વેળા સેવક સહુ, કો વેળા પરકામ.
કો વેળા ખટરસ સહિત, પેર પેર પકવાન;
કો વેળા કષ્ટે મળે, મઠ કુશકા ખડધાન.
કો વેળા ગજ ઘોડલા, છત્ર ચમરની છાંય;
કો વેળા પગ પાઠવે, તાતી વેળુ માંય.
કો તક મંદીર મહેલમાં, સુખ સજ્યા ફળ ફૂલ;
કો વેળા આલોટણું, ધરણી કંટક ધૂળ.
કો તક પટકુળ પામરી, મોંઘે મૂલ્ય મગંન;
કો વેળા રણ રખડવું, નિર્લજપણે નગંન.
કો વેળા પરવત ટપે, સમરથપણે શરીર;
કો વેળા દેહ દામણી, ન પીએ હાથે નીર.
કો તક કેસર અરગજા, વપૂ ઓપાવે વર્ણ;
કો વેળા કિંકર થઇ, ચાંપે પરના ચરણ.

કો તક માણુક મોતીના, હૈયે હાટક હાર;
કરે કો સમે કાશદુ, ભારો માથે ભાર.
કો વેળા અશ્વે ચડે, દિવાન થઈ દિલ દીશ;
કો વેળા ગર્ધવ મળે, પડે મોજડાં શીશ.
કો વેળા ધ્વજ ધર્મની, સદાવ્રતની શીખ;
કંગાલ થઇને કરગરે, ભટકી માગે ભીખ.
કો તક પંચ પ્રમાણુમાં, મોટા આપે માન;
કો તક દેશવટો દિયે, કથન શુણે નહી કાન.
સમા સમાની છાંયડી, સુખ દુખ અપરમપાર;
પુણ્ય પાપ બે જોડલે, એમાં શો અહંકાર.
સાત સપૂત શોભિત સદા, મોટા જન દે માગ;
વપુ પડતાં તે વાંઝિયો, કોઇ ન મૂકે આગ.
મારૂં મારૂં મૂરખ કહે, તારૂં ન મળે તંન;
પુણ્ય પરવારે રણુ અટે, દિવસ પાધરે ધંન.
પુણ્યાઈનું ફળ સુખ છે, પાપ દુખની પેર;
પૂર્ણે કોઇ અમૃત પીએ, કોઇ હળાહળ ઝેર.
સુત સમૃદ્ધિ શરીરનો, કરશો ગર્વ ન કોય;
ભલે મળ્યું તે ભોગવો, છાયા ફરતી હોય.
રાણી દાશરથી[1] તણી, સમારે દાસિ શરીર;
અરણ્યમાં અર્ભક જણ્યો, ન મળે અન્ન કે નીર.
રઘવાઇ રઝળી રણુવિષે, જળ કારણુ તે જાય;
પડત પડે ચડતે ચડે, દૈવગતિ કહેવાય.

### હિંમતવિષે છપા.

હીમત મૂકે હાણુ, હિમત મૂકે તન ધ્રૂજે;
હિમત તજે જિવ જાય, સરસ રસ્તો નવ સૂજે.
હિમત મૂકે હમેશ, જરૂર જર ને જશ જાય;
હીમત મૂકે દામ, લેણુના દેણા થાય.
હીમત મૂક્યાથી હારિયે, ભડકી વેણુ ન ભાખિયે;
કવિ શામળ કહેછે સર્વદા, હૃદયે હીમત રાખિયે.

---

૧ રામ.

## ગરજવિષે છપા.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે;
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે.
ગરજે ગૂણ ગણાય, ગરજથી ધન પણ ધીરે;
ગરજે મોંઘો માલ, નાંખશે ઉંડે નીરે.
પામર જનને પીતા કહે, માઠા સંગ રહે મળી;
કવિ શામળભટ સાચું કહે, ગરજજ સાકરથી ગળી.
ગરજે ઘેલા સાથ, જાય ડાહ્યો પણ દહાડી;
ગરજે નિચ ઘર ઊંચ, લેજ લાખેણી લાડી.
ગરજે પંડિતરાય, મુરખની માને સેવા;
લક્ષપતી તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા.
વળિ ગરજે ગર્વ ધરે ઘણો, ગરજે રોષ મુકી રહે;
કવિ શામળ કહે વશ ગરજને, કવરણને કાકા કહે.
ગરજે સઉ વિષ વિષમ, પિયેછે પૂરણ પ્રીતે;
દંભી જનને દેખિ, નમે નર ગરજે નીત્યે.
ગરજે નિર્મળ નાર, લાજ લાખેણી લોપે.
ગરજે સુમની સેવ, ચાહે છે ચિત્તથી ચોંપે.
રાજા પણ ગરજે રંક ઘેર, પાળે પગલે પરવરે;
કવિ શામળ ભટ સાચું કહે, નેવ નીર મોભે ચડે.
ગરજે ગુણકા નાર, જઈ નર આગળ નાચે;
ગરજે જોડે હાથ, ગરજ જાચક થઇ જાચે.
ગરજે ગુણિજન થાય, ગાય ગુણવંતાં ગીત;
ગરજે શત્રૂ સાથ, પરાણે માંડે પ્રીત.
નિરમાં મુકેછે નાવડાં, તે બૂડે કિંવા તરે;
કવિ શામળ કહે ગરજે સઉ, કૂડું કે રૂડું કરે.

## સારા તો જેવલ્લા કોઈ હોય.

દાતા કોઇક દેશ, કૃપણ જગમાં બહુ જાહર;
શૂરા કોઈ સમર્થ, કોટીધા કૂડા કાયર.
પુણ્યનો ક્યાંઇ પ્રવેશ, પાપિનાં પૂર વહેછે;
સતવાદી સતિ કોઈ, કલંકી ક્રોડ રહેછે.

હરમે હરમે હીરા નહિ, પુરપુર પોઢા પાણ છે;
જાણો વિરલા જશવંત નર, અસંખ્ય પુરૂષ અજાણ છે.
શેરી શેરી બહુ શ્વાન, સિંહ સાંભળિયે કાને;
સપુત સહસ્ત્રે એક, કપુત કોટી અનુમાને.
સદવિદ્યા ક્યાંઈ શેષ, અવિદ્યા અતિ આડંબર;
ધાતુવાદિ કો ધીર, ધૂર્ત જૂઠા જગ ઝંમર.
કવિજન સાચો તો કોઇ છે, મૂર્ખ કવી બહુ માણતા;
શામળ બહુ લોક સવારથી, પરમારથ કો જાણતા.
બહુ બાંધે હથિયાર, તાણવા વેળા ત્રાસે;
બોલે બોલ અતોલ, નાણું ખરચ્યાથી નાસે.
ખાય પિયે જન ખૂબ, હોય ખવરાવે ખાંપણ;
સત્ય કોઇ સાહુકાર, ઓળવે આપી થાપણ.
બકવા કરિ બોલ બકે બહુ, પાળે કોઈક પુરપતી;
નુર રાખે નરપતી નામનું, રૂડી કરમની જો રતી.

## પાપપુણ્યવિષે છપા.

પાપે પાપની બુદ્ધિ, પાપ અતિશે દુખ આણે;
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગતી નવ જાણે.
પાપે કૂળ કલંક, પાપથી પુણ્ય પળાયે;
પાપે વટલે વંશ, પાપ સઉ અવગુણ ગાયે.
પાપે સુધર્મ ધારે નહીં, પાપ ભગાંવે ભોગને;
શામળ કહે પાપે પામશે, રગતપીત સમ રોગને.

પાપ પુજે પાખંડ, પાપિ કુળ હીણુ કહીજે;
પાપે સૂખ વિછેદ, પાપથી કેદ રહીજે.
પાપે અંધ અપંગ, પાપથી દુર્બળ દેહે;
પાપે અપજશ પૂર્ણ, પાપ અવગુણનું ગેહે.
પાપે પરિબ્રહ્મ પ્રિછાય નહિ, રગ રગ વેઠે રોગને;
શામળ કહે ફળ એ પાપનાં, પાપ ન જાણે જોગને.

પુણ્યે નાસે પાપ, પ્રજા શુભ પુણ્યે પામે;
પુણ્યે પ્રસરે કીર્તિ, વેદના પુણ્યે વામે.

પુણ્યે નહિ ગ્રહ દોષ, પુણ્ય, સજ્જનનું ભૂષણ;
પુણ્યે દેહ ન દંડ, પુણ્ય નિર્મળ નિર્દૂષણ.
વળિ પુણ્યથકી લક્ષ્મી મળે, પુણ્યે પાપ બધું બળે;
શામળ કહે પુણ્ય પ્રતાપથી, તાપ ત્રિવિધિ તનના ટળે.
છાનું કરિયે પાપ, જગત આખું તે જાણે;
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે માણે.
છાનું ખાયે ઝેર, લેર તે વેળા લાગે;
છાનો કરડે નાગ, પલક પાણી નવ માગે.
જપ તપ કે સાધન જોગનું, તે છાનાં કરવાં ઘટે;
અન્યાય અધર્મ ગુપત કરે, તેનું માન તુરત મટે.
છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે;
છાનું વાસે વેર, પોઢિ પછિ વિપત પડેછે.
છાનો કરડે વિંછિ, ચિત્તમાં લાગે ચટકો;
છાનો પાવક પડે, ભયાનક લાગે ભડકો.
જે છાનાં પાપ જગત કરે, જરૂર તે દુખ જોગવે;
પણ છાનાં પુણ્ય પ્રતાપથી, ભલાં સકળ સુખ ભોગવે.

## બહોતેર કળા વિષે.

ચિત્રકળા[૧] પોશાક,[૨] પાગબંધન[૩] કૃતિપાકે;[૪]
જમવું[૫] તરવું[૬] નીર, સ્નાન[૭] જિતવું વદિ[૮] વાકે.
ભરવે ભાવ[૯] પલંગ, બેસવું[૧૦] સૂવું[૧૧] શેજે;
બોલવું[૧૨] હિંડવું[૧૩] હોડ,[૧૪] દેવપૂજન[૧૫] અતિ તેજે.
ધરવા અંગે શણગાર[૧૬] શુભ, તિલક[૧૭] કરે દીઠું[૧૮] કરે;
ભખવું[૧૯] ને લેવું[૨૦] લાજવું,[૨૧] કળા એહ કો મન ધરે.
કરવાં લેખા[૨૨] કામ, કામરળવું[૨૩] જન રીઝે;[૨૪]
ખેતી[૨૫] વણજ[૨૬] વિવેક, સત્ય[૨૭] શુરાપણ[૨૮] લીજે.
ચડે[૨૯] ઝાડપર જુગતિ, પારધી[૩૦] પરઠે પાપે;
પંખી[૩૧] પાડે પલક, કરી મહેનત[૩૨] કરિ આપે.
હય વાહન[૩૩] કરે વિવેકથી, હાંકી જાણે હોડથી;
ઔષડ[૩૪] ને અમલજ કેળવે, શામળ સુકળા જોડથી.

પરખે નરખે[૩૫] નેહ, બોલ સહુ ગમતા[૩૬] બોલે;
ન્યાય[૩૭] ચૂકવે નેટ, ધર્મની ધારણ[૩૮] તોળે.
ગાયે[૩૯] વાય[૪૦] વિવેક, ચાહે[૪૧] ચોપગને ચિત્તે;
ઉપાસન[૪૨] આસન[૪૩], મંત્ર[૪૪] જંત્રો[૪૫] જપ નિત્યે.
પોષણ[૪૬] દોષણ[૪૭] ને દિલહરણ,[૪૮] શરણાગતને[૪૯] રાખવું;
ચોરવું[૫૦] ચિતમાં[૫૧] ચેતવું, ભણી કળા સત્ય ભાખવું.[૫૨]
દાન[૫૩] માન[૫૪] અપમાન,[૫૫] જૂઠું[૫૬] જાણું પરખાવું;
સંચ[૫૭] પ્રપંચ પાખંડ,[૫૮] દંડ દેવું[૫૯] ચિત[૬૦] ચલાવું.
તજવું[૬૧] સજવું[૬૨] સેવ,[૬૩] દેવ[૬૪] દર્શન પ્રિયમળવું;[૬૫]
કળવું[૬૬] રમવું[૬૭] રમત, દુઃખ[૬૮] સુખ શરિરે સહેવું.
વળિ પ્રીત[૬૯] રીત પગ કાઢવો,[૭૦] ખળ નવ[૭૧] જાયે ખેતરી;
નિત્ય સત્યનામ[૭૨] દિલ રાખવું, શામળ કળા બહોતરી.

### છત્રીશ વાજાં વિષે.

તાલ[૧] મૃદંગ[૨] ત્રુઇ[૩] ઢોલ,[૪] રવાજ[૫] સારંગિ[૬] સતારી;[૭]
વેણા[૮] વંશી[૯] જંત્ર,[૧૦] તંબુરો[૧૧] ને ત્રોતારી.[૧૨]
કાંસી[૧૩] નરઘાં[૧૪] ભેર,[૧૫] નફેરી[૧૬] ડફ[૧૭] શરણાઇ;[૧૮]
ભુંગળ[૧૯] શૃંગિ[૨૦] કરનાટ,[૨૧] ડાક[૨૨] ડમરૂ[૨૩] ગોમુખાઇ.[૨૪]
ખંજરી[૨૫] મંજિરા[૨૬] મોરચંગ,[૨૭] શંખ[૨૮] ઉપંગ[૨૯] નોબત[૩૦] ભલી;
એક[૩૧] બે[૩૨] ચો[૩૩] ખટ[૩૪] નવ[૩૫] બારના,[૩૬] તારતણાં છત્રિશ મળી;

### સ્વભાવવિષે છપા.

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરિ બેહેકે;
પાછળ કનકનિ પાળ, લક્ષધા મોતી લેહેકે.
ગંગા ગોમતિ નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કદિ ઉગિયો, લસણ છોડ ગંગાતટે;
બદબોઈ ઊઠે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ હોલવવા નીર;
ભુખનું ઓષડ અન્ન, બાળનું ઓષડ ક્ષીર.
તાવ ઓષડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા;
વિવેક તો વશિકરણ, સમસ્ત પ્રકારે સેવા.

ઔષડ છે એકે એકનાં, કાડે કાડે કહું કથી;
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઔષડ નથી:
કોઈ સ્વભાવે શીળ, તથા કોઈક તો તાતો;
કોઈ સ્વભાવે ઉદાર, કોઇ કરપી મદ માતો.
કોઇ જાર કો જુલમિ, કોઇ દંભી કે ડાહ્યો;
કો પાપી પુણ્યવંત, કોઈને વ્યસને વાહ્યો.
કો હરામિ ને કો હેતુવો, કો હસમુખો હરી ઘડ્યો;
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડ્યો તે તો પડ્યો.
કોઇ વરણવે વેદ, ભેદ કો ભારે ભણિયો;
કો મૂરખ મહિપત્ય, કોઇ જ્ઞાનીમાં ગણિયો.
કોઇ કરે બહુ પુણ્ય, કોઈ કહેવાણા પાપી;
કોઈ સમજ્યા નહિ સત્ય, કોઇ જપમાળા જાપી.
કો સુખદાતા સંસારને, કોઇ નીચ સઉને નડ્યો;
શામળ સ્વભાવ પલટાય નહિ, પ્રથમ પડ્યો તે તો પડ્યો.

## કણબીવિષે છપા.

પટલ પાસ પતશાહ, આપ જઈને કર જોડે;
પટલ પાસ પંડીત, જાચવા જઇ જશ જોડે.
પટલ પાસ સઉ આસ, માન મૂકીને માગે;
પટલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે.
આપેછે પટલ પસાયતાં, જગ જીવાડણ જાણિયા;
પાતશાહ વધે નહિ પટલથી, વખાણિયે શા વાણિયા.
શેઠ હોય શ્રીમંત, હોડ કણબીથી હારે;
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે.
વણિક કોટિધ્વજ હોય, તોય ગણશે લખિ લેખું;
દુર્બળ કણબિ દાતાર, ડાહ્યો કે ઘેલો દેખું.
જે જાણ હશે તે જાણશે, અભિમાની મદ આણશે;
શામળ સીમા આપ્યાતણી, માગણ મોજે માણશે.
કણબી જેવો કોય, ન દીઠો મનનો મેહેરી;
અઢળક આપ્યે જાય, અહર્નિશ સાંજ સવેરી.

સુપરે સાંખું સુરત, ખાય ખરચે ને ખેલે;
પરંભોગી પરકાજ, રિદ્ધિ ખરચે રંગ રેલે.
ભોળો કણુબી ભૂમંડળે, દેતાં પાછું નવ જુએ;
શામળ કહે બીજા બાપડા, રિદ્ધિ ખરચ્યા કેડે રૂએ.
મળે કણુબિ જો કોઇ, જાચકો તેને જાચે;
બિજો હોય બળવંત, રખે કો તેને રાચે.
ન કહે કણુબિ નકાર, શરમમાં એ શરમાશે;
જો કદિ નહીં અપાય, તોય કાયા કરમાશે.
બીજાની પેરે બળ કરી, ના પોકારી નહિ કહે;
શામળ કહે ભૂનો ભાર તો, ધોરી કે કણુબી વહે.
જાચક જે જશવંત, સુજશ કણુબીના જોડે;
માગણ જે મહામૂલ્ય, હાથ હળપતિને ઓડે.
નર્ત્તકી જે નવરંગ, નેક કણુબી પ્રતિ નાચે;
બ્રાહ્મણ ચારણ ભાટ, જરૂર કણુબીને જાચે.
તજિ મેલ વણિકને વેગળા, એથિ અર્થ તો નહિ સરે;
કર ઓડ જઈ કણુબી કને, હળપતિ ક્રોડ પતી કરે.
વાઘથી બળિયો બળદ, પૃથ્વિનો ભાર ઉપાડે;
વાઘ હણેછે જીવ, બળદ તો જગત જિવાડે.
સ્રષ્ટાયે રચિ સૃષ્ટિ, પ્રથમ તો કણુબી કીધો;
ધોરી સર્જ્યો ધીર, બંનેને ત્યાં વર દીધો.
• ઉપાડો ભાર અવનિતણો, કરો કામ ખડ અન્ન જમો;
છત્રપતિ આદિ સઉ છોકરાં, ભા ભા થઇ ભૂતલ ભમો.

### સોરઠો.

“કણુબી કેડે ક્રોડ, કણુબી કોઈની કેડે નહિ;”
ખરી એક છે ખોડ, ઉહુનું ઓષડ નહિ.

### જુદી જુદી નાતો વિષે છપા.

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની;
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની.
અઢાર વરણે એહ, અતીશે જાતજ ઓછી;
ન ગણે પુણ્ય કે પાપ, છકે તેની મતિ છોછી.

શીખામણ દઉંછું સર્વને, દેશ વાગશે ડુંડિયો;
જો વાળદ આગળ વારતા, કહી રૂડી કે ભુંડિયો.

## ભાટવિષે છપ્પો.

કરે જમાની કોઇ, દસોંદી કોઈ કહાવે;
કોઇ વળાવે વાટ, કોઇ ફિરતી ગુણ ગાવે.
કો પિંગળના પાઠિ, કોઇ મીઠાશે મહોની;
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની.
સનમાન મળે તો સાહેબી, અપમાને દિલમાં ડરે;
કવિ શામળભટ કોડે કહે, ભાટ ભલી મોજો કરે.

## કોળીવિષે છપ્પો.

કોકિલ તો દાતાર, સ્વભાવે કોકિલ સગરો;
કોળિ વળામણ વાટ, ન હોયે કોકિલ નગરો.
કોકિલ કોકિલમાંહિ, કદી નહિ થાયે કૂડો;
જઇ ચોરે પરરાજ્ય, રાજ્યમાં તો રહે રૂડો.
ભેદે ભૂપતિભંડારને, શરણાગત સોદા સહી;
શામળ જાતિ કોકિલતણી, દિઠી વસ્તુ મેલે નહી.

## સોનીવિષે છપ્પો.

ચાહન કોળી ચોર, લહે તે ખાતર પાડી;
ચુગલ લોક પણ ચોર, લહે તે કરિને ચાડી.
વણિક જાત પણ ચોર, લહે મરડી દાંડીને;
કૃષિક જાત પણ ચોર, લહે ખેતર માંડીને.
એમ કસબ ચોર કઈ કોટિધા, એ તો અપરમપાર છે;
પણ દહાડે ચોરે દેખતાં, સત્ય ચોર સોનાર છે.

## ચોપાઇ.

સોની કેરો એજ સ્વભાવ, ન ચોરાય તો આવે તાવ;
ન ચોરાય ઉપજે ચિતભર્મ, સોની કેરા કુળનો ધર્મ.
તસ્કર તો બીજા છે ઘોર, કોળીથી એ ચોગણો ચોર;
સોની સાચો તેનું નામ, કરે ઘણું તસ્કરનું કામ.
ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન ગણે માત ભગનીની ખાટ;
ન ગણે ધર્મ ગણે નહિ કર્મ, નહિ સોનીની આંખે શર્મ.

સોનાનું સૂનું કરિ દિયે, ધારે તેનું લૂટી લિયે;
પ્રથમ તો સૌકોનું હરે, વળતો ખૂએ કે પુણ્ય કરે.
પવિત્ર જાત કરે બહુ પુણ્ય, લેતાં નિમિષ ન રાખે ન્યૂન.

### દોહરા.

નિંદાથી નરતું ઘણું, શું કહું વારંવાર;
જગમાં સોની જાણવો, સઉ તસ્કર સરદાર.
મીઠું બોલે મુખથકી, પેર પેર કરિ પ્રીત;
વિધવિધની વાતો કરી, હરે સર્વનું વીત.

### સપૂત વિષે છપો.

સપુત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે.
સપુત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે;
સપુત નામ સરદાર, હોય સમરથ પણ હારે.
વળિ સપુત નામ સરદાર તે, કુટુંબનું પોષણ કરે;
શામળ કહે સપુત સલક્ષણા, માત પિતા જેનાં ઠરે.

### કપૂતવિષે છપો.

કપૂત કહિયે તેહ, બહૂ પરિયાને બોળે;
કપૂત કહિયે તેહ, ધર્મ ધારણ નવ તોળે.
કપૂત કહિયે તેહ, રંક જનને રંજાડે;
કપૂત કહિયે તેહ, ભવન ઝાઝાં ભંજાડે.
એવા તો કપુત અનેક છે, અહંકાર ધર આપનો;
શામળ કહે સઉથિ કપૂત જે, બોલ ઉથાપે બાપનો.

### ચતુર વિષે છપા.

ચતુર લોકનું છિદ્ર, જગતમાં કોઇ ન જાણે;
ચતુર ન ચિંતા ધરે, મોજ આનંદે માણે.
ચતુર લોકનો વણજ, જણાય ન લેવું દેવું;
ચતુર લોકનું પુણ્ય, ગુપત કોઇને નહિ કહેવું.
વળિ ચતુર લોકના પારને, કોઈ પંડિતે ન પારખ્યો;
મૂરખનાં મુળ જાણો સઊ, તે શામળ શઠ સારખો.

શકટ થકી કર પંચ, વેગળે વાટે થાવું;
અશ્વથકી કર આઠ, જાણને ચાલ્યા જાવું.
ગજથી ગજશત પાંચ, આંચનો જન અધિકારી;
સિંહ થકી કર સહસ્ર, અહીંથી એજ વિચારી.
પણ ચોર થકી ચોગામ તજ, ચુગલ થકી તો ગામસો;
કરિ દેશ ત્યાગ દુરિજન થકી. શામળ કહે શાણા વસો.
જાય શત્રુને સાથ, રૂદેમાં તે તો રૂએ;
જાય શત્રુને શરણ, ખરેખર છવજ ખૂએ.
જો દેખાડે ઠામ, હામ ઠેકાણું જાશે;
શત્રુનો વિશ્વાસ, કરે તે ગોદા ખાશે.
અણ જાણ્યાને જે ગુણ કરે, દયા ધરે જે દેહમાં;
શામળ કહે તે દુઃખ પામશે, નર અજાણ શું નેહમાં.

### લોકને પ્રીતિ ઊપજવાનાં કારણોના છપા.

હાકમ[1] વિનય[2] વિવેક,[3] શાહપણ[4] ને સત્ય[5] જેમાં;
વિદ્યા[6] વપુ[7] શુભ વાત[8], પ્રીય[9] પોશાક તેહમાં.
નાદ[10] નૃત્ય[11] કવિગાન,[12] દાન[13] ડાહપણ[14] ગુણ[15] અર્થ;[16]
કરમ[17] શરમ[18] નરમાઇ,[19] ન્યાયિ[20] કુળ[21] શૂર[22] સમર્થ.[23]
જપ[24] તપ[25] જુગતી[26] જર[27] જો મળે, લાયક[28] મલ્લ[29] નટ[30] રીતનાં;
પેખક[31] લેખક[32] શામળ કહે, લક્ષણ બત્રિશ પ્રીતનાં.

### મમતવિષે છપા.

મમતે ખરચે દ્રવ્ય, મમતથી વીવા માંડે;
મમત કપાવે શીશ, મમતથી માયા છાંડે.
મમતે હારે હોડ, મમત ઘરબાર ઘટાડે;
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે.
મોટા પુરૂષો સઉ માનજો, રૂડી વાતમાં રેલજો;
શામળ કહે જીતો જગતમાં, મિથ્યા મમત્વ મેલજો.
મમતે જાય વિદેશ, મમત તો રાજ્ય મુકાવે;
મમતે મૂકે શરમ, મમત ચતુરાઇ ચુકાવે.
મમત કપાવે કીર્તિ, મમત અપજશ ઓપાવે;
દુઃખનો ડુંગર મમત, ઝેરનાં તરૂ રોપાવે.

મમતેં તો મોટમ નહિ રહે, મમત થકી મરવું પડે;
શામળ કહે મમત્વ મૂકજો, મમત નકી નરને નડે.

### એકના કામથી બીજાને પીડા. છપો.

વઢે રાય ને રાય, પ્રજા ત્યાં તો પીડાય;
વઢે મહીપ મહીપ, ઝાડનું છેદન થાય.
વઢે ભ્રાત ને ભ્રાત, દુ:ખ પામે ડોકરડાં;
વઢે ધણીધણિયાણિ, પિડા પામે છોકરડાં.
વળિ વિપ્ર વિપ્રમાંહી વઢે, દેવે લેવે દાનને;
શામળ કહે સાચું માનજો, મહાદુ:ખ જજમાનને.

### શૂર વીરવિષે છપા.

ગાંડાપણ ગુણવંત, કદી મોટમ નવ માણે;
નહીં ટેક તરતીબ, અહંપદ મન નવ આણે.
વાંકા ચુંકા ન થાય, બોલ નવ વાંકા બોલે;
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો નવ ખોલે.
પણ વીર હાક વાજે જહાં, ત્યાં ધીરજ મનમાં ધરે;
પછિ જ્યમ ગોલા ચોખા છડે, વેરિઉપર કર વાવરે.

### ઈશ્વર જ્ઞાનવિષે દોહરા.

ધર્મ શાસ્ત્ર ધ્યાને ધર્યું, શુણજો મહિમા સાર;
મારગ સઉના જૂજવા, કહેતાં નાવે પાર.
કો કહે મુક્તી ધ્યાનમાં, કો કહે જપ તપ વ્રત;
કો કહે દાને યજ્ઞમાં, કો કહે તારક તર્ત.
કો કહે પૂજો પ્રતિમા, કો કહે નાઓ નીર;
કો કહે શોધો સ્વાતમા, કો કહે શુદ્ધ શરીર.
વૈષ્ણવ જન વિષ્ણુ કહે, વ્યાપક સગળે જગત;
શિવમાર્ગી તો શિવ કહે, શક્તિમાર્ગી શક્ત.
વામવાદિ તો વામ કહે, કહે વૈરાગી રામ;
પંડિત પરમેશ્વર કહે, નૌતમ જૂદાં નામ.

### પારકી આશાવિષે.

કોઈ રળે ને કોઈ જમે, તાકે પરનો માલ;
આશ કરે જે પારકી, કર્મ હિન કંગાલ.

મંદ મતિ તે માનવી, કરે મનુષ્યની હાસ્ય;
ચટકી દેખી દિન ચારની, વળતિ થાય નિરાશ.

### વાવે તેવું ફળ.

બાવળનું બી વાવશે, પ્રાંતે પરડા ખાય;
આંબાનો રહે ઓરતો, ઈશ્વરનો એ ન્યાય.

### ચોપાઈ.

વાવે બીજ તે ઉગે ઝાડ, એમાં શાનો ગણુ ને પાડ;
કરે તેવું ભોગવશે તેહ, એહ વાતમાં શો સદેહ.

### લક્ષ્મી કોઈની નહિ તેવિષે દોહરા.

લક્ષ્મી કોઈની નથી, બીજાનું કોનું મૂલ્ય;
સ્નેહ સબંધ ગણે નહિ, તજી જાયછે તર્ત.
રૂડા ભૂંડા નવ ગણે, ન જુવે કોનાં કૃત્ય;
ઘર કે રેણ દાખે નહિ, તજી જાયછે તર્ત.
વેળા કવેળા નવ જૂવે, સ્નેહ શું નાણે સર્ત;
નાનું મોટું નવ જુવે, તજી જાયછે તર્ત.
રૂપ કુરૂપને નવ ગણે, વિવેક વિદ્યા વર્ત્ત;
ઊંચ નીચને નવ ગણે, તજી જાયછે તર્ત.
લક્ષ્મી ભુંડી લક્ષ વસા, માથે ભુંડું મર્ત્ય;
ખેલે ખવરાવે ખાંતથી, તજી જાયછે તર્ત.
વિદ્યા સિંધુ સુખતણો, વિદ્યા સદગુણ વર્ગ;
લક્ષ્મીને લૂંડી ગણે, સહેજે પામે સ્વર્ગ.
વખાણ શુણીને વિત્તનાં, ચંચળ સ્ત્રી ચળ થાય;
જ્યમ વાદળની છાંયડી, પળ પળમાં પલટાય.
કનક વિષે કળિયુગ વસે, વળી કનકમાં કામ;
કૂડ કપટ કનકે વસે, ઠેઠ નરકનો ઠામ.
અલખતવંત ઘેલા ઘણા, અલખત સાં અહંકાર;
સુખ છે સરશવ જેટલું, દુઃખ અર્ણવ અપાર.

### શીખામણ ચોપાઈ.

અધિક હેતથી કહુંછું અમો, તે રીતે આચરજો તમો;
પરધન પરનિંદા પરનાર, પરહર કહુંછું વારંવાર.

પરધન દેખી થાવું અંધ, પરનિંદા નવ ધારો ધંધ;
નીચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં ધાસજો.
જુલમ ન કરશો કોશું જૂઠ, રંક સાથે રખે રહો રૂઠ;
મહા મમતીનાં મન મોડજો, કંગાળપણું આળસ છોડજો.
કરજો એક ઈશ્વરની આશ, પુરણ જાણો ઇશ પ્રકાશ;
નવ કરશો મદ્યપનો સંગ, આપ મલિન નવ રાખો અંગ.
ભજતાં ભણતાં રળતાં ધન, રખે તૃપ્ત કરો ત્યાં મન;
પાપે ધન નવ પેદા કરો, અઘ દેખો ત્યાંથી ઓસરો.
નવ ગણશો માયા આપણી, તરણ તણી એ છે તાપણી;
સ્વપ્નાવત જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર.
સ્નેહ તજો પરદારા સાથ, હૈડું મન રાખો નિજ હાથ;
સાચી વાતે થાજો શૂર, નિચ કામે નવ થાશો નૂર.
મનની લહેર જાતી વાળજો, જનક જનનીનું પાળજો;
કુડાં કર્મ રખે કાંઇ કરો, પંડે પાપ બુદ્ધિ પરહરો.
કરજો પરમારથ નિત્ય કાજ, તો રાજી રહે શ્રી મહારાજ;
અમૃત ફળ વાવ્યા સૌ ખાય, વળી વાટમાં છાયા થાય.
બીજું પુણ્ય નવાણે નીર, સુખ પામે સહુ જન શરીર;
નવાણ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માનેછે પાડ.
ભલી વાત મુખથી ભાખજો, શરણાગત શરણે રાખજો;
અહંકાર નવ કરશો લેશ, દુઃખ ભંજન કહેવાજો દેશ.
રૈયતના કહેવાજો રામ, કરજો નિત્ય પરમારથ કામ;
માત તાતની સેવા કરો, અહંકાર મનમાં નવ ધરો.
કિંકર શું નવ કરશો ક્રોધ, રૂડી વાત નવ કરશો રોધ;
જીવહિંસાથી બીહીજો ઘણું, રક્ષણ કરજો પ્રાણી તણું.
પરદુઃખ દેખી થાજો દુખી, સુખી રઇયત પેખી રહો સુખી;
અનાવૃષ્ટિમાં આપો અન્ન, નિર્મળ રૂડું રાખો મન.
કોઇ દિવસ નવ રમશો દ્યુત, ધર્મ વાતે નવ થાશો ધૂર્ત;
અમલ વશ નવ થાશો આપ, સતી તણો નવ લેશો શાપ.
આપ્યું પાછું લેશો નહીં, ના નવ કહેશો મુખથી કહી;
કરિયે તે ભોગવવું પડે, આવીને સહુ અંગે અડે.

છાનું છપનું કરિયે પાપ, પરમેશ્વર જાણે તે આપ;
આપે તે તો પામે બહુ, સુખ દુખ એવી રીતે સહુ.
જેવું અન્ન વાવે તે લણે, શામળ ભટ તો સાચું ભણે.

અંગદવિષ્ટિમાંથી.

## ઝૂલણાછંદ.

( અંગદ. )

આજ મહારાજ કરૂણા કરો તો કહું, પ્રીત શું દીજીયે પાણિ જોડું;
ગરગડે નાદ નિશાન નિર્ઘોષના, તેતણા ટેક જૈ તુર્ત તોડું;
કોડશું જોડ બેઠા દશાનનતણા, કોટિ બાણુંતણાં માન મોડું;
દુષ્ટની સેવથી દેવ મૂકાવિને, અહ છય ત્રણુતણા બંધ છોડું. ૧
કથન અંગદ કહે શીશ નામી પ્રભુ, કોડ મુજને અતી હોડ હાંસુ;
આજ્ઞા હોય તો જાઉં એ ગામમાં, નામ પરતાપથી નહિજ નાસું;
શીશ દશ છેદિને વીસ ભુજ ભેદીને, દુર્ગ પાડી કરૂં ખેત્ર ખાસું;
રાવણો રોળિ રજ ચરણ પરતાપથી, લંક ઉદવસ્ત કરિ હરણ વાસું. ૨

## સવૈયો.

હૂકમ હોય હજૂરી કેરો, શોષી નાખું બાધો સાગર;
હૂકમ હોય હજૂરી કેરો, મહાકામ કરવાછું માહર;
હૂકમ હોય હજૂરી કેરો, જોરે જુદ્ધ કરૂં ત્યાં જાહર;
કાસદ કામ સોપ્યું ક્યમ મુજને, છેક મને કેમ કીધો કાયર. ૩

## દોહરો.

( રામ. )

કાયર તુજને ક્યમ કહું, સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરમ પાર અપાર. ૪

## સવૈયો.

( અંગદ. )

અંગદ કહે આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરૂં ત્યાં ઝાઝું;
હાથી ભાથી સાથી એના, દેખી મારા દિલમાં દાઝું;
મંત્ર રામનો મુખ છે મારે, ભડતાં ભુપતિથી નહિ ભાજું;
નીચ કામ કાસદનું કરવું, લંકામાં જાતાં હું લાજું. ૫

## ઝૂલણાછંદ.

કહો તો ગઢ લંકના સહસ્ર કટકા કરૂં, ધંધોળીને કરૂં ધૂળધાણી;
કહો તો હું સાત સાગરજળ શોષિને, આળ-પંપાળ કરૂં પૂર પાણી;
કહો તો રાક્ષસ બધા રોળિ નાંખું વળી, જો વદો વદન મહારાજ વાણી;
કહો તો દશકધનું દેહવટ વાળીને, રોવરાવું બધી રાવ-રાણી. ૬

## સવૈયો.

( રામ. )

રામ કહે સાંભળ રે અંગદ, ધર્મ બુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહિ એ અહંકારી, ભારે સર્પતણો છે ભારો;
સોગટિ નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપિ પહેલ કાઢે આગળથી, વળતી રાજ તમારો વારો. ૭

( અંગદ. )

કહો તો બાંધિ સાહુ બળવંતો, લંકાપતિ લંકાથી લાવું;
કહો તો અશોક વાડીને શોધું, કાયર નામ ક્યમે નહિ કહાવું;
કહો તો પુત્ર એના પરજાળું, જરૂર એ નવ પામે જાવું;
હુકમ કરો શામળના સ્વામી, એક ઘડીમાં શરણે આવું. ૮

( રામ. )

બ્રહ્મરાક્ષસ ભૂપતિ એ ભુંડો, સંહારવો ન પડે તો સારૂં;
લુટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મ બુદ્ધિ તે માટે ધારૂં;
ઇંદ્રજિત સરખો રત્ન રોળાશે, માટે મન માને નહિ મારૂં;
વષ્ટિ કાંઇ માને નહિ મૂરખ, ત્યારે કામ પડશેજી તારૂં. ૯

( અંગદ )

વષ્ટિ કામ કરવું તે શાને, કરગરિ બોલ શામાટે કહિયે;
નગર ઝગર કરવું નિર્વંશી, શત્રૂ વચન શા માટે સહિયે;
સુત પરિવાર સંહારૂં એના, હવે રાજ બેશી ક્યમ રહિયે;
લક્ષ વસા સીતા અહિ લાવું, જરૂરપણેથી અયોધ્યા જઈયે. ૧૦

( રામ. )

અધિક બોલ કહોછો અંગદ, શૂર-પણું જાણેછે સૃષ્ટિ;
મારૂં મન એથી નવ માને, રાડથકી નવ થૈયે રષ્ટિ;

શિવ સેવકને માર્યાં ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેક વાત કરો ત્યાં વષ્ટી. ૧૧

( અંગદ. )

રાજ તમારે મુખ ક્યમ બોલું, જાણો હુકમ થયો તે જવાયું;
એ ગુણ હીણો દેશે ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુ વચન ક્યમ સાંખી રહિશું, તે દુખે મારૂં તન તવાયું;
શામળના સ્વામી કહોછો જે, સહસ્ર વસા તે વચન સવાયુ. ૧૨

છપા.

( રામ. )

સામદ શૂર સાબાશ, વખાણ કરૂં શાં સાથે;
હેતે મૂક્યો શિર હાથ, રીઝ કીધી રઘુનાથે;
મમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણા;
ગુણ-હીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણા;
વળિ શામ દામ ભેદે કરી, વષ્ટિ વધારી વાધજો;
જો મૂરખ મન માને નહિં, શૂરપણું તો સાધજો. ૧૩

**અંગદ લંકાની શોભા જુએછે.**

નક્ષત્ર સરખી નારિ, ઝવેરનિ જ્યોતો સરખી:
ચંપક વરણાં ચીર, પદ્મણી પૂરણ પરખી;
કનક મણીમય કુંભ, પ્રેમદા પરવરિ પાણી;
આભૂષણ ઉપમાય. ઇંદ્રકેરી ઇંદ્રાણી;
એ લખ જીવ્હાયે કવિ કહે, ભાત ભાત ન શકે ભણી;
શામળ કહે હું ક્યમ કહિ શકું, લિલા લેહેર લંકાતણી. ૧૪

દોહરો.

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંશરો, જ્યાં રાવણનું ધામ. ૧૫

છપા.

જળહળ જ્યોતિદ્યોત, મણી જળહળતા જડિયા;
ચિંતા મણિ-ભર ભીંત, નવે ગ્રહ આવી અડિયા;
પરવાળાં પર પોળ, સ્ફાટિક સ્થંભ ઠર્યાછે;
ચૂડામણિ ચહોપાસ, કનક-કોઠાર કર્યાછે;

અષ્ટમાસિદ્ધિ નવનિદ્ધ રિદ્ધિ, મહાલક્ષ્મી વાસો વશી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કહેવી કશી. ૧૬

* * * * *

સાત સોનેરી કોટ, અધિક એક જોજન ઊંચા;
પાંચસે પાંસઠ પોળ, ઓળ ખરાં જ્યાં ખૂંચા;
દરવાજા દશવીસ, બસેંબાસઠ જ્યાં બારી;
બેઠા ત્યાં બળવંત, વીર નર ધનુષો ધારી;
ત્રણુ અજાણે વિચરે નહિ, વાયુ સરખા પણુ જહાં;
એ અતળી-બળ અંગદ અધિક, પલક એક પહોંત્યો તહાં. ૧૭
સતર સહસ્ત્ર સંગીત, વિવિધ પેર વાજાં વાજે;
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નીશાનો ગાજે;
નવલખ નવે હજાર, નવિન નૃત કિનર નાચે;
નાટક ચેટક તહાં, રાય દેખી મન રાચે;
વળિ દેવ દુંદુભી ગડગડે, શોભા સુરનાયકતણી;
બાણું કરોડ સામદ સહિત, ધન્ય બેઠો લંકા-ધણી. ૧૮
પરવાળાં પુખરાજ, જવાહિર પાટે જડિયાં;
ચોરાશિ જોજન ચોક, મેહેલ મણિ માણક મઢિયા;
જોજન સોળ સભાય, સિંહાસન શોભા સોહિયે;
મઘવાથી બહુ માન, મેહેલ દેખી મન મોહિયે;
વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બેઠા શૂર બળિયા બારણે, ધન્ય બેઠો લંકા-ધણી. ૧૯
સહસ્ત્ર ક્ષોણી સૈન્ય, શોભે રાવણુની સાથે;
મંદ્રાચળ મંડાણુ, ધરે હેતે એક હાથે;
સાઠ લાખ સરદાર, પ્રેમદા પ્રીતે પરણી;
અણુવરિ એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી;
છે સાત લાખ શીતેર સુત, ઇંદ્રજીત આદે અતિ;
અનમી અહંકારી અધિપતિ, રાવણુ મોટો મહીપતિ. ૨૦
એક છત્ર-ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે;
દેવ દનુજ નર નાગ, કિન્નરો સહુ કર જોડે;
દશ મસ્તક ભુજ વીસ, ઈશ વરદાનજ દીધું;

ચૌદ ચોકડી રાજ્ય, કબુલ એ કર્મે કીધું;
કોઇ થયો નહિ થાશે નહિ, બળિયો રાવણ સારખો;
વણ રામ કોઈ જીતે નહિ, પંડિત રૂડે પારખ્યો. ૨૧
પાંચ લાખ પરધાન,પાંચ અયુતો પાગેરી;
છે દશ લાખ દિવાન, વીસ હજાર વજીરી;
સામદ સોળ હજાર, લાખ બહોતેરે રાજા;
મંડળિક છંનૂ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા;
વળિ બાણુ ક્રોડ બેઠા રહે, આઠજામ અહોનિશ જહાં;
શામળ કહે અંગદ બળ અધિક, પલક એક પહોંત્યો તહાં. ૨૨

## દોહરા.

પ્રતિહાર અચરત પામિયો, દેખી લેહેર લંગૂર;
રહે રહે ઊભો વનચરા, સામદ બોલ્યો શૂર. ૨૩

## છપય.

( પ્રતિહાર )

પેશી ન શકે પવન, ભવન ઊભો રહે ઇંદર;
સુર સૌ સેવા સજે, ચાકરીમાં રહે ચંદર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનીમાં જેની;
ઈશ સરીખા પાસ, રહે આજ્ઞામાં એની;
તું પશુ પોજે ક્યમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં;
જા રે જ્યાંથી આવ્યો તહાં, નહિતર કોટિ કટકા કરૂં. ૨૪

## દોહરા.

અણ સમજ્યો આગળ જઇશ, દેખત ધોળે દીશ;
મારિશ મુદગર જોરથી, તોડિશ તારૂં શીશ. ૨૫

## ઝૂલણાછંદ.

( અંગદ. )

કહેછે અંગદ પ્રતિહાર શુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે;
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હાંશશું માહરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે;
સત્ય કહે રે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુંપડાં રીઝી રાખે. ૨૬

## દોહરા.

(પ્રતિહાર.)

એ મંદિર રાવણતણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહિ, કોઈ ન પામે દાવ. ૨૭

( અંગદ. )

રાવણની સમૃદ્ધિ કહો, રાવણ રાય કે રંક;
પૂછે અંગદ પ્રતિહારને, કેવી શોભે લંક. ૨૮

## ઝૂલણાછંદ.

( પ્રતિહાર. )

લંક શોભા તે લંગૂર તું શું લે, ચિંતામણી ચંગ ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે;
દશમુખા ડરથિ દિગપાળ ડોલે દશે, ક્રોડ પંચાસપતિ પ્રાણ પળકે;
પોળિયો કહે પશુ પેર પૂછે નહિ, કુંભકરણ દેખિ તુજ કુંભ ટળકે. ૨૯

( અંગદ. )

લંક લીલાજ લંગૂર લખ લૂંટશે, મેલ મૂરખ મન માન મટકાં;
ઇંદ્રજીત ઉપમા પુણ્ય પરવારિયું, ચાર દિવસતણાં ચોળ ચટકાં;
દશમુખા શિશ દશરથ-સુત છેદશે, લૂટિ લેશે તારાં લાખ લટકાં;
રામ પરતાપથી કામ એ તો કરું, કુંભકરણાતણાં ક્રોડ કટકાં. ૩૦

કપિવર કોપિયો લાજ લખ લોપિયો, ઓપિયો આપથી ક્રોધ-કુંડી;
રણજંગ રોપિયો ચાર દિશ ચોપિયો, ભ્રમર ચઢાવી થયો દૃષ્ટિ ભુંડી;
સેલશું ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખ્ય હુંડી;
તાહરે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ એક લુંડી. ૩૧

## દોહરો.

છત્ર-પતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હોડે સાહ્યો હાથ. ૩૨

( પ્રતિહાર. )

વડો મુરખ તું વાંદરા, વડી વડી કરે વાત;
પોળ બીજીયે પાઠવું, દિન ઉભો રહે સાત. ૩૩

## છપય.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશ વીસ, પુંછ શત્રુએ સાહ્યો;
અંગદ ઉપર પ્રહાર, કોપ કરી ત્યાં કીધો;
એમ લોપે મુજ લાજ, દાવ દેખીને દીધો;
પછિ અંગદ ખીજ્યો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડું;
શામળ કહે સેવક રામનો, નરપતિને વળતો નડું. ૩૪

## કવિત.

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ;
ઊઠ્યો ત્યાંથી તતકાળ, દાબે દાંત કડિને;
બે ચારેક ભરી ફાળ, કૃતાંત સરીખો કાળ;
અધિક કરતો આળ, ઘણી રીસ ધડિને;
સવાયો ગવાયો વાલ, ભલેરૂ તિલક ભાલ;
બુદ્ધિ નિધિતણો બાળ, બાઝયો વપુ વડિને;
પકડ્યો ત્યાં પ્રતિહાર, મોહોકમ દીધો માર;
કહ્યું કે શી વાર લીધાં, પાંચ માથાં માંડિને. ૩૫
અડાવીને દીધી દોટ, ચાતુરીથી કાધી ચોટ;
કર્યો લોટ પોટ સહુ, ધીરપણે ધાઈને;
મસ્તકની માણી મોટ, કૂદતો કનક કોટ;
અધિક જોરની ઓટ, ચઢ્યો ચિત્ત ચાહિને;
હલાવતો હાથ હોઠ, પુંછનો પ્રહાર પોટ;
ઘણા ગુણવાળો ગયો, રામ ગુણ ગાઈને;
બેઠો જહાં લંકાધીશ, રૂદેમાંહી રાખી રીશ;
પાંતરીસ શીશ ઉભો, સભા માંહી સાહીને. ૩૬

## છપા.

હાલક હૂલક ત્રાસ, પડ્યો દોઢી ને પેઢી;
ધુંબારવ બહુ પાસ, વિકટ વાટ્યો જ્યાં ટેઢી;
પરાજય કરી પ્રતિહાર, દ્વાર ઊઘાડી ધાયો;
પાંત્રિસ શિશ કરમાંય, અતિ અહંકારિ આયો;

તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઊંચો કોઈ નવ થયો;
શામળ કહે સેવક રામનો, ધાયડમલ ગઢમાં ગયો. ૩૭
ધાયો અંગદ ધીર, નીર ઉતારણ નરનાં;
દેહવટ કિધો દરબાર, વખાણ શાં કરૂં વાંદરનાં;
પુરમાં પડ્યો પોકાર, છેક હિમ્મત છુટાણી;
વાયે ચાલી વાત, લંક આખી લૂટાણી;
ત્યાં ખલક આધિ તે ખળભળી, નાસવા લાગી નારિયો;
કોઇ ઊંચી ચઢે અટારિયે, બંધ કરે કોઈ બારિયો. ૩૮
લપેટી વાટે લાખ, ઝપેટી કીધો જોરો;
અટપટિ કરતો આળ, ટેક દેખાડ્યો તોરો;
કરતો હૂકાહૂક, ઉડતો એ આકાશે;
કુદતો કરતો પ્રહાર, વખાણ ઘણેરાં વાંસે;
પ્રતિહારને મારી પરવર્યો, ઘાટ ઘણા જનનો ઘડ્યો;
પછિ રાવ થઇ ત્યાં રાવણે, રાવણ પણ રોષે ચઢ્યો. ૩૯
ગઢ લંકા ઘેર ઘેર, વાત વાયુવત વાધી;
ચઢ્યું રામનું સેન, લંકા લૂટાણી આખી;
કહે હણ્યો કુંભકરણ, કહે રાવણ રણ રોળ્યો;
ઇંદરજીત અજીત, તેહ ચાંચડ-વત ચોળ્યો.
ગુલબાન ઘણું ગલિ કૂંચિયે, લખ કરોડ લોકે લહ્યો;
કહે રહ્યો રામ રાવણ પરે, ઉલ્કાપાત એવો થયો. ૪૦
દેશ બધે ડમ ડોલ, થયો લંકા ગુણ ગામે;
લૂટ્યા મહિપના મેહેલ, કિધિ અસ્વારી રામે;
માથે લીધી મોટ, રૈયત નાઠી દશ દેશે;
બાંહ્યે લીધાં બાળ, કામની છૂટે કેશે;
ફટ ફટ રે રાક્ષસ રાવણા, સતિ સીતા શાને હરી;
શામળનો સ્વામી કોપિયો, કનક-લંક લોહનિ કરી. ૪૧
થયું રાવણને જાણ, દેશમાં દૂંડી વાહી;
પ્રતાપવંત પ્રધાન, ચઢ્યો ચોખુંટે ચાહી;
દિધિ રૈયતને ધીર, વીર હકાર્યા વાટે;
જોરાળા મહા જોદ્ધ, મૂક્યા બહુ ઘાટે ઘાટે;

પણ તાપ લાગ્યો સહુ તરફડયા, ધૈર્ય કોઇનું નવ રહ્યું:
શામળ કહે સેવક રામના, અંગદથી એટલું થયું. ૪૨
પાંત્રિસ હણિ પ્રતિહાર. શીશ ગ્રહ્યાં છે હાથે;
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યાછે બાથે;
હનુમત થકી હજાર, પ્રલય કરતો પરભાતે;
આવ્યો સભામાં શૂર, ઘણો જોરાવર જાતે;
કલપાંત કળાહળ કૂદતો, ક્રોધ એનો શું કહું કથી;
કોઈને ગણતીમાં નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી. ૪૩
પુરમાં પડ્યો પોકાર, ઢોલ ધમકાવ્યા ધીરે;
બહુ બણગાં રણતૂર, વિવિધ વજડાવ્યાં વીરે;
ભારે ફુંકી ભેર, ધુંબારવ બૂમ પડાવી;
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી;
વળિ હલ હલ કરી હજૂરમાં, હલકારો હિત હામનો;
મહારાજ રાજ શુણ મહીપતિ, સેવક આવ્યો રામનો. ૪૪

## દોહરો.

(અંગદ.)

જનની કુણ રાવણતણી, જેણે જણ્યા બહુ બાળ;
જાત શ્વાન કે શૂકરી, શાહુડી કે શીયાળ. ૪૫

## ઝૂલણા છંદ.

પૂછ કરતાં ઘડી પાંચ પૂરણ થઇ, બોલતા શે નથી કર્મ-ફૂટ્યા;
રીસ ચઢશે મને શીશ તો તોડિશ, કોપું તો તાહરા કાળ ખૂટ્યા;
ચોર છો માટે બીહોછો શું ચિત્તમાં, તોલ અહંકારના ટેક તૂટ્યા;
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટ્યા. ૪૬

* * * * * *

(રાવણ.)

જા અલ્યા જીવતો કહે તારા રામને, ગામ આવે કેમ ધામ ધાતો;
દૃષ્ટિ દીઠી નથી તેં દશાનનતણી, કાન શૂણી નથી વાણિ વાતો;
કુંભકરણ એક આળસ તજી ઊઠશે, લાખ સવામણે ખીચ ખાતો;
ક્રોડ બોહોતેર ને પદમ અઢારમાં, ઝાંપશો નાહિ કોઈ એક જાતો. ૪૯

### દોહરો.

વઢવા આવ્યો વાંદરા, તો તે કરિયે પેર;
જા મૂકુંછું જીવતો, ધણી દયાથી ઘેર. ૫૦

### ઝૂલણાછંદ.

અંગદા અંગમાં શે તું સમજે નહિ, કૂખ કાયરતણી તુંજ આવ્યો;
કપુત વાલીતણા કુળ વિષે અવતર્યો, કે અલ્યા નીચનું થાન ધાવ્યો;
શત કટકા કર્યા તાત તારાતણા, તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો;
વાંદરાં સર્વનો ઘાટ ઘડાવવા, લખવસા લખમણો આંહિ લાવ્યો. ૫૧

( અંગદ. )

અરૂ પાષાણને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નાહિ જ્ઞાન જ્ઞાતા;
વીસ છે નેત્ર પણ અંધ તું તો થયો, સાધતો શે નથી ચિત્ત ચાતા;
જે કરે જેહવું ભાગ્ય તે ભોગવે, તે તમે દેખશો ધંધ ધાતા;
વાલિ વૈકુંઠપદ પામિયો પ્રીતથી, રામજી મુક્તિ-પદ દિવ્ય દાતા. ૫૨

( રાવણ. )

કાપડી વેષ ધરી વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો;
સીતની સૂધ નવ માસ નિરખી નહિ, આજ સાગરતણો દીઠ આરો;
લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણથકી, રાડમાં જીતશે રામ તારો. ૫૩

( અંગદ. )

એક કિંકર અહીં આવશે રામનો, તે નહિ તાહરો બોલ સાંખે;
તાત મારાતણી કીરતિનો તું કવી, હું ખમું બોલ જે ભૂંડ ભાખે;
અન્યને તો ઓશિઆળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે. ૫૪

( રાવણ. )

કહે દશાનન શુણો વાલિના દીકરા, પ્રીત સંભાળિ કર પેર પુંઠી;
રામ ઉપર તને હેત કેમ ઊપજે, તાતને મારિયો કાલ કૂટી;
પંડ પાળે તારૂં વેર વાળે નહિ, પેટની વેઠમાં વાટ ઊઠી;
કર ઇહાં ચાકરી બાંધ ત્યાં બાકરી, રામશું રાડ કર આવ્ય રૂઠી. ૫૫

( અંગદ. )

બુદ્ધિ બળ હીણ તું ક્ષીણ આયુષ્ય થયો, રાવણા મૂઢ મુખ શું જ ભાખું;
રાજ મહારાજ અધિરાજ રઘુવરતણાં, દરશનો નિત્ય હું દીવ્ય દાખું;
એદ અમૃતરસ ખાણ પૂર પ્રેમની, તે તજી ઝેર નહિ ચિત્ત ચાખું;
સ્વામી શામળતણા ચરણ પરતાપથી, તુજ સમા કિંકરા ક્રોડ રાખું. ૫૬

છપો.

( રાવણ. )

મૂરખ મૂઢ અજાણ, જૂઠ બોલે કયમ ઝાઝું;
કોણ ગણતિમાં રામ, લવરિ શૂણતાં હું લાજું;
કોઠ બિલાં ખાનાર, લંગુરા કોટિક લાવ્યો;
વાઘણ કેરાં દૂધ, લેવા મણિધર મણિ આવ્યો;
વળિ તારૂણી મારી તાડિકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળિ હોય પરાક્રમ રામનું, કહે કિંકર શૂણિયે અમો. ૫૭

ઝૂલણા છંદ.

( અંગદ. )

ત્રંબક જ્યાં તોડિયો, માન તુજ મોડિયો, છોડિયો ત્યાં તને ધર્મ ધાર્યો;
દુશમન જે દાખમાં, રાખિયો કાખમાં, પલક એક પાખમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા ભય તેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે તારો વારો;
મારવો રંકને લૂટવી લંકને, પાપથી ઓસરે રામ મારો. ૫૮

( રાવણ. )

માનવી માનવી સંગ્રરેછે સહુ, માંકડાં સાથ મન એનું મોયું;
નાનપણમાંહથી નામ કાઢ્યું જુઓ, પરવર્યાં પુરથકી રાજ ખોયું;
ક્ષત્રિવટ ખોઈને જોગ જટા ધરી, શરમને કરમને ધરમ ધોયું;
મંત્રિ તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, રાવણે રામનું જોર જોયું. ૫૯

ચોબોલા.

( અંગદ. )

મંત્રી તો પુન્યવંતા પૂરણ, ઘેર બેઠા લખ લૂંટેછે;
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદનિ છૂટેછે;
લાયક લીલા લક્ષમણ સાથે, અમૃતના ઘન ઊઠેછે;
અભાગિયો અકર્મી અંગદ, રત્ન પથરશું કૂટેછે. ૬૦

છપ્પા.

અન્યાઇ બોલે આળ, ગાળ ગુણ-હીણા દેછે;
અધરમના અવતાર, ભાર શું માથે લેછે;
મુજને તુજ પર હેત, ખેદ રાખી નહિ ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાલિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યો કૂખમાં. ૬૧

(રાવણ.)

વાળિ સરખા ક્રોડ, ચરણ મારા ચાંપેછે;
સુગ્રિવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપેછે;
ઇંદ્ર આદિ સુર-સાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી શૂણ્યો તેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા;
ડોલાવું દશ દિગપાળને, સળકાવું શેષ-ધામને;
તું અલ્પ બુદ્ધિ સમજે નહિ, રહ્યો વખાણે રામને. ૬૨

સવૈયો ત્રીસો.

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીલોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો. ૬૩

કવિત.

(અંગદ.)

માન કર્યું મૂઢ મતિ; જ્ઞાનહીન ગંડ-ગતિ;
શાપ દીધો સીતા-સતિ, પડ્યા પાપ પાસમાં;
મોકલ્યો કાસદ કામ, હૂકમ ન દીધો રામ;
નૈતો વાસુ ઠામ ઠામ, વાંદરાં આ વાસમાં;
રૂદે નથી રેતી રીશ, તોડી નાંખું તારૂં શીશ;
ભાગું ભૂજા વીસ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણે ભાખું ભાખ, શાસ્ત્રતણી દેઉં સાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઊડાડું આકાશમાં. ૬૪

---

# રાવણ મંદોદરી સંવાદ.

### મનહરછંદ.

મંદોદરી કહે કરજોડીને શુણો પિયાજી,
જીવવા જો ચાહો તો મળો જઇને રામને;
અવગુણ આપનો જાણીને માનો કહ્યું મારૂં,
તમારૂં આકુળ તન થયું પામી કામને;
દેખો એક આવ્યો દૂત જોધ જ્યાં અપાર હતાં,
તોય ત્રાસ ટાળી બાળિ ગયો લંકા ગામને;
શામળ કે એમ કરો રામજીને પાય પડો,
ડરો આપ મોતથી જો રાખ્યું ચાહો નામને. ૧

### રાવણ.

શુણ મંદોદરી બોલ કોણ છે અમારે તોલ,
રામનું તો આપું મૂલ ભૂલ નથી ખરી છે;
દેખ તું સજાઈ કેમ ભૂલથી ભમાઈ કુંભ,
કર્ણ જેવો ભાઇ ખાઇ સાગરની ભરી છે;
ઇંદ્રજીત અનુપમ ઘોર વૃષ્ટિ કરે ઘન,
જેની સર્વ દેવ સાથ મળી સેવા કરીછે;
ખરૂં માનજે ખચીત જે હશે અમારી જીત,
બીતિ કશી નથી જાણી, સતિ સીતા હરીછે. ૨

### મંદોદરી-ઝૂલણા છંદ.

ધીર મહાવીર એ તીર અર્ણવ તણાં, નીર દળ ઊતર્યાં દેઇ ડંકા;
કહે સતી શુણ પતી દુર્મતી માહરા, ભૂમિ ભારે ઘણી જોય બંકા;
સીત સંતાપ મહાપાપની છાપ છે, ત્રણ્ય શિર તાહરે વેદ વંકા;
ઈશ અળગા હવે શીશ તારા થકે, લખ વસા લખમણે લૂટિ લંકા. ૩

### રાવણ.

વેદ ઊંડી વનીતા તારી વાતમાં, પાનિયે બુદ્ધિ એ જોર તારૂં;
શું કરૂં પ્યારિ છે તું ઘણી પ્રેમદા, અન્ય કો હોય તો ઠાર મારૂં;
રીંછડાં વાનરાં માંકડાં મેળિયાં, જુદ્ધ જીત્યાતણું સેન સારૂં;
દેવ દાનવ સહૂ સેવ આપેં કરે, છેક છોરાથકો હુંજ હારૂં. ૪

મંદોદરી.

નાશકાળે તારી બુદ્ધિ વિપરીત થઈ, સીત સામું કરી દષ્ટિ જોયું;
હુંશ થઇ વાઘના દૂધના દહિતણી, મોતિની ધુધરી ધાન ધોયું;
અમૃતી ખાણુ જાણી હરી એહને, વીપ હળાહળ બીજ બોયું;
કહેછે મંદોદરી લાભ શો કાઢિયો, ચોકડી ચૌદનું રાજ ખોયું. ૫

રાવણ.

અવધ્ય ઊજડ કરૂં અહિથિ જો પરવરૂં, એટલિ આય ધરૂં જોર ઝાજું;
કૃખ કાયરતણી નારિ તું અવતરી, મેલ લવરી પરી હુંજ લાજું;
અતળ ઊપર કરૂં સ્વર્ગ આણું તળે, ખંડ નવ ભૂમિનો ભાર ભાજું;
રામ લક્ષમણ બેહૂ બાળ બે બળ કશું, દળ પશુ દેખતાં દેહ દાજું. ૬

મંદોદરી.

બીજ કે રીજ પણ કહું તને કંથજી, આપ્ય એ વીનતા માન્ય વાટે;
સુમનની શેજમાં તેજ ત્રીલોકનું, હોંશથી હીંચિયે ખાંતે ખાટે;
માળિયાં જાળિયાં ગોખ અટાળિયાં, દ્રવ્ય જાશે બધું બારે વાટે;
સાહહજાર શણગાર શામાતણા, ઊતરે એક હરિ સીત માટે. ૭

રાવણ.

* * * * * *

સાત અરણુવતણાં નીર શોષું અમો, ભૂમિ નવ ખંડનો ભાર પીજે;
ખંડ નવ નૃપતણાં માન મોડું અમો. રામની ભીતિથી સીત દીજે. ૮
સૂણુ હરામ કર તું કયમ માહરૂં, રામ લખમણ સારૂ શીદ તાણે;
માંકડાં રાંકડાં રીછડાં વાંદરાં, તેતણા સેનને શું વખાણે;
દીઠ નથિ હાથ એણે દશાનનતણા, ત્યાં લગી મોજ મન સાથ માણે;
ફુંક મારીથકી પહાણ ફાટે ઘણા, એહ અભિમાન તે શુંજ આણે. ૯

મંદોદરી.

લંકપુર પરવરી સીત એ સુંદરી, ત્યારથી પાપ વરસાત વૂઠ્યો;
તેતણાં કરપણાં ઊગિયાં તે જુવો, નાઠેથી નરપતી નહિરે છૂટો;
વાત વિપરિત થઇ સર્વ સમૃધી ગઇ, રાજ મહારાજ શ્રીરામ રૂઠ્યો;
કહેછે મંદોદરી સોંપ્ય એ સુંદરી, નહિતરે કંથજી કાળ ખૂટ્યો. ૧૦
સીત હરિ આવિયો રોગ ક્ષય લાવિયો, ભાવિયો નહિ ભલો ચિત્ત ચાળો;
કામમાં અંધ દશકંધ આપે થયો, ધંધમાં ધ્યાન તે બુદ્ધિ બાળો;

સીત દ્યો તો પછે બીસ્ય શી રીત્યની, પ્રીતથી પરવરો પંથ પાળો;
કંથ તુજ કારણે જાઉં વિઘ્ન વારણે, બારણે કળકળ્યો કાગ કાળો. ૧૧

રાવણ.

ભાઈ[1] ભુંડો થયો તેમ તેં ભામિની, કથન સંભળાવિયાં કૂડ કરણે;
માર ખાઇ મારા હાથનો તે ગયો, વળગિયો શત્રુને આદિ ચરણે;
લડવું છે લંકમાં તે ઘણું દોહિલું, આપ ઊડ્યો જશે તુચ્છ તરણે;
મહિપતી કહે જો મંદોદરી તું બિહે, સ્વામિ શામળતણે જાઓ શરણે. ૧૨

મંદોદરી.

સ્વામિજી આગળે સત્ય બોલું અમો, ગાળ દેશો ઘણી વીધ વાંશે;
વીભિષણ ભ્રાત મળિયો રઘુનાથને, નાથ અનાથનો ચિત્ત ચહાશે;
લંક લૂંટાવશે એહ આગળ રહી, ખાંતે અમૃત ઘણું એહ ખાશે;
સ્મૃદ્ધિ રૂડ તેહને વામિ તમ દેહને, લંકનો અધિપતી એહ થાશે. ૧૩

રાવણ--છપ્પો.

શી મુરખને શીખ, કશી ઘેલાને ગોષ્ટી;
કશી કૃપણને કિરતિ, કશી વેરીશું વષ્ટી;
શી સજ્જનશું રાડ, કશી રાંકોશું રૂઠી;
શું નગરાને જ્ઞાન, પ્રીત ત્યાં શાની પુઠી;
વળિ વાત કશી વનિતાતણી, મોટા જન ક્યમ માનિયે;
કવિ શામળ કહે શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે. ૧૪

મંદોદરી.

ગોખરૂમૂળે હાથ, ઘણે હેતેથી ઘાલ્યો;
મણિધરકેરી મણી, મહીપત લેવા મહાલ્યો;
દાવાનળ ધરિ દેહ, તાડથી પડિને જિવવું;
શિંગડિયો વછનાગ, ઝેર હળાહળ પિવવું;
રાણા રાવણ ત્યમ રામશું, અકલ ફેલાવે આડિયો;
તે માગી લીધું મોત તેં, સૂતો સિંહ જગાડિયો. ૧૫

રાવણ.

મેર શિખરપર ચડે, કદી પાતાળે પેસે;
જાય સિંધુને શરણ, સૂર્ય મંડળ જઈ બેસે;

1. વિભીષણ.

છેક થાય તન રંક, લક્ષ કોઈની લૂટે;
આયુરદા ઘડિ એક, વધે નહિ કે નવ ખૂટે;
લેલાટ લખેલ ટળે નહિ, તો નિચ થઇ નમવું કશું;
ગુણવંતી તુજને ગમ નહિ, એક હાણુ બીજું હસું. ૧૬

મંદોદરી.

જોબનમદ જરમદ્દ, અહંપદ ધરે અલેખે;
કામાતુર નર અંધ, તેહ પણ આંખ ન દેખે;
સ્વજન મદ્દ મદ શૂર, મૂર્ખ જન મમતી મોટા;
સાચા જે પ્રતિબોધ, તેહને સર્વે ખોટા;
જે આખર આવ્યો આંકનો, કોનો ટાળ્યો ક્યમ ટળે;
અંધો નિત્યે અથડાયછે, ત્યાર પછી પાછો વળે. ૧૭

રાવણ.

કહે તું વાર કરોડ, શીખ માનું નહિ મારી;
ગાંગડુ કણુ ન રંધાય, ક્રોડ મણુ બાળે કાઠી;
માંખણુ નાવે મેળ, વરસ સો વલુવે પાણી;
પથર ઉપર જ્યમ નીર, અધિક શી કહું એંધાણી;
તને કામનિ ક્રોડ વસા કહું, મૂક વીનતા વારવું;
રાવણને જઈ રણુજંગમાં, રામ થકી નથિ હારવું. ૧૮

મંદોદરી.

સુમનતણી શુભ સેજ, હેમ હીંચોળા ખાટો;
ચિંતામણિની ખાણુ, રત્ન પરવાળી પાટચો;
માગ્યા વરસે મેહ, છે ખટ ઋતુની છાપે;
અશોક સરિખું વન, અલક્ષ્ય ભોગવિયે આપે;
વળિ નવે નીધ ને રીધ સિધ, સમૃદ્ધિ જોતામાં જશે;
મંદોદરિ કહે માને નહી, ધન તો ધુળધાણી થશે. ૧૯

રાવણ.

નિત્યે નિંદે વિપ્ર, વંશ તો જરૂર જાયે;
કપટ સહિત વ્યાપાર, તહાં દેવાળું થાયે;
કાયરમાં રહે શૂર, કોઇ વેળાયે નાસે;
રૂડી ભુંડિ ખશબોઈ, પટ્ટ બેસે રહે પાસે;

જે ઘેર ચલણ તરૂણીતણું, કામનિનુંજ કહ્યું કરે;
ગર્ધવ જાણો તે ગૃહસ્થને, આખર અર્થ નહી સરે. ૨૦

### મંદોદરી.

પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પોઢી,
પ્રમદાથી શો પુરૂષ, કહે નર નારી જોડી;
પ્રમદાથી ઘરસૂત્ર, પુત્ર પ્રમદાથી પામે;
અર્ધાંગા પુણ્યભાગિ, દુઃખ વિનતાથી વામે;
ઘર છિદ્ર ટળે ઘરણીથકી, માન અધિક મહિમાં મળે;
શુભ ઇછેછે સ્વામીતણું, અંતે પણ ભેગી બળે. ૨૧

### રાવણ.

કુળ રૂડે કન્યાય, ઘણી બીજો નહિ ધારે;
સિંહતણી સોબત્ય, મળે નહિ વારેવારે;
શાહ પુરૂષના બોલ, જેમ બોલ્યા તે બોલ્યા;
હાથી કેરા દંત, જેહ ખોલ્યા તે ખોલ્યા;
મહિપતિ કહે શુણ મંદોદરી, રાવણ રાડ લિધી સહી;
નવ આપે નારી જે હરી, હઠિલો હઠ મૂકે નહી. ૨૨

### મંદોદરી.

નમે સકુળની નારિ, નમે ફળ ફુલે વેલી;
નમે સતપુરૂષ સાધ, નમે સરિતા રસ રેલી;
કદી નમે નહિ કાઠ, નમે નહિ કુલટા કામી;
નમે નહી કો નીચ, હઠીલો જેહ હરામી;
વળિ નમે શ્રીરામ સરીખડા, જેણે ધર્મ મન ધારિયું;
પણ નમે ન રાવણ નરપતી, જેનું પુણ્ય પરવારિયું. ૨૩

### રાવણ.

બેશિ રહે બુદ્ધિહીણ, તોલ તારૂં તું તજાવે;
મગટી કાયર કૂખ, લૂણ મુજ ખાઇ લજાવે;
કરે તું વૈરિ વખાણ, કરેછે વપુને વહાલો;
કરે લવરિ લખવાર, કુંવરને જાણી કાલો;

તુજને પૂછી લાવ્યો નથી, યુવતી રણ રાવણ ચડે;
તું એશ માનની માળિયે, કંથ તારો કેવો લડે. ૨૪

* * * * *

## જુદીજુદી નાતોના અભિપ્રાય.

### ઝૂલણાછંદ.

વાત પૂછી એક વિપ્રને વિધવિધે, કેમ મહારાજ આ માનમાની;
આપવી એ ઘટે કે નહી આપિયે, છેક મુજને કહો વાત છાની;
ઉત્તર. મહિપતી માન તે મૂકિયે ક્યમ કરી, લાજ પણ ખોઈએ હોડ હાની;
પાછિ તો આપવામાંહિ પ્રાક્રમ કશું, ભીખ તેને પછી ભૂખ શાની. ૨૫

### વૈશ્ય. સવૈયા.

વૈશ કહે વેહેવાર તો એ છે, પાછિ દિધે લાજ પરિયામાં;
અથડાવા દ્યો દશ વિશ દહાડા, હાલ બકાલ છે કરિયામાં;
મોટાની વાતો છે મોટી, અથડાવા દ્યો વરિયામાં;
કાયર ક્યમ થૈયે આગળથી, વહાણ મુક્યુંછે દરિયામાં. ? ૨૬

### કણબી.

કહે કણબી ક્યમ કામનિ દીજે, જાત જોરાવર એની જાણી;
પાછા જશે અથડાઇ પોતે, લહરિ સમુદ્રનિ લેશે તાણી;
લાવ્યા શું પાછી આપવાને, એક હસવું ને બીજી હાણી;
પૃથવીપતિ એ આથ્ય મુકો ક્યમ, છેલે ક્યારે ગયું શું પાણી. ૨૭

### સૂતાર. ઝૂલણા.

કહે ગજધર દહાડા પાધરા દૈત્યના, શીવ વરદાનની છાપ છે રે;
સાત સાગરતણી આડ છે ઊભિ, અધિનાથ તો રાવણો આપ છે રે;
દેવ હીંડેછે દશ દીશમાં નાસતા. તેવો ત્રીલોકમાં તાપ છે રે;
તો ભલે લાવિયા ભૂપતી ભામની, જ્યમ ગજે તસુ તે તો માપ છે રે. ૨૮

### કુલાલ. સવૈયા.

કહે કુલાલ કરો શી વાતો, એનો મારગ એંડો છે;
વઢતાં કુણ જીતે કુણ હારે, મહિપતિ માની મેંઢો છે;
લેવો ગઢ લંકાનો દુર્લભ, વંક વળામણ વેંડો છે;
શું ઘટ કે શું ઘેંડ ઊતરશે, ચાક ઉપર હજિ પેંડો છે. ૨૯

### લુહાર.

કહે લુહાર મોકલો કુંભક, ખાય મુખેતો વાનર ખૂટે;
નહિતર જોર કરો જંજાળનું, છણછણતા ગોળા બહુ છૂટે;
રાક્ષસ મોકલિ રીછ વિદારણ, વડી વહાર કરાવો પુંઠે;
બળિયા રાણા જુઓ બારણે, લુહાર લોઢું આપે ફૂટે. ૩૦

### સોની.

સોનિ કહે લાવ્યાછો સીતા, પ્રીત વચનમાં પળાતું છે;
ચોટ નાંખિ છે તો ચિંતા શી, રાજ પદવિમાં રળવું છે;
આમે કર્મ લલાટ લખાણું, તે શું ટાળ્યું ટળતું છે;
સોનું પહેરતાં કાનજ તુટે, જતરડામાં નિકળવું છે. ૩૧

### ઘાંચી. ઝૂલણા છંદ.

ઘાંચિ કહે ઘણું જોર છે એહમા, માંકડાં કેરો એ માર જોરે;
બાળક બેહુમાં બુદ્ધિ છે કેટલી, ભૂપતિ ભારેનો ભાર જોરે;
(નહિ) ઘોડલાં જોડલાં હાથિયા સાથિયા, કટક કેરો તો કાર જોરે;
હડબડવું નહિ હીમત રાખવી, તેલ જો તેલની ધાર જોરે. ૩૨

### મોચી.

મોચિ કહે અમે માંકડાં દીઠડાં, જેમ નાસે રણ રોઝડાં રે;
કોઠ બિલાંતણે કાજ વઢે ઘણું, તુછ તૃણાવત તોછડાં રે;
હૂકતાં કૂદતાં ને ઢુક ઢૂકતાં, ફોજ નહીં એ તો ફોજડાં રે;
હીમત રાખિયે દૈવત દાખિયે, પાણિ પેહેલાં કશાં મોજડાં રે. ૩૩

* * * * * *

### રબારી સવૈયા.

કહે રબારી શ્રીરામ આવ્યા છે તો, કેટલા દીન ઇહાં બેશિ રહેશે;
ખાવા પિવા ન મળશે પૂરણ, સુખ કે દુખ કો આગળ કહેશે;
દશમુખ સરખો દુશમન છે શિર, લંકે આવતાં લેખાં લેશે;
ઢોરને ચોર થશે એકઠાં જુઓ, ઉંટડો કોણ કિનારે બેસે. ૩૪

### દરજી.

કહે દરજી હું સઉ જાણુંછું, ભૂપતિ આપણો ભોળો છે;
પહાણ તારી આવ્યો પરપંચે, જનાવર સાથે જોરો છે;

બાળિ ગયો બળવંતો કોઇક, ટેક ઘણેરો તોરો છે;
આરા કેડે વારો આવશે, સોયનિ કેડે દોરો છે. ૩૫

**ધોબી.**

પરિયટ કહે હું પ્રીછ્યો પારખું, હાથ તારે શિર હરનો છે;
નવસેં બાંધ્યા છે નરપતિ તો, ભાર શો એના ડરનો છે;
હારીને જો હીમત મુકશો, તો ફિટકારો નરનો છે;
ધોબી કેરો કુતરો તે નહિ, ઘાટતણો કે ઘરનો છે. ૩૬

**ભોઇ.**

ભોઇ કહે ભૂપતિ કહું તુજને, સીત હરી તે સાંખી છે;
જોરાવર દીશે જન ઝાઝા, ભાગ્યનિધી શી ભાંખી છે;
પચવાની નથિ એની પ્રમદા, જેવી જિવતી માંખી છે;
અંગદ વષ્ટિયે આવ્યોતો તે, કણક મઝને નાંખી છે. ૩૭

**શલાટ.**

શલાટ કહે શાણા છો સઉકો, વેદ વચનની વાણી છે;
સીતાજીને સ્ત્રી જાણો પણ, રામતણી એ રાણી છે;
એના શાપથિ ઊજડ થાશે, હુંશયકી બહુ હાણી છે;
રંકનું કહ્યું ન રાવણ માને, પથ્થર ઊપર પાણી છે. ૩૮

**સાબળિયો.**

સાબળિયો કહે સઉ જાણોછો, જુવતી લાવ્યોછે એ જાણી;
એને ગમતું આપણ બોલો, વિધવિધ ઉચરો વાત વખાણી;
શીખામણ દઇને થાકી છે, રાવણને મંદોદરિ રાણી;
ધર્મનિ વાત ધિરજથી થાશે, દુધનું દુધ પાણીનું પાણી. ૩૯

**ભરવાડ.**

કહે ભરવાડ ભુપતિ પૂછેછે, સાચી વાત કહો મુખ મોંની;
દેશતણો ભંગ થશે દેખતાં, પરથમ તો પરજાને પોણી;
લંગૂરે લંકા તો બાળી, જ્યાન સઉને પેહેલી બોણી;
રાડ ન થાય તો સઉને રૂડું, દૂધ રહે ને રહે વળિ દોણી. ૪૦

**જતી.**

જતી કહે સાંભળજો સઉકો, ભૂડા લોકો ભૂર ભમાડે;
રામચંદ્ર મોટો રિષ રાજા, પ્રૌઢ કોટ પણ વાનર પાડે;

આપણો રાજન અતળિ બળિયો, છલા મલ્લ અધીક અખાડે;
એ સાથે વઢતાં નહિ વાધે, વેચવો કાંશકો વરતિયા વાડે. ૪૧

ગોલો.

ગોલો કહે ગુણવંતા આગળ, મારી તે શી ચાલે મતી;
નવ ગ્રહ જીતી બાંધ્યા નરપલ, રાવણ રાયનિ મોટી રતી;
જો જીતે તો તો જશ થાશે, નહિતર પાછી આપે સતી;
હાર જીત છે હોડે રમવું, ક્યાં ગોલાને ગાયો હતી. ૪૨

કોળી.

કોળી કહે હું કહું કરજોડી, દેશપતી આવ્યોછે દાવે;
શરો થઇ સીતાને લાવ્યો, તે કૂડો ક્યમ કાયર કહાવે;
જીતવું રણમાં ને જશ લેવો, નિચ નિરમાલ થયો તો નાવે;
કુણ જાણે કરતાર શું કરશે, ભીલનું ભાલોડું પાંશરૂ આવે. ૪૩

ખાતરી.

ખાતરિ કહે હું કહું ખરેખરૂં, હલહલ કરવા દોને હેલાં;
મોટાસાથ લડે તે મરશે, શું ખાવાંછે સાકર કેળાં;
હીમત જોર જણાશે એનું, ભૂપતિને કહિયે કર ભેળાં;
એક ઘડીમાં રંગ જણાશે, તાણો વાણો મળશે તે વેળા. ૪૪

ચીતારો.

ચીતારો કહે ચિંતા મુજને, અધિક વાનરાં આવી અડશે;
ઘણાંક જોજન ગઢ છે ઉંચો, ચહાયતે વેળા ઉપર ચડશે;
દેહવટ કરશે દેશ લંકાનો, નિશ્ચે એ નરપતિને નડશે;
રામચંદ્ર સમજેછે સરવે, મોર ઈંડાં શું ચિતરવાં પડશે. ૪૫

બારોટ.

બારોટ કહે બળવંતે રાવણ, ગુણહીણે કીધી ધાટાઈ;
રામ સંધાતે રાડ સાંધવી, ખોટી જાણો એ ખાટાઇ;
ઘડીમાંહિ તો ઊજડ થાશે, પોઢું રાજ્ય જશે પાટાઇ;
કરૂં વખાણ તે વાટજ ઉઠે, ભલિ કહેવી શી બ્રહ્મભાટાઇ. ૪૬

કુંભાર.

કહે પ્રજાપતિ શુણ રે ભૂપતિ, અતિશે વાંક તમારો આડો;
ચતુરા કેરા ચોર કહેવાણા, વળિ તે સાથ કરોછો તાડો;

હનુમાનને હરાવિ હહાવે, એવો કોઈ દાસ દેખાડો;
જગજીવન સાથે જઇ જિતવું, કોઠિ ધોઇ શું કાદવ કહાડો. ૪૭

### તંબોળી.

તંબોળી કહે તમે વિચાર્યું, ખરૂં લખાણું અક્ષર ખાતું;
ચૌદ ચોકડી રાજ્ય પામિયા, શિવ પરતાપ હતું સુખ સાતું;
આજે ઇંદ્રતણી છે અલખત, જુલમ કર્યાથી જોશો જાતું;
સઉ જાણેછે સુખ ભોગવિયે, પાન ખાઇ કરિયે મુખ રાતું ૪૮

### સોનિવાણિયો.

સોનિવાણિયો કહેછે સાચું, અધિપતિ છે તારે મન આંટો;
જોરાવર શું જુલમ કરોછો, તળપદ નહિ એ વિપરિત વાંટો;
ઈશ અદલ ઇનસાફ તોળશે, એની સાથ લડા નહિ ખાટો;
રંચ કદી કોઈની નહિ રાખે, શર્મ કશી સોનીનો કાંટો. ૪૯

### વૈદ.

વૈદ કહે વેરીશું વઢિયે, તો તો એક કહું તે કીજે;
સામ દામ ને ભેદ કરો બહુ, વાત ખરીમાં કોઈ ન ખીજે;
આમે જેહ લખ્યું તે થાશે, ઘડિ લાહો લાખેણો લીજે;
બળ દેખાડિ જુઓ ન બિહે તો, રેચ પછે નેપાળો દીજે. ૫૦

### વેદિયો.

કહે વેદિયો વેદ લખાણું, શાપ મહા સતિના ગુણવા છે;
લંગુરને લંકા જે લેવી, તે કાંઇ શું ડુંગર ખણવા છે;
જેવું વાવિયે તેવું ઊગે, તેવા કણ પછિથી લણવા છે;
રોળી નાંખે રામ રાવણને, તેમાં વેદ કશા ભણવા છે. ૫૧

### ભાડભુંજો.

ભાડભુંજો કહે ભલું મનાવો, વખાણ કરિને બોલો વાણી;
ભાગે રાડ મળી રઘુવરને, દુખ પામેછે સીતા રાણી;
પરજાળી પલવંગે લંકા, જુગ બાધામાંહે તે જાણી;
ખંડાશે પુંઆની પેરે, એનું રાજ્ય થશે ધુળધાણી. ૫૨

### જોશી.

જોશી કહે જોશો સઉ લોકો, કરૂણા નિધિયે કરૂણા કીધી;
રોળાશે રાવણ રણમાંહે, જો નવ પાછી સીતા દીધી;

ભાઇ વિભીષણ ભૂપતિ થાશે, એક ઘડીમાં લંકા લીધી;
રામ રાજ કરશે એ રૂડાં, જન્મપત્રિ આગળથી કીધી. ૫૩

### પંડિત.

પંડિત કહે પ્રીછો આગળથી, ગુણહીણા મારેછે ગોથાં;
જે વેળા લક્ષ્મણજી ચડશે, લંકા ગઢ લેશે સહુ જોતાં;
રણસંગ્રામે જીતે રાવણ, એ તો સરવે જાણો થોથાં;
રામ હાથ મૃત્યુ રાવણનું, પુરાણનાં એ લખાણાં પોથાં. ૫૪

* * * * *

### ભવાઇયો.

કહે ભવાઇયો ભુંડું ન માનો, તાલ વાત એક કહિશું તાનો;
સીતા સોંપી શીશ નમાવે, હોય દશાનન જો કાંઈ દાનો;
લૂટાશે લંકાની લક્ષ્મી, પાછેને શું ચડશે પાનો:
સત્ય કહેતાં રીઝો કે ખીજો, નાચવું ત્યાં ઘુંમટો તે શાનો. ૫૫

### આંધળો.

અંધ કહે આગળથી સૂજે, કૂડાકેરી શી કારશી;
દૈવનિ આગળ કોનું ડહાપણ, પંડિત આગળ શી પારશી;
જેને રઘુનંદન જેને રૂઠયા, તેનો વળતી કુણ વારશી;
રીત રૂડી રાવણને કહેવી, અંધા આગળ શી આરશી. ૫૬

### બહેરો.

બધિર કહે મુજ બુદ્ધિ થોડી, તોય કહુંછું રૂડા કાજે;
રંકનું કહ્યું ન માને રાજા, જેને છત્ર કનકનું છાજે;
અહંકારિ રાવણ અતળીબળ, લક્ષવસા આપતાં લાજે;
એ આગળ કહેશો તે મિથ્યા, બેહેરા આગળ શંખજ વાજે. ૫૭

### ખોડો.

ખોડો કહે ખડતલ છે વાતો, એને આંગણુ બોલ્યા કાગા;
શ્વાન રૂએ શેરીનાં શતધા, ઘાવ રૂદે તે વેળા વાગ્યા;
હીમત હરિ એની હનુમંતે, લંકા સહિત મેહેલ જે લાગ્યા;
દંવત એમાં શું દેખોછો, ભૂપતિ કેરા છે પગ ભાગ્યા. ૫૮

### બાડો.

એક ચક્ષુનો નર એમ કહેછે, અધિપતિ છે હજુ આડામાં;
ઐરાવત એણે નથિ દીઠો, કર્યું પરાક્રમ પાડામાં;
હઠિલો હજી હીમત નહિ મૂકે, ટેક ધરેછે તાડામાં;
કપટ કોટિધા એ કરિ જાણે, બત્રિશ લક્ષણ બાડામાં. ૫૯

### પાવૈ.

કહે પાવૈ એ પેર હું પ્રીછું, એ રિછ વાનર ક્યમ કરિ વઢશે;
ઉંઠ જોજન છે કોટ કનકનો, તે કોનો ક્યમ પાડયો પડશે;
રામ રાય ને રાવણ રાક્ષસ, નિર્બળ ક્યમ નરપતિને નડશે;
રીસાઈ રહેશે રાવણથી તો, શું પાવૈને પાનો ચડશે. ૬૦

### જુગટિયો.

જૂગટિયો કહે હું જાણુંછું, સઉકો વાત ગણો એ સાચી;
ભુડું કામ કર્યું છે ભૂપત્ય, રામની લાવ્યો રામા રાચી;
મહારાજ રાજેશ્વર રૂડા, હજી જુએ પગ સામું નાચી;
આખર જિવનો તો નહિ મૂકે, સોળ સોગઠી એની કાચી. ૬૧

### કાછિયો.

કાછિયો કહે કજ્યું મેં કોડે, દિલ અતિશે હું એનું દેખું;
વાનર રિછ બળવંતાં છે બહુ, પેર ધણીથી હું મન પેખું;
સર્વે વખાણોછો રાવણને, હું એકલડો કેમ ઉવેખું;
રામજિ આગળ રાવણ તે તો, મુળાપણી શું ઝાડમાં લેખું. ૬૨

### વણઝારો.

વણઝારો કહે વારો એને, ગુણ વાતો કહોછો તે ઘેલી;
અગ્નિ આંચમાં આવ્યો અધિપતિ, પ્રીછો નહિ એ પ્રીત પહેલી;
વઢતાં વાત થશે એ વિપરિત, સીતા આપવિ તે છે સેહેલી;
આપણ શિદ આગળથી કહો, શું ગુણ્ય કૂદશે બળદ પહેલી. ૬૩

### રોગી.

રોગિ એક ચોરેથી બોલ્યો, કરી વખાણ કહે સઉ વઢો;
સેના સજ્જ કરાવે રાવણ, પુર બાધે વજડાવો પડો;
કુણ જાણે કુણ જીતે હારે, દેશ બધાનો વળશે દડો;
હીમત કોણ મુકાવે એની, કોણ તાવને કહેશે ચડો. ૬૪

### નેસ્તી.

નેસ્તી એક બોલ્યો નરપતિનો, સુરતા એક મને તો થઇછે;
સીતાને લાવ્યો એ રાવણ, રૌરવ રોગ ખરો એ ખઇછે;
ઈશ શીશથી રહ્યા વેગળા, એના કર્મથિ લંકા ગઇછે;
વિચાર કરતાં વહાણું વહાશે, નેસ્તીની મા ખાટલે મુઇછે. ૬૫

### પટેલ.

પટેલ કહે પાપી એ રાવણ, મોત એનું થોડે દિન મળશે;
સુખસાગરમાં સદા ઝીલતો, તે તો વૈભવ વેળા ટળશે;
સતીતણા જે શાપ થયાછે, તેવો વૃક્ષ હવે તો ફળશે;
સાચું નવ કહિયે શામાટે, શુ પસાયતાં ચાંપી કળશે. ? ૬૬

### માળી.

માળિ કહેછે મુજને ગમ નહિ, વાત કરોછો જે જે મોટી;
રાવણ રાજા છે દિલડહાયો, લક્ષ વસા પડશે તે લોટી;
હું કહુંછું તે માનો સાચું, તમે કહોછો તે સઉ ખોટી;
ઝાઝું કરે તો સીતા લેશે, માળિ રૂઠ્યો શું લેશે ચોટી. ૬૭

### બ્રાહ્મણ.

બ્રાહ્મણ કહે ભાવિક સરજ્યું છે, રામ રાવણ વેરેથી વઢશે;
જે વેળા લખમણ જુધ કરશે, એક ઘડીમાં ઘાટજ ઘડશે;
હાથ દેખાડયા વિન હઠશે નહિ, જ્યમ ત્યમ તો જાનકિ ક્યમ જડશે;
મેળિ ધાડ બેઠો છે મહિપતિ, ભિખનાં ભાંડ શું શીંકે ચડશે. ૬૮

### કણબી.

કણબી એક બેઠો તો માળે, તે કહેછે મુજને એ ભાસે;
રાવણ રાડ કરી શકશે નહિ, નિર્બળ નીચ થઇને નાસે;
એકે વાત ઉકલતી છે નહિ, પડીગો પાપતણે એ પાશે;
સીતા સાથે સર્વે સમૃદ્ધિ, ગોફણ ગોળા સોતી જાશે. ૬૯
એક પટલ પાદરયો બોલ્યો, રાવણની નવ પહોતી રળી;
સીતા વેલી ઝેરતણી છે, તે એને લાગેછે ગળી;
ઇંદ્રતણી અલખત ભોગવતો, ટેક બધી એની તો ટળી;
સતિ સીતા જોખમ કરિ જાશે, ન ખાધો પુંખ હથેળી બળી. ૭૦

### જોગી.

જોગી કહે જરૂરી જાણો, દશઆનન આવ્યોછે દાવે;
કુંભકરણ કુમતી દેનારો, કૂડ કપટ જેને મન કહાવે;
ઇંદ્રજીત અન્યાયે બોલે, ભૂપતિના મનમાં જે ભાવે;
સૂર્પનખા શિક્ષા દેનારી, જોગી પ્રધાન તુંબડાં વાવે. ૭૧

### પટેલ.

એક પટલ ચોરેથી બોલ્યો, બાળ પરી રાવણુની બુદ્ધિ;
બેહુન્યે કહ્યું ત્યાંથી બેહેકયો છે, ઘેલી ગુણહીણી તે ગદ્ધી;
સુખશજ્યા વીમાન તજ્યાં છે, રાજપદવિની રીતો રૂંધી;
લંકામાં લાડકવાગો પણુ, પટલનિ ઘોડી પાદર સૂધી. ૭૨

### છીપો.

છીપો કહે છાજે નહિ એને, છતનો એને છાક ચડેછે;
જગતજનેતાને એ લાવ્યો, સામો વેરી થઈને વઢેછે;
ઝાઝાં વાવ્યાં ઝાડ ઝેરનાં, તેને ફળ તેનાંજ જડેછે;
રાવણુ આખર રાક્ષસિનો સુત, જાત વિના શું ભાત પડેછે. ૭૩

### કંસારો.

કંસારો કહે કહું કેટલું, રાવણુથી શું રામ ડરેછે;
ધૂલ કરેછે તે સઉ ફોગટ, હાથે નિજને હીત હરેછે;
ચૌદ ચોકડી રાજ તજીને, વણમોતે તો એહ મરેછે;
ત્રાંબાડોળ કરે નહિ છૂટે, ફોગટ કાંસાકૂટ કરેછે. ૭૪

### કંદોઇ.

કંદોઈ કહે કૂડો એ કપટી, બુદ્ધીહીણુ થયો બાડવો;
એ જાણેછે ખાઇ સાગરની, રામને મન તો છે ખાડવો;
જાણેછે લંકા ક્યમ લેશે, વાનરને મન ઘી ગાડવો;
લંપટ લોભી સીતા લાવ્યો, જાણ્યું બાપનો છે લાડવો. ૭૫

### સ્ત્રિયો.

વાત કરે વિનતા લંકામાં, સખિયો સખિયોમાં સઉ મળી;
કહો બાઇ કુણુ હારે જીતે, કોને વાર્તા ન પડે કળી;
એક કહે એમાં શું કહેવું, અદકી બોલું હું આંચળી;
એકાએક હઠે શું અધિપતિ, પેહેરી બેઠોછે કાંચળી. ૭૬

### વિધવા સ્ત્રી.

વિધવા કહે વખાણે છે શું, ઘેલો બોલ ગમે નહિ ગાંડો;
વાર્યું કરે નહિ હાર્યું કરશે, કહિયે સુખે મામલો માંડો;
લંકા ઘડિ બેચાર લુટાશે, જેને ગમે તે ગામજ છાંડો;
સુખે રાજ રાવણ ક્યમ કરશે, શું જિતવીછે રાંડી રાંડો. ૭૭

### પંચલોક.

પંચ મળી પરમાણ કર્યુંછે, રાવણ કાજળ રામજિ કેસર;
રાવણ ખાડો રામ ગંગોદક, રામ ઐરાવત રાવણ ભેંસર;
રામ ધરમ રાવણ અણધરમી, શ્રીશામળભટ કહે કવેસર;
રામ જિતે ને રાવણ હારે, પંચ તહાં પૂરણ પરમેસર. ૭૮

### ગ્રંથ સમાપ્તિ વિષે.

બ્રાહ્મણ ભાટ કવી કો ચારણ, ખોડ મ દેશો રંક કે રાણો;
એક નામ શ્રિરામજિ કેરૂં, બીજો અકલથકી ઊખાણો;
જેને જેહ વણજ તે સૂજે, પ્રીતથકી પંચે પરમાણો;
નિશિ ચરચા નિરખી નરપતિયે, શામળભટ કહે સમજે શાણો. ૭૯
ગુર્જર દેશ ગુણે ગરૂઓ, શ્રીગોડ વિપ્ર વેગનપુર વાસી;
તેહ પિતા પુરૂષોત્તમ કેરો, વીરેશ્વરનો પુત્ર વિલાસી;
શામળભટ શિવજીનો સેવક, આદ્ય શક્તિ કેરો ઊપાસી;
રામ ચરિત ગાતાં સુણતાં નિત્ય, પગ પગ કોડવસા એ કાશી. ૮૦

### રાવણ મંદોદરી સંવાદ સંપૂર્ણ.

---

## પદ્માવતીની વાર્ત્તા.

આખ્યાન કહું પદ્માવતી, સતી શિરોમણી જેહ;
પુષ્પસેન સાથે વરી, વર્ણન હું કહું તેહ.
નગર એક ચંપાવતી, ચંપકસેન રાજન;
પટરાણી પુષ્પાવતી, પુષ્પસેન એક તન.
બત્રિશ લક્ષણ આગળો, ચઉદ વિદ્યા ગુણ જાણ;
રાગ છત્રિશે આળપે, વદન શશી પરમાણ.
સોળ વરસનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર;
હયે બેશીને સંચર્યો, જાણે બાવન વીર.

પ્રીત ઘણી પરધાનશું, ક્ષણુ અળગો નવ થાય;
બેજણુ રમવા એકઠા, મૃગયા કારણુ જાય.
વસંત ઋતુ ફુલી રહી, સુંદર સરોવર નીર;
મૃગયાથી પાછા વળ્યા, આવ્યા તેને તીર.
સુંદર તટ રળીઆમણું, ઉભા તેને છાંય;
માનની એક મદે ભરી, જળ ભરવાને જાય.

(એ કન્યાનું નામ સુલોચના હતું. તેને રાજકુંવર વેરે પરણવાની ઇચ્છા થઇ.)

કુંભ ભરી શિરપર ધર્યો, કટાક્ષ કરતી જાય;
ચાતુરી ઘણી ચાળવી, તોય ન ચેત્યો રાય.
રીસ કરી રામા વદે, સાંભળ રાજકુમાર;
કોણુ કારણુ આવ્યું કામહું, શીદ વેંઢારે ભાર.
રાય સુણી અચરત થયો, સાથી સામું જોય;
શું કહેછે એ કામની, કહી નવ શકે કોય.
કહે રામા તું કોણુ છે, કોણુ તમારી જાત;
શા કારણુ પડ્યું પુછવું, તે કહો મુજને વાત.
નારી વેણુજ ઓચરી, સાંભળ સાચું ધીર;
કશી ભરીને નાખ તું, મારા કુંભપર તીર.
કુંભે તીરજ વાગશે, ચાલશે જળની ધાર;
હોડ આપણે એટલી, આપું એકાવળ હાર.

( પણુ આવતા તીરને ઝાલી લઉં ને તમારી પહેલી ફાળ ચૂકાવું
તો તમારે મારે ઘેર આવી મારી વેરે લગ્ન કરવું. )

મહિપતિ રિઝયો મનવિષે, એ તો રૂડી વાત;
હું નિશાન ભુલું નહિ, બેડું તેં કોણુ માત્ર.
તાણી તીરજ નાંખિયો, રાજાયે દઇ દોટ;
આવતો ઝાલ્યો ઝડપશું, ચુકવ્યો પહેલી ચોટ.
સખિયો સાથે હશી પડી, ચડી રાયને રીસ;
કો કાળે ભુલું નહી, જાણે છેહું શીશ.
પ્રધાને વારિ રાખિયો, રીસ ન કીજે રાઓ;
મુખથિ વેણુંજ જો ઓચર્યાં, એને મંદિર જાઓ.

પછિ રાય હશિ બોલિયો, કહો આવ્યાની વાટ;
મંદિરનું દે પારખું, આવું પડતી રાત.
નિત્યે પાવક પરજળે, મૃત સંજીવન થાય;
તેથિ મોહોલ ઊંચેરડો, એ એંધાણિ રાય.
અગ્નિથકી લોહું ગળે, જીવતી ધમણો સાર;
મંદિર કહ્યું તે માનની, લક્ષ વસા લોહાર.
જેને દિઠે જગ મોહે, તેનું છેદે શીશ;
તેને ઘેર થઇ આવજો, રવિ આથમતે દીશ.
નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નીરશું નેહ; .
પુષ્પો વીણે પ્રીતશું, માળી મંદિર તેહ.
જેહ સમારે તુજને, તેને સમારે જેહ;
તેથી મહોલ ઊંચેરડા, સહિ એંધાણી એહ.
શોભા દે સઉ લોકને, તેને ઉજ્વળ કામ;
શામા સમજાવ્યું તમે, ધોબી એનું નામ.
જેને ખાધે વિષ ચડે, તેને જે કોઇ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય.

## ઉત્તર મોર.

કુરંગ હેમ સરિખડો, પુછ પીવંતો નીર;
તે મેલું મુજ બારણે, આવજો આણી ધીર.
દિવસે મારે કામની, કુલમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જુવતી દીપક જ્યોત.
મુખે મધુરૂં બોલતો, ચાતુર નર વશ હોય;
તેનો શબ્દ સુણી આવજો, જેમ ન જાણે કોય.
ભોગી માણે ભૂપતિ, તેને વાલો તંત્ર;
બોલે બેશી જોખથી, જુવતી તે તો જંત્ર.
રાંક અઢારે વર્ણમાં, જેવડે તારૂં રાજ;
ધીરજ રાણી આવજો, જાત અમારી આજ.
ડાહ્યો અકલે આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તે ઓળખ્યો, વણીક કેરો પુત્ર.

અમુલક બે જે તમકને, જલમાં નીપજે જેહ;
એ બે કીજે એકઠાં, તાત અમારો તેહ.
અમુલક બે તે નેણ છે, જળમાં કમળ સુધામ;
નારી તેં મુજને કહ્યું, નેનકમળશા નામ.

## ચોપાઇ.

એવું કહીને નારી જાય, મનમાં હરખ્યો પોતે રાય;
આપ આપણે મંદિર ગયાં, સાંજ સમે બે તતપર થયાં.
કહ્યાં એંધાણ ધરીને ગવૈ, રાજાને મન વશિયાં સવૈ;
પ્રીત થકો રાજા પરવર્યો, સ્ત્રી મહોલ સામો સંચર્યો.
ઉઠિ અબળાએ કર્યો પ્રણામ, ભલે પધાર્યા રૂડે કામ;
પાંચ પદારથ પામ્યાં અમો, પ્રીતે કરી પધાર્યા તમો.
રાજા બેઠા પાસે જઈ, સ્ત્રી કર જોડી ઉભી રહી;
ભામનીયે નિરખ્યો તે ભૂપ, રાજબીજ રઢિયાળું રૂપ.
રાજાયે રાણિ નિરખિયાં, બેઉજણાં હૈડે હરખિયાં.

## દોહરા.

સુલોચના એમ ઓચરે, સાંભળ રાય સુધીર;
જો વરૂં તો તુજને વરૂં, નહિતો પાડું શરીર.

(બાઈની મરજી એવી હતી કે તેજ વખતે ગાંધર્વવિવાહ કરવો, પણ રાજકુમારને એમ છાનું પરણવું ઠીક લાગ્યું નહિ તેથી તેણે ના કહી.)

વિનતા વળતી ઓચરી, એ શું બોલ્યા રાય;
ના કહેતાં મરશું અમો, તે તમને હત્યાય.
રાય કહે સુણ સુંદરી, એમાં અમને ખોડ;
કાલ સવારે પરણશું, આપણ જુવતી જોડ.
હૈડે ધીરજ રાખ તું, જઈ સંભળાવું તાત;
નગર લોક સઉ દેખતાં, ઝાલું જમણો હાથ.
મંડપ રચાવું મોકળો, પરણું રૂડી પેર;
પટરાણી કરૂં પ્રેમશું, રાખું મારે ઘેર.

(રાજકુમારના એ વચનથી સુલોચના સંતોષ પામી પોતાની માની પાસે ગઇ અને કુંવર અહીં શેઠને ઘેર રાત્રે સુઇ રહ્યો, એવામાં બીજું કૌતુક થયું.)

### ચોપાઇ.

તેણે સમે વળતું શું થાય, સજી સભાને બેઠો રાય;
ચંપકસેન નામ જે તણું, ઢળે છત્ર શિર શોભિત ઘણું.
નિશા અંધારિ દિપક બળે, રાજ કુળ છત્રિશે મળે;
રાગ રાગણી છત્રિશ થાય, બહુ મળ્યા રાણા ને રાય.
વિવિધ પ્રકારે થાયે ગાન, એ રિતે બેઠા રાજાન;
પહોર રાત એમ કરતાં ગઈ, નગરમાંહી ત્યાં બુમજ થઇ.
ધસમસીને ત્યાં આવ્યા લોક, સઉકોને મન પ્રગટ્યો શોક;
રાય સભામાં આવી રહ્યા, કારણ રાજા આગળ કહ્યાં.
રાય બચ્યાનો નથી રે લાગ, નગર વિષે આવ્યા બે વાઘ;
રાજાજી સાંભળજો વાત, માણસ ત્રણની કીધી ઘાત.
સુણતાં રાય થયો અસ્વાર, સોંઢ્યા છે ત્યાં મહા ઝુઝાર;
નગરથકી બહાર નીસર્યા, ઘેરી વાઘ બે આગળ કર્યા.
રાજા સૌથી આગળ રહે, ક્રોધ કરીને વાણી કહે.

### દોહરા.

નગરપડો વજડાવિયો, વરતાવી છે આણ;
જે નહિ આવે રણવિષે, તેના લેઉં પ્રાણ.
રહે રાયના દેશમાં, અન્ન રાયનું ખાય;
વહેલો આવી આ ઘડી, રણમાં સાથે થાય.
પાંચથકી પંચાસનો, પાળો કે અસ્વાર;
જે નહિ આવે રણ વિષે, તેને મારૂં હાર.
વૃદ્ધ પ્રધાન વાણિ વદે, એમ ન બોલો બોલ;
કોઈક એવો રહી જશે, ઉતરશે તુજ તોલ.
નહિ ગુદરૂ પરધાનને, નહિ બેટા કે બાપ;
પક્ષ કરૂં જો કોઇનો, બ્રહ્મહત્યાદિક પાપ.

### ચોપાઈ.

ચંપકસેને કોલજ કર્યો, શિકાર કરવાને સંચર્યો;
અન્યો અન્ય સેના સંચરે, ઘેરી વાઘને આગળ કરે.
એમ કરતાં વીતી મધ્યરાત, વાઘ બેયની કીધી ઘાત;
રાજા મનમાં હરખ્યો બહુ, વજીરસાથે હરખ્યા સહુ.

રણમાં સભા કરીને રાય, સઉકોને ત્યાં કરે પસાય;
હું.તેને આપું શિરપાવ, જેણે વાઘ પર કીધા ઘાવ.

દોહરા.

કર્યું નિરીક્ષણ નરપતિ, જોયાં સઘળાં રૂપ;
દૃષ્ટે આવી નવ ચઢ્યો, પુષ્પસેનસુત ભૂપ.
ક્રોધપૂર્ણ રાજા થયો, ભમર ચઢાવી શીશ;
જઇ સુતને હાથે હણું, રવિ ઉગંતે દીશ.
હત્યા ન ગણું બાળની, વચન અમારૂં જાય;
રાવત સઉ ઝંખા થયા, કર્યો મહા અન્યાય.

ચોપાઈ.

રાતે સર્વે રણમાં રહ્યું, ઉગ્યો સૂર્ય ને વહાણું થયું;
પ્રાતઃકાળ થયો જેટલે, પુષ્પસેન જાગ્યો તેટલે.
રવિ ઉગમતે તે ઉઠિયો, પાગ સમારિ બેઠો થયો;
પ્રમદા આવી પાલવ ગ્રહ્યા, રાજાને એમ વચનજ કહ્યાં.
તમો વિના મેં રહ્યું ન જાય, ઘડી એક વરસની થાય;
તમ દીઠે મુજ ભાગે ભૂખ, અણ દીઠે ઉપજે મહાદુખ.
રાય કહે ધીર રાખો તમો, વચન મારૂં જે વરશું અમો;
વચન દેઇને મહિપતિ ગયો, મહોલ પોતાને દાખલ થયો.
આવતો માયે નિરખ્યો તન, ઉલટ વધી માતાને મન;
કહો કુંવર ક્યાંથી આવિયા, સમાચાર શા શા લાવિયા.
કોણે વાઘ હણ્યા કઈપેર, રાજકુંવર પધાર્યા ઘેર;
જીતી જશ તે કોણે લીધ, કેટલાને સરપાવજ દીધ.
મા શું વાઘ શું કહોછો તમો, વાત કશિ પ્રીછુ નહિ અમો;
રાતે તે શી થઇછે વાત, ક્યાંહાં ગયાછે મારો તાત.

દોહરા.

રાતે વાઘ બે આવિયા, સેન ગયું રણમાંય;
નગર પડો વજડાવિયો, તું ક્યમ ન ગયો ત્યાંય.
વચન સુણીને માતનું, ચાલ્યો રાજકુમાર;
અશ્વે બેશી એકલો, ગયો નગરથી બહાર.

કટક સર્વ પાછું વળ્યું, જાણે [illegible]પૂર;
કુંવર મળિયો વાટમાં, ત્યાં ઉગ[illegible] સૂર.
પિતા સમીપે આવિયો, પાળો થઈ [illegible] વાર;
કર જોડીને કુંવરે, કિધો જઈ જુહા[illegible].

## ચોપાઇ.

રાયની કરડી દીઠી દૃષ્ટ, કુંવર મનમાં [illegible]મ્યો કષ્ટ;
કુંવર મનમાં ઝાંખો થયો, સૌની પાછી [illegible]ાછળ રહ્યો.
રાજા આવ્યો રણમાં જઈ, સેના સૌ સૌને ઘેર ગઇ;
ચંપક બેઠો આસન ચડી, તેડ્યો કુંવરને તે ઘડી.
નાનું મોટું નગરનું સહુ, મળી ખલક જોવાને બહુ;
સાચું કહો રહ્યા ક્યાં રાત, વળતી આવ્યા કેમ પ્રભાત.
વળતી કુંવરે વચનજ કહ્યું, જેમ સરજ્યું હતું તેમજ થયું;
રાજાજી જે કહો તે કરૂં, ઘો આજ્ઞા ને મસ્તક ધરૂં.
શાને પૂછો રાખણહાર, હું અન્યાઈ ઉભો આ દ્વાર;
બોલ્યો રાય ચડાવી રીશ, જાઓ કુંવરનું છેદો શીશ.
એની જે કો કરશે વાર, મારૂં તેને સાથે ઠાર;
ચંપક વાણી એમ બોલિયો, હાહાકાર નગરમાં થયો.
એહ વચન કરિ માનો સત્ય, વાર ન લાગે કહે ભૂપત્ય;
નગરલોક સૌ મનમાં લહે, કોણ એવો જઈ રાયને કહે.
બેઠી હતી રાણીજી જહાં, તે વાત વળતી ગઇ તહાં;
મારા સુતને મારે આજ, તેનાં ચક્ષુ કરાવું ત્યાજ.
જો કોઈ લહે કુંવરનું નામ, તેનો ફેડું નિશ્ચે ઠામ;
ચઢાવી દૃષ્ટિ છુટે કેશ, ભર જોબનમાં બાળે વેશ.
રાણિયે મન આણી ગર્વ, સોંઢાડી સાહેલી સર્વ;
લાગી વારજ કરતાં વાત, સાહેલિયો મળી સૈંસાત.
સઉકો ખડગ ઉઘાડાં કરી, રાજસભામાંહે સંચરી;
જઈ નરપતિને કર્યાં પ્રણામ, માગુંછું હું એક ઇનામ.
રાય કહે માગોછો તમો, તે હાથથિ નહિ આપું અમો;
તારા મનથી માગ્યો સુત, તું ઉગારવા આવી પુત.

## દોહરા.

રાણિ મન વિમાશિયું, જાતનું[1] કશું જતંન;
જીવ્યાથી મરવું ભલું, જો સુત જાય રતંન.
ક્રોધ કરીને કામની, ધરી રાયશું રોશ;
શોક કરિ બેઠી સભા, કોઇ ન દેશો દોષ.
રાજાને કહ્યું રાણિયે, કોઢે ગળશે જાત;
હમણાં તુજને લાગશે, સ્ત્રીહત્યા સેં સાત.
બ્રહ્મહત્યા છુટયા તણો, કોઇક કાળે પાર;
સ્ત્રીહત્યા જેણે કરી, નહિ નરકમાં ઠાર.

## ચોપાઈ.

વચન સુણી માતાજી તણું, કુંવર મન દુઃખ પામ્યો ઘણું;
સુત માને જઇ લાગ્યો પાય, ફોકટ બોલો કાં અન્યાય.
મારા તાતનું વચનજ જાય, શે કામે આવે આ કાય;
જાયું તે જાવાનું સર્વ, ગંદી દેહતણો શો ગર્વ.
મુજ પિતાથી ઉગારશો, જમકિંકરને ક્યાં વારશો;
એક વચન માટે બળિ છળ્યો, પુરણવચન પોતાને પળ્યો.
હરિશ્ચંદ્ર અંત્યજ ઘેર રહ્યો, વિભીષણ લંકાપતિ થયો;
વચને પાંડવ વનમાં ગયા, વચને કૌરવના ક્ષય થયા.
અહંકારી અભિમાની હોય, ચિરંજીવી જગમાં નહિ કોય.
જાઓ બેસો તમો રૂડી પેર, પ્રીછવી માને મોકલી ઘેર.
કહ્યું તાતને મૂકી મામ, તમે તમારૂં કરોને કામ.

## દોહરા.

રાયે મન વિમાશિયું, મોટી હત્યા બાળ;
કુંવરને હાથે હણી, આણું મારો કાળ.
કોલ પળે સુત ઉગરે, સ્ત્રીહત્યા નવ થાય;
કહ્યું પ્રધાનને તે કરો, પુછો પંડિત રાય.
તેડ્યા પંડિત પ્રીતિશું, પ્રધાન પુછે જોષ;
કહો કેમ સૌ ઉગરે, દિસે ન કોઇને દોષ.

---

૧ શરીરનું.

પ્રીત કરી પંડિત કહે, સુણો રાય એ સૂત્ર;
બોલ તમારો પાળવા, વનમાં કહાડો પુત્ર.
અમ શિર દોષ ન દીજિયે, સુણો રાય સુજાણ;
જેવી શાસ્ત્રોમાં ઘટે, એવી બોલું વાણ.

ચોપાઇ.

ક્રોધે બોલ્યો ચંપકરાય, કુંવરને કાઢો વનમાંય;
પછી પંડિતની ભાગી ભૂખ, ટાળ્યું જન્મ બધાનું દુઃખ.
પુષ્પસેને સજ્યો કેકાણ,[1] અંગે ધર્યાં ધનુષ ને બાણ;
માગી શિખ ચાલ્યો જેટલે, પ્રધાનપુત્ર મળ્યો એટલે.
પરસ્પરે રોયા બે જણા, રોતાં કાંઈ ન રાખી મણા;
પૂછે વિચાર બ્રાહ્મણજન, વળતી મુજને કાઢે વન.
વળતી મિત્ર ગયો તે ત્યાંય, રાજસભા બેઠી છે જ્યાંય;
માન દઇ મહિપતિને મળ્યો, એક અરજ મારી સાંભળો.

દોહરા.

વજીરસુત વાણી વદે, સુણો રાયજી સૂત્ર;
એક વચનને કારણે, વનમાં કાઢો પુત્ર.
એણે વચન તમ પાળિયું, ઉત્તમ કીધો ન્યાય;
વચન જાય તમ પુત્રનું, એ મોટો અન્યાય.

ચોપાઇ.

સુતને તેડીને પુછિયું, સત્ય કહો કાલે કેમ થયું;
આંહાં રહ્યાતા કેને કાજ, સાચું બોલ તજીને લાજ.
જે તારા મનમાંહિ હોય, મારી આગળ ભાખો સોય;
સુત કહે સાંભળો મહારાજ, વનમાં જાતાં હર્ખ્યો આજ.
મુજને વહાલી નથી મુજ દેહ, સત્ય કરી માનોજી તેહ;
કાલે મુજને કૌતુક થયું, બીક થકી કોઇને નવ કહ્યું.
આજ તમે તજિયોછે ક્રોધ, તો સાચો બોલું પ્રતિબોધ.

દોહરા.

નૈનકમળ વહેવારિયો, નગર તમારામાંય;
બત્રિશ લક્ષણ આગળી, તેને છે કન્યાય.

---

1 ઘોડો.

કરમ સંજોગે તે મળી, નાખ્યો તેણે પાશ;
વચન દિધું વરવાતણું, ભાગી તેની આશ.
આશા ભંગી જે કરે, કાલ બેકાલી થાય;
મહા નરકમાં માનવી, જરૂર તે તો જાય.
ચંપક ચિતમાં ચિંતવે, સર્વ સુણી વૃત્તાંત;
તરત શેઠ તેડાવિયો, અધિપતિએ એકાંત.
મહાજન આવ્યા મલપતા, જ્યાં બેઠા છે રાય;
ભૂપે માન દિધું ઘણું, આવી નમિયા પાય.
રાય કહે શુણ શેઠજી, માગુંછું હું માન્ય;
નેનકમળની દીકરી, આપો અમને દાન.
વળતા માજન બોલિયા, સાંભળરે ભૂપાળ;
કન્યા અમો ક્યમ દીજિયે, બેસે શિરપર ગાળ.
તમો ક્ષત્રિ અમો વાણિયા, તમો રાય અમો રાંક;
વરકન્યા પરણે નહીં, વૈશ્યો કાઢે વાંક.

ચોપાઈ.

નરપતિ કહે નહિ મારો વાક, એ કન્યાયે વાળ્યો આંક;
મુજ કુંવરને તેડી ગઈ, કિધો કોલ અમારી થઇ.
તેને જઈ પુછો નિરધાર, જેમ ઘટે તે કરો વિચાર;
શેઠ શુણિ આવ્યા ઘરમાંય, પુત્રીને જઇ પુછ્યું ત્યાંય.
સત્ય વચન તું કહેજે આજ, જેમ કહે તે કરીયે કાજ;
પુત્રિ કહે વર એજ પ્રમાણ, નહિતો મારા છાંડું પ્રાણ.
શેઠે વાત ધારી તે ધ્યાન, દેઉં કુંવરને કન્યાદાન;
નવ આપું તો પુત્રિ મરે, વળિ રાજા મન વેરજ ધરે.
કહોછો તો રાજા લીજિયે, કન્યાદાન અમો દીજિયે.

દોહરા.

મારી પુત્રી લાડકી, તમ સુત બાવન વીર;
જુગતું જોડું પરણશે, જમ સાકર ને ખીર.

ચોપાઇ.

રાજા કહે ન લગાડો વાર, સામગ્રી કરજો તઇયાર;
શાને વાર કરો એવડી, જાઓ પરણાવી દ્યો આ ઘડી.

મંદિર આવ્યો વેવારિયો, સમાચાર જઈ સ્ત્રીને કહ્યો;
કુંવરિ તો ઇચ્છાવર વરે, ના કહિયે તો નિશ્ચે મરે.
શેઠાણિયે તે શુણિ લહ્યું, જઇ કુંવરિની આગળ કહ્યું.

## દોહરા.

રાજકુંવર તને પરણશે, હવણાં જાશે રાન;
લખ્યું હશે તો આવશે, તું શુણ તારે કાન.
કર્મે મારે જે લખ્યું, તે થાશે મુજ હાલ;
રૂડો ભુંડો મેં વર્યો, આ ઠેકાણે કાલ.
તું જાણે વર રાયને, એઠી ચાતું પાન;
એ તો રહેશે ઓરિયો, સમજો આણી સાન.
કાલ સવારે કાઢશે, રઝળી ભરશે પેટ;
તાત કહેછે તાહરો, નહિ સુખ પામે નેટ.
કન્યા માતાને કહે, કર જોડીને વાત;
માનું નહિ હું માવડી, ઘેલો થયો મુજ તાત.
તાત શું એઠો દીન થઇ, કરો ગણેશ આચાર;
લગન ચોઘડિયું જાયછે, હવે ન કરવી વાર.
આવ્યો રાજા પરણવા, વાગ્યાં વડાં નિશાન;
પાટ બેસારિ પદમની, જાણે ઉગ્યો ભાન.
હાથ મેળાવ્યો હાથશું, આરોપી વરમાળ;
મૂર્ત્ત એકમાં ઉઠિયાં, પરણિ તે તત્કાળ.
આશિરવાદ વિપ્રો વદે, વેદ વદીને વાણ;
ચિરંજીવી રહે બે જણાં, બોલે લોક પ્રમાણ.
પરણી ઉઠયાં પાટથી, ઉતારી વરમાળ;
મીઢળ છેડા છૂટશે, લખ્યું હશે તે કાળ.
શિખ માગી નારીકને, હું પરદેશ પળીશ;
હુકમ લઇને હજુરનો, જાતાં તને મળીશ.

## ચોપાઇ.

પુષ્પસેન પરણી પરવર્યો, નમસ્કાર જઇ માને કર્યો;
માતાજી અમો વન ચાલશું, લખ્યું હશે ત્યારે આવશું.

મારા સમજો દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો;
જ્યાં જાઉં ત્યાં સુખજ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઇને શિખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવજ જાય, પણ શું કરિયે કોપ્યો રાય.

દોહરા.

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઇ ઉભો રહ્યો, જ્યાં છે રાજ–સભાય.
શિશ નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર;
રાજા બેઠો ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મારો હોય;
વનમાં જાજે એકલો, સાથે ન લઈશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરૂં કોઇની આશ;
જો કોઇ સાથે સંચરૂં, સુકૃત થાજો નાશ.
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, "પુષ્પસેન" મુજ નામ.
એમ કહી પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નિરખિયો, ઉપજ્યો મન ગૅંગાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટી જાય;
સાથે આવું કેમ કરિ, વારી રાખે રાય.
વળતી નિજ નારી કને, આવ્યો રાજકુમાર;
નારે નિરખ્યો કંથને, કીધું રૂદન અપાર.
નારી પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે ચાર;
જો જીવશું તો આવશું, નહિતો કોટી જુહાર.

ચોપાઇ.

સ્ત્રી કહે અશ્વથકી ઉતરો, મારે હાથે ભોજન કરો;
મુજને સાથે તેડો આજ, સફળ થાય તો મારાં કાજ.
પ્રીતે પાનની બીડિ કરૂં, મારે હાથે મુખમાં ધરૂં.

દોહરા.

ભોજનનું મને શું કહો, હું નવ પીઉં વાર;
વચન ન પાળું તાતનું, ધિક મારો અવતાર.

જો અશ્વેથી ઊતરૂં, લાજે જનની આજ;
હાલ હાલ કરી શિખ ઘો, કીજે રૂડાં કાજ.

### ચોપાઇ.

માયા મોહ ને મમતા તજો, એક મને ઇશ્વરને ભજો;
બુદ્ધિસાગર છે મારો મિત્ર, ઘણો ચતુર ને ઘણો પવિત્ર.
રહેશે ઘણું તમારી પાસ, એથિ કાંય ન થાય વિનાશ.

### દોહરા.

રાજાને નારી કહે, કોલ અમારો એહ;
બારે વર્ષે ન આવિયા, તો પાડું મુજ દેહ.
બાર વરસપર એક દિન, જો વીતીને જાય;
જીવ ધરૂં જો દેહમાં, નહિ મુજ એક પિતાય.
કંથ પાખે જે કામની, ભારે નહિ સુખ ભોગ;
એટલું તમ પાખે તજું, સુખનો નહિ સંજોગ.
ચાલુ કહેતાં ચમકશું, પુંઠ દિઠે જીવ જાય;
નેણા પડશે નીકળી, કાળજુ કટકા થાય.
આભ પડે ધરતિ ગળે, એવડું મારૂં દુઃખ;
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સુખ.
નરથી નારી એકલી, પગલે પગલે વંક;
દિશે દિન દિન દામણિ, કામની શિર કલંક.
પૂજ્ય અમારે એક તમ, અવર ન બિજો કોય;
અવર બીજો જો કરૂં, કુળમાં ખાપણુ હોય.
રાયે નારીને કહી, ચલાવિયો તોખાર;
એ અવસરે પ્રધાનસુત, આવ્યો એણે ઠાર.
કર્યો પ્રણામ પ્રધાનને, વળો હવે કહ્યું વીર;
જીવ આપણો એક છે, દીસે દોય શરીર.

### ચોપાઇ.

પ્રધાનસુત તે પાછો વળ્યો, પોતે રાજા પંથે પળ્યો;
વેગે પાણી પંથ પળાય, મનમાં બીક ન આણે રાય.

અનેક દિન એમ રસ્તે થયા, ભમતાં ભમતાં વનમાં ગયા;
રાજા ચાલ્યો વનમાં વળી, મહાવનમાં એક [1]જક્ષણી મળી.
મોટા હાથ ને ભૂરા વાળ, આવીને બીવરાવ્યો બાળ;
કોણ છે ને કેમ આવ્યો અહીં, મુજ આગળથી જાઇશ કહીં.
ઘોડા સાથે તુજને ગળું, ઘણે દિને મુજને ભક્ષ મળ્યું;
ત્યારે વાયક બાળક ભણે, હું શરણે આવ્યો તુજકને.
તમો કહો તે કામજ કરૂં, ઘો આજ્ઞા તે મસ્તક ધરૂં;
જક્ષણીને મન આવી દયા, પ્રીત વચન રાજાને કહ્યાં.

દોહરા.

વળતી જક્ષિણી વદે, સાંભળ રાજકુમાર;
ભીડ પડે સંભારજે, હું આવીશ તે હાર.
સિદ્ધ વચન તે શિર ધર્યું, વેગે ખેડયો બાજ[2];
ઘણે દિને જઈ નીસર્યો, કુંતીભોજ જ્યાં રાજ.
નગર સમીપે જઈ રહ્યો, મળ્યો વિપ્ર એક ત્યાંય;
પુછ્યું તેને પ્રેમશું, કોણ નગર કોણ રાય.
વિપ્રજ વાણી બોલિયો, તું શે ન જાણે મન;
ધાર નગર રળિયામણું, કુંતીભોજ રાજન.
વદન નમાવ્યું વિપ્રને, પછિ ખેડયો કેકાણ;
નગર અનુપમ નિરખિયું, જાણે ઉગ્યો ભાણ.
ગઢ દિસે રળિયામણો, દેખિ રિઝયો રાય;
સુવર્ણ કુંભે સુંદરી, જળ ભરવાને જાય.
વડી જુક્તિ વાડીતણી, પુષ્પો ઝાડ વિશેક;
વર્ણન પુરનું શું કરૂં, કેતાં નાવે છેક.
રાજસભામાં સંચર્યો, ઉત્તમ શોભા હોય;
નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મોહય.
પંડિત બેઠા પાંચસેં, રાજકુળી છત્રીશ;
જોશી જુગતે ઓચરે, લક્ષણધર બત્રીશ.
જમણી પાસે જુગતશું, પ્રધાન જે ધનરાજ;
ડાબી પાસે બેટડો, કાનકુંવર મહારાજ.

૧ ભૂતડી અથવા ભીલડી હશે. ૨ ઘોડો.

કળાવંત કળા કરે, ગુણિજન ત્યાં ગુણ ગાય;
ચમર ઢળે ચોપાસથી, કનક સિંહાસન રાય.
રાજસભા મનમાં વશી, હૈડે હરખ્યો રાય;
ક્યાં જઈએ આવું તજી, ઉત્તમ આજ સભાય.
પંડિત સૌને પ્રણમિયો, રાયને કર્યો જુહાર;
ભૂપતિ મન આનંદિયો, દેખિ રાજકુમાર.
રાજસભામાં જઇ રહ્યા, સઉનાં રીઝયાં મન;
માન દઇ બોલાવિયો, મન હરખ્યો રાજન.
કોણતણા તમ બેટડા, કોણ તમારો દેશ;
કિયા મુલકથી આવિયા, પુછે વાત નરેશ.
પૃથ્વી દેશ અમારડો, તાત તો સરજનહાર;
ઉમેદવાર ઓળગતણો, જ્યાં ધાર્યું કર્તાર.
રાજસભા રાજિ થઇ, બંધાવ્યો તોખાર;
ખાઓ પિયો આનંદ કરો, એમ બોલ્યા દરબાર.
અહીં રહો ઓળગ કરો, સહસ્ર ટકા લ્યો રોક;
કુંવર સાથ નિત્યે રમો, ન હોય મનને શોક.
નિત્ય વાડિયે સંચરે, ચોરે ચૌટે જાય;
જાણિતો થયો નગરમાં, આવ્યા અમુલખ રાય.
વાર્ત્તા સઘળે વિસ્તરી, સુંદર ચતુર સુજાણ;
જ્યાં બેઠી પદ્માવતી, દાસી કરે વખાણ.
કુંવરી કુંતીભોજની, પદ્માવતી અભિધાન;
શશિવદની મૃગલોચની, હીરા દંતસમાન.
સાહેલી સોળ વર્ષની, સુલેખા તેનું નામ;
જ્યાં બેઠાં પદ્માવતી, તે આવી તે ઠામ.

## ચોપાઈ.

હસતિ રમતી ને બોલતી, આવી નિકટ દાસિ ડોલતી;
વાત સુણો બાઇ અમતણી, અમને આપો વધામણી.
તમ સરખો દિઠો એક ભૂપ, તમથી અદકું તેનું રૂપ;
કોઇ નગરનો છે રાજિયો, મહા સંકટે અહીં આવિયો.

રૂપ સુરૂપ છે લક્ષણ સાર, કારણ રૂપતણો અવતાર;
હેત કરી રાખ્યો છે રાય, તેની શોભા કહી નવ જાય.
અશ્વ અનોપમ ઉપર ચઢ્યો, કાલ અમારિ દૃષ્ટે પડ્યો;
ચિત્ર લખેલિ હું તો થઈ, સુધ બુધ મારિ સર્વે ગઈ.
વર્ષ સોળ બાઇ મુજને થયાં, એવાં રૂપ મેં નવ નિરખિયાં;
સહી માનજો મારૂં કહ્યું, રૂપ અલોકિક મેં તો લહ્યું.

દોહરા.

પદ્માવતી કહે પ્રેમશું, સાંભળ સહિયર એહ;
વખાણ તું કરે જેહનું, મુજને દાખવ તેહ.
બાઇ એસો બાળિયે, નિરખાવું હું ચાલ;
કરવા સ્નાન સરોવરે, જાશે પ્રાતઃકાળ.
નારી બેહી નિરખવા, યોગમ દેખે વાટ;
ચાર ઘડિમાં આવિયો, ભાગ્યા ભવ ઉચાટ.
દુરથી દિઠો આવતો, ભાગી મનની બ્રાંત;
અશ્વ ડોટાવ્યો પાળિયે, નિરખિયો એકાંત.

ચોપાઈ.

નૃપે નાઈ વસ્ત્રો પેરિયાં, દંડવતો સુરજને કર્યાં;
સવાગજી શિર ઉપર કેશ, છુટા મેલ્યા બાળે વેશ.
ઘોડા ઉપર થયો અસ્વાર, છુટી ચાલે રાજકુમાર;
વાંકાં મેલ્યાં છોગાં બહુ, તે દીઠે હરખે છે સહુ.

દોહરા.

કપૂર સરખો ઉજળો, કુંડળ ઝળકે કાન;
રૂપે કામ સરિખડો, દાતા કર્ણ સમાન.
જો પરણું તો એહને, નહિકર બેસે પાપ;
અવર પુરૂપ પૃથ્વીવિષે, સર્વે ભાઇ ને બાપ.

ચોપાઈ.

આપું તને સોળ શણગાર, વળી એક મોતીનો હાર;
ઉપાય કરવો રૂડિ પેર, જેમ તેમ તેડિ લાવો ઘેર.
રૂપ રંગ એનું નિરખિયે, જાત નાત એની પૂછિયે;
જોઈયે ચતુરાઈનો રંગ, પછિ પરણું હું તેને સંગ.

**દોહરા.**

બીડું ઝડપ્યું માનની, ઉલટ અંગ ન માય;
જો નવ લાવું રાયને, નાવું મોલે માંય.
દાસી ચાલી વેગશું, આવી જ્યાં રાજાન;
સમ દેઇ સમજાવિયો, ચાલ્યો ચતુર સુજાન.
આગળ દાસી સંચરી, પાછળ ચાલ્યો છેલ;
ધશમસતો મોલે ચડયો, થઈ રહી રંગ રેલ.
પદ્માવતી પ્રેમે કરી, દિધું ઘણુંએક માન;
સફળ જન્મ અમારડો, ઘેર આવ્યા રાજાન.
ખાટે બેસો ખાંત શું, લ્યો ચાવો આ પાન;
અમઉપર કરૂણા કરી, ત્રુઠ્યા શ્રી ભગવાન.
આશા પૂરો અમતણી, અમ ઘેર આવ્યા ઈશ;
રાજ પધાર્યા રીઝમાં, સફળ થયો આ દીશ.
રાજા રીઝી બેશિયો, સન્મુખ ઉભી નારિ;
કોણ ધરતી કોણ દેશડો, પુછે રાજકુમારિ.
કોણ રાયના બેટડા, કેમ નીકળ્યા પરદેશ;
હું પુછુંછું પ્રેમશું, દિસો બાળે વેશ.

**ચોપાઇ.**

શે કામે પુછોછો ગામ, શે કામે પુછોછો નામ;
જોઇ કરે વિવાની વાત, તે પુછે પિતાની જાત.
જયહાં વસું ત્યાં મારૂં ગામ, રજક લઇ આવ્યું આ ઠામ;
તારા તાતની ઓળગ કરૂં, મૃગયા રમવા સાથે ફરૂં.
લખ્યા પ્રમાણે રહિશું અમો, તે સત્ય કરીને માનો તમો.

**દોહરા. સમશ્યા.**

નારી બોલી નેહશું, તમો છો ચતુર સુજાણ;
પાંચ "પ" વહાલા પુરૂષને, તેનાં કરો વખાણ;

**ઉત્તર.**

પાન પાઘ ને પદ્મણી, પરિમળ ને પોશાગ;
પાંચે વહાલાં પુરૂષને, વળિ પૂછ સદભાગ.

ધન ધન તારિ સૂઝને, ધન ધન રાજકુમાર;
પાંચ "ક" વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તર.

કાજળ કંકુ કંચવો, વળી કસુંબો કંત;
પાંચ "ક" વાલા પદ્મણી, સુણજે નાર સુચંત.

પ્રશ્ન.

જાગતું બોલ્યા જાણિતા લાગી મનશું રાડ્ય;
પાચ કકા નથી તુજકને, તે તું કહી દેખાડ્ય.

ઉત્તર.

કુડ કપટ કુલક્ષણો, કુડિ જાત કુનારિ·
એ પાંચે નથી મુજકને, સાંભળ રાજકુમારિ.

પ્રશ્ન.

કહો છો છંપે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમકને, તે કહો સાચી વાત.

ઉત્તર.

તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળી ચાબકો, સાત સાથી છે સાર.

પ્રશ્ન.

પંખી ઉડે જીવવિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.

ઉત્તર.

કુંવર કહે સુણ કામની, સૌ હું સમજ્યો એહ;
સમસ્યામાં સમઝાવિયો, તીર કહીજે તેહ.

પ્રશ્ન.

ઉત્તમ કુળથી ઉપની, તાતતણો· જે તાત;
તે સાથે વિવા કર્યો, સમજો સજ્જન વાત.

ઉત્તર.

મહિપતિ કહે શુણ માનની, ઉત્તર આપું એહ;
એ સમસ્યા હું સમજિયો, તક કહીજે તેહ.

### ચોપાઈ.

એવાં વચન વનિતાયે કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિઉત્તર એનો આપિયો, સ્ત્રીને મન ભૂપતિ ભાવિયો.

### દોહરો.

રામાને રાજા કહે, છો તમે ચતુર સુજાણ;
અમને ઉત્તર આપિયે, બોલ્યો રાય પ્રમાણ.

### સમસ્યા. પ્રશ્ન.

એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રીને વાલી અપાર;
ગળસ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.

### ઉત્તર.

કુંવરી કહે અંગોટડી, તમે પુછિયું તેહ;
બીજું પૂછો રાયજી, ઉત્તર આપું એહ.

### પ્રશ્ન.

શત નર બાંધ્યા બંધને, મળી નર થયો એક;
તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વશેક.

### ઉત્તર.

કુંવરિ કહે શુણ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

### ચોપાઇ.

રાજાયે જે પૂછી વસ્ત, સ્ત્રિયે ઉત્તર કર્યા સમસ્ત;
એક એકથી અદકી ચાતુરી, બાંધી ન શકે કોઈ બાકરી.
માંહોમાંહે હરખજ ધરે, ત્યાં વિહંગના સખિ ઉચ્ચરે;
તમો બેઉ છો ચતુર સુજાણ, તમ આગળ મુજમતિ અજાણ.
બાઈ જો મન માને તાહરૂં, રાજા સાથે વાતો કરૂં;
કુંવરિ કહે બોલજે સત્ય, મારા લૂણની રાખે પત્ય.
હરખ ઘણો હઇએ આણિયે, બોલિયે જો બોલી જાણિયે.

### દોહરા.

પર પરાક્રમ પર ચાતુરી, પર લક્ષ્મી પર નાર;
તેશું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર.

### ચોપાઈ.

વિહંગના વાણી ઊચરે, હેતે રાજા હઇડે ધરે;
તમો મુખે વદતાં લાજિયે, એક વેણ ઉત્તર આપિયે.

### પ્રશ્ન. દોહરા.

ચાલેછે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે સાયો નવ રહે, સઉકો દેખે આંખ.

### ઉત્તર.

ઊડે તે આકાશભણિ, ઘરમાં રહે ગેંઘ્રાટ;
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ.

### પ્રશ્ન.

ચંચુ પણ ચકવી નહિ, માંજારિ મુખ શામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.

### ઉત્તર.

ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રીય પૂર;
લક્ષણ જોતાં લેખણી, નાણાવટીનું નૂર.
રાજન મન રિઝયો ઘણું, જોઇ ચતુરાઈ એહ;
સાચું બોલ સલક્ષણી, તું નહિ દાસી દેહ.

### ચોપાઇ.

બોલિ દાસી નમાવી શીશ, હું સાચું બોલિશ આ દિશ;
દાસિ પણ રાણિશું વસું, એહ વાતનું અચરત કશું.
કુંવરિ કહે ઉઠોજી રાય, ભોજનની વેળા વહી જાય;
તત્પર થઈ હેઠા ઊતરો, ભોજન મન ભાવંતાં કરો.
(રાજકુંવરે બાઇને પૂછયું કે તમે કોને પરણ્યાંછો તે કહો.
હું પરસ્ત્રીની જોડે વાત કરતો નથી.)

### દોહરા.

હું પરણી છું પેટમાં, દષ્ટે ચડિયા આપ;
તમવિણ બીજા પુરૂષ જે, તેહ ભાઇ ને બાપ.
જેમ ઘટે તેવું કરો, છોજી ચતુર સુજાણ;
ના કહીને જો નીસરો, તો તમને દઉં પ્રાણ.

ચોપાઇ.

રાજા કહે જાણે તુજ તાત, આપણુ એની કરશે ઘાત;
વાલી નથી મુજને મુજ કાય, મુજને ચિંતા તારી થાય.
વિનતા એ મૂકી દ્યો વાત, કહો જઇ પરણાવે તમ તાત;
આજ્ઞા લેવાને સંચરો, શામાટે વણ ખુટે મરો.
ચતુરાઇ નહિ ચઉટે વેચાય, એજો જીવ તમારો જાય.

દોહરો.

ક્ષત્રિનું એ કર્મ નહિ, કુંવરિ કહે શુણ કર્ણ;
નાહાથી છૂટે નહિ, માથે આવ્યું મર્ણ.

ચોપાઈ.

શુણિ રૂદયમાં રાજા હસ્યો, બોલ તેહનો મનમાં વસ્યો;
જો વરવાનું મનમાં ધરો, વિપ્ર તેડાવિ મુજને વરો.
પુરે સાખ જો બ્રાહ્મણ આપ, એ વાતે નવ બેસે પાપ;
પછિ સંકટ જો આવી પડે, ઈશ્વર આપણી વારે ચડે.

દોહરા.

ગોર પોતાના ઘરતણો, તેડી દિધું માન;
મુજ પરણાવી પરવરો, લ્યો મન ગમતાં દાન.
વિપ્ર પડ્યો વિચારમાં, વળગ્યું મુજને વ્યંગ;
મૃત્યુ મારૂં બે તરફ, પડિયો વિકટ પ્રસંગ.
જો નૃપ જાણે તો હણે, કુંવરી કેમ દુભાય;
બેય પ્રકારે મોત છે, પંડિત મન પસ્તાય.

ચોપાઇ.

વળતિ વનિતા વાણી વદે, વાડવ દુ:ખ નવ ધરશો રૂદે;
જો રાજા ફેડે મુજ ઠામ, તારૂં નહિ લેવા દેઉં નામ.
પરણાવિ આણે માળિયે, જનમતણાં દુખડાં ટાળિયે;
કુંવરી કહે ગુરૂજી શુણો, આશિરવાદ રૂષિજી ભણો.

દોહરા.

જોડી લાકડે માંકડું, દક્ષણા પામું ક્ષિપ્ર;[1]
વળતિ અગીયારા ગણું, એમ વિચાર્યું વિપ્ર.

---

૧ તરત.

કર્યું માયરૂં મલપતું, ચોરીના થંભ ચાર;
મંગળ ફેરા ફેરવી, આરોગાવ્યો કંસાર.
પ્રેમે પરણી ઉઠિયાં, પોતી મનની આશ;
ભાવટ ભાગી ગુરૂ તણી, કહે કવિ શામળદાસ.

ચોપાઇ.

ત્યાં વિપ્રે વનિતાને કહ્યું, આપો શિખ ન જાયે રહ્યું;
તને અમે રૂડું કહાવિયે, હવે ભણવા નહિ આવિયે.
સાચું માનો રૂડી પેર, હવે નહિ આવું તુજ ઘેર.

દોહરા.

બોલી બત્રીસ લક્ષણી, સાંભળ વિપ્રજ વીર;
લાજ અમારી તમકને, સોંપ્યું તુજને શીર.
એક તાત જેણે જણ્યાં, બિજો તાત કરતાર;
ત્રીજો તાત તે ગોર છે, ચોથો અન દાતાર.
બ્રાહ્મણ બોલે ભાખિયું, વશ થાશે સહુ લોક;
આશિરવાદ અમારડો, શામા છાંડો શોક.

ચોપાઈ.

નર નારિ મળી લાગ્યાં પાય, વિપ્ર શિખ લઈ થયો વિદાય;
સોંપ્યું ઘર ઘરૂણી વાશિયે, પછિ વાડવ ચાલ્યો કાશિયે.

આ છાના લગ્નની ખબર રાજા કુંતિભોજને કેટલાંક વરસ સૂધી થઈ નહિ.

પ્રાતઃકાળ સમે પરવરે, રાજ સભામાંહિ સંચરે;
કુંતિભોજને હરખ ન માય, જાણે રખે નગરથી જાય.
એમ કરતાં વિત્યા બહુ દિન, રાજાનું માન્યું બહુ મન;
પ્રતીહાર નામે પેથિયો, ચતુરપણે મનમાં ચેતિયો.
તેણે ત્યાં માંડિ પડપૂછ, જેને મુખે નહોતી મૂછ;
રાત દિવસ ખુંખારા કરે, સઘળિ વાત તે દિલમાં ધરે.
આંખે કાણો ને વામણો, ભુરા વાળ ને લજ્જામણો;
કુંવરિ મોલતણો પ્રતિહાર, રાત દિવસ નવ છાંડે દ્વાર.
ગયા આવ્યાની તે શુદ્ધ લહે, ખબર જઈ રાજાને કહે;
એમ કરતાં વામ્યા બહુ દિન, ચેત્યો પોળિયો પોતે મન.

ત્રણ વરસ એમ વિતિ ગયાં, ચોર થઇ નગરીમાં રહ્યાં;
એક દિવસ એક કૌતુક થયું, સેજ વાતમાં લક્ષણ લહ્યું.
એક સમે બેઠા રાજન, ગોર પધાર્યા તેણે દન;
મહિપતિયે દિધાં બહુ માન, આપ્યાં આભૂષણ ધન દાન.
પુછે ધર્મધુરંધર ધણી, કહો કુંવરિ કેટલું એક ભણી;
શાશ્ત્ર ગ્રંથનું શીખિ જ્ઞાન, ભાષા કવિત સંગીત તાન.
કાવ્ય કોશ ને નૈષધ ન્યાય, કહો વાત જેથી સુખ થાય.

## દોહરા.

બ્રાહ્મણ વાણી બોલિયો, સાંભળ રાજા કર્ણ;
કુંવરિને મંદિર ગયાં, વર્ષ વિતિયાં ત્રણ.
બાળા બત્રિશ લક્ષણી, અદ્ભુત બુદ્ધિ અપાર;
શિખિ વિદ્યા સર્વ તે, મેં છોડયો તે ઠાર.
ત્યાર પછિ જાત્રા ગયો, જોયું કાશી ગામ;
પુછિ જુવો તે પુત્રિને, બોલાવી આ ઠામ.

## ચોપાઈ.

એવું કહિને બ્રાહ્મણ જાય, પ્રધાનને તેડાવ્યો રાય;
પ્રધાન આવ્યો તેણે દીશ, આવી રાયને નામ્યું શીશ.
જાઓ તમો કુંવરિને દ્વાર, આશિશ કહો અમારિ સાર;
કહેજો ચિંતા તજજો તમો, વર રૂડો જોઈયે છિયે અમો.
શિખામણ દઇને આવજો, પ્રતિઉત્તર તેનો લાવજો;
પ્રધાન પધાર્યા રૂડિપેર, તે આવ્યા કુંવરિને ઘેર.
મલપંતા મેડિપર ચડયા, તે કુંવરિની નજરે પડયા;
ભલે પધાર્યા પ્રધાન આજ, ઉભી થઇને કીધિ લાજ.
કિયા દેશના વા વાઈયા, પ્રધાન મુજ મોસે આવિયા;
વાત સર્વ જાણુંછું અમો, લેવા ખબર પધાર્યા તમો.
અલખત ઘણી કરૂંછું આપ, તે તો રાય પ્રધાન પ્રતાપ;
મજૂર વળતી બોલ્યો વાણ, સાંભળ કુંવરિ ચતુર સુજાણ.
રાજાને સાંભરિયાં આજ, મોકલિયો શુદ્ધ લેવા કાજ;
કહ્યુંછે ચિંતા તજજો તમો, વર રૂડો જોઈયે છિયે અમો.

દેશ વિદેશવિશે કહાવશું, વર રૂડો ખોળિ લાવશું;
ખાઓ પીઓ ને દિન નિર્ગમો, સખિયો સાથે સ્નેહે રમો.

દોહરા.

બાળા બોલી રીસશું, સાંભળ ડાહ્યા શેઠ;
વાત કરો વરવાતણી, પાળી મારૂં પેટ.
જઈ સંભળાવો તાતને, જેમ ચડે નહિ રીસ;
તાત તુલ્ય તું માહરે, તારે ખોળે શિશ.
રાજાને તો સાન નહિ, રાજાને તો કાન;
માને કહ્યું પ્રધાનનું, માટે માગું માન.
વણિક સમોતો કોઈ નહિ, દીસંતો તે રંક;
વગર વજીરે વાણિયે, ખોઈ રાવણે લંક.

ચોપાઇ.

પ્રધાન કહે સાંભળરે સતી, એમાં કોઈનું ડાપણ નથી;
જેવી ઈશ્વરની ઈચ્છાય, તે કોઇથી મિથ્યા નવ થાય.
આજ્ઞા આપો તો સંચરૂં, કામ કાજ રાજાનું કરૂં;
શિખ માગીને શેઠજ ગયો, રાજસભામાં આવી રહ્યો.
રાજાયે દીઠો પરધાન, બોલાવીને દીધું માન;
કુંવરિ લાડકવાઈ જેહ, શું બોલી કહો સાચું તેહ.
પ્રધાનને શુણિ ચિંતા થાય, સાચું કહેતાં કોપે રાય;
પ્રધાન બોલ્યો રૂડી પેર, તમને મળવા તેડે ઘેર.
કહ્યું તાત મળવા આવજો, સાથે કોઇને નવ લાવજો;
વળિ કહ્યુંછે બેઉ કર જોડ, નથી મારે પરણ્યાના કોડ.

દોહરો.

કુંતિભોજ શુણિ કળકળ્યો, એ શું બોલી બાળ;
કુંવરિને મોલે જવા, તે ઉઠચો તત્કાળ.
રાય પધાર્યા માળિયે, આવ્યો ત્યાં પ્રતિહાર;
નરપતિને ચરણે નમ્યો, જુગતે કર્યો જુહાર.
મોલે બેઠી માનની, કર્યું દાસિયે જાણ;
તમે બાઇજી સાંભળો, આવેછે અહિં રાણ.

રાય પધાર્યા વેગથી, કુંવરિ આગળ જાય;
પ્રત્યક્ષ જઈ ઉભો રહ્યો, આસન બેઠો રાય.

(પછી પુત્રી જોડે વાતચીત કરતાં રાજાને મન એવો વહેમ આવ્યો કે તે છાની પરણી છે. એથી કોપાયમાન થઇ રાજા પોતાને મહેલે ગયો, ને એ શક સાચો કે જૂઠો તે નક્કી કરવાને કુંવરીના મંદિરની ચોકી કરનાર પોળિયાને બોલાવી તજવીજ કરી તે પરથી જણાયું કે કુંવરીનાં ગુપ્ત લગ્ન પુષ્પસેન વેરે થયાંછે.)

દોહરા.

પ્રતિહારે જે વાત કહી, વિહંગના શુણિ જાય;
ચેતાવી પદ્માવતી, કોપ્યો તુજ શિર રાય.
વેળા વંકી આપણી, જો ચેતે તો ચેત;
ઉગર્યાનો ઉપાય નથી, ઉતર્યું બાપનું હેત.
પદ્માવતી બોલી પછી, સાંભળ સખિ સુજાણ;
મુજપતિને ચેતાવ જઇ, નહિતો થાશે હાણ.
લાવ તેડી આ મોલમાં, કરિયે કાંઈ વિચાર;
વિહંગના વળતી ગઈ, તેડી આવિ એ ઠાર.
પદ્માવતી પ્રણમી કહે, ચતુર પુરૂષ તું ચેત;
વેળા વંકી આપણી, ઉતર્યું રાયનું હેત.
મુજ માટે તને મારશે, મોટી થાશે હાણ;
માટે મારા કંથજી, માનો મારી વાણ.
જીવશો તો નારિ ઘણી, જીવ વિના સૌ શૂન્ય;
પરદેશે ક્યાંઇ પરવરો, તમારે શી છે ન્યૂન.
તાત કહેશે તે શ્રુણિશ, ધારિશ આજ્ઞા શીશ;
તમારો જીવ ઉગારજો, કોપ્યો નૃપ આ દીશ.
સ્વામી કહે સુણ સુંદરી, નવ મુકું આ ઠોર;
લાજે જનુની માહરી, નામ ધરાવું ચોર.
મરવું માથે સર્વને, ચિરંજીવિ નહિ કોય;
નાસું નહિ નિર્બળ થઈ, પ્રભુ કરે તે હોય.

ચોપાઈ.

તું ક્ષત્રાણિ કેરો તન, આજ અમારૂં માન્યું મન;
મુજ માટે તુજને નૃપ હણે, હત્યા મનમાંહી નવ ગણે.

તમ હાથે હું દેઉં વચન, તમ સાથે પાડું મુજ તન;
એને મન પુત્રીનું ઝેર, વડું વધ્યુંછે મનમાં વેર.
મારૂં ચાલતાં મુકાવીશ, નહિતો તુજ સાથેજ મરીશ;
પુષ્પક બોલ્યો ત્યારે ત્યાંય, વિચરૂં રાજસભાની માંય.
શામા અમને શીખજ દિયો, છેલો જુહાર માની લિયો;
રામા કહે સાંભળરે રાય, ચતુર ન ધરશો મન ચિંતાય.
પ્રસન્ન જો પરમેશ્વર હશે, તો કલ્યાણ આપણું થશે;
માગી શિખ ને થયો વિદાય, રાજા ગાલ્યો રાજસભાય.
બેઠા સન્મુખ ભૂપતિ ભણી, બિક ન આણી મન કોઈ તણી.

દોહરા.

રાજા કહે વજીરને, શો કરવો ઉપાય;
વાત બહાર નવ નીકળે, કામ આપણું થાય.
વજીર વાણી બોલિયો, વાણી મારી શ્રૂણ;
જાણો તેમ તમે કરો, ના કહેનારૂં કૂણ.
રાયે તેડું મોકલ્યું, તેડાવ્યા ચંડાળ;
રાત સમે લઇ નિસરો, આણો એનો કાળ.
નિશાની લાવો નેત્રની, મનની આગ ઓલાય;
કોઇને નહિ જણાવશો, એમ ઉચર્યો રાય.

ચોપાઇ.

એવી કીધી છાની વાત, અરૂણ અસ્ત અને થઈ રાત;
તેડાવ્યો ત્યાં રાજકુમાર, પાસે પતીત ઉભા ચાર.
એની સાથ તમો પરવરો, આયુધ સર્વે અહિયાં ધરો;
પાળા પંથ જાઓ તે સાથ, હવે નવ પુછશો બીજી વાત.
રાજાયે મન આણ્યો ગર્વ, તે કુંવર મન સમજ્યો સર્વ.

દોહરા.

રાજકુંવર વળતી વદે, હું ગાંજ્યો નહિ જાઉં;
જે કહો તે હાજર કરૂં, લુણ તમારૂં ખાઉં.
લુણ હરામી જે કરે, વળિ વિશ્વાસી ઘાત;
મિત્રદ્રોહ વળિ જે કરે, દાસી જેની માત.

પાપ પૃથ્વીમાં છે ઘણાં, કહીયે લાખ કરોડ;
નથી કોઇ ત્રિલોકમાં, લુણ હરામી જોડ.
તે માટે હું સંચરૂં, જ્યાં કહો તહાં સુજાણ;
જો કહો તો હાજર કરૂં, મુજ હાથે મુજ પ્રાણ.

ચોપાઈ.

ઝાઝી શીદ કરોછો વાત, જાઓ તમો ચંડાળો સાથ;
વળતી છોડીને હથિયાર, રણમાં ચાલ્યો રાજકુમાર.
પાંચે જણ ચાલ્યા જેટલે, જઇ પ્રધાન મળ્યો એટલે;
નિશા એક પહોર ત્યાં ગઈ, કોશ એક પહોત્યા તે જઇ.

દોહરા.

કહે પ્રધાન પતીતને, લઇ જાઓછો વન;
રાજકુંવારિયે જે કહ્યાં, તે તમે શુણો વચન.
જો આ કામ કરો નહિ, કામ તમારૂં થાય;
કુંવરિયે કહ્યું છે શુણો, ઉગારિ લેજો રાય.

ચોપાઈ.

એવું કહીને પાછો ફર્યો, કુંવરિ પાસે તે પરવર્યો;
ચતુરા બેઠી ચિંતા કરે, દુઃખ ઘણું દિલમાં તે ધરે.
એટલે ત્યાં આવ્યો પરધાન, બોલાવી દીધું ઘણું માન;
ખોળા ઉપર મેલ્યું શિશ, પ્રધાન ઉગારો આ દિશ.
માત તાત મોશાળજ તમો, તમો થકી ઉગરિયે અમો.

દોહરા.

પ્રધાન કહે પદ્માવતી, વેગે વાર ન થાય;
સખિને ધન દઇ મોકલો, તેડી લાવવા જાય.
પસાય કરીને પતીતની, ભવની ભાવટ ભાગ્ય;
હું મંદિર જાઉં માહરે, જન મોકલ તે જાગ્ય.
કાઢી મેલ તુજ કંથને, કોઇ નગર મોઝાર;
રાજા જાણે જીવતો, તો મારે તે ઠાર.

ચોપાઇ.

એવું કહીને ગયો પ્રધાન, તવ કુંવરીને આવ્યું જ્ઞાન;
કહે કુંવરિ કોને તેડિયે, રાતસમે વનમાં ખેડિયે.

એકાંતે દાસી તેડિયાં, ગણિકા[1] ભણી પંથે એડિયાં;
ચતુર ગુણુકા ચંદ્રાવળી, દાસી જઇને તેને મળી.
તમને તેડે પદ્માવતી, અજર કર્યાનું કારણ નથી;
પછિ દડવડ ગુણકા દડવડી, પદ્માવતીને મોલે ચડી.
શા કામે બાઇ તેડી આજ, મુજ સરખું કહી દીજે કાજ;
પદ્માવતી તવ લાગી પાગ, ઓલવ આજ અમારી આગ.
આજ સંકટ મારે અતિ ઘણું, તેથી કામ પડ્યું તમ તણું;
રાજકુંવર મેં છાનો વર્યો, તાત અમારો ક્રોધે ભર્યો.
તેહ તણું છેદાવે શીશ, પતિત પાઠવ્યા આણે દીશ;
વાર નથી લાગી એવડી, હમણા લઈ ગયા આ ઘડી.
છાના ગયા ન જાણે કોય, આવી પ્રધાને પ્રિછવ્યું સોય;
તેને જઇ ઉગારો તમો, દીન થઈ બોલુંછું અમો.
રખે રાય નગરથી જાય, તેડી લાવો મોલો માંય.

## દોહરા.

વળતી ચંદ્રાવળિ વદે, શામા તું તજ શોક;
જો નવ લાવું રાયને, સુક્રિત સર્વે ફોક.
તેડી લાવું તુજ કંથને, રાખું મારે ઘેર;
ખબર કાઢવા મોકલે, દાસીને શુભ પેર.
સાંભળ તરૂણી તું વળી, જો નવ લાવું રાય;
જો પતીત તેને હણે, તું હણજે મુજ કાય.
મનમાં દુઃખ રખે ધરો, છાંડો ઉર ઉચ્ચાટ;
જાણો મહિપતિ મોલમાં, નવ કરજો ગેંગાટ.

## ચોપાઈ.

એવું કહિને ગુણકા જાય, વેગે જઇ પોતી વનમાંય;
પતીત દીઠા તેણે ચાર, આગળ ઉભો રાજકુમાર.
ગુણકા ત્યાં જઈ ઉભી રહી, પતીત આગળ વાણી કહી;
રાત સમે અહીં કેમ આવિયા, રાજકુંવરને કેમ લાવિયા
રાજકુંવરિને ચડી છે રીશ, તમો ચારનાં છેદે શીશ;
રાજકુંવર કેમ માર્યો જાય, અર્દ્ધાંગા જેની તે થાય.

---

૧. ફક્ત ગાવાનો ધંધો કરનારી સદ્ગુણી.

રાત સમો છે મૂકી દિયો, જે જોઈયે તે મુજથી લિયો;
વળતી બોલ્યા તે ચંડાળ, અમ શિર શાને ઘોછો આળ.
કુંતિભોજ બોલ્યો જે રાય, કેમ વચન તે મિથ્યા જાય;
લાગ્યું પાપ અમને બે પેર, કહો તો જાવા દઇયે ઘેર.
રાજા કોપે જો તે કામ, લઇયે અમે તમારૂં નામ;
ત્યારે ગુણકા તે તો હશી, વાત એ મારે મન વશી.
કુંવર દેશ વિદેશે જશે, મહિપતિ શી રીતે જાણશે;
એહ વાતની શી ચિંતાય, જેમ તેમ કામ તમારૂં થાય.
સોનાની મોહોરો સે ચાર, વેંચી આપી તેણે હાર;
પતીત તો હઇડે હરખિયા, હેમટકા નયણે નિરખિયા.
વળતી બોલ્યા મધુર વચન, મૃગમારી લેશું લોચન.

દોહરા.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
હું બલિહારી દામડા, સમર્થ તુંજ સદૈવ.

ચોપાઇ.

પતીત શિખ માગી પરવર્યા, નગર ભણી ચારે સંચર્યા;
જઇ રાજાને કહ્યાં વચન, લાગ્યા તેહતણાં લોચન.
નૃપ કહે ક્યાંઇ ન કરશો વાત, કરશો તો તમને કરૂં ઘાત;
એહ વાત એટલેથી રહી, પુષ્પસેનની શી ગત થઈ.
વનમાં ઉગર્યો રાજકુમાર, તવ ગુણકાને કર્યો જુહાર;
અમો વિચરશું દેશ વિદેશ, પુરમાં તમે કરોજ પ્રવેશ.
પદ્માવતિને કહેજો જઇ, લખ્યું હતું તે વાતજ થઈ.

દોહરા.

ચંદ્રાવળી વળતી વદે, શોક હૃદયનો ટાળ;
મુજ ઘેર આવો મહિપતી, વાચા મારિ પાળ.
કેનો વા વાશે નહિ, લે નહિ કોઈ નામ;
પ્રીત ધરીને રાયજી, ચાલો મારે ધામ.
તમ પરદેશી પંખિયા, વળી કોમળ તમ હાડ;
આવો મંદિર માહરે, માનું તમારો પાડ.

## ચોપાઇ.*

પદ્માવતીશું પરઠી હોડ, લાવું પતિ પોચાડું કોડ;
માટે મારો કોલ ન જાય, બીક તજી ચાલો ઘેર રાય.
એવું શુણિ મુખ બોલ્યો વાણ, સુણ ચંદ્રાવળિ ચતુર સુજાણ;
મારો તમે ઉગાર્યો જીવ, તમો અમો વચે છે શીવ.

## દોહરા.

સમ ખાઈ બે ચાલિયાં, આવ્યાં પુરમોઝાર;
જળ હળ જ્યોત ઝળકી રહી, ગુણકા કેરે દ્વાર.
દાસિદાસ તેને ઘણાં, થઇ રહ્યો ગેંગાટ;
સુંદર આસન બેસવા, હેમ હીંડોળા ખાટ.
પ્રવેશ નહિ ત્યાં પુરૂષનો, દીશે લીલા વિલાસ;
ખાઓ પીઓ દિન નિર્ગમો, રહો અમારી પાસ.
શાક પાક ઘૃત નવનવાં, પાન સોપારી તેલ;
ખાટ તળાઈ ઓશિસાં, થઇ રહી રંગ રેલ.
પદ્માવતીએ પાઠવી, દાસી જોવા એક;
પતિ આવ્યો કે આવશે, જુઓ કરી વિવેક.
દાસી ત્યાંથી સંચરી, જ્યાં ગુણકાનો વાસ;
રાજા દીઠો રીઝમાં, પોતી મનની આશ.
ચંદ્રાવળી વળતી વદે, જુવતી જલદી જાય;
મહીપતિ છે મુજ મહેલમાં, વધામણી તું ખાય.
દાસિ દોડતી ત્યાં ગઇ, સુણો બાઇ કહું વાત;
રાજા આવ્યો મહેલમાં, મેં દીઠો સાક્ષાત.
મુક્તાહાર હીરે જડ્યો, જળ હળ જ્યોત અપાર;
કંઠથી આપ્યો કાઢિને, ન્યાલ કરી તે નાર.
ભાવટ ભાગી દાસિની, બહુવિધ દીધું માન;
મહોચ્છવ કીધો મોલમાં, દઇ જાંચકને દાન.
શણગાર સોળે મોકલ્યા, ચંદ્રાવળીને ઘેર;
તુજ પ્રતાપથી ઉગર્યો, રાખે રૂડી પેર.
ચરણા ચોળી શોભતાં, નારી કુંજર ચીર;
તુજથી અદકું કાંઈ નહિ, લાવી નણુદી વીર.

## ચોપાઈ.

એમ કરતાં વીતા બહુ દન, માન્યું રાજકુંવરનું મન;,
ચંદ્રાવળીનાં મંદિરમાંય, સભા ઇંદ્રના સરખી થાય.
ચંદ્રાવળિયે છાની વીધ, નામ ઠામ પૂછીને લીધ;
એ વાત આહિયાંથી રહી, પદ્માવતીની શી ગત થઇ.
પદ્માવતીની જ્યાં છે માત, કુંતીભોજ ત્યાં જઇ કહે વાત;
શિખામણ કુંવરિને દિયો, સમજાવીને પાસે લિયો.
આજ સુણી મેં વિપરિત વાત, તે સાચી માની સાક્ષાત;
ગોરે મંદિર તજ્યું તે તણું, પ્રતિહારે પણ જાણ્યું ઘણું.
ત્રિજે જોઇ આવ્યો પરધાન, તેણે સંભળાવ્યું મુજ કાન; •
ચોથો હું જોઇ આવ્યો દૃષ્ટ, કાયા નિરખિ પામ્યો કષ્ટ.
પાંચમું કહ્યું પરણવું નહિ, તે શુણી ચિંતા મુજને થઇ;
મેં મોટો કીધો ઉત્પાત, રાજકુંવરની કીધી ઘાત.
અતિ અલૌકિક એનું રૂપ, એમાટે મેં માર્યો ભૂપ;
સઘળું રાણી સાંભળી રહી, પછિ બોલવા તતપર થઇ.
મારિ કુંવરિ એવી ન હોય, જુઠ તમે બોલોછો સોય;
નથિ મુજ બેટીનો કાંઈ વાંક, શામાટે માર્યો નરરાંક.
શરણે આવ્યો રાજકુમાર, વણ અપરાધે માર્યો હાર;
કોઇ નગરથી આવ્યો ઘેર, વડા સાથે બંધાશે વેર.
રાય કહે મેં સઘળું લહ્યું, માનો સાચું મારૂં કહ્યું;
કુંવરિને મોલે જઈએ આજ, દો શિખામણ તો રહે લાજ.
એવું વચન કહી ગયો રાય, કુંવરિપાસે માતા જાય;
ચાંપી કુંવરિ રૂદયાસાથ, ગુઝ કરવાને બેઠી માત.

## દોહરા.

માતા બોલી માન દઈ, કેવી ખબર છે તૂજ;
મળવા કારણ આવિ હું, સાચું કહે તૂં મૂજ.
પદ્માવતી થઈ ગળગળી, આંખે આંસુધાર;
•શામાટે હું અવતરી, ધિક ધિક મુજ અવતાર.
માર્યો રૂડો મહિપતી, બેઠું મોટું પાપ;
મુજ માટે હત્યા કરી, મૂરખ મારો બાપ.

વળતી બોલી માવડી, સાંભળ પુત્રી સુજાણ;
કરૂવા ધાર્યું ઇશ્વરે, નિપજે એજ પ્રમાણ.
ખાઓ પીઓ દિન નિર્ગમો, રમો સૈયરો સાથ;
શિખામણ દઈને વળી, મંદિર આવી માત.

ચોપાઇ.

શિખામણ દઇને ગઇ માય, રાણિને જઇ પૂછે રાય;
કહો પુત્રિનું જોયું રૂપ, દિલગીર થઈને પૂછે ભૂપ.
રાણી કહે રાજાજી શુણો, ભુંડી વાત મુખ શાને ભણો;
જેવી તેવી પણ બેટી થાય, રૂડે ઘેર પરણાવો રાય.
રાય ગયો સાંભળીને વાત, તેડાવ્યા રાવત સેં સાત;
કુંવરિને મોલે સંચરો, રાત દિવસ ત્યાં ચોકી કરો.
પુરૂષનામ આવે કોઈ વાર, વણ પૂછે હણજો તે ઠાર;
શીખ લઇ રાવત પરવર્યો, કુંવરિને મોલે સંચર્યો.
રાત દિવસ ત્યાં રક્ષા કરે, મહોલ ફરતી ચોકી ફરે;
પછિ રાયે તેડ્યો પ્રતિહાર, હવે ચુકીશ તો ખાઇશ માર.
એક ગુનો મેં બખસ્યો સહી, બીજો ગુનો તો બખસું નહીં.
કપટ હોય તે કરજે જાણ, નિકર તારા ખોઈશ પ્રાણ.
એવી સાચવી રાખો બાળ, માથે જેમ ન બેસે આળ;
એમ કરતાં દિન ઝાઝા ગયા, આઠ માસ ગુણિકા ઘેર રહ્યા.
રૂદયામાં રાણી સાંભરે, હાસ વિનોદ હઇયામાં ઠરે;
રાણીને નવ ભાવે અન્ન, રાજકુંવરશું માન્યું મન.

દોહરા.

એક સમે સજીને સભા, કુંતીભોજ જે રાય;
પંડિત બેઠા પાંચસેં, જોશિ જોશ પુછાય.
ક્યાં આ કન્યા દીજિયે, જુઓ પ્રશ્ન વિચાર;
લેણું હોય જે રાયથી, ત્યાં પરણાવું કુમાર.
પંડિત વાણી ઓચર્યાં, એક કરોને કામ;
મળતા વર્ગ જોઇએ, લ્યો વરકન્યા નામ.
ચંપક દેશથી તે સમે, આવી ગુણિકા નાર;
ભર જોબન વર્ષ સોળમાં, વિચરી રાજદ્વાર.

શત ગાંધર્વ સાથે પળે, સાહેલી સેં સાત;
રૂપ સ્વરૂપે આગળી, સંગીતમાં વિખ્યાત.
દીધું માન મહીપતિ, વિસ્મય થઇ મનમાંય;
મહિપતિ રીઝયો મન વિષે, ચિત્રલેખ સૌ થાય.
ત્યાં પ્રધાન પંડિત મળ્યા, રાણા ને વળિ રાય;
વાજાં સર્વે સાધિયાં, આનંદ ઉર ન સમાય.
વાજે વેણા વાંસળી, સારંગી ને સાજ;
તાળ કાંસિ ને તંબુરો, જંત્રો અને પખાજ.
નગર લોક જોવા મળ્યા, કરે નાયકા નાચ;
એ અવસર શોભે સભા, સુરપતિ જેવી સાચ.
રાજા જોઇ રીઝયો ઘણું, આપ્યો ભલો પસાય;
આભૂષણ ને પાલખી, સુવર્ણ નેપુર પાય.
સલામ કરિને શિર ધરી, રામા ઉભી રહેય;
એક માસ અહિયાં રહો, રાજા મુખે કહેય.
નારી નીચું જોઇ રહી, વળિ ધુણાવ્યું શીશ;
તે દેખી ઝાંખો પડયો, ચડી રાયને રીશ.
ગુણિકાને રાજા કહે, સાંભળ ચતુર સુજાણ;
સાચું કહે મુજ આગળે, તુજને મારી આણ.
પ્રેમદા કહે નવ પૂછશો, પૂછે થશે અનર્થ;
દુઃખ થાશે મન અતિ ઘણું, વળિ કોપશો વ્યર્થ.
ભૂપતિ કહે શુણ ભામની, તાત તણો એ કોલ;
જે હોય તે ખખરું ગુનો, સત્ય હોય તે બોલ્ય.
રામા કહે શુણ રાયજી, દુઃખ લાગો કે સુખ;
ચતુર ન દીઠો કોઇને, માટે મરડયું મુખ.
મહિપતિ કહે શુણ માનની, જોયા કેટલા દેશ;
ચતુર શિરોમણિ સર્વેથી, નિરખ્યો કિયો નરેશ.
રાજા પ્રત્યે તે પછિ, વનિતા બોલિ વાણ;
"ચતુર શિરોમણિ રાયનું, સાંભળ કહું વખાણ.
સોરઠ દીઠો સામટો, મારૂ ને મેવાડ;
નરપતિ નિરખ્યા અતિ ઘણા, જેનાં કોમળ હાડ.

સાગરતટ ચંપાવતી, ચંપકસેન રાજન;
બત્રિશ લક્ષણ આગળો, પુષ્પસેન એક તન.
રૂપ અનુપમ એહનું, જાણે સકલ વિવેક;
નર સઘળા મેં નિરખિયા, આવ્યો દૃષ્ટે એક.
રાજા મન રીઝયો ઘણું, પોહોચ્યા મનના કોડ;
કુંવરિ આપું એહને, જુગતે જુક્તિ જોડ.
પદ્મણી પુત્રી માહરી, બત્રિશ લક્ષણો એહ;
પરણાવું જો પ્રીતશું, દુધે વુઠે મેહ.

ચોપાઇ.

બે દિન તે ત્યાં ગુણિકા રહી, શિખ માગીને મારગ વહી;
રાજાયે તેડાવ્યા ભાટ, ચંપાવતીની ઝાલો વાટ.
વેગે જાઓ ચંપક ભણી, કહેજો જે કુંતલપુર ધણી;
તેને પુત્રી પદ્માવતી, રૂપ અનુપમ છે તે અતી.
વિવા અર્થે મોકલ્યાં પાન, પુષ્પસેનને દેવું દાન;
કામ સિદ્ધ કરીને આવજો, સાથે જાન તેડી લાવજો.
એ રીતે ઉચરેછે રાય, ચંદ્રાવળી આવી વળી ત્યાંય;
કુંતિભોજે જે જે કહ્યું, તે ચંદ્રાવળીયે શુણી લહ્યું.
એ રીતે બોલ્યો જે રાય, ચંદ્રાવળીને હરખ ન માય;
મેં રાખ્યો છે પુષ્પક રાય, સકળ મનોરથ પુરા થાય.
ભાટ વાટ ચાલે જેટલે, ચંદ્રાવળી બોલી તેટલે.

દોહરા.

ગુણકા કહે શુણ રાયજી, કુંતિભોજ સુજાણ;
પુષ્પસેન અહિં પાઠવું, શું દેશો મુજ લાણ.
દુત મોકલવા નવ પડે, દિન ઝાઝા નવ થાય;
તેડાવું હું પાધરો, શું દેશો મુજ રાય.

ચોપાઈ.

રાજા કહે સાંભળ તું નાર, માગો તે આપું આ હાર;
તત્પર થઇને જાઓ તમો, જે કેશો તે દેશું અમો.
ચંદ્રાવળી કહે તે વાર, પુષ્પકરાય હતો આ ઠાર;
રાખ્યો હતો તમે જે રાય, તે તો પુષ્પસેન કહેવાય.

તાતવચનથી તે વન ગયો, નગર આપણે આવી રહ્યો;
હવણા કહીં ગયો શે કાજ, તે તો તમે જાણો મહારાજ.

### દોહરા.

રાજા કહે પ્રધાનને, માઠી ઉપની મત્સ;
વણ સમજે મેં મારિયો, રાજકુંવર ભૂપત્સ.
કાં તો વિષ ખાઈ મરૂં, કાં કરૂં આતમઘાત;
જમાઈ હણ્યો મેં જુગતશું, અઘટિત કીધી વાત.
વજીર કહે શીદ દુખ ધરો, શિદ આણો ચિંતાય;
ધો વાચક ચંદ્રાવળી, પેદા કરશે રાય.
ગુણિકા કહે માનું નહિ, રાજાનો વિશ્વાસ;
કોલ દિજીયે તાતનો, તો લાવું તમ પાસ.
રાય સ્નેહિ માને નહીં, જો સોંપી દે પ્રાણ;
સંઇ સોની ને સર્પની, માને પ્રીત અજાણ.
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો ત્રુઠે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ.

### ચોપાઈ.

નરપતિ કહે સાંભળ તું નાર, અમ શિર એવડો નવ દે ભાર;.
કોલ મારો જો રીશજ ધરૂં, જે માગે તે હાજર કરૂં.

### દોહરા.

ગુણિકા કહે નૃપ સાંભળો, વાચક રૂડી પેર;
ચંપક કેરો બેટડો, મેં રાખ્યો છે ઘેર.
પ્રધાન પ્રતાપે ઉગર્યો, આયુષ્ય એનું હોય;
મોલે રાખ્યો માહરે, જેમ ન જાણે કોય.
શાલ આપી સો લક્ષની, ગુણકાને દઇ માન;
ગયો કુંવરને તેડવા, કુંતીભોજ રાજાન.
કર્યો પ્રણામ પ્રધાનને, ધન ચતુરાઇ આજ;
મુજ શિર હત્યા ઊતરી, રાખી મારી લાજ.
એક વિપ્ર ને વાણિયો, વળી નદી નહિ ગામ;
રાજા કહે શુણ સુંદરિ, તે ગોઝારો ઠામ.

ઓચ્છવ કીધો અતિ ઘણો, મળિયા રાણા રાય;
પ્રધાન પાયે ચાલીને, કુંવર કને તે જાય.
નગર પડો વજડાવિયો, ગડગડિયાં નિશાણ;
રાજા ચાલ્યો તેડવા, જાચક કરે વખાણ.
પુષ્પસેન પાસે જઈ, પુરપતિ લાગ્યો પાય;
અમ ઊપરે દયા કરો, કીધો છે અન્યાય.
ઉઠી આલિંગન કર્યું, રથે બેશીને જાય;
કહે શામળ શું વર્ણવું, અદ્ભુત એ શોભાય.
મહેલ પધાર્યા મહીપતા, કુંવરિને થયું જાણ;
મનમાં હરખી માનની, ઉગ્યો કનકનો ભાણ.
સુરત જોઇ સુખ ઉપન્યું, પદ્માવતિની માય;
રસબસ થઇ રહી રંગમાં, હઇડે હરખ ન માય.
કનક થાળ હીરે જડયા, મુક્યાં શુભ આસન;
જોડે બેશી જુગત શું, કર્યું રાય ભોજન.
લવિંગ સોપારિ એલચી, બિડા માંહિ બરાસ;
આરોગ્યાં આનંદશું, પોતી મનની આશ.

ચોપાઇ.

વળતી રાજા બોલ્યો વાણ, શુણજો પુષ્પક ચતુર સુજાણ;
બાળાપણમાં બાળે વેશ, નિકળ્યા કેમ તમે પરદેશ.
શામાટે તમે છાંડયો દેશ, મુજને માંડી કહો નરેશ;
વળતો બોલ્યો પુષ્પક રાય, માંડીને બધી કહી કથાય.
ચંપાવતી નગરિનો રાય, ચંપકસેન તાત મુજ થાય;
સિંહ કેડે સેના પરવરી, મારે તાતે પ્રતિજ્ઞા કરી.
જે નહિ આવે રણમોઝાર, તેને હું તો મારૂં ઠાર;
સઉ લોકો સંઘાતે થયા, કર્મસંજોગ અમો રહી ગયા.
મુજને હણતાં જાણ્યો દોષ, તાતે વન કાઢયો કરી રોષ;
તેથી અહિયાં આવ્યા અમો, પછિ થયું તે જાણો તમો.
જામાતાનું શુણિ વચન, હર્ખ્યો કુંતીભોજ રાજન;
પંડિત પ્રધાનને કહે રાજ, કરો હવે વિવાનું કાજ.

### દોહરા.

પુત્રીને જઇ કહે પિતા, કરિને અતિશે ક્રોધ;
વણુ પરણે દંપતિ થયાં, કિધો ધર્મ વિરોધ.
પદ્માવતિયે ગોરને, તેડિ પુરાવી સાખ;
ગોર કહે અન્યાય નથી, રાજા રીસ ન રાખ.
જેમ ઓખાનું નારદે, કર્યું સંક્ષેપે લગ્ન;
વિધિવત પછિ બાણાસુરે, કર્યું લગ્ન થઈ મગ્ન.
મેં પણ સંક્ષેપે કિયા, કરિ પરણાવી એમ;
વિધિવત હવે વિવા કરી, પરણાવો તમે તેમ.
તહાં લગન લેવરાવિયાં, પોત્યા મનના કોડ;
કહે શામળ શું વર્ણવું, જુગતે જુક્તિ જોડ.

### ચોપાઇ.

રાજાયે કરી નગર શોભાય, આણુ ફેરવીને પુરમાંય;
અજવાળિયાં મ્હોલ માળિયાં, શણુગારિયાં ગોખ જાળિયાં.
ઘેર ઘેર ગાયે મંગળ સહુ, રાજાયે ધન ખરચ્યું બહુ.
ભાટ ચારણો માગણહાર, બ્રાહ્મણનો નવ લઈયે પાર.
પ્રધાન સઉ ઉતારે ફરે, નગર બધું ત્યાં ભોજન કરે.

### દોહરા.

પીઠી ચોળી પદ્મણી, કનક કચોળા માંય;
કસ્તૂરિ લેપન કરી, સુગંધી જળથી નાય.
એક સુગંધ શરીરનો, બીજો પુષ્પનો હોય;
ભમરા ગુંજારવ કરે, દેખીને મન મોય.

### ચોપાઇ.

પીઠી ચોળી રાય શરીર, મંજન કીધું નિર્મળ નીર;
વર રાજા વરઘોડે ચડયા, દુંદુભિયે ડંકા ગડગડયા.
વાગે ઢોલ નિશાને ઘાય, સૌના મનમાં હરખ ન માય;
ગજ તુરંગ તણી બહુ લાર, તે ઉપર બેઠા ઝુઝાર.
તોરણુ આવ્યો પુષ્પ કુમાર, સાસુયે પોંખ્યો તે વાર.

### દોહરા.

કર્યું મનોહર માયરૂં, ચોરીના થંભ ચાર;
પધરાવી ત્યાં પદ્મણી, વર્ત્યો જે જે કાર.
વાજાં વાગે અતિ ઘણાં, ગુણિજન ત્યાં ગુણ ગાય;
પરણેછે પદ્માવતી, જોડે પુષ્પક રાય.
હાથ મેળાવ્યો હેતશું, દીધું કન્યાદાન;
હાથી ઘોડા આપિયા, દઇને મોટું માન.
મંગળ ફેરા ત્યાં ફર્યાં, આરોગ્યાં કંસાર;
મંગળ ગાયે માનની, હરખ્યાં સ્ત્રી ભર્થાર.

### પ્રશ્ન.

પેલું મંગળ વર્ત્તતાં, વનિતા બોલિ વાણ;
રાતિ વસ્તુ વખાણિયે, તમો છો ચતુર સુજાણ.

### ઉત્તર.

રાતિ પાની પગતણી, રાતા અધર પ્રવાળ;
રાતો રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ.

### પ્રશ્ન.

શામ નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુજાણ.

### ઉત્તર.

શ્યામ તો કીકી આંખ્યની, શામ ભમર શુભ ભાગ;
શામ તો અંજન આંજ્યું, શામ તો વેણિ નાગ.
લીલી પહેરી કંચુકી, નીલ કમળનું ફુલ;
નીલું કંકણ ચૂડલે, નીલું ત્રાજુ અમુલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પેરિયાં, જોતાં મોહ પમાડ.
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશિસમ મુખ;
શ્વેત હાર મોતિતણા, જોતાં ભાગે ભૂખ.

### પ્રશ્ન.

બાંધ્યા તાંતણે સપ્ત નર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર.

### ઉત્તર.

પુષ્પક બોલ્યો પ્રીતથી, તમે જુઓ આ ઠામ;
પુછોછો જે પ્રેમથી, ચોરી એનું નામ.
સત્ય કહોછો રાયજી, હું હરખી મન આજ;
વિઘ્ન જજો સહુ તમતણાં, અવિચળ તપજો રાજ.
ચાર વેદની ધુન થઈ, આશિર્વચન ભણાય;
આજ્ઞા માગી ગોરની, ઉઠયાં વરકન્યાય.
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર;
ત્યાં જીત્યાં પદ્માવતી, હાર્યો રાજકુમાર.
ત્યાં કૌતક વિધ વિધ કરે, રાયને હર્ષ ન માય;
મીંઢલ છેડા છોડિયાં, ગુરૂને લાગ્યાં પાય.
મંદિરમાં રહી માનની, ગયો સભામાં રાય;
કહે શામળ શું વર્ણવું, રાજકુંવર કન્યાય.
ઉત્તમ આસન ઉપરે, બેઠો રાજકુમાર;
બંદિજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર.

### ચોપાઇ.

વર કન્યાના પોહોચ્યા કોડ, જુગતે જુગતી મળિછે જોડ;
રાજારાણી રંગે રમે, કરે વિનોદ જે મનમાં ગમે.
વળી સસરાની સાથે રાય, મૃગયા રમવા કારણ જાય;
એમ કરતાં દિન ઝાઝા ગયા, ત્યારે રાય ચિંતાતુર થયા.
સાંભરીયાં ત્યાં મા ને બાપ, તનમાં અતિશે ઉપજ્યો તાપ;.
પિતા સાંભરે વારંવાર, આંખે આવે આંસુધાર.
માતા સાંભરે પુષ્પાવતી, આણ્યો શોક હૈડામાં અતી;
સુલોચના સંભારી મન, હૈડું ફાટે કરે રૂદન.
જે પરણી મુકી તે ઠાર, તેહ સાંભરે વારંવાર;
ઘર મુકીને ત્યાંથી વળ્યાં, વરસ અગીઆર પુરાં થઈ ગયાં.
સુલોચનાનું વચન સાંભર્યું, બાર વરશ વીત્યા પછી મરૂં;
જો મરશે તો હત્યા થાય, અવતાર એનો એળે જાય.
એમ કહિ મુકયો નિશ્વાસ, પદ્માવતી તવ આવી પાસ;
રામાયે દીઠું ત્યાં મુખ, દીલગીર જોઇને પામી દુખ.

પાય નમીને ઉભી રહી, શામાટે ચિંતા ચિત થઇ;
રાયે વાત વર્ણવી કહી, જેટલી વાર્તા આગળ થઇ.
મુજને મોટી તે ચિંતાય, નાર મરે તો હત્યા થાય;
વણુ તેડચો અહીંથી જો જાઉં, તરણા તુલ્યે હલકો થાઉં.
એવી વાત કરે જેટલે, ચંદ્રાવળી આવી તેટલે;
વળતી ગુણુકા બોલી વાણુ, 'બોલો સાચું ચતુર સુજાણુ.
શે કારણે તમે દુખ ધરો, મુજ આગળ સાચું ઓચરો;
આપ વીતી જે વાર્તા થઇ, ગુણુકા આગળ માંડી કહી.
ગુણુકા કહે ત્યાં જાશું અમો, ચિંતા મનની ટાળો તમો;
રાજા કહે જૈ જો જો ગામ, અમારૂં ત્યાં જૈ લેજો નામ.
પુરની ચરચા જો જો સોય, ત્યાં અમને સંભારે કોય;
જઈને ત્યાં ચેતાવો રાય, ચાર હત્યા શીર પર નવ થાય.
માત તાત ને ત્રીજી નાર, ચોથો મારો જીવ ઉગાર;
ગુણુકા ત્યાંથી વાટે થઇ, ખટ માસે ચંપક પુર ગઇ.
નગરપડો વાજે તે દીસ, ગુણુકાએ જૈ નામ્યું શીશ;
પ્રધાન બોલ્યો ગુણુકા સાથ, નાટકની નવ કરશો ગાથ.
રાજાને મન દુખ છે ઘણું, માટે નૃત ન જુવે તમતણું;
ત્યારે ગુણુકા બોલી વાત, શું દુખ છે રાજાને ભ્રાત.

## દોહરા.

ત્યારે પ્રધાન બોલિયો, સાંભળ તું ગુણુકાય;
પુષ્પસેન એક બેટડો, કાઢચોછે વનમાંય.
વર્ષ એકાદશ વહિ ગયાં, ઉપર થયા ખટ માસ;
તે કુંવર આવ્યો નહીં, માટે મન ઉદાસ.
પુરૂં વર્ષ થયા પછી, નારી તજશે પ્રાણુ;
વાત ચાલશે વિશ્વમાં, હસતું ને વળી હાણુ.
માતાએ અનજળ તજ્યું, તાત ત્યાગશે દેહ;
જોતાં વાટ ન આવિયો, જેમ બપૈયો મેહ.
ગુણુકા કહે શીદ દુખ ધરે, મુજને આપે લહાણુ;
અહિં આણીને આપશું, ચતુરા ચતુર સુજાણુ.

વારો એની માતને, વારો એની નાર;
માસ છ પેહેલાં મોકલું, પુષ્પક રાજકુમાર.
નૃપને આનંદ ઉપન્યો, કીધો બહુ પસાય;
પછી હું આપીશ પાલખી, જો મન ચિંતા જાય.
ખબર સુણાવા મોહોલમાં, ગુણકાને લઇ જાય;
પુછે રાણી પ્રીતથી, કહો કુંવર છે ક્યાંય.
કુંતલપુર રળીઆમણું, કુંતીભોજ રાજન;
બેટી પરણ્યો તેહની, પુષ્પસેન તવ તન.
ત્યાં ગુણકાને આપિયા, મોતીકેરા હાર;
ન્યાલ કરી ચંદ્રાવળી, આપ્યા ગજ તોખાર.
દાસી એવું સાંભળી, ત્યાંથી ચાલી જાય;
સુલોચના જે પદમની, પાસ વધામણી ખાય.
આવી કુશળતા કંથની, ચિંતા મનની મેલ;
સુણતાં આનંદ ઉપન્યો, થઇ રહી રંગ રેલ.
પ્રેમે જૈને પદ્મની, નમી સાસુને પાય;
વાત કહો ગુણકાતણી, મુજને આનંદ થાય.
સુલોચનાએ કંચવો, હીરાજડીત અપાર;
આપ્યો ગુણકાને વળી, આપ્યા શુભ શણગાર.
ગુણકા સાથે મોકલ્યો, ગુણસાગર પરધાન;
તેડી વેહેલા આવજો, એમ બોલ્યો રાજાન.
કેહેજો કુંતિભોજને, અમો તણો જુહાર;
જેમ તેમ તેડી લાવજો, વેલો રાજકુમાર.
વળતી પ્રધાન સાંચર્યો, શત સહસ્ર લઇ દાસ;
બે માસે પોત્યા જઇ, કુંતિભોજને વાસ.
નગર સમીપે આવિયા, ગડગડીયાં નીશાન;
રાજા બેઠોતો તહાં, ગુણકાએ કર્યું જાણ.

## ચોપાઇ.

ચંદ્રાવળી ગુણકા ગઇ તહાં, કુંતિભોજ બેઠોછે જહાં;
પાસે બેઠા પુષ્પકરાય, ગુણકા તહાં વધામણી ખાય.

આવ્યો ચંપકતણો પ્રધાન, તેડી લાવો દઇને માન;
પ્રધાન સાથે પુષ્પકરાય, ગુણસાગરના સામો જાય.
ઢોલ દદામા વાજે બહુ, આવ્યો પ્રધાન હર્ખ્યાં સહુ;
પુષ્પસેન મંત્રીને મળ્યો, તાપ તેહના તનનો ટળ્યો.
સૌને મળિયા પુષ્પ નરેશ, વળતી પુરમાં કર્યો પ્રવેશ;
રાજસભામાં વેગે જાય, કુંતીભોજ ત્યાં ઉભો થાય.
મળી હળી આસન બેઠાય, કુશળ વાર્તા પુછે રાય;
પછી સુંદર નીપજાવ્યા પાક, રસોઇ રૂડી સુંદર શાક.
કરી ભોજન કીધો મુખવાસ, કુંતિભોજની પોતી આશ.

દોહરા.

ગુણસાગર કહે રાયને, અમને કરો વિદાય;
એક ઘડી રેશું નહિ, ક્ષણ વર્ષ સમ થાય.
પુષ્પસેન પદ્માવતી, મોકલો મારી સાથ;
ફરી ફરી ના પુછશો, અમને બીજી ગાથ.
તાતે ભોજન ત્યાગિયું, માએ તજ્યું અન્ન;
દીન થોડે દેખે નહિ, તજશે નારી તન.
બીજી વાત કેશો નહિ, જે કેશો તે જુઠ;
સાસરવાસો સજ કરો, રાય આ ઘડી ઊઠ.
ત્યારે રાયે તતક્ષણે, તેડયા વણિક સોનાર;
વસ્ત્ર ઘરાણાં સજ કર્યાં, કેહેતાં નાવે પાર.
ચીર ખીરોદક દોરિયા, મલિયાં મોઘી ભાત;
સાડી જરકશીની સહી, જેની ઉત્તમ જાત.
ત્રણસો રથ શણુગારિયા, સહસ્ત્ર દાસી દાસ;
દશ સહસ્ત્ર દઇ અશ્વ ને, ઉંટો શત પંચાશ.
ગજ મોટા શણુગારીઆ, મદ ઝરતા મછરાળ;
બખતર ટોપ ધરી શીરે, બેઠા વીર વિકરાળ.
બહુ પસાય દીલ રીઝિને, આપ્યા તેણે ઠાર;
કહે શામળ શું વર્ણવું, કેહેતાં નાવે પાર.
પ્રાતઃકાલે પદ્મની, માને લાગી પાય;
માતા આપો આગના, અમને કરો વિદાય.

નૈણેથી આંસુ પડયાં, તુજવિણ રહ્યું ન જાય;
સુખ દુખ કેહેશો કોણુને, એ મોટી ચિંતાય.
માને વાલી એટડી, સૌથી હોય વિશેષ;
પુત્રીને જનની કહે, દુખ ન ધરશો લેશ.
શીખ માગી લઇ સર્વની, લઇને સઘળો સાજ;
રથમાં બેઠી શીઘ્ર થઈ, સરિયાં સઘળાં કાજ.
પુષ્પક હય ઉપર ચડયો, બાંધ્યાં કશી હથીઆર;
સસરાને શીર નામિયું, સૌને કર્યો જુહાર.
ચંદ્રાવળી ચરણે નમી, રાયે આપી લાણ;
હસ્તી આપ્યો હેતથી, વળી આપ્યા કેકાણ.
નગર થકી તે નીસર્યો, સર્વ વળાવા જાય;
ચરણે નમીઓ રાયને, મળ્યા કંઇક રાણાય.

ચોપાઇ.

પ્રણામ કરીને પાછા વળ્યા, પુષ્પસેન તો પંથે પળ્યા;
ઢોલ શબ્દ થાયે અતિ ઘણા, મોટા લશ્કરમાં નહિ મણા.
એક દેશથી બીજે જાય, પડે નીશા ત્યાં વાસો થાય;
કંઈક દીવસ તો વાટે થયા, અઘોર વનમાં વાસો રહ્યા.
કર્યો ઉતારા તેણે ઠામ, સૌ લાગ્યા પોતાને કામ;
રથથી ત્યાં રાણી આખડી, અવની ઉપર આવી પડી.
સખી સરવ આવી વિંટાય, હાહાકાર સુણ્યો તે રાય;
નવ બોલે નેત્રે નવ જુવે, દુખ પોકાર કરીને રૂવે.
રાજાજી દેરામાં ગયો, જોઈ રાણીને દુખીયો થયો;
એમ દીવસ ત્રણ્ય વાટે ગયા, રાજા દિલમાં દુખિયા થયા.
વનમાં સ્ત્રીની થાશે હાણ, ઘેર સુલોચના તજશે પ્રાણ;
એવું કહી મનડામાં બળે, ત્યાં જક્ષણી તે સામી મળે.
કુંવરે તેણીને કહી ગુજ, કોલ દીધોછે મારે મુજ;
આ દુખથી બીજું શું લહું, સ્ત્રીનું દુઃખ જાયે નહિ કહું.
નવ ખાયે નવ પીયે નીર, તે દુખ સાલે મુજ શરીર;
જક્ષણિયે ઉપાયજ કર્યો, રોગ રાણીના તનનો હર્યો.

ત્રણ દીવસે ભોજન ત્યાં કર્યું, ભૂપતિનું મન હરખે ભર્યું;
વળતી ત્યાંથી થયા વિદાય, ચંપકપુરની વાટે જાય.
નગરલોક સૌ કરે ઉચાટ, પુષ્પસેનની દેખે વાટ;
વર્ષ થવાનાં પુરાં બાર, તેમાં છે ઓછા દિન ચાર.

## દોહરા.

નેનકમળની દીકરી, સુલોચના જે નાર;
વેગે ચાલી સાસરે, સૌને કર્યો જુહાર.
સસરા આપો આગના, પાડું મુજ શરીર;
વરસ્ત બાર વીતી ગયાં, નાવ્યો નણદી વીર.
સાસુને સાચું કહ્યું, પાડું મારો દેહ;
વાટ જોઈ નવ આવિયો, સાસુ જાયો જેહ.
કોલ દીધો તો કરવિષે, તે મિથ્યા થઇ વાત;
તન ન તજું જો માહરૂં, લાજે મારો તાત.
એવું મન ન લાવીએ, કહે સાસુ તે વાર;
બાર વરસમાં તો હજી, છે ઓછા દિન ચાર.
ઘડી એકમાં શું નિપજે, સાહ્ય કરે ભગવાન;
વહુને વારી રાખિયાં, કથન શુણાવી કાન.

## ચોપાઇ.

સમજાવીને રાખી નાર, ગયા પછી દુખના દિન ચાર;
બીજે દીવસ પડી જ્યાં રાત, પુષ્પક આવ્યો સેના સાથ.
નગર વિષે આવીને અડે, નીશાન વાગે ને ગડગડે;
ધામણી ત્યાં દશ દિશ જાય, વધામણિ વધામણિયા ખાય.
ચંપક નૃપ બેઠો જે ઠાર, આવી ભાટ બોલ્યો તે વાર;
રાજકુંવર આવ્યા પુર બાર, સુણતાં હરખ્યો રાય અપાર.

## દોહરા.

આસનથી નૃપ ઉઠિયો, હરખ ન હઈયે માય;
પડો વજડાવ્યો પુરવિષે, રાજા સામો જાય.
આગળ મા પુષ્પાવતી, સાહેલી સેં ચાર;
પાછળથી સુલોચના, વિચરી તેણી વાર.

તે પાછળ પૃથ્વીપતી, સેના અપરમ પાર;
તે પાછળ વેવારિયો, સસરો જે નિરધાર.
સઉ આગળથી પરવર્યો, ગુણસાગરનો તન;
તે જઈ પુષ્પકને મળ્યો, માન્યું બેનું મન.
માત પિતા જઇને મળ્યાં, પુત્ર પ્રણમિયો પાય;
વચન હતું મુજ તાતનું, પાળ્યું તમો પસાય.
સ્રીને મળિયા સાનમાં, પોતી મનની આશ;
સાસુને મેળો થયો, હર્ખ્યાં દાસિ દાસ.
સસરા કેરા હાથમાં, સુવર્ણ કેરી થાળ;
સોના પુષ્પ વધાવિયાં, ઉરમાં આણી વહાલ.
બાથ ભીડીને ભેટિયાં, નર સઉ આણી નેહ;
શીતળ મન સઉનાં થયાં, અમૃત વુઠયા મેહ.
સુંદર મહેલ સોહામણો, જોતાં પોત્યા કોડ;
પદ્માવતી ઉતારિયાં, સુલોચનાની જોડ.
સાસુને પાયે નમી, પદ્માવતી તજી ગર્વ;
વહુવર પુત્ર ઘણા હજો, સુખમાં રહેજો સર્વ.
પદ્માવતીના મહેલમાં, સુલોચના પછિ જાય;
આદર કીધો અતિ ઘણો, આપ્યા બહુ પસાય.
પદ્માવતી પછી બોલિયાં, સાંભળ બેન સુજાણ;
વાતો કરો વિનોદની, બોલી અમૃત વાણ.
મારો તાત વેવારિયો, તમોતણો રાજન;
તમને ઓચરવું ઘટે, બોલો પ્રથમ વચન.

**પ્રશ્ન.**

એક નારિ આ વિશ્વમાં, પાડે સઉને ત્રાસ;
આઠ માસ છાનિ રહે, માલે ચારે માસ.

**ઉત્તર.**

સહિયર મારિ સુલક્ષણી, તને હજો કલ્યાણ;
પદ્માવતી કહે પુછિયું, ટાઢ તેહ તું જાણ.

### પ્રશ્ન.

એક નારિ સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતકતુલ્ય તે થાય.

### ઉત્તર.

સુલોચના કહે ધન્ય તું, કોઈ ના તુજ તોલ;
નિદ્રા તેનું નામ છે, આલી તું જે બોલ.

### પ્રશ્ન.

નારિ એક નવ ખંડમાં, લાગે સહુને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.

### ઉત્તર.

સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ;
શામા જે સમશા કહી, ભૂંડી તે તો ભૂખ.

### ચોપાઇ.

માંહોમાંહી વાતો કરે, ચતુરાઇશું મનડું હરે;
મારા સમ નિત્યે આવજો, કામ કાજ રૂડું કહાવજો.
પદ્મા કહે પ્રથમથી વર્યા, માટે મુજથી મોટાં ઠર્યા;
શિખ માગીને થયાં વિદાય, મહા હરખથી મહોલે જાય.
નારિ બે રહે પિયુની પાસ, કપટ નહિ, મનમાંહી ઉલ્લાસ;
રોજ મળી બે બેનો રમે, ભેળી બેશી ભોજન જમે.
સાથે બેશી તાત ને તન, પ્રીતેશુ કિધું ભોજન;
પાન સોપારિ ચર્વણ કર્યાં, આપ આપ મોલે પરવર્યાં.

### દોહરા.

શામળ ભટ કહે વર્ણવ્યું, પુષ્પકનું આખ્યાન;
ભણે ગણે ને સાંભળે, કૃપા કરે ભગવાન.
સત્યવાદિ સતિયો તણો, ગાય શુણે મહિમાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય.
ખોડ ન દેશો મુજને, સર્વ કવિનો રાંક;
જાણ અજાણે મેં કહ્યું, ક્ષમા કરો મુજ વાંક.

પ્રચંડ બુદ્ધિ ચાતુરી, સાહસિક સુખ ધામ;
સમશા ચોપાઇ દોહરા, કિધ પરમારથ કામ.
સંવત સતર ચુંવોતરે, માહશુક્લ પક્ષ સાર;
કહી કથા દિન પાંચમે, મળતો મંગળ વાર.

સંપૂર્ણ.

---

# દ્વારકોભક્ત.

## સંવત્ ૧૮૦૦ સન ૧૭૪૪ માં હતો.

### ચેતવણી.

#### છંદ રૂચિરા.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશેરે;
જોબન જાતાં વાર ન લાગે, જરા આવિને હળશેરે;
ટળશે ત્યારે નહિ રહે ધારણ, થર થર કાયા ધ્રૂજેરે;
માયાની અંધારી નાંખી, તેમાં કાંઇ નવ સૂજેરે. ૧
સૂજે ક્યાંથી સમજણ નથી, કુટુંબ કબીલે વાળ્યોરે;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથેશું બંધાયોરે;
કહો ભાઈયો એને શું કહિયે, મૂરખ મન નવ આણેરે;
દુર્મતિ આગળ કાંઇ ન સૂજે, આપે આપ વખાણેરે. ૨
મોહે ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયોરે;
નારિ સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયોરે;
ધાયો તે તો ધૂળ મળ્યું ને. ગાંઠે ન મળે કોડીરે;
ઠાલા હાથે ઠાલાં જાવું, શીદ મરોછો દોડીરે. ૩
સંસારી સુખ જોવા માતર, અંતે સઘળું ખોટુંરે;
આગળ અવસર એવો આવે, દારૂણ દુખ છે મોટુંરે;
ખોટામાંથી ખરૂં કરી લે, તે તું બાંધને તાણીરે;
સાધુ જનની સેવા સજને, ભજને સારંગપાણીરે. ૪
એ શીખામણ માન્યા સરખી, માની લેજો કોઇરે;
આવ્યાછો તો લાભ કમાવા, જાશો મૂડી ખોઇરે;

ખોઇને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતારે;
અન્ન માટે આથડતા હીંડો, પેટ પાપથી ભરતારે. ૫
પરનિંદા ખાડો છે પૂરો, કેમ પડેછે જાણીરે;
જાણીને તેં બાંધ્યું તાણી, જૂઠી વાત વખાણીરે;
એક ઘડી એકાંતે બેશી, હરિનું નામ ન લીધુંરે;
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધુંરે; ૬
પાતાં પૂરણ તું ન ધરાયો, જોયૂં નહી વિચારીરે;
કહે દ્વારકો હરિ ભજી લો, નહિ તો જાશો હારીરે;
સંવત અઢારસેં પૂરામાં, કારતક શુદી દશમીરે;
શીખામણ સૂણે હરિજન હરખે, વિમુખ જીવને વસમીરે. ૭

---

## શીખામણ.

### ચોપાઇ.

માત પિતાને વાલું બાળ, રમવા જાય કરે બહુ આળ;
વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઊતર્યો ભણી. ૧
એટલે આવ્યું વેવીશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર;
સોળે વર્ષે આવી સાન, વીસે વર્ષે વળિયાં વાન ૨
નારી સાથે માન્યું મન, રળવાને તું લાગ્યો ધન;
વરણાગીમાં વાંકો ફરે, નવાં નવાં બહુ પ્રાક્રમ કરે. ૩
ડાહ્યો ડહાપણ સમજૂદાર, બાંધ્યા ઘરના માથે ભાર;
વેપાર વણજ કરિયા બહુ, લાગ્યુંછે ઓળખવા સહુ. ૪

* * * * *

પંચાશે તો આવ્યાં પળિયાં, મોનાં ડાચાં સર્વે મળિયાં;
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયુંછે તન તો તેની તુલ્ય. ૫
સાઠે વર્ષે નાઠી સાન, કાંઈ થયાછે બેહેરા કાન;
ઘરને લોકે સર્વે કહ્યું, ડોસાનું તો ડહાપણ ગયું. ૬
સીતેર વરસ વીત્યાં સહી, ગતિ બોલવાની નવ રહી;
તોય ઉદરમાં જોઈયે અન્ન, માયામાં લલચાયું મન. ૭

લેખું લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ;
મરણતણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ. ૮
સંભારે તે સુખમાં રહે, સાધુજન શીખામણ કહે;
પાણી પેલી બાંધી પાળ, દારકા તું તારૂં સંભાળ. ૯

---

# જીવન.

## સંવત્ ૧૮૦૦ સન ૧૭૪૪ માં હતો.

### પદ ૧.

તૃષ્ણા કોની નવ ભાગી ત્રિલોકમાં તૃષ્ણા કોની નવ ભાગી;
રાજાને રંકને જોગીને ભોગી, આશા ઉમેદ સૌને લાગી; ત્રિલોકમાં ટેક.
કોઈ તન-દુખિયા કોઇ ધન-દુખિયા, અન્ન-દુખિયા રહે અભાગી;
પુત્ર પરિવારની આશા સંસારમાં, વિશ્વ રહ્યુંછે સૌ માગી; ત્રિલોકમાં. ૧
આશા પૂરણ કોની નથી જગતમાં, તૃષ્ણા બાંધીછે આધી આધી;
ભરનિદ્રામાં ભૂલા ભમેછે, કોઇએ ન જોયું જાગી; ત્રિલોકમાં. ૨
અપરમ વેપારનો પાર ન આવ્યો, કાળની તો નોબત વાગી;
લેવું દેવું ધન માલ મૂકીને, તત્ક્ષણ ચાલ્યા ત્યાગી; ત્રિલોકમાં. ૩
સંતશીરોમણ મોટા કહેછે, સમજે સવારા સોહાગી;
દાસ જીવન પ્રભુ મહાપદ પામ્યો, ભક્તિ ભૂતળ લીધિ માગી; ત્રિલોકમાં. ૪

### પદ ૨.

### પરસ્ત્રીનો સંગ ન કરવા વિષે.

પારકી સ્ત્રીનો સંગ નવ કીજીએ, નામ લેતાં નર નરકે જાય;
જોગ જન્ન જપ તપ બહુ આચરે, તોય તેથિ મુક્તિ નવ થાય; પારકી. ૧
સુંદરીના મુખથી શૂળી ચઢવું ભલું, શૂળી તો એકજ પ્રાણ હરતી;
કઇ જુગકેરાં સુકૃત જો હોય, તેં રે તરિયા તરત દૂર કરતી; પારકી. ૨
સ્નાનને દાનને માનને જ્ઞાનને, ધ્યાન સહિત એ પાંચે કહિયે;
કુળવંત હોય તેનું કુળ જાતું રહે, કામની કેરે જો સંગ રહિયે; પારકી. ૩
દાસ જીવન કહે આશ છે તાહરી, મારી કહુંછું એ કર્મ કાણી;
વનિતાના સંગથી રાખજો વેગળો, દીનબંધુ મને દીન જાણી. પારકી. ૪

# જીવરામ ભટ.

## ધોળકાનો ઔદીચ્ય ટોળકીઓ.

સંવત્ ૧૮૦૦, સન ૧૭૪૪ માં હતો.

### જીવરાજ શેઠની મુસાફરી.

### હીરછંદની ચાલ.

શીવરાજ શેઠ પુત્ર જીવરાજને, મોકલે વિદેશમાં કહી મુકાજને;
જાઓ મૃત્યુ લોકમાં ગુમાસ્તા લેઇને, માલ વોરજોજિ પુત્ર શુદ્ધ જોઇને. ૧
સાથ રાખજો દલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને;
આગવો સુસંગ લેઇ રાખજો કને, ધીરશો મા કામ ક્રોધ લોભ ચોરને. ૨
મૂકજો કુસંગ ફાંસિયાતણી પૂરી, આવશે અપાર મોહની નદી ખરી;
બેસજો વૈરાગ્ય-નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલિ પાર ઊતરી. ૩
વિકટ છે અવાટ બીજિ વાટ ચૂકશો, જાણુ દેશ રહિ જશે અજાણમાં જશો;
વિષય-વૃત્તિ મધ્ય જાળમાંહિ ડૂલશો, કામ રૂપ દંભ ત્યાં વિવેક ભૂલશો. ૪
પારખ્યા વિના પ્રપંચ માલ વોરશો, લાભ કાળ વહિ જશે દેવાળું ફૂંકશો;
તો ત્રસાળે ખોટ દેખી પોક મૂકશો, કોઇ ધીરશે નહિ વિદેશ ચૂકશો. ૫
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાંડજો પ્રપંચ વાત કૂર કર્મની;
ધારશો ન કર્ણ વાત વિષય ઘાતની, કા'વજો ભલાઈ આપ સારી વાતની. ૬
યત્ન રાખજો શરીર વાટ ઘાટમાં, તાપમાં ન ચાલશો કુકર્મ સાથમાં;
જ્ઞાન યોગ ભક્તિ માલ જો તને ગમે, ખોટ લાભ પૂછશો ન વોરજો તમે. ૭
એટલી વિવેક વાત ચિત્ત રાખશો, તો ભવાટવી ફરીને ઘેર આવશો;
એક વાર સર્વ વસ્તુ લેઈ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો. ૮
શીખ લેઈ શેઠજી પ્રદેશ સંચર્યા, નાત જાત નગરલોક સર્વને મળ્યા;
નગરશેઠ પુત્ર જીવરાજ નીકળ્યા, રામ રામ જેગોપાળ શબ્દ કહિ વળ્યા. ૯
જીર્ણ મૂકિને નવા પોશાક પેરિયા, દેખતાં પિતાયે નેત્ર નીર ખેરિયા;
ત્યાં કુટુંબ નાત-લોક તો રહી ગયા, જીવરાજ શેઠ ત્યાં થકી વિદા થયા. ૧૦
શેહેર બહાર સર્વ સાથ એકઠો થયો, શીવરાજ-શેઠ ત્યાં વળાવવા ગયો;
પુત્રને વળાવિ શીવરાજ ત્યાં રહ્યો, જીવરાજ ત્યાંથકી વિદેશમાં ગયો. ૧૧
જીવરાજ વ્યસનના તરંગમાં ચઢ્યો, મનો-વેગ તુર્ત મૃત્યુલોકમાં પડ્યો;
કર્મયોગ ત્યાં ભવાબ્ધિ પાર ના જડ્યો, ક્ષણિક વાર જીવરાજ તીર્થ આથડ્યો. ૧૨

દૈવ યોગ એક દેહ નાવ સાંપડયું, દ્વારસપ્ત ઉર્ધ્વ કાળ-શિલ્પિનું ઘડયું;
પંચ પાટિયાં પ્રપંચ લોહનું જડયું, જૈ ભવાબ્ધિ નાળ પંકજાળમાં ખડયું. ૧૩
સ્ત્રી જુવાન એક બેઠિ દીઠી નાવમાં, બુદ્ધિ આગળી સ્વરૂપ હાવભાવમાં;
મંદહાસ ચતુર છે વિચાર વેણુમાં, મધુરી વાણિમાં અને મૃગાક્ષિ નેણમાં. ૧૪
શેઠ પાસ આવિ વાત પૂછિ સાનમાં, કોણ માત તાત કોણ નાત જાતમાં;
કોણ નામ ઠામ વાસ કોણ દેશમાં, કેમ છો ઉદાસિ આ ભવાબ્ધિ ઘાટમાં. ૧૫
શીવરાજ છે વિદેહિ નગર શેઠિયો, પુત્ર તેમનો હું જીવરાજ વેઠિયો;
ઉદ્યમાર્થ અર્થે મૃત્યુલોક આવિયો, ભૂલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો. ૧૬
પાર ના જડયો હું દેખતોજ આંધળો, ભૂલમાં ભમ્યો હું ચાલતોજ પાંગળો;
જાત નાત તાતથી થયો હું વેગળો, તાત છે સમીપ તેમને હું ના મળ્યો. ૧૭
આશરા વિના થયો ઘણો હું આકળો, વાત ઠામ તું મળી થયો હું મોકળો;
ઘણિક નાર મેં કરી તથાપિ એકલો, દુઃખ શોચનાથકી થયો હું દૂબળો. ૧૮
નવ મટે થનાર વાત કર્મની લખી, આજ દુઃખ વીસર્યું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને તમે મને કહો સખી. ૧૯
તે નિવૃત્તિ નાર શેઠને કહે કથી, ઓળખો મને પવિત્ર માત તાતથી;
મન-પિતા સુબુદ્ધિ ને કુબુદ્ધિ માતથી, ત્રેણ બેન નીપની બને ન મૂળથી. ૨૦
મનપિતાનું હેત ઝાઝું મા કુબુદ્ધિથી, મારિ મા સગી સુબુદ્ધિ તેથકી નથી;
હું નિવૃત્તિને તમે સ્વયંવરે હરી. શેઠ જે વિદેહ નામ શેહેર જઇ વરી. ૨૧
માત તાત પાસ હું નિવૃત્તિને ધરી, શેઠ મૃત્યુલોકમાં ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પ્રવૃત્તિભ્રાંતિને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા. ૨૨
લંપટિ કુબુદ્ધિ સાસૂના કહ્યાગરા, મૂળથી ખરી સુબુદ્ધિ સાસૂ વીસર્યા;
તે સુબુદ્ધિ માત મારિ પાસે આવિયાં, માત દીકરી વિદેહ શેહેરમાં રહ્યાં. ૨૩
શીવરાજ સ્વશુર આશરે સુખી થયા, સ્વશુર સાસૂનાં પવિત્ર ચરણ સેવિયાં;
ત્યાં તમારી શાંતિ મા રડી રડી મરે, શીવરાજ તાત તે ઉદાશમાં ફરે. ૨૪
દેહવસ્તુ સાક્ષિરૂપ ગર્વ ના ધરે, રોજગાર ના કરી વૈરાગ્ય આદરે;
સમર્પણ ધર્યું હશે નવું ન સંઘરે, આગલી કમાઈ સંતને મુખે ધરે. ૨૫
ગુણથી અતીત પંથ એકલો ફરે, ખાય ના પિયે ન પુત્ર પુત્ર ઊચરે;
એકવાર હું નિવૃત્તિ ઘેર. આવિયા, સ્વશુરજી અમારિ પાસ ગળગળા થયા. ૨૬
કહે વહુજી તમ ધણી વિદેશમાં ગયા, કોટિકલ્પ વહિ ગયા હજુ ન આવિયા;
ક્યમ થયું હશે મળ્યા શું વિષય ફાંશિયા, કામ ક્રોધ લોભ તસ્કરે શું લૂટિયા. ૨૭

કે શું લેવું દેવુ અધિક નૂન્યથી રહ્યા, કે કુસંગ ધૂર્ત સંગથી વહી ગયા;
જા વદ્દૂ નિવૃત્તિ બાપ મૃત્યુલોકમે, વૃદ્ધ આ મુનીમ સુસંગ સાથ લો તમે. ૨૮
સાથ લો દયા સખિથી વાટ નિર્ગમે, તું ગયા વિના ન થાય કામ આ સમે;
લઇ આગના થયાં સવાર તે સમે, આ દયા સખી સુસંગ સાથ બે અમે. ૨૯
મૃત્યુલોક આવિયા ભવાબ્ધિ તીરમે, દેશ દેશ ખોળિયા મળ્યા નહિ તમે;
ધણિકવાર ખોળિ ખોળિ થાકીયાં અમે, હાલું નાવ દેખીયું ભવાબ્ધિ નાળમે. ૩૦
પૂછિયું ન કોઇને હું બેઠી આ સમે, તેટલેજ શેઠ દૃષ્ટિયે પડયા તમે;
ઓળખું તમોને મને ન ઓળખી તમે, શીદ ઓળખો ગરીબ નાર છું અમે. ૩૧
હું વિના અનેક નાર ઇશકને ગમે, આજ કાલ ભ્રાંતિ નારમાં રમો તમે;
ક્યાં ગઇ પ્રવૃત્તિ વાલિ નાર આ સમે, માત તાત વીસર્યાં પ્રવૃત્તિ નારમે. ૩૨
હું નિવૃત્તિ વીસરિ ભલીજ ભ્રાંતિમે, આવડા અજાણ શેઠ ક્યમ થયા તમે;
અમ જેવી દયાની વાત કાનમાં ધરો, મુનીમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરો. ૩૩
પૂર્વ નાર હું નિવૃત્તિ ચિત્તમાં ધરો, શીવરાજ શાંતિ માની સેવના કરો;
ભ્રાંતિને પ્રવૃત્તિ નારી વેગળી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરો. ૩૪
ઘાટ ઘાટ ફેરવા સુમાલથી ભરો, વસ્તુ સારિ લેઇને સ્વદેશ સંચરો;
છેલું વેલું શેઠજી ચઢો શરીર વાણ, હું નિવૃત્તિ નાર હાથમાં ગ્રહું સુખાણ. ૩૫
આગુવા ભલા દયા સુસંગ છે પ્રમાણ, પૂર્વ દેશ જાતા વાટ રોકનાર કોણ;
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથ સાહિ નારનો ચઢયા સુમાનથી. ૩૬
પંચ માસનું કળેલ વાણ નાળથી, હાલતું થયું તથાપિ નીકળ્યું નથી;
જીવરાજ ફેરવે ઘણું ઘણું મથી, નાળ સાંકડેથી લાગ લાગતો નથી. ૩૭
તે સમે અનેક બંદગી કરે કથી, કાઢ વાણ કાઢ વાણ નાથ નાળથી;
વાણ નીકળ્યા પછી છ માસે દૂધ પીશ, ચાર પાંચ વર્ષ પાઘડી વિના ફરીશ. ૩૮
વર્ષ એક બેઉ મુની વૃત્તને ધરીશ, કાઢ વાણ કાઢ વાણ હે કૃપાળુ ઈશ;
મુનીમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરીશ, મનસ્વશુરથકી સુબુદ્ધિ સાસૂ મેળવીશ. ૩૯
સ્ત્રી નિવૃત્તિ સંગ પત્નિ વ્રત આચરીશ, શીવરાજ શાન્તિ-માની સેવના કરીશ;
આ દયા સખીનિ વાત કાનમાં ધરીશ, મનસ્વશુરથકી કુબુદ્ધિ સાસૂ પરહરીશ. ૪૦
ભ્રાંતિને પ્રવૃત્તિ નાર વેગળી કરીશ, આજથી પરાંગનાને દૂરથી તજીશ;
એક વાર વાણ સાથ બહાર નીકળીશ, તો ફરીથિ રોજગાર વાણનો તજીશ. ૪૧
દૂરથકી કુસંગ ફાંશિયાથકી ડરીશ, કામ ક્રોધ લોભ ચોર વેગળા કરીશ;
એ પ્રકારે જીવરાજ બંદગી કરે, સ્ત્રીનિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે. ૪૨

તે સમે પ્રસૂતિ કાળ વાયુ સંચરે, દેહ વાણ નાળમાં અહીં તહીં ફરે;
નાળમાં નવેક માસ એકલું ખડયું, સૂતિકા પ્રચંડ વાયુ ડોલમાં પડ્યું. ૪૩
ત્યાં થકી મહા-ભવાબ્ધિ પૂરમાં અડ્યું, મોકળું થયું અનેક સાથ આથડ્યું;
પૂર્વના ગુમાસ્તા શીવરાજના હતા, એ નવાણ શેઠજીનિ ખબર પૂછતા. ૪૪
જીવરાજ કહે હું ઓઝપુંછુ લૈ જતાં, નિર્વિકારને લઇ વિકાર મૂકતાં;
ગુહ્ય અર્થ સમજિયા વિવેકી રીઝિયા. દેહ સાધના કરી વિદેહમાં ગયા. ૪૫
બુદ્ધિ હીન મૂર્ખ લોક તે ન સમજિયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં વહ્યા:
એ કથા રહી પછી વિચાર શા થયા. નત્યુ લોક વાયુ જેટલેજ લાગિયા. ૪૬
કેટલેક માસ વાણ ચાલતું કરે, બાર વર્ષ બાળપણમાં જઈ ઠરે;
તે પછી પલાણ જોબન અસ્વનું કરે, નવનવા પોશાક ખાનપાન શું ભરે. ૪૭
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેવિ વાત ચીત કરણ દેશમાં કરે;
ભ્રાંતિને પ્રવૃત્તિ નારિ ચિતમાં વરે, મનશ્વશુર કુબુદ્ધિ સાસૂથી ઘણું ડરે. ૪૮
વાણ ફેરવે જુવાનિ અશ્વ ખેલવે, ઘાટ ઘાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખૂપવે, ત્યાં મુનીમ છે ઘણા હિસાબ ચૂકવે. ૪૯
નાત શેઠ પારકી લડાઇ શીજવે, કારમૂ કુટુંબ માત તાત રીઝવે;
મુખ્ય શાહુકાર લાખે લેખું લેખવે, અન્યનિ લખેલી હુંડિ પાછી નવ ફરે. ૫૦
દેશપાળ હાથમાં દીવાન જઇ નમે, અમલનો છકેલો સર્વ લોકને દમે;
કીર્તિ લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે. ૫૧
ઉદ્યમે અજાણ પલક નિર્ગમે વૃથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણની કથા;
દામ સાહેબીનું અભિમાન સર્વથા, સ્વાર્થમાં ખુશાલ પરમાર્થમાં વૃથા. ૫૨
નવનવી મીઠાઇ દૂધ કૂરશું જમે, રંગ મહેલમાં પ્રવૃત્તિ નારીશું રમે;
લોભ લાભ પુત્ર પાસ લેઇને ભમે, ભાવ હીન આપકીર્તિ સર્વથા ગમે. ૫૩
જરકશી પોશાક કિનખાબ ખોળિયાં, પામરા રૂમાલ રંગ ચોળ મોળિયાં;
વેઢ વાંકડાં અમૂલ્ય કર્ણ ચોકડાં, હીમ રૂ ગલેચા શેઠ ગાદીએ પડ્યા. ૫૪
રંગ તાન નાચ થાયછે ખડા ખડા, થયા ભાઈ સાહેબ તો અમલથી બડા;
ઘેર તાયફા અખંડ નાચતા વડા, પ્રેમથી વેંચાય રોજ પાનના પડા. ૫૫
ચૌદ માળની હવેલિ ખૂબ બંગલા, હીંચકે પલંગ ત્યાં સુવર્ણ સાંકળ્યા;
ભાગ્ય પાંશરેથી સર્વ વૈભવો મળ્યા, વાંકડું થતાંજ વૈભવે થકી ટળ્યા. ૫૬
દૈવ કોપતાંજ દેશપાળ કોપિયો, સેજ વાંકમાં અનંત માલ લૂટિયો;
દેશ દેશની દુકાન સર્વ અટકિયો, માલ ખોટ જોઈ જીવસજ ફટકિયો. ૫૭

ઊઘરાણિ બંધ કરજ તો ખરૂં થયું, કોઈ ધીરનાર નહિ નામ ડૂબિયું;
કરજદારે ઘેરિયો. દેવાળું ફૂકિયું, એ પ્રકારે પાપ દ્રવ્ય ધ્વસ્ત થઇ ગયું. ૫૮
હાય દૈવ હાય દૈવ કાંઇ નવ રહ્યું, છપન ઉપર ભેરતાન ભૂગળું ગયું;
નાત શેઠ તે હવે ન કો કરે કહ્યું, બ્રહ્મભોજ્ય દાન પુન્ય કાંઈ ના થયું. ૫૯
ભાગતી દશાએ તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામાં આહાર ચોગણો થયો;
બહુ ખરાબદસ્ત કારભાર ના રહ્યો, માન-હીન બાપડો ફરે વહ્યો વહ્યો. ૬૦
એ હેવાલમાં જુવાનિ ઘોડિ ગુજરી, સ્ત્રી પ્રવૃત્તિયે જણી ખરાબિ દીકરી;
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, મહા દુઃખ માંહી સાંભર્યાજ શ્રીહરિ. ૬૧
કાગ પેંગદેથિ વૃદ્ધ ઘોડલે ચડ્યો, ટેક લાકડી લગામ શ્વેત કાઠડો;
વેગ-હીન ચાલતો તે જો કદી પડ્યો, માન ચાબખાનિ ચોપથી કરે ખડો. ૬૨
કાળનું ભરેલ દેહવાણ પૂરિયું, આ ભવાબ્ધિ-તીર નામ નર્મદા ગયું;
ચક્રપાણિ ઓરસંગ ઘાટ છોપિયું, શ્રી કુબેર સોમનાથ ભેટવું થયું. ૬૩
તીર્થવાસી વિષ્ણુ ભક્તને મળ્યો જઇ, તેમને સમાગમે કથા રૂચિ થઇ;
તે સમે સુસંગ મિત્ર તે મળ્યો તહીં, ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ વેગળી રહી. ૬૪
વરણુ વેષ ફેરવ્યો નવો ધર્યો લહી, વૃદ્ધ જોઇ જોઈ લાજ પુરમાં વહી;
તે વહ્યા પછી પટંતરો રહ્યો નહિં, તે પછી સુસંગ મિત્ર ઓળખ્યો સહી. ૬૫
ઓળખ્યા પછી ફરી મળ્યો હશી ધશી, ભેદ ભાગતાં પ્રવૃત્તિ ભ્રાંતિ ગઇ ખશી;
પૂર્વની વિવેક વાત ચિત્તમાં વશી, સાંભરી નિવૃત્તિ નાર ને થયો ખુશી. ૬૬
મિત્ર મેળવો નિવૃત્તિ નાર આ સમે, શીવરાજ શાંતિ-માત ભેટવો તમે;
દેહમાંથિ લઇ જશો વિદેહમાં ક્યમે, તો તમારો પાડ ખૂબ માનશું અમે. ૬૭
એ પ્રકારે જીવરાજની ફરી મતિ, તે સમે સુસંગ તે થયો દયાપતિ;
શુણિ બોધ જીવરાજને થઈ ગતિ, બ્રહ્મ ભાવથી જડી પ્રકાશ પદ્ધતિ. ૬૮
મનશ્વશુર સુબુદ્ધિ સાસૂ એકઠાં કર્યાં, પૂર્વની નિવૃત્તિ રાણિ ચિત્તમાં ધર્યાં;
કોટિ વર્ષના વિયોગ રૂશણાં હર્યાં, અસલનું મળ્યું કુટુંબ દુઃખ વીસર્યાં. ૬૯
નિવૃત્તિ નાર સંગે પ્રીતડી થઇ ઘણી, જીવરાજ વશ કર્યો નિવૃત્તિયે ધણી;
પ્રથમ ભક્તિ દીકરી નિવૃત્તિયે જણી, જીવરાજ શેઠને ગઇ વધામણી. ૭૦
તે સમે આનંદ ચિત્ત શેઠનું થયું, કાંઈ ન રાખિયું કને સહુ સમર્પિયું;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધિયું, તે સ્વરૂપ જોઈ પ્રેમરૂપ વાધિયું. ૭૧
પ્રેમનો ભરેલ શેઠ નાચિવો ફરે, રોમહર્ષ થાય ગાય ગદ ગદ સ્વરે;
પાય ઘૂઘરા સતાર વાજતા કરે, સપ્તસ્વર ભલાથી તાન ગાન ઉચરે. ૭૨

ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ડરે, સ્ત્રી નિવૃત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે;
હર્ષનો ભર્યો વધાઈ મસ્તકે ધરે, વણ-સુસંગ વાત ચીત કાંઈ ના કરે. ૭૩
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઇ વધામણી વિવેક શેઠની કને;
સમર્પણે કર્યું સહુ તદા વિવેકને, વિધિ નિષેધના વિવેકની થઇ બને. ૭૪
જ્ઞાન ને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્ત્રી નિવૃત્તિ ભક્તિ પુત્રિ સાથ સંચરે;
યોગ માર્ગમાં સુસંગ આગુવો કરે, લિંગ દેહ ત્યાગિ ને વિદેહ પરવરે. ૭૫
જીવરામ ભટ્ટ નામ ગામ ધોળકું, ટોળક દ્વિજજાત બામણોલનું પખું;
તે નરે વિવેક વાત જોઇને લખ્યું, આ અધ્યાત્મ દીપ જીવ શીવ પારખું. ૭૬
આ વળી નવીન ગ્રંથથી વિચારજો, ઘણીક વાતનો પટંતરો ખુલી જજો;
લિંગ-દેહ જીવને વણિક પ્રમાણજો, શેઠને વણિક વિષે ન ભેદ આણજો. ૭૭
મન મળે કુબુદ્ધિ માત દામ લીન થાય, મન મલિનમાં પ્રવૃત્તિ ભ્રાંતિ જે ભરાય;
તે પ્રવૃત્તિ ભ્રાંતિથી કુકર્મ કાંઇ કરાય, તે કુકર્મ બાંધિ જીવ દેહમાં ભરાય. ૭૮
ભ્રાંતિ તામસીથિ ભ્રમણતા અજાણ થાય, રજ ગુણી પ્રવૃત્તિથી વિચારમાં પડાય;
મન મળે સુબુદ્ધિમાં ન દામ લીન થાય, નિર્મળી નિવૃત્તિ શુદ્ધ સાત્વિકી જણાય.૭૯

---

# કાળિદાસ.

## સીતાને સાસરે વળાવવા વિષે.

### કડવું ૧ લું. વલણ.

જાન સાથે તે કરીને તૈયારીજી, ઘેર પધાર્યા જનકકુમારીજી;
સાથે ત્રણે બેનડી સારીજી, જનનીનયણે તે વરસે વારીજી.

### ઊથલો.

જનનીનયણે વારી વરસે, થયા ગદ ગદ કંઠ;
તેડી ચાલ્યાં સાસરે, ફરી મળ્યાની ઉતકંઠ.
સર્વ કુટુંબ ભેળું થયું, બહુ સ્નેહે સીતા સાથ;
દશરથ કૌશલ્યાપ્રતિ વદે, ભલામણ ગ્રહી હાથ.

## રાગ ધનાશ્રી.

સર્વે કુટુંબ થયું ત્યાં ભેળું, સીતાને સાસરે વળાવેજી;
કૌશલ્યા આગળ કર જોડીને, ભાવે કરીને ભળાવેજી.
જાન જોડી દદામા દઇને, વર વધુ તેડીને વળીઆજી;
રાજા દશરથ ને જનક પરસ્પર, ઉરેઉર મેળવી મળિયાજી.
મુનિજનને જેમ મુનિવર ભેટે, સાધુને જેમ સાધુજી;
તેમ વેવાઇને વેવાઈ મળ્યાછે, મોહીં રહ્યું વિશ્વ આધુજી.
ચાલી જાન સજ્જ થઈ સાથે, જાન વળાવા માટેજી;
જોજન એક રહ્યા ત્યાં ભેળા, વેવાઈ સાથે વાટેજી.
શીખામણ સીતાને દીધી, માતાજીએ બહુ ભાતજી.
ડાહી સખિ અણિમાદિક સરખી, સહસ્ર આપી સાથજી.
સાસૂનું સુખ રાખજે રૂડી, કરજે શ્વશુરની સેવાજી;
ઘુંઘટ-પટ પટશાળે ન તજિયે, તજિયે હઠના હેવાજી.
જેઠ જેઠાણીને દિયર દેરાણી, નણદીને નમતાં રહિયેજી;
સુખ અવગુણ સાસરિયાં કેરા, કંથ આગળ નવ કહિયેજી.
પ્રોહિત કુળ ગુરૂ સ્વામી શ્વશુરનું, ચરણોદક નિત્ય લીજેજી;
સર્વે કુટુંબમાં ભળતાં રહિયે, મનમાં તો ગર્વ ન કીજેજી.
એણી રીતે સીતાજીને જનનિયે, દીધી શીખામણ સારીજી;
માતપિતાને સુજશ આપજે, હોય સકુળની કુમારીજી.
પછે અવધપતિ પ્રીતે કરીને, રાય જનકને વાળ્યાજી;
જાણિયે દ્વાદશ રાશિ ભુવનથી, જ્યોતિષિમાં ગ્રહ ચાલ્યાજી.
વશિષ્ઠ વિશ્વામિત્રને જનકે, કનકને પુષ્પે વધાવ્યાજી;
માગી શીખ ચરણે શીશ નામી, મૈથિલાપુરમાં આવ્યાજી.
સાંથકી હળી મળી સૌકોય વળિયા, પુરવાસી વૃદ્ધ બાળજી;
જાન વૈમાનતણી પેર ચાલી, ધમ'ધમતી ઘુઘરમાળજી.
લટકંતા ચટકંતા ચાલે, હાથી તે હારોહારજી;
ઢળકે ધરણી પડ ઉત્તર દક્ષિણ, નાવે ભર્યો જેમ ભારજી.
હણહણતા અવની પગ ખણતા, ઉછળતા કેકાણજી;
બળભર ફાળ ભરંતા ચાલે, રેવંત રાણોરાણજી.

સાજ સુવર્ણ નાના વિધ વરણે, શોભે તે અંગ તુરંગજી;
સ્વચ્છ રંગ ભર ઉદકતા અને, કૂદતા જાણે કુરંગજી.
એણી પેર જાન અયોધ્યા પહોંચી, વાજિત્ર વાજે અપારજી;
મંગળ ગીત રથે રથ ગાયે, ચંદ્રમુખી બહુ નારજી.

* * * * *

જાન લેઈ પરવરિયા પુરમાં, દશરથ બહુ બડ-ભાગીજી;
નગરના વાસિતણી જગમાંહી, જૂની તપશા જાગીજી.
ઉડે અબિલ ગુલાલ સુગંધી, નભ લગી ધૂમળ ધાઈજી;
વાદળ રાતું થયું તેને રંગે, અરૂણ રહ્યોછે લજાઈજી.
સંધ્યા સમે પ્રભુ ઘોડિયે ચઢિયા, દશો દિશ પ્રગટી દીવીજી;
જન્મો જન્મ તેના જશ બોલે, તેણે તે જાણ્યું જીવીજી.
પાવક પુષ્પતણી બહુ રમત, જ્વાળા-માળનું જાળુંજી;
ગંધક પાત્ર પ્રકાશ કરે જેમ, અર્કતણું અજવાળુંજી.
ત્રણે ભ્રાત ચડ્યા પ્રભુ સાથે, વાંસે વધૂ મૃગાનેણીજી;
ચંદ્રમા શિર સુધા ઘણું સીંચે, રસ વરસાવે રેણીજી.
પુષ્પ કનક મુક્તાફળ લેઈને, નગર નિવાસી વધાવેજી;
ચારે વરણ જે ચરણે ચાલે તે, આવીને શીશ નમાવેજી.
ત્રણે માતા તતક્ષણ હરખી, ઝારી ભરી જળ લાવ્યાંજી;
અંતરમાં અતિ ઉલટ આણીને, વર કન્યાને વધાવ્યાંજી.
દંપતિ શીશ લઈ જળ ઝારી, વારંવાર ઉતારેજી;
મંદિરમાં પધરાવ્યાં પ્રીતે, જન્મ સફળ કરી સારેજી.

* * * * *

વળતું રાયે નગર નોતરયું, વેદિયા વિપ્ર જમાડયાજી;
ચારે વરણને પ્રસન્ન કરીને, પરમાનંદ પમાડયાજી.
વશિષ્ઠ વિશ્વામિત્ર રૂષિને, પ્રેમે કરીને પોષ્યાજી;
ઘણા દિવસ લગે મુનિવર રાખ્યા, સેવા કરી સંતોષ્યાજી.
કૌશિક રૂષિને ચરણે લાગી, પાડ ચઢાવેછે રાણીજી;
પરણ્યા પુત્ર તમારે પ્રસાદે, જનકનંદની આણીજી.
ગુણ ઓશિંગણ ગુરૂજી તમારી, જનમો જનમ શું કહિયેજી;
જાણજો હેત ધરીને મનમાં, અમે તમારાં છૈયેજી.

જોડી કર દશરથ રાજાએ, સ્તુતિ રૂષિની કીધીજી;
પછે પ્રસન્ન થઇને સર્વે, ચાલવાની આજ્ઞા લીધીજી.
સર્વે સર્વને ધામ પધાર્યા, દ્વિજવર આનંદ પામ્યાજી;
પૂર્ણ થયો પ્રભુજીનો વિવા, ઓઘ આનંદના જામ્યાજી.
જે કોઇ ગાય શૃણે શ્રવણેથી, જાનકિ રઘુવર વિવાજી;
જાણિયે તે જન મેદનિ માંહે, આવ્યા હરિરસ પીવાજી;
કાળિદાસ કહે કરજોડી, સીતા સ્વયંવર લીલાજી;
જનક-સુતા રઘુવરનો વરણવ, સાંભળશે જન શીળાજી;
તેને ફળ થાયે મન વાંછિત, બુદ્ધિતણું બળ વાધેજી.
તેને અમંગળ પાસે ન આવે, લૌકિક સ્વપ્ન ન લાધેજી;
કરૂણાસાગરના રસમાંહે, મગન થઇને ઝીલેજી;
દુર્મારગ ન પડે પગ તેનો, જેઉપર રથ વણચીલેજી.

## પૂર્વછાયો.

ચીલાવણ ચાલે નહિ, ભૂતળમાં રથચક્ર;
તેમ વસમે કોઇ વાળી ન શકે, કળિયુગમાં કાંઇ વક્ર.
કહી કથા રઘુનાથની, શૃણજો સજ્જન સાથ;
અલ્પમતિ શું ઓચર્યો, કરજો ક્ષમા અપરાધ.
વેપારી કોડીતણો, લિયે કોટી ધ્વજ માલ;
કાંબળિ વણી જાણે નહિ, પીતાંબર ચડાવે શાળ.
તેમ સીતાનો સ્વયંવર, કહેવા કર્યો આભાસ;
ઉદ્યોતમાં ખદ્યોત જેમ, કવિમાં કાળિદાસ.
સંવત શાખા વર્ણ[1] ઉપર, લક્ષણનો મહિમાય;
આશ્વિન માસ મહોછવે, કહ્યો જાનકિ વિવાય.
ગ્રામ વસાવડને વિષે, વડનગરા નાગર જ્ઞાત;
ગુજરવાણીમાં વખાણી, રામ સીતાની ખ્યાત.

## ઊથલો.

ખ્યાત સીતા રઘુનાથની, યથા બુદ્ધિયે વિસ્તરી;
કહે કાળિદાસ શ્રોતા સર્વ, એકવાર બોલો હરિ.

---

૧ સંવત ૧૮૩૨.

# ધ્રુવાખ્યાન.

વાસાવડના કાળિદાસની કવિતા જણાયછે.

**ચંદ્રાવળા.**

ઉત્તાનપાદ નર નીપનો, રાજા રૂપ નિધાન;
રાજાને બે સુંદરી, તેના સુરતી સુમતી નામ;
સુરતી ઉપર નહિ રે માન, તેના ધ્રુવજી એક સંતાન;
સુમતી ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક; જે જે વૈકુંઠરાય. ૧
ઉત્તમ ઉછંગ બેસાર્યો રાયે, સભામાંહિ એક વાર;
પુત્ર લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગ બેસવા કીધાં મન, અપરમા કહે કઠણ વચન; જે જે. ૨
(**સુમતી.**) અપરમા એમ બોલ્યાં ભૂંડા, એ સુખ તુજને ક્યાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમિ ઈહાંથી;
ઇહાંથિ જઈ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર; જે જે. ૩
વચનો વિનતાનાં સાંભળી, ઊતર્યો મોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ;
મન ભંગ થઈ નાંખ્યો નિશ્વાસ, રોતા આવ્યા માની પાસ;
માએ ચાંપ્યા રૂદિયાસાથ, કહે કુંવર કોણે દુભવ્યો આજ; જે જે. ૪
(**ધ્રુવ.**) આજ સભામાં માવડી બેઠો, ઉત્તમ રાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપરમા એમ બોલે;
અપર કહે અભાગણિકેરા, સુખ વાંછો તો વન જાઓ વેલા;
ફરિ જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર; જે જે. ૫
(**સુરતી.**) વળતી માતા ઉચરે, કુંવર હૈડે ન ધરિયે દુઃખ;
પૂરણ પુણ્ય કીધાં હશે ત્યારે, તે ભોગવેછે સુખ;
સુખ આપણને ક્યાંથી વાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા;
નથિ સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વ્રત કીધાં નથી; જે જે. ૬
નથી સંતોષ્યા સાધુને નથી, આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યાં આપણાં ત્યારે, ક્યાંથી રાયનાં માન;

માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના ક્યમ પામિયે વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જૈ માંડો તપ; જે જે. ૭
તપ માંડ્યો બ્રહ્માજિયે ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કિધિ મન ભાવતિ ત્યારે, પ્રગટ્યા નારદ મુન;
મુનિયે માંડ્યો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ;
જો કરિયે શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળિયે તન; જે જે. ૮
(ધ્રુવ.) તને અભાગણિ હું ટાળું મા, છુંરે તમારો તન;
વનમાં જાઉં વેગે કરિને, સુખ સંભારૂં અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠિયો નહિ દેહ;
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજુંરે માય; જે જે. ૯
(સુરતી.) માતાને આંસૂ આવ્યાંને, અંતર ઉપજી દાઝ;
રાજાયે મને પરહરી કુંવર, તુંયે કરેછે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછૂટી મૃગલી જેમ;
જળવિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી; જે જે. ૧૦
(ધ્રુવ.) ટળવળ મા રે માવડિ તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું તેને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પૂરશે ખરી;
એ છે અનાથનારે નાથ, તેને ભજવા જાઉંરે માત; જે જે. ૧૧
(સુરતી.) વળી માતા એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તન;
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખની આગળ રહે રે બાળ, ઘેર બેઠાં ભજીયે ગોપાળ; જે જે. ૧૨
(ધ્રુવ.) ઘેર ગોપાળ ન પામિયે મનમાં, મોહ ઊપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જૈ વેહેલો આવીશ, માતા દો મુજને આશિષ; જે જે. ૧૩
(સુરતી.) આશિષ દેછે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માવની કંઠે, કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટિ કેશવ પુરૂષોત્તમ પાય, એવી આશિષ દેછે માય. જે જે. ૧૪

માને આંસુ આવિયાં ત્યારે, થંભિને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળિ, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી; જે જે. ૧૫

(કવિ.) ફેરા ફરિયો માતાનેરે, ફરિને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સાંચર્યો, વંદીને શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી બેડું ભરિ જાય;
વર કન્યા પરણીને વળ્યાં, વેદ ભણતા વિપ્રજ મળ્યા; જે જે. ૧૬
મળ્યા શકુન સઉ હર્ષના ધ્રુવજી, નીકળ્યા નગર બાહાર;
આગળ જાતાં ધ્રુવજીને રે, મળિયા બ્રહ્મ-કુમાર;
બ્રહ્મ-કુમાર ભગવાનને ચહાતા, હરિગુણ ગાતા વેણુ સુવાતા;
કરજોડી કહેછે ભૂપ- તન, ક્ષમા કરો તમે નારદ મુન્ય; જે જે. ૧૭

(નારદ.) નારદ કહે શીદ જાઓછો, શુ છે તમારે કામ;
કોણ તમારાં માત પિતા ને, શું છે તમારૂં નામ;

(ધ્રુવ.) મારૂં નામ છે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર;
રાવ રાણા બેઠા સોરંગ, ઉત્તમને તેડયો ઉછંગ; જે જે. ૧૮
ઉછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાની ખોલિ;
દૃષ્ટિએ મુજને દેખિને ત્યારે, અપરમા એમ બોલિ;
અપર કહે અભાગણિ કેરા, જો સુખ વાંછો વન જાઓ વેલા;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ; જે જે. ૧૯
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચન;
કઠણ વચન તે કેમ વીસરે, લોહા સમ હોય તો નીસરે;
ખડગતણો તો સહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય; જે જે. ૨૦

(નારદ.) જારે ઘેલા અત્યારથી તું, એવડો શો ધર કાળ;
માન કુમાન શું તારે તું તો, પાંચ વર્ષનું બાળ;
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીયો ને કરો કલોલ;
અપરમાનાં એવાં હેત, વિચારીને વાળો ચેત; જે જે. ૨૧

(ધ્રુવ.) ચિત્ત તે કઈ પેર વાળું મને, બોલાવ્યો નહિ બાપે;
કશાયમાં લેખ્યો નહિ હું તો, તે ઉકળું છું તાપે;

તાપ કુંવર નહિ આણીયે રતી, સુખ દુખનું કોય સરિગત નથી;
હરિયે નિર્મ્યું તેમજ હોય, કર્યાં કરમ છોડાવે નહિ કોય; જે જે. ૨૨
(નારદ.) કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરે હર્ખ ને શોક;
અણ ચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોક;
સંતોષિ કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વીસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ; જે જે. ૨૩
(ધ્રુવ.) સભામાં શું દેખાડિયે, સૌકોમાં વળિ નાક;
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવિશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ હું બળે; જે જે. ૨૪
(નારદ.) બળ કીધે હરિ નહિ મળે, માનો મારા તન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપને નહિ દરશન;
દર્શન તમને કેમ આપશે, વન જૈને વીમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખી તુજ તન ધ્રૂજશે; જે જે. ૨૫
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગ-ભોગ;
ભૂખ તરશ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
(ધ્રુવ.) જોગ રૂષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ ચૂકું નહિ, રૂષિજી તમ પરતાપે સહી; જે જે. ૨૬
(નારદ.) રૂષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવન માંય;
જમુનાજીમાં નાહિને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અલ્પાશન, જળ પત્ર ને ફળ પ્રાશન;
વળિ તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સ્મરજે શ્રી ઘનસ્યામ; જે જે. ૨૭
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠ નાથ;
(કવિ.) આશીર્વાદ દેઇ દાસને, મસ્તક મૂક્યો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માગી વિચર્યો અરણ;
એહ કથા રહિ એણે ઠામ, રૂષિ પધાર્યા રાયને ગામ; જે જે. ૨૮
મુનિ આવ્યા મહારાજપે જોવા, રાયતણું સુખ મન;
માન દિધાં બ્રહ્મ-પુત્રને, વળિ આપ્યાં આસન;
આપ્યાં આસન બેઠા રૂષિ, આશા ઉત્તમ તાતને વશી;
(રાજા.) આ શાંરે રૂષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ; જે જે. ૨૯

આજ સભામાં રૂષિજી મારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં નવ બોલાવ્યો;
સ્ત્રીને વરાંસે વૉસર્યું બાળ, અપરમાયે દીધી ગાળ; જો જો. ૩૦
રૂષિ એ વચને નીસરિયોરે, વીરો ગયો છે વન;
વનમાં વાઘ વરૂ હશે તેને, દેખી ધ્રુજશે તન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં માલંતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર; જો જો. ૩૧
કોમળ પટકૂળ પહેરતો કેમ, ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસવારી કરતો;
કાંટામાં કેમ સૂશે બાળ, એની શય્યા આહીંછે સાર; જો જો. ૩૨
સારાં અન્ન આરોગતો તે, ફળ પત્રો કેમ ખાશે;
પાણી પીતો પળે પળે તે, જળવિણ કેમ રહેવાશે;
તેનિ વતી રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ;
સૂધ વિનાનો થયો શરીર, વીસરતો નથિ તેહજ વીર; જો જો. ૩૩
વળિ વીરો અહિયાં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડિ માંગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલું કાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ; જો જો. ૩૪
શું કરિયે વડિ સાહેબી ચિત્ત, ઠરતું નથી કોઈ ઠામ;
શું કરિયે આ રાજ અને શું, કરિયે ધન ને ધામ;
ધન ગયું અમારૂં આજ, પુત્ર વિના સૌ સૂનો સાજ;
પુત્ર વિના હું દુર્બળ દુખી, મારા પ્રાણ જશેરે રૂખી; જો જો. ૩૫
**( નારદ. )** રૂષિ કહે તમે મા રૂવો મને, મળ્યું હતું તે બાળ;
આશીર્વાદ દેઈ મોકલ્યો, ભજવા શ્રીગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહિને વળિયા રૂખ; જો જો. ૩૬
**( કવિ. )** રૂષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વન મોઝાર;
મધુવન પોંચ્યો પ્રેમથિ કીધો, ત્યાં જે તપ વિચાર;

ત્યાં જઈ માસ કિધા ઉપવાસ, બીજે માસે ફળ કંદ પ્રાસ;
ત્રીજે માસ છઠે દિન એમ, ચોથે માસે જળનાં નેમ; જે જે. ૩૭
નેમ ધરીને નેહથકિ ભજે, ઈશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધિયા ધ્રુવજી, ઊભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુર્ભુજ ચિતમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વીત્યા ખટ માસ, રૂદિઆમાં ઓળખ્યા અવિનાશ; જે જે. ૩૮
અવિનાશીને ઓળખિયારે, એમ ઊભો રાજન;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરિ વૈકુંઠે ગયા;
જઈ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઈ કષ્ટે કાય; જે જે. ૩૯
(દેવતા.) કાયા કષ્ટી વશ રાખવી એ, ઇંદ્રી મન અચેત;
અચરત એ તો અતિ ઘણું એમ, બોલ્યા અમર ધરિ હેત;
અમર કહે અમને બીક લાગી, રખે લિયે ઇંદ્રાસન માગી;
(વિષ્ણુ.) વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી; જે જે. ૪૦
નથી ઇચ્છતો સંપત્તિને કે, નથિ ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યા ચિતે મારા ક્ષણુ, અળગો ન મુજથી એહ;
મુજથકી અળગો નહિ એહ, એણે દમીછે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખેછે મારૂં, કહોજિ એને કેમ વીસારૂં; જે જે. ૪૧
વીસાર્યો વીસરે નહિ એને, આપિશ અવિચળ અર્થ;
નામ નહિ લે તે તમતણું, કાંય બીઓછો વ્યર્થ;
(કવિ.) ઇંદ્રતણી આસવાસના કરી, સુર થાનક મોકલિયા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરિ, વનમાં આવ્યા વેગે કરી; જે જે. ૪૨
(ધ્રુવ.) દાસ દયાળને વિનવે તમો, સર્વ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારૂં, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે પરણામ; જે જે. ૪૩
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણિ હોય;
અદભુત શક્તિ આપની તારો, પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામિશ તારો પાર;
એવું સૂણિ હરખ્યા નરહર, કુંવર કંઈ એક માગ્ય તું વર; જે જે. ૪૪

વર કેમ માગું વિઠ્ઠલા હું તો, કરીશ તમારી સેવા;
વિષય ભોગ સંસાર છે એ તો, સુપનાનાં સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો; જે જે ૪૫
( વિષ્ણુ. ) વેગળો વીરા ક્ષણ ન કરૂં વળિ, તું વેહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારિ ન રહે લાજ;
લોક કહે રઝળીને મુઓ, સ્વજનોમાંથી પડ્યો જૂજવો; જે જે. ૪૬
પડ્યો સ્વજનથી જૂજવો ત્યારે, સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુએછે માય;
માને બાપતણાં દુઃખ કાપો, ઈંહાંથિ જૈ સૌને સુખ આપો;
મારીઆજ્ઞાપાળજ આજ, છત્રિસહજાર વર્ષ ભોગવ રાજ; જે જે.૪૭
રાજ ભોગવી તું આવજે તને, મોકલીશ એક વિમાન;
તેમાં બેશી તું આવજે તારૂં, થશે જગતમાં જાણ;
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય;
( કવિ. ) આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાહ્યું બાળ; જે જે. ૪૮
બાળકને મારગમાં જાતાં, ઉપજ્યો મન વિચાર;
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરિ ભજીને માયા લાવ્યો;
આગળ રૂષિજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ; જે જે. ૪૯
મુજને ત્રીકમજી મળ્યા મેં તો, જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં મને, હસશે દુરીજન લોક;
લોક કહેશે એનિ બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરિને આવ્યો; જે જે. ૫૦
( લોક. ) હરિદર્શન કરિને આવ્યો રે, રાય તમારો તન;
( રાજા. ) હું દુખિયાને શું હસોછોરે, તમે તે સર્વે જન;
દુખિયાને શું હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયાને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ; જે જે. ૫૧
( કવિ. ) ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મૂન;
( નારદ. ) હરિ દરશન કરિને આવ્યોરે, રાય તમારો તન;

રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટચોછે દીવો;
(કવિ.) વચન શૂણી રીઝચા નરપતિ, વળાતિ વધામણી આપી અતિ; જે જે. ૫૨
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;
રથે બેશિને સાંચરિયા ને, સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધીછે ભારી;
રાય રથેથી ઊતર્યા જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે; જે જે. ૫૩
(ધ્રુવ.) પ્રથમ પ્રણામ અપરમાને, તેં ભેટાડયા શ્રીપત્ય;
(સુમતી.) વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય સહી, આપણી આશા પૂરણ થઇ;
(સુરતી.) વીરા હું જોતી હુતિ વાટ, તેં મારો ટાળ્યો ઉચાટ; જે જે. ૫૪
(કવિ.) ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડચો આનંદ ભેર;
હેતનાં આંશુ આવ્યાં ત્યારે, દૂધની ચાલી સેર;
સેર ચાલિ તે કુંવરે પીધી, માતાયે ઘણિ આશિષ દીધી;
(સુરતી.) ઘણાં વર્ષ જીવોરે તન, તમે કર્યાછે કુળ પાવન; જે જે. ૫૫
પાવન કરિયાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ;
(કવિ.) રામ ભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઇની પોતી રળી, હેતનાં આંશુ આવ્યાં વળી; જે જે. ૫૬
વળી રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમ ને જળ, ભરી ચઢાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખિયાજ, ધ્રુવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામાં ભેરી નાદ, ધ્રુવ પધાર્યા નિજ પ્રાસાદ; જે જે. ૫૭
પ્રાસાદમાંહિ પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પિરશાં ત્યારે, કાઢિ વિવાની વાત;
વિવાહ કિધો અહલ્યા સાથે, પ્રેમે કરિ પરણાવ્યા નાથે;
ઇંદ્રનિ કુંવરિને રાજ કુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર; જે જે. ૫૮
નારી સાથે રંગે રમે, સુખમાં કાઢે દન;
રાજાયે વળિ તેને આપ્યું, પોતાનું આસન;
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિર્ધાર, વરતાવે વર્ણાશ્રમ ચાર; જે જે. ૫૯

વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણ;
(ધ્રુવ.) આપ આપના ધર્મ પાળિયે, જે લખ્યું હોય ગીર્વાણ;
ગીર્વાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુધ બાંધવાં ક્ષત્રી-ધર્મ;
વૈશ્યને કરવા ખેતિ વેપાર, શૂદ્રને સેવાનો અધિકાર; જે જે. ૬૦
સેવા તે સઘળી વરણને, હરિ ભજેને નિસ;
વરણ ધરમ સૌ પાળિયે સાચું, બોલિયે તે શુભ રીત;
સાચું બોલિ સંતોષ વાળિયે, મોહ માયા મત્સર ટાળિયે;
ન કરો કૂડ કપટ અન્યાય, એટલી શીખામણ દેછે રાય; જે જે. ૬૧
(કવિ.) છત્રિસ હજાર વર્ષ વહિ ગયાં ત્યારે આવ્યું વિમાન પાસ;
વિમાને બેશીને સંચર્યા, ધ્રુવજિ ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઇ, અવિચળ પદ તો પામ્યા સહીં;
જે ગાયે ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન. જે જે. ૬૨

---

# પ્રીતમદાસ.

## સંધેસરનો ભાટ.

સંવત્ ૧૮૩૮, સને ૧૭૮૨માં હતો.

### ધોળ ૨.

રાતો ઘોડો રણપાખરિયો, શ્વેત ધર્યો શણગાર જોને;
એ રાગ છે.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પેહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ૧
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને. ૨
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહિ પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. ૪

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૫

### ધોળ ૫.

સત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને. ૧
કેસરીકેરા નાદે નાસે, કોટી કુંજર જૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જોને. ૨
અગનિને ઉધેઈ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડાં, મરજીવે મન સેલ જોને. ૩
બાજીગરની બાજી તે તો જંબુરો સહુ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સત નજરમાં નાણે જોને. ૪
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીજે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને. ૫

### ધોળ. ૬

સુદામા વિના શું આવ્યો રે, જગતરના છૈયા.

એ રાગ.

ભજન કરી લે ભાવે રે, ભવ ભટકણ ભાગે;
સંસારસાગર તરતા રે, ક્ષણ વાર ન લાગે. ૧
માયા મોહ નિદ્રામાં રે, ગાફલ શું ઘોરે;
પાંચ ચોર વસે પાસે રે, આતમ ધન ચોરે. ૨
અચેત શું ઊંઘેછે રે, જોને આંખ ઊઘાડી;
વેગે વણશી જાશે રે, કાયાની વાડી. ૩
ચેત ચિદાનંદ મળશે રે, ટળશે અંધારૂં;
આ અવસર છે રૂડો રે, હોય કારજ તારૂં. ૪
મહા-પુરૂષનો મારગ રે, તે પગલું સહાજે;
પ્રીતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે. ૫

### ઉપદેશ વિષે. પદ ૧.

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવશ ખોયું;
મારા વાલાજી, મહામણી મૂકીને પથ્થર ચિત્ત પ્રોયું; ટેક.

તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કૂડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું, દેહ મનુષ્ય ધરી. ૧.
તને જળવિયો જઠરા માંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુયે ત્યાંહી;
તેને સંભાર્યાં સુપને નાહિ, દેહ મનુષ્ય ધરી. ૨
તેં જગતપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો, દેહ મનુષ્ય ધરી. ૩
એની દેહ અશુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુશું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી, દેહ મનુષ્ય ધરી. ૪
એને કૃતઘ્ની સરખો કહિયે, તેના સંગે તે સરખા થૈયે;
કહે પ્રીતમ એથી અળગા રહિયે, દેહ મનુષ્ય ધરી. ૫

## આખીઓ.

હીરા મોતી નામ હરિનું, પથ્થર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખે તું પીવા ધાતો.
ધાયા તે તો ધૂળ કમાયા, ડાહ્યા થઇ દંડાયા;
કહે પ્રીતમ માયાને મૂશળ, ખૂબ તરે ખંડાયા.
ખંડાયા તે ખોળ્યા ન જડયા, આટો થઈને ઊડયા;
કહે પ્રીતમ સંસારસિંધુમાં, બહુ વાર તે બૂડયા.
બૂડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંશી ગળામાં ઘાલે.
મહા-માયાના મોટા ફાંસા, તે તોડયા નવ તૂટે;
કહે પ્રીતમ હરિ દયા કરે તો, જગત જાળથી છૂટે.

* * * * *

આથડતાને કોણ ઉગારે, કર્મતણો કૂટારો;
કહે પ્રીતમ સેવો સદ્‌ગુરૂને, એ તરવાનો આરો.
જ્ઞાન વિનાનો ઘેલો થૈને, નહિ કરવાનું કીધું;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું.
અમૃત તે ઉપદેશ ગુરૂનો, ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમારથ મૂકી, સ્વારથને શૉદ તાણો.

### ચેતવણીછંદ.

ચેત મન ચેત મન, ચાલવાની ચાલ છે;
કેડા મોરે સૌ કો ચાલે, કોણ જુદા બાળ છે;
દિવસમાં ત્રણવાર તાકે, શિર સીચાણો કાળ છે;
તેને ત્રાસે સૌ કો કંપે, ભલા ભલાને ફાળ છે.
કાયાનો છે કાચો પાયો, ધરતી વસમો ઢાળ છે;
ઘર-ધંધામાં સૌ ગુચવાયું, માયાની મધલાળ છે;
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતાં તો સેલાં, વળતાં તો વિકરાળ છે.

---

## લજ્જારામ.

### અમદાવાદનો ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ.

સંવત્ ૧૮૪૩. સન ૧૭૮૭ માં હતો.

કોહાયુદ્ધમાંથી.

### અભિમન્યુ પરણે છે તે સમાનું ગીત.

ભાગો રૂશણારે.

એ રાગ.

સમે વરતે સહુ સાવધાન, શોભા ઘણેરી રે;
ત્યાં તો વૈરાટ દે કન્યાદાન, શોભા ઘણેરી રે. ૧
દાન લેછે અર્જુનકેરો તન, શોભા ઘણેરી રે;
પાસે બેઠા છે જગજીવન, શોભા ઘણેરી રે. ૨
ત્યાં તો પેહેલું મંગળ વરતાય, શોભા ઘણેરી રે;
ત્યાં તો હસ્તીનાં દાન અપાય, શોભા ઘણેરી રે. ૩
પછી બીજું મંગળ વરતાય, શોભા ઘણેરી રે;
ત્યાં તો શાં શાં દાન અપાય, શોભા ઘણેરી રે. ૪
આપ્યાં આપ્યાં અશ્વનાં દાન, શોભા ઘણેરી રે;
દાન લે અભિમન્યુ રાજાન, શોભા ઘણેરી રે. ૫
ત્યાં તો ત્રીજું મંગળ વરતાય, શોભા ઘણેરી રે;
ત્યાં તો રથનાં દાન અપાય, શોભા ઘણેરી રે. ૬

ત્યાં તો ચોથું મંગળ વરતાય, શોભા ઘણેરી રે;
વર કન્યાને હરખ ન માય, શોભા ઘણેરી રે. ૭
ચોથે તાતે આપ્યાં કન્યા-દાન, શોભા ઘણેરી રે;
આપી હરખ્યો વૈરાટ રાજાન, શોભા ઘણેરી રે. ૮
ત્યાં તો સુદર્શના બોલાવે, શોભા ઘણેરી રે;
રાણી કંસાર પીરસવા આવે, શોભા ઘણેરી રે. ૯
કંસાર પીરસ્યોછે ચાર વાર, શોભા ઘણેરી રે;
પીરશી શાકર ને ઘૃત ધાર, શોભા ઘણેરી રે. ૧૦
અભિમન્યુ ઉત્તરાને આરોગાવે, શોભા ઘણેરી રે;
વરને કન્યા ખવરાવે, શોભા ઘણેરી રે. ૧૧
સુદર્શના લેવરાવે શુદ્ધાચમન, શોભા ઘણેરી રે;
પટ ચઢ્યો અભિમન્યુ રાજન, શોભા ઘણેરી રે. ૧૨
સુદર્શના પટ મૂકાવે, શોભા ઘણેરી રે;
હેમ કડાં આપીને મનાવે, શોભા ઘણેરી રે. ૧૩
વર કન્યા પરણીને ઊઠયાં, શોભા ઘણેરી રે;
ત્યાં તો સોનૈયે મેઉલા વૂઠયા, શોભા ઘણેરી રે. ૧૪



## અભિમન્યુના આખ્યાનમાંથી.

પાંડવો દુર્યોધન સાથે જુગટું રમતાં રાજ્ય વગેરે બધું હાર્યા પછી છેલ્લો ઠરાવ એવો કર્યો કે ૧૨ વર્ષ વનમાં રહેવું અને ૧૩ મું વર્ષ ગુપ્ત રહેવું. જો ૧૩ મા વર્ષમાં કોઈને માલૂમ પડે તો વળી બીજી વાર તેટલાં વર્ષ વનમાં રહેવું. એવી શરતમાં પણ હાર્યા એટલે બાર વર્ષ સુધી વનમાં રહ્યા અને તેરમે વર્ષે વેશ બદલીને વૈરાટ નગરના રાજાના દરબારમાં કોઈ ઓળખે નહિ તેવી રીતે રહેવાનો વિચાર કર્યો તે વિષે.

### કડવું ૯ મું.

વૈશંપાયન એણી પેર બોલ્યા, શુણુ જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભળાવું, ભારતનો મહિમાય.
અર્જુન વાણી બોલિયા, સાંભળો ધર્મકુમાર;[1]
તમેજ કહો ક્યમ છાના રહેશો, ત્રણ લોકમોઝાર.
દેશ દેશના રાજા આવી, નમે તમારે પાય;
તમે કોઈને નવ નમો, અનમ્ર તમારી કાય.
ધર્મ વાણી એણી પેર બોલ્યા, સાંભળિયે અર્જુન;
મે મારિ જે વાત વિચારી, તમને કહું વચન.
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વર્ણને, ઉપવીતનો અધિકાર;
બ્રાહ્મણ વેશ ધરીને રહીશું, રાજસભા મોઝાર.
સર્વ લોક તે મુજને નમશે, દઉં સઉને આશીશ;
મુજ શિર અવરને નહિ નમે, મેં પૂજ્યા શ્રી જગદીશ.
કંક નામ પ્રસિદ્ધ હું કહાવું. રાયતણું મન રંજુ;
મન ગમતી ત્યાં કરૂં વારતા, સભારાડ હું ભંજુ.
એણી પેરે હું દિવસ નિર્ગમું. તારૂં દુખ અર્જુન;
રથે બેસારી લાડ લડાવ્યાં, સારથી દેવકીતન.
શીશ નથી નામ્યું તેં કોઈને, એક વિના ભગવંત;
પરાધીન થઈ પેટજ ભરવું, એ દુઃખ નાવ્યો અંત.
વચન સુણી વડવીર તણાંરે, કહે અર્જુન સત્ય વાણી;
ધર્મધુરંધર દુઃખ ન આણો, સમર્થ પ્રભુને જાણી.

---

૧ યુધિષ્ઠિર.

વર્ષ એક ત્યાં વ્યંડળ[1] થાશું, સંગીત વિદ્યા જાણું;
વૈરાટ રાયની પુત્રી ભણાવું, વિદ્યા સર્વ વખાણું.
ભીમ અર્જુન મળીને બેઠા, બોલ્યા માંહોમાંહી;
બહુ આહારી છે ભીમ મહા ભડ, કહો તે રહેશે ક્યાંહી.
અટક બોલો ક્યાંઈ ગમે નહિ, સાંખે નહિ એક બોલ;
પરાધીન થઇ પેટજ ભરવું, નહિ બળ બુદ્ધિ તોલ.
વાત કરે ને સામું જુએ, વૃકોદર[2] રહ્યો વિચારી;
આગળ આવીને બોલ્યો, શિ વાત કરોછો મારી.
બહુ આહારી જે કહોછો મુજને, તે મનમાં નવ ધરશો;
સુખે દહાડા અમે નિર્ગમું, ચિંતા કોઇ ન કરશો.
પ્રભુયે જ્યારે વેલા પાડી, સઘળું ક્યાંથી સુખ;
દુર્યોધને પુંઠ ન મેલી તો, અર્દ્ધી વેઠિશ ભુખ.
વૈરાટ રાયનો થાઉં રસોઇયો, અન્ન સર્વ ત્યાં રાંધું;
સઊને જમતાં શેષ રહે, તે અન્ન જમું હું બાંધું.
એ રિતે હું દિવસ નિર્ગમું, ચિંતાતુર ન થાશો;
ઘડો ઘડાનો ઠામજ કરશે, પેટ ભર્યે શો સાંસો.
ભીમ ભડ કહી રહ્યા સાંસતા, તવ પુછ્યા સહદેવ;
તમે કહો કેમ છાના રહેશો, પર ઘેર કરવી સેવ.
વણ પુછે કોઇને નવ કહેવું, એહ લોક શું જાણે;
માગ્યા પાખી માત ન પીરસે, તમ દુઃખ કો ઉર આણે.
વિમાસીને કહો ગતિ મનની, પરાધીન થઈ રહેવું;
ભુખ તરશ ને સુખ દુખ સહેવું, વચન કવચન વહેવું;
એવાં વચન શુણીને બોલ્યા, સહદેવ તેણીવાર;
જે રીતે જગદીશ રાખશે, વિશ્વતણો આધાર.
એક અમો મન વાત વિમાશી, તે તમ આગળ કહિયે;
જે રીતે સુખે દિન લઈયે, ચરણ તમારે રહિયે.
વણ પુછે ઉત્તર નવ દેવો, તે એહજ કામ કરીશું;
જોશ વિચારૂં ગૌધન ચારૂં, એમજ પેટ ભરીશું.

---

૧ નાજર અથવા ખોજો, જનાનખાતાનો ચાકર. ૨ ભીમ.

વંધ્યાપ્રસવ વૃષભચિન્હ જાણું, વણ માગે વૃત્તિ આપે;
કહીશ ગોપ હું પાંડવ કેરો, ગોપાલક કરી થાપે.
સહદેવ કહીને રહ્યા સાંસતા, કહો નિકુળ શી પેર;
ગતિ તમારિ કોઇ નવ જાણે, જઇ રહેવુ પર ઘેર.
પર ભૂમિ પર ભૂપતિ આગળ, પરગમતુંજ કહેવું;
પર ઓશિયાળે પેટજ ભરવું, પરને દિલ ન દેવું.
વિનય વચન શુણીને બોલ્યો, નિકુળ વચન મહાશૂર;
શામાટે દુ:ખ મારૂં આણો, તજું કઠણ ગતિ ક્રૂર.
મન શુદ્ધેથી સેવા કરશું, જેવી તમને ગમશે;
તમે જાણો સદા સુખી તન, એવડું દુખ ક્યમ ખમશે.
વિકટ અશ્વ હું કરૂં પાધરા, ખરા ખેલવી જાણું;
અશ્વ શાસ્ત્ર આવડેછે મુજને, હું શું આપ વખાણું.
તુરીતણા જે સકળ રોગ છે, ઔષધ એનાં કરશું;
વૈરાટ રાયના ઘોડા ફેરવું, એણી પેરે પેટ ભરશું.
એવું કાજ કરીશું ભાઈ, જેમ કોઇ નવ જાણે;
દૈવ તણી તો ગતિ કઠણ છે, દૈવ દયા નવ આણે.
સમાધાન સંતોખી બેઠા, નિકુળ તેણીવાર;
ધર્મ તણું મન વિસ્મય પામ્યું, ઉપન્યો વળી વિચાર.
દ્રુપદિને દેખીને રાજા, આણે આંસુપાત;
ઘડા જેવડું માણેક માનની, ક્યમ રહે છાની જાત.
પુરૂપ તણી સઉ વાત પાધરી, જ્યમ ત્યમ કરી નિર્વહેશે;
પરભૂ પતિવશ પડી પ્રેમદા, કેઈ પેરે દિન લેશે.
અમો અણછતા અળગા રહીશું, નહિ બોલાયે વાણુ;
કંદર્પ કોટી કળા કામની, મુખ શોભા શશિ ભાણુ.
તે દુખમાંહે વળી દુખ મોટું, છાનિ કેમ રહેશે;
સુજે તેમ કહે લોક બહિરમુખ, કપટ બોલ કેમ સહેશે.
એવું જાણી દુ:ખજ આણિ, મુક્યો મુખ નિશ્વાસ;
નયણે ધારા નિરખી રાણી, આવ્યાં રાયની પાસ.
કર સંપુટ કરી ઉભી નારી, કેમ થયા ઉદાસ;
દાસિરૂપ થઇને રહેશું, સૈરધ્રી મુજ નામ.

રાણીને શણુગાર પહેરાવું, કરૂં એટલું કામ;
એવું શુણીને પાંચે ઉઠ્યા, પાંડુ તણા કુમાર;
શબ્દ આકારે શમિયે બાંધ્યાં, આયુધ તેણીવાર;
કેડા મોરે ચાલી આવ્યાં, પુર વૈરાટ મોઝાર;
અછતા થઇને ત્યાં રહ્યાં, તેનો કોઇ ન જાણે પાર.

## સાખી.

જે યુધિષ્ઠિર યજ્ઞ કરી, દિધા કનકનાં દાન;
બ્રાહ્મણ થઈ આશિશ દે, રૂઠ્યા જ્યારે ભગવાન.
નિકુળ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય;
ભીમ ઉદરને કારણે, રહ્યો રસોડા માંય.
ચંદ્ર સૂર્યને વશ કરે, નામ જેનું પાંચાળી;
દાસિ થઇ દિન નિર્ગમે, વેળાયે હદ વાળી.
સકળ છત્રપતિ વશ કર્યા, જીત્યો જરાસંઘ રાય;
નર ફીટી નારી થયો, કર્મગતિ કહેવાય.
સુખ કેડે દુઃખ પામિયે, દુઃખ કેડે સુખ હોય;
સરખા દિન આવે નહિ, વૃક્ષ છાંય સમ જોય.

## ત્રણતાળની ચોપાઇ.

વૈશંપાયન બોલ્યા વચન, શુણ જનમેજય રાજન;
ત્યાર પુંઠે નિપન્યું જેહ, તુજને સંભળાવું તેહ.
વૈરાટપુરમાં પાંડવ રહ્યા, દ્રુપદી સુદ્ધાં સુખિયા થયા;
દૂત કૌરવ કેરા જેહ, હીંડે પાંડવને ખોળતા તેહ.
દુર્યોધન મન હરખ અપાર, રાજે હસ્તિનાપુર મોઝાર;
સભા ભરી બેઠો રાજન, હરખ વાધ્યો પોતાને મન.
ભીષ્મ કરણ દ્રોણ પાવન, અશ્વત્થામા આદિ મહાજન;
સુભટ શકુનિ તે ત્યાં હોય, શત ભ્રાત પોતાના સોય.
દેશ દેશના રાજા જેહ, સભામાંહી બેઠા છે તેહ;
જોઇ સભા હરખ્યો રાજન, એવે આવ્યા નારદ મુન.
દૂર થકી દીઠા જેટલે, પ્રણમ્યો રાય જઇ તેટલે;
અમપર કૃપા કરી મહારાજ, ઘણે દિવસે પધાર્યા આજ.

વળતી બોલ્યા નારદ મુન, તું તો સાંભળરે રાજન;
માસ સાત તો વહીને ગયા, સમાચાર તેં તો નવ લહ્યા.
વર્ષ પુરૂં એક જ્યાં થશે, છતા થઇને પાંડવ આવશે;
સભા જોઈ શું રીઝયો આજ, લેશે વેગે તારૂં રાજ.
ભીમ ભડ સામો કોણ ભડે, સેના તારી તો રડવડે;
અર્જુનશું લેશે કોણ રાડ, એવો જોદ્ધો એક દેખાડ.
નિકુલ સહદેવ ધનુષ સહાય, છે કોઇ જોદ્ધો જે સામો થાય;
તે માટે તું ગર્વ મા આણ, દેખ સેન તારૂં નિર્વાણ.
મેળી ધાડે તો ન સરે કાજ, ખોઈ બેસશો વેગે રાજ;
શુણી નારદ કેરાં વચન, જુએ સેન પોતે રાજન.
ચેત ચેત કહે નારદ મુન, તું તો દુર્યોધન રાજન;
જોવરાવો જે છે કિયે ગામ, તો તો થાય તારૂં કામ.
ફરિ ભોગવે તે વનવાસ, સુખે રાજ કરો આવાસ;
તેણે સેવ્યા છે ભગવાન, ગાંજ્યા નવ જાય તે રાજાન.
કદી રહે જીવતા તે રાય, દીવસ ચાર વેગે વહી જાય;
ખોળી કઢાવો કરીને ભાળ, નહિ કર જાણજે તારો કાળ.
પોતાનો માટે તુજને કહું, નહિતર મનમાં જાણી રહું;
એમ કહી પામ્યા અંતરધાન, પડયો વિચારમાં રાજાન.
હવે કરૂં તેના ઉપાય, જે થકી તેઓ પ્રગટ થાય.

ઢાળ.

વૈશંપાયન એણી પેર બોલ્યા, શુણ જનમેજય રાય;
ત્યાર પુંઠે જે નીપન્યું, હું કહું તેનો મહિમાય.
રાજા વળતો બોલિયો તે, હરખ ધરિને મન;
કર ગ્રહીને બિડું મુકિયું, સભામાંહિ રાજન.
કો છે લેનાર તેહનો, પણ પાંકીને જાય;
પાંડવ કેરી સુદ્ધ લઈ આવે, સભા માહરિમાંય.
રાજ તેહને અર્ધું સોંપું, હય ગંજ રથ કહેવાય;
નરપતિ સઘળા રહ્યા નિહાળી, કોઇ ન બેઠો થાય.
બિડું લઈને બધે ફેરવ્યું, કો ન કરે ઉંચો હાથ;
કરણ આદિક યોદ્ધા બેઠા, મળીને સર્વે સાથ.

એવામાં [1]જીમૂત આવ્યો, જ્યાં બેઠો છે ભૂપ;
ભીમ સમાન પરાક્રમ બળિયો, તેવડું તન સ્વરૂપ.
આવી ઉભો રહ્યો આગળે, નૃપને નામ્યું શીશ;
કોના ઉપર ધર્યું છે બિડું, રાય ચડાવી રીશ.
મલ્લ કેરા બોલ થકી, તે હરખ્યો રાય અપાર;
કટક મારામાંહે જોદ્ધો, તુજ દિસે સાર.
શત્રુ પાંડવ ગયા મહાવન, વર્ષ વહી ગયાં બાર;
નષ્ટ ચરચા જઇ રહ્યા છે, કોણ દેશ મોઝાર.
છના થાય જો તમ થકી તો, નિશ્ચંત કીજે રાજ;
તેર વરશ વન ભોગવે વળી, સરે અમારૂં કાજ.
કહ્યું રાયનું શુણી મહામલે, ગ્રહ્યું બીડું પાણ;
કછ ભીડીને ઉભો રહ્યો વળી, ઉચર્યો મુખથી વાણ.
ગુફા ગિરિ શોધું નવખંડે, નગર પરાં ને ગામ;
સરોવર સરિતા સિંધુ શોધું, અગમ્ય અગોચર ઠામ.
રાય અતિ રળિયાત થયો, જવ સુણિયાં મલ્લવચન;
વિશ્વાસ તારો છે મુજને, માન્યું મારૂં મન.
તું નિશ્ચે એની સુદ્ધ લાવીશ, વીર વહેલો જાય;
બહુ પસાય કરી શિખ દીધી, ચલાવિયો ક્ષણમાંય.
અવનિતળ પડ સાતે શોધ્યાં, આવ્યો અવનીમાંય;
પશ્ચિમ દિશમાં પરવર્યોને, જીત્યા રાણા રાય.
ઉત્તર દક્ષિણ પુરવ ચાલ્યો, અનંત પંથે એહ;
પર્વત પોઢા રાય જીતિયો, અભંગ કહાવે દેહ.
સઘળી પૃથ્વીમધ્યે પેખ્યા, નગર દેશ પરમાણ;
ઉદયાચળથી અસ્તાચળ, જહાં લગી ભોગવે ભાણ.
એમ ફરતાં આવી કીધો, વૈરાટ વિશે વિશ્રામ;
એકાંતે રહી લોકને પુછ્યો, પાંડવકેરો ઠામ.
પછી પુરપતિને જઈને મળિયો, કહ્યાં મુખ વચન;
દેશે દેશ વિશે હું ફરિયો, જીત્યા કઈ રાજન.

---

[1] એક મલ્લનું નામ છે.

એવું સુણીને રાજા બોલ્યો, તેં કહ્યું તે સત્ય;
ભૂમિ ભડ સર્વે જીત્યા, બોહોતેર દેશ અધિપત્ય.
ક્યાંહાં વસોછો કોને શરણે, કહો તમારૂં નામ;
પૃથ્વી સકળ વળ્યો તું ખોળી, કોણુ સંગાતે કામ.
મલ્લ જીમુત નામ માહરૂં, ધર્યું બિડું મેં પાણુ;
પાંડ્તન વન ગુપ્ત રહ્યા છે, નષ્ટ અરયા જાણુ.
દુર્યોધન મુખ વચન શુણી મેં, જીત્યા બોતેર દેશ;
કહીં ન લાધ્યા મુજને તે તો, જોઇ તુજ સભા નરેશ.
હાર્યો કહે તો પુતળું આપો, નહિ તો તું કચ્છ વાળ;
સભામાંહીથી બોલ્યો સાળો,[1] બોલતાં મુખ સંભાળ.
મુજ સંઘાતે પ્રથમ લડીને, મહાબળ તુજ દેખાડ;
અવર મલ્લ છે પોઢા તેશું, મળીને કરજે રાડ.
એમ કહીને ધાઇ વળગ્યો, મલ્લને તે જોધ;
ઊંટ કોટે અજા બાઝી, કરી શકે શું ક્રોધ.
ઘડી બેઘડી જુદ્ધજ કીધું, ઝુંબ્યો ઝુંબ્યો તેહ;
પછી પકડીને ભિડચો તેને, કચર કીધો દેહ.
વળતી રાયે કંકને પુછ્યું, શિ કરવી હવે પેર;
બોતેર તેમ આપણુને જીત્યા, વધાર્યું તેશું વેર.
એવું શુણીને કંકરૂપી કહે, તેડાવ્ય વાલુઓ સાર;
કોઠાર તારા કીધા ખાલી, નિત કરી બહુ આહાર.
તાં વૈરાટે કહ્યું રૂપિજી, એ શું બોલ્યા આપ;
પર ભૂમિમાં વાત જશે, પરોણાપે મરાવ્યો સાપ.
એમ કહી મોકલિયો સેવક, વાલુઆ કેરી પાસ;
તમને નૃપ વૈરાટ તેડે એક, મલ્લને કરવા નાશ.
કહેતાં તે તતખેવ ઉઠિયો, વડો વૃકોદર વીર;
મુખ પખાળી પાઘ બાંધી, પીધું શીતળ નીર.
જીમુત કેરૂં નામ સાંભળ્યું, ચઢિયો ક્રોધ અપાર;
વેગે ધાઈને આવિયો તે, રાજસભા મોઝાર.

---

૧ વૈરાટ રાજાનો સાળો કીચક.

## સામેરી રાગની ચોપાઇ.

વીરસભા ભણી સાંચરિયો, રીસે પૃથ્વી ઉપર પગ ધરિયો;
રખે બે પડ થાયે એક, ભૂમિ ભાર લાગેછે વશેક.
ચાલી સભા સમીપે આવ્યો, રાય વૈરાટને મન ભાવ્યો;
મહામલ્લ એ પ્રૌઢજ દીસે, સર્વે સભાતણું મન હીસે.
આંખ્યો દિસેછે વન્હિસમાન, તન મેઘ છે શામલવાન;
વીર ભુજા દંડ ભલા સોહે, કર ચરણ દેખી મન મોહે.
ભલા યોદ્ધ રહ્યા બળ કળિયા, વીર આવી સભામાંહે મળીયા;
આવી કંક પાયે શિર નામ્યું, પછિ જોયું જીમુતના સામું.
આ યોદ્ધ તે ક્યાંથકી આવ્યો, ક્યાંથી પૂતળાં બાંધી લાવ્યો;
ત્યારે વૈરાટ રાય એમ બોલે, નથી બળિયો કોઈ એને તોલે.
એણે બોતેર દેશ વશ કીધા, જિતીને જશ મોટા લીધા;
પછી આણી સભાએ પધાર્યા. કૈયો કીચક મોકમ માર્યા.
દેશ જોવા દુર્યોધને મોકલિયા, એને પાંડવ કહિં નવ મળિયા;
તેને મલ્લ હીંડેછે જોતો, મોટા મહીપતિની પત ખોતો.
એવું સાંભળતાં ચઢી રીસ, પગથી જ્વાળા લાગી શીશ;
તું તો ઘણે ઠામે જીતી આવ્યો, કયેમ અહીંથી જાઇશ ફાવ્યો.
પગે પુતળાં છોડી નંખાવું, કહેશે બીજીવાર નહિ આવું;
ત્યારે જીમૂત બોલ્યો વાણી, ભડ તારી વાત મેં જાણી.
ઘણીવાર તું આપ વખાણે, મલ્લવિદ્યા તે તું શું જાણે;
ઘણું ખાઈ તેં તન વધાર્યું, તે તું જાણજે સુખ પધાર્યું.
આવી ઉભો રહ્યો શું ત્રાડે, શું મહીપ આવ્યો છે ભાડે;
અમે જોધ મોટા વશ કીધા, મોટા રાય જીતી યશ લીધા.
કૈયા કીચકને પુછો વાત, જેણે દિઠા છે મારા હાથ;
તું અણુ વિધાણો શું જાણે, હજી હાથે તું ન ચઢ્યો આણે.
વઢાગતાં તો વીર રીસાવ્યો, હો હો કહીને તે સામો આવ્યો;
હાથે મુષ્ટિકા ગ્રહી મુકાવે, મુખે ફોશિયા કહી બોલાવે.
મલ્લે લીધું દુર્યોધન નામ, વાલુઓ કહે વૈરાટનું કામ;
એમ કહેતાં બેઉ ભડ ભડિયા, ગઢ કોટે કોશીસાં પડિયાં.

પગ પ્રહારે પૃથ્વી ધ્રુજે, ઊડે રજ રવિબિંબ ન સુઝે;
ગડદા પાટુ કોણી વાજે, તે દેખી કાયર ચિત ભાજે.
માથા મેંઢા તણી પેરે મારે, મરડી ભાગતાં કાંઇ તજગારે;
જાણે જેમ ગજ મત્ત આફળિયા, લોક જોવાને ટોળે મળિયા.
ભડ વઢતાં જેની દિશ જાય, ભાજે લોક નાશાનાશ થાય;
વાજે ઢોલ નિશાન બે પાસ, તેનો શબ્દ ગાજેછે આકાશ.
વઢતાં વીર વાલુઓ વાધ્યો, મલ્લ જીમૂતને તાણી બાંધ્યો.
ભીમે કીધો મનમાં વિચાર, હવે મારૂં એને આ હાર.
એમ કહીને મેલીને દોટ, ઝાલી મલ્લતણી તો કોટ;
માથે ફેરવી ભૂમિ પછાડે, વળતો આખલા આકારે ત્રાડે.
મલ્લે વિચારિયું તે ઠામ, આ તો ભીમતણું છે કામ;
મોત મારૂં છે એને હાથ, એમ વિચાર્યું રૂદયા સાથ.
હવે પ્રગટ લંઉ એનું નામ, મરતાં કરૂં એટલું કામ;
એ તો પાછો ભોગવે વન, રાજ ભોગવે દુર્યોધન.
એવું જાણીને બોલે જ્યારે, ભીમે ઝાલ્યો તેને ગળે ત્યારે;
ભકાર મુખથી નિકળ્યો ઉચાર, મકાર ભૂલિ ગયો તેણીવાર
પછે વાલુએ કીધું કામ, મલ્લ મારિ નાખ્યો તે ઠામ.

ઢાળ.

ઠામ ઠામ તે વાતો ચાલી, વેગે તેણીવાર;
હસ્તિનાપુરમાં જઈ સેવકે, કહ્યો સર્વ પ્રકાર.
અનુચર ચાર દિશાથી આવ્યા, તેણે સુદ્ધ કહી સારી;
પાંડવ અમે ન જાણ્યા કહિં, પણ સાંભળ વાત અમારી.
વૈરાટ નગરમાંહી હવો છે, એક મોટો ઉતપાત;
જીમૂત મલ્લ માર્યો મહામલ્લે, એકજણે સાક્ષાત.
શુણતાં દુર્યોધન ચમક્યો, પાંડવ કામ પ્રમાણ;
ધડક્યો વીર કટક સજ કીધું, વજડાવ્યાં નિશાન.
ભીમ વણ જીમૂતને કોણ જીતે, શંત કૈચક રણ માર્યા;
શું કરિયે વર્ષ થયાં પુરણ, દૈવે દીન ન ઉગાર્યા.
હવે ત્યાં જઈ ગૌધનવાળું, કરિયે એહ પ્રકાર;
પાંડુતન એ પત્તન[1] હશે તો, મુકાવે નિર્ધાર.

---

[1] શહેર.

સેન લઇ દુર્યોધન આવ્યો, વૈરાટ કેરે ગામ;
પછી તેહની ગાયો વાળિ, કીધું મોટું કામ.
બાર વરશથી અધિક કહાવે, પુરૂષ જે કહેવાય;
સઉકો રાજા સાથે ચાલ્યા, સંગ્રામે તે જાય.
કંક રૂષિને વાલુઆને તંતીપાલ[1] ગોકર્ણ;[2]
સઉકોને સંઘાતે લીધા, જેનાં રૂડાં આચર્ણ.
સેન લેઇને રાજા ચાલ્યો, શોધી કીધી સાર;
નરપતિનું ગોધન મુકાવ્યું, વાલુએ તેણીવાર.
પૂર્વ દિશાથી ગોધન વાળ્યું, વળિ દુર્યોધન રાય;
રાજકુંવર લઇ વારે ધાયો, અર્જુન વ્યંઢળ કાય.
ધનુષ બાણ કરમાંહી ધરીને, કીધું રૂડું જુદ્ધ;
ગોધન મુકાવીને આવ્યા, નગર વાત થઇ શુદ્ધ.
કુંવરને અર્જુન કેહેછે, ન લઇશ મારૂં નામ;
દિવસ હવે થોડા રહેવું છે, અમારે તારે ગામ.
રાજકુંવર આવિને નમિયો, પિતા કેરે પાય;
ઓવારણા લીધાં માતાયે, હઈડે હરખ ન માય.
એમ કરતાં તે વાત વિતી, દિન પુંઠે દિન જાય;
વરશ એક પરિપુરણ થયું તે, રીઝયા રૂદયા માંય.

**રાગ સામેરી.**

વૈશંપાયન બોલ્યા વચન, સુણ પરીક્ષત કેરા તન;
ત્યાર પુંઠે નિપન્યું જેહ, તને કહી સંભળાવું તેહ.
વરસ એક ત્યાં પુરણ થાય, પછિ વિચારીયું મનમાંય;
એવે નિશા પડી છે જ્યાર, ઉઠયા પાંચે પાંડુકુમાર.
સાથે તેડી દ્રૌપદી નાર, આવ્યા કોટકને નિર્ધાર;
પછે નિકળ્યા નગરથી બહાર, આવ્યા શમી વૃક્ષને દ્વાર.
ધ્યાન ઈશ્વરનું ધરી મન, આયુધ ઉતાર્યાં પાવન;
પેરી વસ્ત્ર ને તત્પર થાય, એને ઉલટ અંગ ન માય.
કાને કુંડલ હીરે જડિયાં, તેના મૂલ ન જાયે ગણીયાં;
કંઠે મુક્તાફળની માળ, દીસે ઓપતી ઝાક ઝમાળ.

---

[1] ઘોડાનો રાવત, નિકુળ. [2] ગાયો પાળનાર, સહદેવ.

હીરા સાંકળી ને સોના દોરો, કેડે બાંધ્યો સુંદર કંદોરો;
પોંચી જડીત્ર સોના સાંકળિયે, વેઢ વિંટિયો છે આંગળિયે.
પહેર્યાં આભરણ ઓપતાં સાર, ઉપર બાંધિયાં છે હથિયાર;
ભાથા ભિડિયા છે કટિસાથ, ધનુષ ગદા ઝાલિછે હાથ.
સુંદર કિધો ચોતરો એક, માંડી પાટચ ત્યાં કરી વિવેક;
વિજયા દશમી કેરે દન, કીધું શમી તણું પૂજન.
પછી જોઇને શુભ લગન, પટ્ટાભિષેક કીધો રાજન;
અર્જુન ધરે શિરપર છત્ર, દેવતા વજાડે વાજિંત્ર.
રાજ બેઠા યુધિષ્ઠિર રાય, પુષ્પવૃષ્ટિ કરે દેવતાય;
વન નષ્ટચર્યા પુરિ થાય, સૌને ઉલટ અંગ ન માય.
એટલે ગોવાળિયા ત્યાં આવ્યા, ચારવાને ગોધન લાવ્યા;
સુભટ બેઠા દીઠા જ્યાંય, ત્રાસ પામીને નાઠા ત્યાંય.
દોડ્યા રાજદ્વારે આવ્યા, રાજા વૈરાટને જગાવ્યા;
કરિ મજરો ને બોલ્યા વાત, રાય સાંભળોને સાક્ષાત.
કંક બ્યંડલ ને પાકકાર, તંતીપાળ ગોકર્ણ ને નાર;
એ તો તમારે ઘેર હતા જેહ, વનમાં રાજા થઈ બેઠા તેહ.
છત્ર ચામર ઢોળે વાય, એવો નવ દીઠો કોઇ રાય;
બેઠા આયુધધારિ તે યોધ, કહ્યો એવો એણે પ્રતિબોધ.
એવી વાત તે સાંભળી જ્યારે, રાજા વિસ્મય પામ્યો ત્યારે;
ત્યારે કુંવર બોલ્યો વાણ, રાજા પ્રત્યે જોડી પાણ.
એ તો પાંડવ કહેવાય જેહ, હતા આપણે ઘેરજ તેહ;
માર્યો જીમૂતને તો ઠામ, તે તો ભીમતણું છે કામ.
કંક રૂપિ યુધિષ્ઠિર રાય, બ્યંડલરૂપ અર્જુન કહેવાય;
નિકુળ તંતીપાળ તતખેવ, ગોકર્ણ થયા સહદેવ.
સૈરંધ્રી દ્રુપદીનું નામ, સેવક થઇ કર્યાં છે કામ;
કૌરવે ગાયો વાળિ જ્યારે, તે તો વારે ધાયા ત્યારે.
નહિતો મ્હારૂં તે ત્યાં શું જોર, કેમ મુકાવી લાવું ઢોર.
એવી વાત તે સાંભળી જ્યારે, રાજા વૈરાટ ઉઠ્યો ત્યારે.
દંડવત કરતો ચાલ્યો ધરણ, જઇને સાહાયા રાયના ચરણ;
મસ્તક મૂક્યું જઇને ખોળે, વચન દીન થઇને બોલે.

હું તો છુંજી તમારો રાંક, ક્ષમા કરો અમારો વાંક;
નવ ઓળખ્યા મારા સ્વામ, સેવક જાણી કરાવ્યાં કામ.
ત્યારે બોલ્યા યુધિષ્ઠિર રાય, ધન્ય ધન્ય તમને કહેવાય;
અમો રહ્યા તમારે ઘેર, સુખ પામિયા રૂડિપેર.

બાર વરસ તો કાઢ્યાં વન, એક વરસ તમારે ભવન;
હવે પુરણ થયો વનવાસ, ઈશ્વર પુરશે અમારિ આશ.
માટે જાઓ તમારે ઘેર, સુખ પામજો રૂડીપેર;
એવી વાત તે સાંભળિ જ્યારે, રાજા વૈરાટ બોલ્યો ત્યારે.

દાસપણું કરાવ્યું તમને, મોટો દોષ બેઠોછે અમને;
માટે ગુણ ઓશિકળ થાઉં, મારી કન્યા આપી ઘેર જાઉં.
ઉત્તરા કુંવરિ આણી જેહ, મુકી અર્જુનને ખોળે તેહ;
ત્યારે અર્જુન બોલ્યા વાત, રાજા સાંભળ તું સાક્ષાત.
પુત્રિને મેં ભણાવી સાર, માટે કેમ કરૂં અંગીકાર;
એ પુત્રિ નહિ પરણીએ અમો, એક વાત કહું માનો તમો.
સુભદ્રાતન અભિમન્યુ સાર, તેને પરણાવો એ નાર;
એવી વાત તે સાંભળી જ્યારે, રાજા વૈરાટ હરખ્યો ત્યારે.
હાંજી રાય એ કારજ કરો, પુત્રિ મારી એ પેરે વરો;
અભિમન્યુ વેરે વિવા કર્યો, શ્રીફળ રૂપૈયો કરમાં ધર્યો.
જય જય શબ્દ બોલ્યા તે ઠામ, ત્યાર પુંઠે શું કીધું કામ.
(પછી જાન તેડાવીને અભિમન્યુને પરણાવ્યો.)

ઢાળ.

અભિમન્યુ પરણિ ઉઠ્યાને, વર્ત્યો જેજેકાર;
જનમેજય નૃપ સાંભળો હવે, પછિનો કહું પ્રકાર.
યુધિષ્ઠિર કહે વૈરાટને, તમે સાંભળો મહારાજ;
ઉત્તરા કુંવરી તેડાવશું જ્યારે, અમે બેસશું રાજ.

એમ કહીને પાંડવ ચાલ્યા, હસ્તિનાપુર મોઝાર;
બાર વરસમાં ફરીને આવ્યા, ક્ષણુ ન લાગી વાર.
આવી દિવાડિમાં ઉતરિયા, પાંડુ રાયના તન;
તેણે સમે સંભારિયા ત્યાં, વસુદેવના નંદન.

યુધિષ્ઠિર. કહે કૃષ્ણને, તમે જાઓ દુર્યોધન પાસ;
વિષ્ટી જઇને કરજો વેગે, બોલ્યા મુખ પ્રકાશ.
(કૃષ્ણે જઇને દુર્યોધનને કહ્યું કે)
અર્દ્ધ રાજ્ય જે એનું છે તે, એને આપો સોય;
એના બાપનું રાજ ભોગવો, મન વીમાસી જોય.
(દુર્યોધને કહ્યું કે સોયની અણી જેટલી પણ પૃથ્વી આપું નહિ)
એમ કરતાં જો માગે કરગરી, આપું ગામ બે ચાર;
પણ ક્ષત્રીવટથી પૃથ્વી નવ, પામે પાંડુકુમાર.
આટલા દાડા વન રડવડિયા, ક્યાં ગઇ હતી સગાઇ;
વઢશું કે વેંચાને લેશું, એ છે અમારા ભાઈ.
કૃષ્ણ ત્યાંથી પરવરિયા, જ્યાં પાંડુ રાયના તંન;
વઢ્યા વિના પૃથ્વી નહિ આપે, રાજા દુર્યોધન.
યુધિષ્ઠિર કહેછે ફરિને, જાઓ કરો એટલું કામ;
પાંચ ગામડાં અમને આપે, રેહેવા કેરો ઠામ.
ત્યારે બોલ્યા ભીમ ભડ તમે, એશું બોલ્યા વીર;
એમ આપણી બુડી બાવલી, કાયર થયા અધીર.
કઇકિતણી રાંડો રંડાવું, કઇ ભાગું ઘરસૂત્ર;
દુર્યોધનને ઉભો ગણું તો, પાંડુ રાયનો પુત્ર.
(કૃષ્ણની વિષ્ટી સફળ થઈ નહિ ને લડાઇ ચાલી.)
કુરૂક્ષેત્રમાં યુદ્ધ મંડાણું, ક્ષોણી કટક અઢાર;
સાત ક્ષોણી ધર્મકને, અધર્મીકને અગિયાર.
દશ દહાડા તો યુદ્ધ કર્યુ છે, ગંગા કેરે તન[1];
પાંચ દહાડા દ્રોણે વળતું, યુદ્ધ કર્યુ પાવન.
ત્રણ દાડા તો ગયા દ્રોણના, નિપન્યો કોણ પ્રકાર;
ચક્રવ્યૂહ રચના કરિ વઢિયો, અર્જુનનો કુમાર.
એવામાં એક બીજી વાત થઇ તે એ કે–

રાગ સામેરી.

આવી બ્રાહ્મણે કીધો પોકાર, કોઇ ક્ષત્રી કરો મારિ વાર;
અમને રેવાને આપો ઠામ. એહ દુષ્ટનો ફેડો ઠામ.

---

૧ ભીષ્મપિતા.

ત્યારે કૃષ્ણ ત્યાં બોલ્યા વચન, કોણ દુષ્ટ છે તે રાજંન;
જાલંધરનું લીધું નામ, કોપ્યા અર્જુન તેણે ઠામ.
મારી દુષ્ટનું તોડું ગામ, કરૂં બ્રાહ્મણ કેરૂં કામ;
કૃષ્ણ ને અર્જુન બે ગયા, સમાચાર દુર્યોધને લહ્યા.
દુર્યોધન કહે સાધું કામ, અભિમન્યુને મારૂં ઠામ;
સંજય શકુની વિષ્ટિયે ગયા, જુધિષ્ઠિર પાસે જઇને રહ્યા.
કહે જીતો ચક્રાગઢ પાસ, નહીકર જાઓ પાછા વનવાસ;
રાજાયે અર્જુન પુછિયા, ગયા સાંભળી વિસ્મય થયા.
વાણે તો જુદ્ધ કરશું સહી, એવું પરઠીને ઉઠિયા તહીં;
રાયે તેડાવ્યા ત્રણે ભ્રાત, પાસે બેશીને પુછી વાત.
સહદેવ કહે અવિધાર, મેં જોગ્યણી જીતી સંસાર;
જાણું ચારે વેદના ભેદ, ચક્રાગઢ નવ્ય જાણું છેદ.
ત્યારે બોલિયા નિકુળ વચન, સાંભળો યુધિષ્ઠિર રાજન;
પૂર્વ પડને પશ્ચિમ કરૂં. પશ્ચિમ પડને પૂરવ ધરૂં.
કોઠા સાત તણો જે મર્મ, નવ જાણું હું રાજા ધર્મ;
તતક્ષણ ભીમ મહા ભડ ભણે, શીવ જીત્યા મેં પરાક્રમ ઘણે.
ગદાયે કરી પાડું બ્રહ્માંડ, ચક્રાગઢ નવ જાણું ખંડ;
દુર્યોધનને ઊભો ગળું, પૃથ્વી બાધી પરલે કરૂં.
કોઠા સાત તણો જે મર્મ, નવ જાણું હું રાજા ધર્મ;
ત્રણે ભાઇ એમ કહી રહ્યા, રાય યુધિષ્ઠિર દુખિયા થયા.
હવે શો કરવો ઉપાય, શોકાતુર થઈ બેઠા રાય;
ચિંતાતુર થયા જેટલે, અભિમન્યુ આવ્યો તેટલે.
ઉઠી કુંવર સભા સંચરે, પગ મુકે ધરતિ થરથરે;
ચાલી સભા મધ્યે આવિયો, માન દઇ નવ બોલાવિયો.
સઉકો નીચું નિહાળી રહ્યા, આવકાર ન કોઇએ કહ્યા;
ક્રોધે ભરાણો તેણીવાર, સઉને મારૂં આણે ઠાર.
નથી ઘેર પિતા અરજુન, નવ બોલાવ્યો તો રાજન;
પિતા ઘેર હોય જેવારે, લાડ લડાવે સૌકો ત્યારે.
પિતા વણ નવ બોલાવે હશી, એવી વાત તેને દિલ વશી;
દૃષ્ટિ ભરી સભા સામું જોય, કરમાયાં મુખ દીઠા સઉ કોય.

કરી વિમાસણુ પાછો ફર્યો, ભીમસેને જઇ કર ધર્યો;
કેમ રીસાઇ જાઓ તંન, પુંઠ ન મુકે દુર્યોધન.
કહે જીતો ચક્રાગઢ પાસ, નહિકર પાછા જાઓ વનવાસ;
ચક્રાગઢ નવ જાણે કોય, તે માટે ચિંતાતુર હોય.
વળતી બોલ્યો તે અભિમન, કાકા સાંભળો મુજ વચન;
છ કોઠા હું જાણું સાર, સાતમાનો ન જાણું પાર.
સાતમાનું ન જાણું નામ, ત્યાં મરવાનો છે મુજ ઠામ;
સાતમો કોઠો આવે જ્યાંય, મુજને સંભાળજે તું ત્યાંય.
જો ન જાણિયે તેનો સાર, મારી ગદા ને નીસરીયે બહાર;
એવી વાત નકી કરી જ્યારે, સભામાં ભીમ લઇ ગયો ત્યારે.
જુધિષ્ઠિર આગળ તે ગયો, કર જોડીને ઉભો રહ્યો;
હું પુછું કાકાજી આજ, શામાટે દુખિયા મહારાજ.
ત્યારે મુખથી બોલ્યા વચન, તુ તો સાંભળ મારા તન;
વસમી વાત આવી છે આજ, નથી સુજતું કામ કે કાજ.
કોઠાજુદ્ધતણું છે કામ, કો ન જાણે આણે ઠામ;
ત્યારે અભિમન્યુ બોલ્યા હશી, એ તો વાત મારે મન વશી.
છ કોઠા તો હું જાણું સાર, સાતમાનો ન જાણું પાર;
ત્યારે જુધિષ્ઠિર પુછે વાત, સાંભળને ભાઇ તું સાક્ષાત.
ભેદ છે છ કોઠા તણા, કહો ભાઇ તમે ક્યાં ભણ્યા;
ત્યારે મુખથી બોલ્યો વાત, સાંભળો કાકા સાક્ષાત.
હું ભણ્યો છું માને પેટ, છ કોઠાની વિદ્યા ઠેઠ;
મામે મને ભણાવ્યો સાર, છ કોઠાના જાણું પાર.
સાતમો કોઠો આવે જ્યારે, મારૂં નવ ચાલી શકે ત્યારે;
ત્યારે ભીમ તો બોલ્યો ગાજી, સાતમો કોઠો નાખું ભાજી.
સાતમો છાણ માટીનો હોય, તે તો ભાગી હું નાંખુ સોય;
એવી વાત તો સાંભળી જ્યારે, જુધિષ્ઠિર મન હરખ્યા ત્યારે.
ધન ધનરે બાવન વીર, તેં રાખ્યું સભાનું નીર;
એમ કહી પોતે તતકાળ, કંઠે આરોપિ છે રણમાળ.
રાજા સહુકો વિસ્મય થયા, રણમાળા પહેરી ઘેર ગયા;
માવડી ઘેર કરે પોકાર, કંઠ દીઠી જ્યારે રણમાળ.

પિતા જાળંધર હણવા ગયો, બાળુડો રણ વાધિયો;
મોઢે આવેછે થાન ધાવણુ, ક્યમ આગમશો સુત રણ.
વસમા છે કૌરવના પુત, ક્યમ આગમશો નાના સુત;
જેટલાં તરણ ધરતી જાણુ, તેટલા ઘા પડે નિર્વાણ.
તે માટે કહું વારંવાર, છાંડો અભિમન્યુ રણવટમાળ;
તું છે લાડકવાયો તન, અળગો નથિ કર્યો એક દન.
તુજ વિના રહિશ હું કેમ, ગભા વછુટી હરણી જેમ;
સિંહ દેખી પશુ પામે ત્રાસ, ત્યમ સાંભળી હું થઇ નિરાશ.
ખોળે બેસારીને હું બાળ, ભોજન કરાવું તતકાળ;
આંખથી અળગા થાઓછો બાળ, પ્રાણ હરી જાઓછો તતકાળ.
ફરી શું કહેવરાવે તુંય, રણે નહિ જાવા દેઉં હુંય.

## પદ રાગ મેવાડો.

મને બાલુડો ન કહેશો મારી માવડીરે. ટેક.
મા બાળે કાને જળમાં પેશી નાથ્યો કાળી નાગરે;
મા બાળો વીછી કેટલો, બધે અંગે ઉઠે આગરે. બા૦
મા બાળો મેઘજ કેટલો, તે તો નીર ભરે નવખંડરે;
મા બાળો વજ્જ કેટલો, તે તો પર્વત કરે શત ખંડરે. બા૦
મા બાળો દિનકર કેટલો, બધો અંધકાર પામે નાશરે;
મા બાળો સિંહજ કેટલો, તેથી હસ્તિ પામે ત્રાસરે. બા૦
મા બાળો મંકોડો કેટલો, ને તો ખીજે કરડી ખાયરે;
મા મુકાવ્યો મુકે નહિ, તાણ્યો તુટી જાયરે. બા૦
મા બાળો હીરો કેટલો, પણ તે તો એરણને વેધેરે;
મા બાળો નોળજ કેટલો, વડા વશિયરને તે છેદેરે. બા૦
મા બાળો અગ્નિ કેટલો, તે તો દહે બાધું વનરે;
મા બાળો તે નવ જાણિયે, જે આખર ક્ષત્રી તનરે. બા૦

## સાખી.

અતિ સ્નેહી ને બહુ રણી, જેને વેર ઘણાંય;
સુખે ન સુએ માવડી, તે તો ત્રણ જણાંય;
નિર્ધન ને વળી બહુ ધની, જેને વેર ઘણાંય;
સુખે ન સુએ માવડી, તે તો ત્રણ જણાંય.

## ચોપાઇ ૩ તાલની.

ન સુએ ચાકર ન સુએ ચોર, ન સુએ ઘન ગાજંતે મોર;
ન સુએ જેને પુત્રિયો ઘણી, ન સુએ બે નારિનો ધણી.
ન સુએ નિર્ધન ને ધનવંત, ન સુએ રાજા રાજ કરંત;
ન સુએ જેને સુખ નહીં ઘેર, ન સુએ જેને માથે વેર.
ન સુએ જેનો ગયો ગ્રાસ, ન સુએ રણથી પડ્યો ત્રાસ;
સુખે સુએ મણિધર સાપ, સુખે સુએ જેને માથે બાપ.
સુખે સુએ જોગી અવધૂત, સુખે સુએ રાજાનો પૂત;
સુખે સુએ ગુફામાં સહીં, સુખે સુએ ચિંતા જેને નહીં.
આજ ઘેર નથી અરજુન, સુખે સુએ ક્યાંથી અભિમન.

### ઢાળ.

સુભદ્રા મુખ વાણિ બોલ્યાં, સાંભળ મારા તંનરે;
તુજને જાવા નહિ દઉં, માનો મુજ વચંનરે.
એક પુત્ર માતા હતી તે, કાલુડે સર્પે ખાધીરે;
અરજુન ગયો જાળંધર જીતવા, વાલુડે રણવાટ સાધીરે.
બાળો ભોળો તું નાનડિયો, તું રણવાટ કેમ ઝાલેરે;
રણશુર કેરા શબ્દ સાંભળી, પેસણ પરદળ પાળેરે.
કોમળ કાંતિ કાયા મનોહર, મુખડું પુન્યમ ચંદરે;
તે રણમાં જઈ કેમ ઘા ખમશે, માતા કરે આક્રંદરે.
ઉષ્ણ સજાયે જ્યારે પહોડતો, ઉભાં થતાં ત્યારે રોમરે;
તે જુધે જઇ કેમ ઘા ખમશે, કડણ છે રણભોમરે.
દશ મસવાડા ગર્ભ ધર્યો તો, મેં તો મારે પેટરે;
પાળી પોષી મોટો કીધો, તે સરવે ઉઠી વેઠરે.
તારે હાથેથિ મીંઢળ નથી છૂટ્યું, નથી આવી ઘેર નારરે;
તેને મોં જોયાનો રહેશે ઓરતો, સાંભળ સુજ કુમારરે.
યુધિષ્ઠિરને શું થયું જે તને, મોકલે રણમોઝારરે;
ભીમ નિકુળ સહદેવ બેઠે કેમ, જાશે મુજ કુમારરે.
ઘરડા થઇને કાંઈ ન જાણે, શિ કિધી એ પેરરે;
જુદ્ધે મારા પુત્રને મોકલે, પિતા નથી એનો ઘેરરે.

ત્યારે અભિમન્યુ એણી પેરે બોલ્યો, સાંભળ મારી માતરે;
દુર્યોધને કોઠા જુદ્ધ રચિયું, મને કહ્યું સાક્ષાતરે.
તે જુદ્ધ તો કોઈ નથી જાણતું, તુજને કહું નિર્ધારરે;
જાણેછે મુજ પિતા તે તો, ગયા રણમોઝારરે.
છ કોઠાનું જુદ્ધ હું જાણું, ઘાલી છે મેં હામરે;
સાતમો તો ભીમ ભાગી નાખશે, રાખું પિતાનું નામરે.
ત્યારે સુભદ્રા એણી પેરે બોલ્યાં, સાંભળ મારા તનરે;
તેં તો જવાની હામજ ઘાલી, ઉત્તરા નથી ભવનરે.
ઉત્તરા ઉત્તરા શું કહે માડી, સાંભળ તું નિર્ધારરે;
તેડાવની હોય તો તેડાવજે, રહી છે આડી સવારરે.

## સાખી.

ઉત્તરા ઉત્તરા શું કરે, સાંભળ મારી માત;
રણમાં જ્યારે ઘા પડે, ત્યારે નહિ દે ઉત્તરા હાથ.
ઉત્તરા ઉત્તરા શું કરે, ઘેલી થઇ મુજ માત;
દેવનું તેડું આવશે, નહિ આવે ઉત્તરા સાથ.

## રાગ કાલિંગડો.

સુભદ્રા વળતી ચાલી આવ્યાં, યુધિષ્ઠિરની પાસરે;
કુંવર મારાને યુદ્ધે મોકલો, તેડાવો ઉત્તરા વાસરે.
રાજસભામાં રાજા બેઠા, રાયકા તેડાવ્યારે;
રતનો, રૂપો, રાજો, કાજો, રાયકડા સઉ આવ્યારે.
શું છે રાજા શું છે રાજા, શું છે અમારૂં કામરે;
શાને કાજે શું કરવાને, તેડાવ્યા આ ઠામરે.
વળતી રાય યુધિષ્ઠિર બોલ્યા, રાયકા પ્રત્યે વાણીરે;
કોઈ એક પહોરમાં તેડી આવે, અભિમન્યુની રાણીરે.
રાજો રાયકો એણીપેર બોલ્યો, રાજાજી અવધારરે;
ચાર હજાર ખાંડેરૂં મારે, કહેતાં નાવે પારરે.
સ્વામી સુરજને પરતાપે, પિયે પાતાળનું પાણીરે;
કહો તો ચાર પહોરમાં તેડી લાવું, અભિમન્યુની રાણીરે.
ત્યારે કાજો રાયકો બોલ્યો, રાજાજી અવધારરે;
આઠ હજાર ખાંડેરૂં મારે, કહેતાં ન આવે પારરે.

તે ઉલળી આકાશશું ચાલે, પિયે પાતાળનું પાણીરે;
ત્રણ પહોરમાં તેડીને લાવું, અભિમન્યુની રાણીરે.
રૂપો રાયકો એણી પેર બોલ્યો, રાજાજી અવધારરે;
બાર હજાર ખાંડેરૂ મારે, કહેતાં ન આવે પારરે.
સ્વામી સુરજને પરતાપે, પીએ પાતાળનું પાણીરે;
બે પહો .માં તેડીને લાવું, અભિમન્યુની રાણીરે.
રત્નો રાયકો એણીપેર બોલ્યો, રાજાજી અવધારરે;
સોળ હજાર ખાંડેરૂ મારે, કહેતાં ન આવે પારરે.
સ્વામી સુરજને પરતાપે. પિયે પાતાળનું પાણીરે;
એક પહોરમાં તેડીને લાવું, અભિમન્યુની રાણીરે.
રાજાયે તેને આવો તેડ્યો ને, દીધાં આદર માનરે;
સુંદર વાઘા પહેરણુ આપ્યા, આપ્યાં ફોફળ પાનરે.
સાંઢ લઈને સાંચરિયો તે, પવન વેગે જાયરે;
તેણે સમે ઉત્તરા રાણીને, સ્વપ્નું કેવું થાયરે.
આજનો દાડો ધુંધળો દીસે, અવળાં વહે નદી નીરરે;
આજ સ્વપ્નામાં પડ્યો દીઠો, જોદ્ધો બાવન વીરરે.

સ્વપ્ના દોહલાંરે ટેક.

હવે સ્વપ્નાપછીની વાત.

રાગ કાલિંગડો.

સાંઢે ચડીને રાયકો આવ્યો, પુછે સમાચારરે;
પાંડવ રાજા કુશળ કહાવે, કુશળ અર્જુનકુમારરે.
ત્યારે રાયકો મુખવાણી બોલ્યો, સાંભળને તું નારરે;
કૌરવ પાંડવને જુદ્ધ મંડાણું, હસ્તિનાપુર મોઝારરે.
અભિમન્યુ રાજા રણવટ સાંચરે, તેડાવી પુત્રી તમારીરે;
રાયકા કેરાં વચન શુણીને, ધરણી ઢળી તે નારીરે.
મારી ઉત્તરા નાનું બાળક, ક્યમ જાશે અવતારરે;
મોટાંનાં રાંડ્યાં વેઠવાં દોહલાં, કુંવરી છે સુકુમારરે.
ઉત્તરા કુંવરિ વાણિ બોલ્યાં, સાંભળ મારી માયરે;
મારા કરમના કાળા ઉઘડ્યા, હવે રોયે શું થાયરે.

સવાલાખનો સાસર વાસો, કરતી રૂદન કરે માડીરે;
અધલાખનો સાંસો રહી જાયે, આંગળી રહે ઉઘાડીરે.
ઉત્તર કુંવર એણી પેરે બોલ્યો, સાંભળ મારી માયરે;
દીકરિયોનાં ન પડે પુરાં, લખેશરી જો થાયરે.
ઉત્તરા ત્યાંથી પરવરી, તે પવન વેગે જાયરે;
અર્દ્ધ પંથ તો જ્યારે પોહોંચ્યાં, ચિંતાતુર બહુ થાયરે.
અભિમન્યુ મુખથી બોલિયો, તું સાંભળ મારી માયરે;
ઉત્તરા તો આવી નહી મારે, જુદ્ધની વેળા જાયરે.
મારે દુર્યોધન જીતવો રણે, ચક્ર હવું ચકચુરરે;
ઉતાવળ અધકી કરો મારે, રણમાં થાય અસુરરે.
ત્રાંબાકુંડી જળ ભરીને, નાય અભિમન્યુ બાળરે;
સોના કેરો બાજઠીયોને, રૂપા કેરી થાળરે.
ખાજાં લાડુ અને જલેબી, મગદળ અને મોતીચૂરરે;
ઘૃત વિશેષ મુકે માંહિ માતા, કરમલડો ને કુરરે.
ત્યારે અભિમન્યુ મુખથી બોલ્યો, સાંભળ મારી માતરે.
છેલી વારનું ભોજન કીજે, પાસે બેશી સાક્ષાતરે.
ત્યારે સુભદ્રા મુખથી બોલ્યાં, સાંભળ મારા તનરે;
પુત્ર જાતાં નીર ન ભાવે, ક્યમ જમું ભોજનરે.
છેલી વારના હાથે કોળિયા, કરી જમાડે માયરે;
વીજણુંસો કરમાંહી ગ્રહીને, માતા ઢોળે વાયરે.
જમી કરીને ઉઠ્યા અભિમન્યુ, રથે થયા અસ્વારરે;
તે આઠ પઈડે ચાલતો તેણે, અશ્વો જોડ્યા ચારરે.
શસ્ત્ર થકી ભેદાય ન એવું, બખતર પેર્યું શરીરરે;
ભભકાદાર ત્યાં ભાથા ભીડ્યા, જોદ્ધે બાવન વીરરે.
છત્રિશ આયુધ ભરી કશીને, રથે થયો અસ્વારરે;
તેને સુભદ્રા વળાવવા ચાલી, નેત્રે જળની ધારરે.
સુભદ્રામુખ વાણી બોલ્યાં, સાંભળ મારા તનરે;
લાડકવાયા ક્યારે આવશો, કહોને મુજ વચનરે.
અભિમન્યુ મુખથી એણી પેર બોલ્યો, સાંભળ મારી માતરે;
જુદ્ધ કરવાને સાંચરૂં રાય, દુર્યોધન સંઘાતરે.

માતાજી દુર્યોધન જીતવો, ચક્ર હવું ચકચૂરરે;
દુધનાં કુંડાં ભરિને મુકજો, આવું આથમતે સૂરરે.

ઢાળ ૨ જો.

ત્યાંથી આજ્ઞા માગવાને જાયરે, જ્યાં હતાં કુંતી માયરે;
કુંતીજી બોલ્યાં વાણુરે. કુંવર માનજે પરમાણુરે.
તારે સંગ્રામે સિદ્ધિ થાયરે, ઘેર કુશળે આવો રાયરે.

ઢાળ ૧ ની દેશી.

હવે રાયકો કહે રાણીને, હેઠાં ઉતરો ઘર્ણું;
પેલાં તમારી સાસુ ઉભાં, જઇ નમોને ચર્ણું.
ઉત્તરા કુંવરી હેઠાં ઉતરી, નમ્યાં સાસુને પાય;
દ્રૌપદીજીને વેગે નમિયાં, નમિયાં કુંતા માય.
સુભદ્રા કહે વહુઅર મારી, એ પેલો ભરથાર;
મારો વાર્યો નવ રહ્યો તે, ચઢિયો રણમોઝાર.
હાવ ભાવ કટાક્ષ કરતી, મનાવ તું સ્વામીન;
ઉત્તરા ત્યાંથી પરવરી જ્યાં, ઊભો છે રાજન.
અભિમન્યુ કહે ધન્ય પુરૂષ, જેની હશે આ નારી;
કાં રાજા તમે નથી જાણતા, વૈરાટની કુમારી.
ઉત્તરા કુંવરી કહે ધન્ય નારિ, જેને આ ભરથાર;
કાં રાણી તમે નથી જાણતાં, અર્જુનનો કુમાર.
ઉત્તરા તેને આવી મળીને, બોલી મુખથી વાણ;
મારા સ્વામી રણ વિચરો તો, ઈશ્વરની છે આણ.

રાગ પરજની સાખી.

ઉત્તરા મુખથી ઊચરીરે, સાંભળ મુજ ભરતાર;
જો તમે રણવટ સંચરો તો, મારો મુજને ઠાર.
ઉત્તરા મુખથી ઊચરીરે, સાંભળ મારા નાથ;
તમે તો રણવટ સાંચર્યા, મને સોંપો કેને હાથ.

રાગ વેરાડી.

તમે ચાલો તો રૈવજીની આણરે, હો સુભદ્રાના જાયા;
તમે ચાલો તો કાઢું મારા પ્રાણરે, હો સુભદ્રાના જાયા. ટેક.

વૈરાટ મારો પિતા કહિયે, સુદર્શના મારી માત;
મેં તો તમને ઓળખિયા, જ્યારે ઝાલ્યો ચોરિમાં હાથરે. હો સુભ૦
અર્જુન સરખો સસરો મારે, સુભદ્રા સરખાં સાસુ;
કૃષ્ણ સમા મામોજી મારે, રણવટ જાઓ તે ફાંસુરે. હો સુભ૦
અર્જુનના તનજ કહાવો, વસુદેવના પુત્રીજ;
કૃષ્ણના ભાણેજ કહાવો, ભીમ તણા ભત્રીજરે. હો સુભ૦
સોળ કળાનો ચંદ્ર શોભે, તેવી શોભા તમારી;
જેવું હસ્તિનાપુર બેસણું તેવી, હું અર્દ્ધાંગા નારીરે. હો સુભ૦
રાજહંસ તમને જાણી મેં, કર્યો તમારો સંગ;
જો જાણુત બગ બાપડો, તો કેમે ન અરપત અંગરે. હો સુભ૦

### રાગ બેરાડી દેશી બીજી.

ગોરી મેલો ઘોડીલાની વાગરે, કુંવરી રાવતણી;
ખસો રથતણો દો આગરે, કુંવરી રાવતણી. ટેક.
મારૂં માંસ શિયાળ નખાયરે, કુંવરી૦—
ગોરી હવે રહ્યું કેમ જાયરે, કુંવરી૦—
હું તો અર્જુન કેરો તનરે, કું૦ કેમ યુદ્ધથી ફેરવું મનરે કું૦
મારો લાજે અર્જુન તાતરે, કું૦ મારી લાજે સુભદ્રા માતરે. કું૦
મારે શુકને કોઇ ન જાયરે, કું૦ ગોરિ લોક હસારત થાયરે; કું૦
મારી જાણુત આવી નારરે, કું૦ નવ જાત હું રણ મોઝારરે કું૦
એકવાર લાવે જગદીશરે, કું૦ હું તો છેદું મામા કેરૂં શીશરે; કું૦
મને ખોટી કહીતી નારરે, કું૦ આપણ મળશું પેલે અવતારરે. કું૦

### રાગ પરજિયો.

મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે.
મને જુદ્ધે સાથે તેડરે, બાળા રાજારે.
આપણ સરખા સરખી જોડરે, બા૦ મને જુદ્ધ જોયાના કોડરે, બાળા૦
લાવો હું ધારૂં હથિયારરે, બા૦ કરૂં કૌરવનો સંહારરે, બા૦
છાંડી જુદ્ધ વળો ઘેર આજરે, બા૦ મારા બાપનું અપાવું રાજરે, બાળા૦
નારિકેશ સમુળા કહાડેરે, બા૦ રથઉપર દેહ પછાડેરે, બાળા૦
મારૂં જોબનીયું ભરપુરરે, બા૦ મને મેલીને ચાલ્યા દૂરરે, બાળા૦
મેં તો શેરે કીધો અધર્મરે, બા૦ મારે કિયા જનમનાં કર્મરે, બાળા૦

મેં તો વેલો[1] વાધતાં તોડીરે, બા૦ મેં તો ધાવતી ધેન વછોડી રે, બા૦
મેં તો વેતી નીક[2] દીધો પાગરે, બા૦ લીલા વનમાં મેલી આગરે, બા૦
મેં તો સુતાં ગામ બળાવ્યાંરે, બા૦ મેં તો કુડાં કલંક ચડાવ્યાં રે, બા૦
વળતી બોલ્યો અભિમનરે, ઘેલી રાણીરે;
તમે વાત વિમાંસો મનરે, ઘેલી રાણીરે.

ઢાળ.

ઉતરા કુંવરી વાણી બોલી, સાંભળ મુજ ભરથાર;
તમે જુદ્ધ કરવા સંચરોછો, ચક્રવ્યૂહમોઝાર.
મરજો કે મારજો તમે, નવ દેશો પુંઠ લગાર;
સહિયર મેણા મારી કહેશે, કાયરની આ નાર.
અવનીપર જે અવતર્યાં તેને, મરવું એકજ વાર;
મોતથકી ડરિયે નહિ, તેમાટે ભરથાર.

રાગ કાલિંગડો.

ઉત્તરા ત્યાંથી સાંચરીને પછી, આવી સુભદ્રા આવાસરે;
સજ થઈ અભિમન્યુ ચાલ્યો, જુધિષ્ઠિરની પાસરે.
સભામધ્યે ચાલી આવ્યો, કુંવર થઈ સાવધાનરે;
અભિમન્યુ આવતો દેખી રાયે, દીધાં આદરમાનરે.
કર જોડી મુખવાણી બોલ્યો, કાકા કેરે સાથરે;
છ કોઠા હું હવણાં જીતું, માનો સાચી વાતરે.
આગળ હું કાંઇ નથી લેતો, સાતમા કોઠાનો મર્મરે;
તે થાનક મારૂં મૃત્યુ જાણજો, વેગે કાકા ધર્મરે.
ભીમસેન મુખવાણી બોલ્યો, ઘાલી મુછે હાથરે;
સાતમો કોઠો હું ભાગી નાખું, હું છું તારે સાથરે.
મુજ છતાં દુખ પમાડે, તેના તો લેઉં પ્રાણરે;
ગદા લઈ એક મેરથી આવી, કરૂં કચર ઘાણરે.
એવું સાંભળી અભિમન્યુ લાગ્યો, યુધિષ્ઠિરને પાયરે;
આજ્ઞા માગીને નિસરિયો, ત્યાં બોલ્યા ધર્મરાયરે.
કુંવર મારા જોઇ વિચારીને, સંગ્રામ કરજો ત્યાંયરે;
અર્જુન આવી પુછે અમને, ઉત્તર શો દઇએ ત્યાંયરે.

---

૧ કોઈના વંશનો વેલો વધતાં તોડયો. ૨ કોઈની આજીવિકા બંધ કરી.

ત્યારે ત્યાં અભિમન્યુ બોલિયો, રાખશે શ્રીજગદીશરે;
એમ કહીને સાંચરિયો પછી, વેગે નમાવી શીપરે.
રથ ઉપર આવીને બેઠો, પારથનો કુમારરે;
ચતુરંગી સેના સજ થઇ તેનો, ગણતાં ન આવે પરરે.
મતવાલા મલપંતા હીંડે, મુખ ચાવ્યાં તંબોળરે;
મદમાતા ને હીંડે ધાતા, રંગે રાતા ચોળરે.
આભરણ પેર્યાં ઓપતાં ને, માથે રાતી મોળરે;
સાથી દીસે શોભતા તેને, વર્ષ થયાં છે સોળરે.
જુદ્ધે શૂરા રણે પુરા, ચાલે અટપટી ચાલરે;
ધનુષ બાણ કરમાં ધરિયાં ને, ઢળકતી મુકી ઢાલરે.
કટારી કેડે વાંકડી ને, વળી કરમાં બાણ કમાનરે;
સાંગ ફરશી ખંજર ગુપ્તી, દીસે શોભાયમાનરે.
ભાથા ખડગ કટિમાં ધરિયા, તરકસ તાતા તીરરે;
છત્રીસ આયુધ અંગે સજિયાં, જોદ્ધા બાવન વીરરે.
હાથી ઘોડા રથ પાલખી, કહેતાં નાવે પારરે;
ઇરાની કછી મુલતાની, શોભિતા હય સારરે.
ખુરાસાની ને વિલાયતી વળી, બંગાળી કહેવાયરે;
પાણીપંથાને પાખરિયા, ઉજ્વળ જેની કાયરે.
દેવવંશી ને દાનવવંશી, ઉત્પત્યા ઓળા ઓળરે;
લીલા ધોળા કાળા કાબરા, રંગે રાતા ચોળરે.
વાંકડિયા વેડાંગે ચડિયા, સજી સર્વ હથિયારરે;
હામ હામથી જોદ્ધા ચાલ્યા, કહેતાં નાવે પારરે.
જુદ્ધ કરવાને અભિમન્યુ ચાલ્યો, હઇડે હરખ ન માયરે;
ધજા ફરકે ને નેજા ઝળકે, નીશાને વળિયા ધાયરે.
અભિમન્યુ કહેછે સારથીને, રથ હાંક મારો ત્યાંયરે;
ચક્રવ્યૂહ ગઢ ભેદવો છે જ્યાં, દ્રોણગુરૂ છે ત્યાંયરે.

**ચોપાઈ ત્રણ તાળની.**

અભિમન્યુને આવતો જોય, સૌ કૌરવ વિસ્મય હોય;
માંહોમાંહ્ય કરેછે વાત, આવ્યો અર્જુન એ સાક્ષાત.

ચક્રવ્યૂહ તણો જે છેદ, તેનો સઉ લેછે એ ભેદ;
આપણુ સર્વને એ તો સંહારે, વઢતાં કોઇને નવ ઉગારે.
પછિ જુએ ધારીને ચિંત. ધજાયે ન દિસે હનુમંત;
એ તો અર્જુન સરિખો દીસે, કોઈ આવેછે બળિયો અતીશે.
કર્યું છે ત્યાં અદ્‌ભુત કામ, કોઠા સાત છે તેણે ઠામ;
દ્રોણગુરૂ છે બળિયા જેહ, પ્રથમ કોઠે મુક્યા તેહ.
બિજે કૃપાચાર્ય ત્યાં હોય, ત્રિજે કોઠે કર્ણ જોય;
ચોથે અશ્વત્થામા સાર, પાંચમે કોઠે લક્ષ્મણ[1] કુમાર.
બીજા બળિયા રાજકુમાર, સુત દુ:શાસનના[2] ચાર;
છઠે છે દુર્યોધન રાય, સાતમે જયદ્રથ કહેવાય.
અગ્યાર ક્ષોણી જોદ્ધા જેહ, ગઢને કાંગરે ઉભા તેહ.
પંચ શબ્દ વાજિત્ર વગાડે, અભિમન્યુ ઉપર તે ત્રાડે.
ગુર્જ ગુપ્તી ગદા છે હાથ, ફરશી ત્રિશૂળ મૂશળ સાથ;
ખડગ કાતી કટારી પાશ, દેખી શત્રુ પામે ત્રાસ.
નગ્ન આયુધ તે ત્યાં કરી, ઉભા જોદ્ધા કરમાં ધરી;
એવે આવ્યો અભિમન્યુ જોધ, આણી અંત:કરણમાં ક્રોધ.
પ્રેર્યા અશ્વ ચારને સંગ, જાણે પડિયા દીપ પતંગ.

સાખી.

પડે દીપ પતંગ તેમ, અભિમન્યુ રણ ગાજી રહ્યો;
નમસ્કાર ગુરૂને કર્યો, તેણે આશિરવાદ હેતે કહ્યો.

ઢાળ.

ગુરૂદ્રોણ મુખથી બોલિયા, સાંભળ અભિમન્યુ વાત;
રીસાઈને શું આવિયો, ઘેર વાટ જુએ તુજ માત.
માતે વોળાવ્યો આવિયો, હું કહાવું અર્જુન તન;
ગુરૂ જાણીજ પિતાતણા, કરવા આવ્યો પૂજન.
વૈશંપાયન એણીપેર બોલ્યા, શુણ જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભળાવું, ભારતનો મહિમાય.
પેહેલે કોઠે ચાલી આવ્યો, અર્જુન કેરો તન;
સાથે સાથી એવા ચડિયા, જાણે ચડિયો ઘન.

---

૧ દુર્યોધનનો પુત્ર. ૨ દુર્યોધનનો ભાઈ.

દુર્યોધનના જોદ્ધા સર્વે, ધારે ચિંતા મન;
શકે અર્જુન આવિયો, કે અર્જુન કેરો તન.
દ્રોણગુરૂને સન્મુખ આવી, ઉભો અભિમન;
પારથસુતને જોઈને પછી, બોલ્યા દ્રોણ વચન.
તું બાળકને જોઇ દયા, આવે ઓસરૂં મનમાંય;
યુધિષ્ઠિરને શું થયું, જે તને મોકલ્યો ત્યાંય.
જા રે બાળક બાપુઆ તું, મોકલ તારો તાત;
અહિં રમતનું કામ નહિ, હુ કરીશ તારી ઘાત.
એવી વાણી સાંભળતામાં, કોપ્યો અભિમન;
બાળક તો નવ જાણિયે હું, ક્ષત્રી કેરો તન.
કૌરવરૂપી કાષ્ટ કેરાં, વૃક્ષો ઉગ્યાં વન;
તેમાં હુ અગ્નિરૂપ થઇને, સર્વે કરૂં દહન.
તે માટે હું તમને કહુંછું, સાંભળિયે મહારાજ;
હું બ્રાહ્મણ જાણી ઓસરૂંછું, નહિંકર લોપું લાજ.
પહેલો ઘાવ કરો મુજઉપર, હરખ આણી મન;
દ્રોણગુરૂ કહે કેમ કરૂં હું, તું છે નાનો તન.
અભિમન્યુએ એક બાણ કાઢ્યું, જોતાં તેણીવાર;
મંત્ર ભણી ગુરૂ ઉપર મેલ્યું, આણી હરખ અપાર.
બીજું બાણ વેગે કાઢીને, મેલિયું રણમાંય;
દ્રોણે વળતું છેદિયું, તે ક્રોધ આણી ત્યાંય.
દ્રોણે વળતિ બાણ મેલિયાં, વેગે કાઢી ચાર;
આવતાં તે છેદિને નાંખ્યાં, પારથને કુમાર.
અન્યો અન્ય વઢે બે એ પણ, કોઇને ન વાગે બાણ;
સમર્થ ત્યાં જોદ્ધા ઉભા, આશ્ચર્ય થયા નિર્વાણ.
વૈશંપાયન બોલિયા તું, શુણ જનમેજય રાય;
અભિમન્યુએ સંભારી ત્યાં, કૃષ્ણ તણી વિદ્યાય.
ક્રોધ કરીને કરમાં લીધાં, વેગે સાતજ બાણ;
મંત્ર ભણિ રણ મધ્યે મેલ્યાં, પારથ પુત્ર સુજાણ.
ગર્જના કરતાં તે આવ્યાં, ક્ષણ નવ લાગી વાર;
આવી રણમાં ભેદિયા છે, તેણે જોધ અપાર.

અશ્વ ગજ રથ છેદિયા ત્યારે, દ્રોણ કોપ્યા મન;
દશ બાણ કાઢીને મેલ્યાં, રક્ત કરી લોચન.
અભિમન્યુના સારથિને, રથ સહિત કર્યો પતન;
બિજો રથ મગાવી બેઠો, પારથ કેરો તન.
તેણે સમે ત્યાં અભિમન્યુને, ચઢી અતિશે રીસ;
કોપ કરીને બાણ મેલ્યાં, વેગે કાઢી વીશ.
દ્રોણ કીધા આકળા ને, દીધો છે ઓસાર;
અભિમન્યુ આવી ભડિયો, તે કરતો મારોમાર.
શોણિતની સરિતા વહે ને, હય ગજ પાડે ચીસ;
હાથેથી હાથીને ઠેલે, છેદે જોધનાં શીશ.
તેણે સમે દુર્યોધન આવી, નમ્યો દ્રોણને પાય;
કહો ગુરૂજી કેવી રીતે, કરશું શો ઉપાય.
દ્રોણ કહેછે જયદ્રથને તમે, તેડાવો ને ત્યાંય;
જયદ્રથને તેડીને લાવ્યો, એક પલકની માંય.
સામાસામું જુદ્ધ મંડાણું, કેતાં નાવે પાર;
અશ્વે અશ્વને ગજે ગજ ત્યાં, કોઈ નવ દે ઓસાર.

### રાગ ચોપાઇ ત્રણ તાળની.

પ્રથમ ગઢ કરીને હાથ, બોલ્યો ભીમસેનને સાથ;
કાકા જુઓ પરાક્રમ મારૂં, ગુરૂજીનું તો માન ઉતાર્યું.
ભલો ભલો તું અભિમન. નામ રાખ્યું તેં અરજુન;
એમ કહેતાં ચાલ્યા ત્યાંય, આવ્યા બિજે ગઢ છે જ્યાંય.
રહ્યા કૃપાચાર્ય તે ઠામ, કરવા માંડ્યો ત્યાં સંગ્રામ;
આવ્યો દુર્યોધન ત્યાં રાય, કૃપાચાર્યને લાગ્યો પાય.
બોલ્યો મુખથકી તે વચન, તમો કરજો એ બાળ પતન;
ગઢ દ્વાર પાસે તતકાળ, મુક્યો જયદ્રથને રખવાળ.
પછે બીજે કોડે રાડ માંડી, કોય ખસે નહિ જાગા છાંડી;
માંહોમાંહી દેછે માર, કોઇ દે નહીં ત્યાં ઓસાર.
મેલ્યું અભિમન્યુએ એક બાણ, લેવા શત્રુ કેરા પ્રાણ;
કૃપાચાર્યજે આવતું છેદ્યું, બાણે તો કોઇને નવ ભેદ્યું.

રૂધિરે કરી ક્રોધ અપાર, કાઢી મેલિયાં ત્યાં બાણુ ચાર;
અભિમન્યુએ ગ્રહી શર પાણુ, આવતાંજ હર્યાં નિર્વાણુ.
પછે ચક્રને ફરશી સાહી, આવ્યો અભિમન્યુ ત્યાં ધાઈ;
પગ પ્રહારે જોદ્ધા નાસે, અભિમન્યુ તણો ધરિ ત્રાસે.
કૃપાચાર્ય અભિમન કુમાર, માંહોમાંહિ ત્યાં દેતા માર;
યોદ્ધા કઇક કર્યા પૃથ્વીપાત, તે તો ચાલિયા જમ સંઘાત.
માર્યું અર્દ્ધચંદ્ર તે બાણુ, કીધા શત્રુ કચરઘાણુ;
વાધ્યો જુદ્ધ વિષે અભિમન, કૃપાચારજ ઓસર્યાં મન.
ગઢ બીજો લીધો તેણીવાર, ગાજી રહ્યો અભિમન્યુ કુમાર;
કોઠા બેયનું કીધું કામ, આવ્યા ત્રીજા કેરે ઠામ.
કર્ણ ઉભો દીઠો તે ઠાર, કુંવરે કર્યો નમસ્કાર;
તમો અમારા પૂજ્ય છો સ્વામ, ધરો અર્જુન કેરે ઠામ.
પ્રહાર પહેલો કરોજી તમો, ઘણું શું મુખે કહિયે અમો
પછે જો માને મારૂં મન, તો હું સેવા કરૂં રાજન.
કર્ણ કથન એવાં સાંભળી, અંતઃકરણ ગયું પરજળી;
કર્ણે બાણુ મેલ્યું થઈ ક્રૂર, અભિમન્યુએ કીધું ચૂર.
અર્જુનસુતની કરવા ઘાત, કર્ણે બાણુ મેલ્યાં પછિ સાત;
પારથસુતે સાચવ્યો દેહ, કર્યાં રજ રજ કટકા તેહ.
બાણુ કાઢી મેલ્યાં પછી સોળ, અભિમન્યુએ જોયું જોર;
આવતાં તે અભિમન્યુ છેદે, એકે બાણુ તેને નવ ભેદે.
બોલ્યો અભિમન્યુ ત્યાં તતકાળ, ચુકવી મેં તારી ત્રણ ફાળ;
હવે જોજે પરાક્રમ મારૂં, વૃદ્ધપણું ઉતારૂં તારૂં.
એમ કહીને મેલિયું બાણુ, આવ્યું કર્ણઉપર નિર્વાણુ;
કર્ણ ઉછળીને પડ્યો ધર્ણ, જાણીયે તેતો પામ્યો મર્ણ.
પાછો સાવધાન તે થઇ, અભિમન્યુસામો ઉભો જઈ;
આવ્યું નેત્રવિષે બહુ ઝેર, બાણુ મેલિયું રૂડીપેર.
આવી ભેદિયું અશ્વને કાય, ત્યાં રૂધિર ખલકે જાય;
બાણુ તે સમે મેલ્યાં કર્ણ, અશ્વ ચાર પમાડ્યા મર્ણ.
વાહનવિના અભિમન્યુ કીધો, પ્રાણુ સારથીનો ત્યાં લીધો;
અર્જુન સુતને ચડી ત્યાં રીસ, બાણુ મેલ્યાં છે ત્યાં વીસ.

માર્યો કર્ણ તણો માતંગ, રથતણો ત્યાં કીધો ભંગ;
કર્દમ રૂધિર ચર્ણુ ચંપાય, દેખી કાયર નાશી જાય.
કુંડે કૂદે અર્જુન કુમાર, દેતો શત્રુઉપર માર;
કીધી બાણતણી ત્યાં વૃષ્ટ, કર્ણ પામિયો મનમાં કષ્ટ.
કૃષ્ણતણી જેને વિધાય, કેમ એ થકી હાર્યો જાય;
કર્ણ ગયો નીસરી ત્યાંય, અભિમન્યુ ગયો ગઢમાંય.

ઢાળ.

ત્રીજો ગઢતો હાથ આવિયો, ગયો તે ચોથે ઠામ;
રથવિના અભિમન્યુ પાળો, કરે મહા સંગ્રામ.
ભીમસેન પાછળ થકો તે, રક્ષા કરે નિર્વાણ;
એની દોટમાં જે ચડિ આવે, તેના તે લે પ્રાણ.
એમ કરતાં ચાલી આવ્યા, ચોથા ગઢને દ્વાર;
અશ્વત્થામા દેખી કુંવરે, કીધો નમસ્કાર.
વૃદ્ધ જાણી દયા આણી, બોલ્યો મુખથી વાત;
બ્રાહ્મણ જાણી મન ઓસરૂં, કેમ કરૂં પેહેલી ઘાત.
અશ્વત્થામા કહે અભિમન્યુ, શો કરે વિચાર;
બાળક માટે ઓસરૂંછું, નહિકર કરૂં પ્રહાર.
એમ કહીને બાણજ મેલ્યું, અભિમન્યુ ઉપર એક;
આવતું તે છેદિયું, અભિમન્યુએ કરી વિવેક.
પારથપુત્રે બાણ મેલ્યાં, કાઢીને ત્યાં ત્રણ;
કંઇકની છેદી નાસિકા ને, કંઈના છેદ્યા કર્ણ.
હાથ ચરણવિના કર્યા કંઇ, મુખથી પાડે ચીસ;
ઉજાતાં મારગ ધસે કૈ, ધડવિનાનાં શીષ.
અશ્વત્થામા કહે અભિમન્યુ, રહેજે આણે ઠાર;
દશ બાણો કાઢીને મેલ્યાં, વેગે તેણીવાર.
આવંતાં અભિમન્યુએ દીઠાં, ચઢી અતિશે રીસ;
પાર્થપુત્રે છેદિયાં કાંઈ, બાણ મેલી વીશ.
અશ્વત્થામા ઓસર્યા ને, કરે તે ચિંતા મન;
ચોથે ગઢ તે ગાજિયો, અર્જુન કેરો તન.

## ચોપાઈ ત્રણ તાલની.

ગઢ ચાર અભિમને લીધા, શત્રુ શીરપર પાયજ દીધા;
ઘણા મૃત્યુ પમાડ્યા જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ.
પછે પાંચમે ગઢ તે આવ્યો, સેનસહીત રૂડરો ભાવ્યો;
દુર્યોધનસુત તે હામ, લક્ષ્મણ કુંવર છે નામ.
મહા પરાક્રમી બળિયો કહાવે, અભિમન્યુ સામો તે આવે;
મળ્યા સરખાસરખી જોડ, પોસા મનડા કેરા કોડ.
દેખી જોદ્ધ કરે હકારા, મદ માતા કરે ખુંખારા;
નેણ રક્ત કર્યાં બહુ રીસે, કરડે દાંત અધર બહુ પીસે.
બોલ્યા લક્ષ્મણ મુખથી વાણ, અભિમન્યુ છેદિશ તારો પ્રાણ;
તું તો જોજે મનમાં વિચારી, હવણાં તને નાંખુંછું મારી.
એકલો આવ્યો આણે ઠારં, કેમ જાઈશ અહિંથી બહાર;
હવણાં બાણે મારી પાડું, જમપુરી તને દેખાડું.
તું તો જીત્યો ચારે કોઠા, ત્યાં તો હતા વૃદ્ધ મોટા;
મનમાં જાણી નાનો બાળ, મુકિયો જીવતો તત્કાળ.
હવે આવિયો મારે સાથ, કેમ મુકું આણે હાથ;
તું તો જોજે પરાક્રમ મારૂં, ભીમ સહિત તને સંહારૂં.
ત્યારે બોલ્યો અભિમન્યુ જોધ, આણી અંતઃકરણમાં ક્રોધ;
તું તે શું રહ્યો આપ વખાણે, હાથ નથી ચઢ્યો તું આણે.
કૌરવરૂપી કાષ્ટ છો તમે, તેમાં વજ્રકુઠાર તે અમે;
ખોદી કાઢું હું સૌનાં મૂળ, સાત કોઠામાં ઉડાડું ધૂળ.
કૌરવરૂપી કાષ્ટ અંબાર, બાળી ભસ્મ કરૂં નિર્ધાર;
હસ્તીનાપુરને મોઝાર, રાજ કરશે પાંડુકુમાર.
પાપી જાણજે સુખ પધાર્યું, હવે તારૂં તો માન્ય ઉતારૂં;
એવી વાત તે સાંભળી'જ્યારે, લક્ષ્મણ કોપ્યો તેવારે.
કરમાં લઇ ધનુષ ને બાણ, મેલિયાં છે ત્યાં નિર્વાણ;
બાણ મેલિયું કરમાં સાઇ, અભિમન્યુ ઉપર આવ્યું ધાઈ.
અભિમન્યુએ આવતું છેદ્યું, તેણે કોઈને નવ ભેદ્યું;
લક્ષ્મણ ઉપર મેલ્યું એક, અભિમન્યુએ કરી વિવેક.

તે તો આવિયું ગર્જતું બાણ, તેણે કંઇકના લીધા પ્રાણ;
લક્ષ્મણ કોપ્યો મન સાથ, પાંચ બાણ લીધાં નીજ હાથ.
તે તો આવી સેનામાં ભેદ્યાં, કૈ જોધતણાં શીર છેદ્યાં;
અર્જુનપુત્રે લીધાં સાત, કરી શત્રુ ઉપર ઘાત.
જોધા કઇકનાં છેદ્યાં શીશે, અભિમન્યુ બહુ ચઢ્યો રીસે;
રીસે થયો છે રાતો ચોળ, કર ગ્રહ્યાં બાણ ત્યાં સોળ.
તે તો ધનુષ ચઢાવી મેલ્યાં, મોટી નદી તણી પેરે રેલ્યાં;
પછિ લેઈ ખડગને ધાય, કંઇ જોધા નાઠા જાય.
કંઈ કીધા પૃથ્વીપાત, તે તો ચાલ્યા જમને સાથ;
કંઇ પડ્યા મૃતક થઈ રૂપ, તે તો ગણે ત્રાસ મન ભૂપ.
કંઇ શીશ વિના રડવડતા, તે હીંડે ઘણું આથડતા;
કંઇ કાયર થઈ નાસે, તે તો ભરિયા હીંડે શ્વાસે.
એમ જુદ્ધ થયું તે ઠાર, જોધા પડિયા અપરમ પાર;
પગપાળે અભિમન્યુ ધસે, લક્ષ્મણ પર મહા ઝેર વસે.
રીસે રક્ત થયાં લોચન, કર્યો લક્ષ્મણ કુંવર પતન;
થયો ગઢમાં હાહાકાર, નાઠા જોદ્ધા તેણીવાર.
પછી ચઢી અભિમન્યુને રીસ, છેદ્યાં દુર્યોધનપુત્રનાં શીશ.

### સાખી.

પુત્ર કેરૂં મૃત્યુ જાણ્યું, દુર્યોધન રાજન;
ત્રાહ ત્રાહ મુખથી બોલે ને, ઘણું કરે રૂદન.

### ઢાળ.

હાથેશું હઈયું હણે, કુટે પોતાનું શીશ;
કુંવર મારો મૃત્યુ પામ્યો, શું થાશે જગદીશ.
અભિમન્યુએ બાણ માર્યું, ક્રોધ કરીને ત્યાંય;
દુ:શાસનનું રૂદય ભેદીને, ગયું તે પૃથ્વીમાંય.
પછિ તેણે અભિમન્યુ ઉપર, પાંચ મેલ્યાં બાણ;
આવતાં કટકા કર્યાં તે, ખડ્ગ ગ્રહીને પાણ.
ચાર બાણે અભિમન્યુએ, વાળ્યો રણસંહાર;
પાંચમે ગઢ તે ગાજીયો, અર્જુનનો કુમાર.

પાંચમે ગઢ અભિમન્યુ ગાજે, કૃષ્ણ ચિંતાતુર થાય;
રખે ગઢ સાતે જીતીને, આવે જીવતો ત્યાંય.
જદુપતિએ મનમાં વિચાર્યું, ભીમસેન છે પાસ;
ત્યાં સુધી તે અભિમન્યુ તો, નથી પામવો નાશ.
એવું ધારી પરવરિયા, જ્યાં પાંડુકેરા તંન;
મદોન્મત્ત માતગ બળિયો, છોડિયો પાવન.
પુરમાં જઇને છોડિયો, માતંગ બળિયો જેહ;
પ્રજા લાગ્યો પીડવા રહ્યો, ભવન ભાજે તેહ.
હાહાકાર થઈ રહ્યો ત્યાં, લોક નાઠા જાય;
કો બળિયો જોદ્ધો નહિ જે, ગજને જઈને સાહાય.
જુધિષ્ઠિર કહે ભીમ હોય તો, વેગે એહ ઝલાય;
સેવકને દીધી આજ્ઞા ત્યાં. ભીમને તેડવા જાય.
અભિમન્યુ કહે કાકા મારા, શું હશે સેના માંય;
સબળ સોર ત્યાં થઇ રહ્યો, આક્રંદ કરે સૌ ત્યાંય.
સેવક ત્યાંથી પરવર્યો તે, આવ્યો ભીમસેન પાસ;
સ્વામી તમને તેડેછે ત્યાં, યુધિષ્ઠિર આવાસ.
અભિમન્યુને ભીમસેન કહે, કહો હવે કેમ કીજે;
યુધિષ્ઠિરે તેડું મોકલિયું, શો ઉત્તર ત્યાં દીજે.
અભિમન્યુ કહે કાકા મારા, રહ્યો છે કોઠો એક;
સાતમો તો હું નથી લેતો, તમને કહું વિવેક.
માટે કુંવર કહે કાકાજી, પડશે હવે તમારૂં કામ;
વેગે જઇ વેલા આવો અહીં, થશે મહા સંગ્રામ.
ત્યારે વૃકોદર કહે કુંવરને, આવીશ ક્ષણુ એક માંય;
નિશ્ચે કરિને માનજે તું, મારો પ્રાણ છે ત્યાંય.
આજ્ઞા માગી નિસરિયો, ભીમસેન તેણે ઠાર;
કૃષ્ણે એમ પ્રપંચ કરીને, કાઢ્યો તેને બહાર.
છઠે કોઠે ચાલી આવ્યો, અર્જુનનો કુમાર;
દુર્યોધન ત્યાં સામો આવ્યો, કરગ્રહી હથિયાર.
સામાસામું યુદ્ધ મંડાણું, ક્ષણુ ન લાગી વાર;
સેન સહિત સવળો વઢે ત્યાં, કૌરવનો કુમાર.

અભિમન્યુએ કાઢી મેલ્યું, ક્રોધ કરી એક બાણ;
દુર્યોધનની સેના માંહે, કર્યો તે કચર ઘાણ.
દુર્યોધન મુખ બોલિયો, તમે સાંભળો સહુ વાત;
અર્જુનસુત છે એકલો, તમે કરોને એની ઘાત.
એવી વાણી સાંભળીને, યોધ ધસ્યા ચોપાસ;
અભિમન્યુ ઉભો નથી ગણતો, રૂદયે કોનો ત્રાસ.
ચોપાસેથી સબળ મારે, કુંવર વચમાં એક;
સર્વ મળી કૌરવો ચઢ્યા પણ, ન ગણે કોને છેક.
કુંવર સર્વને પડિયો પુરો, સમુદ્ર પેરે જાણ;
આવંતા સર્વે ચુકાવે, ફરીને મારે બાણ.
શલ્ય મૂર્છિત થઇ પડ્યો, ને પડિયો તેનો ભ્રાત;
અભિમન્યુએ બાણ મેલીને, કીધી તેની ઘાત.
ત્રણવાર સામો ધસ્યો તે, આણિને મન રીસ;
ખડ્ગ લઇને અભિમન્યુએ, દુષ્ટનું છેદ્યું શીશ.
અભિમન્યુ ભેદાયો થકો પણ, ઉપન્યો મહાક્રોધ;
બાણ ત્યાં અસંખ્ય મેલી, નસાડ્યા સર્વ જોધ.
ધશીને અંતકની પેરે, પ્રાણ લેછે એહ;
સિંહથકી જેમ શેર[1] નાસે, તેમ નાસે તેહ.
અશ્વ ગજ રથ સારથી, ચોપાસ નાઠા જાય;
સર્વ સુભટ તે જાય નાઠા, અભિમન્યુ પુંઠે ધાય.
નીરસહિત જ્યમ કમળ શોભે, પડ્યાં પૃથ્વીમાંય;
તેમ મસ્તક રડવડેછે, મુગટસહિત ત્યાંય.
વૈશંપાયન બોલિયા, તું શુણ જનમેજયરાય;
દેશદેશના નૃપ હતા તે, સર્વે પંથ પળાય.
પારથપુત્રે સેન સંહાર્યું, કર્યો તે અવની રોળ;
રૂધીરની ત્યાં નદી ચાલીને, ગીધ કરે કલ્લોલ.
સાતમે ગઢ કુંવર આવ્યો, કરે મહા સંગ્રામ;
સુભટ સર્વે રહ્યા છાના, કોઈ ન ઘાલે હામ.

---

૧ વાઘ.

મસ્તક મુગટ ઢળી પડે, હથિયાર ન થંભે પાણ;
શરીરની શુદ્ધિ વિસરી ને, મુખે ન બોલે વાણ.

**સાખી.**

સર્વ વખાણે ત્યાં કને, અભિમન્યુ ગાજી રહ્યો;
દુર્યોધન તે દેખીને, ક્રોધ મન સાથે ગ્રહ્યો.

**ચોપાઈ.**

છ કોઠા કીધા છે હાથ, પછી આવિયો સાતમા સાથ;
ભીમસેન તણી જુએ વાટ, મન સાથે કરે ઉચાટ.
છ કોઠાની હું લેતો વાત, તે તો જીત્યા કરી મેં ઘાત;
કાકે આપ્યું તું વચન જેહ, સાતમો તો આવ્યો તેહ.
એવો કરેછે ચિત્ત વિચાર, દુર્યોધન આવ્યો તે ઠાર;
દીઠું દુર્યોધને દળ પાત, તેડયા પોતાના શત ભ્રાત.
અરે વીરા સઉ આ સમે, કરો યુદ્ધ એકઠા થઈ તમે;
સોળ વર્ષનો બાળક એહ, રણ જશ લઇ જાશે તેહ.
ગ્રહી ગદા ને મારો પ્રહાર, નહિતો રાજ ગયું આણે ઠાર;
શત બાંધવ રણમાં રહી, યુદ્ધ કરતા અધર્મે સહી.
વિકારે દુર્યોધન રાય, લાવ્યા કુંવરને વ્યુહમાંય;
અરજુનસુત મેલે દોટ, કરે કૈરવ ઉપર ચોટ.
પડયાં સુભટનાં હથિઆર, લઇ અભિમન્યુ મારે તે ઠાર;
પ્રાણ તજિયા ને પડિયાં શરીર, ચારે પાસે નાઠા વીર.
પટ્ જોદ્ધા છે મહાબળી, તેણે ઘેર્યો અભિમન્યુ વળી;
છુટા પ્રહાર ગદાના કરે, એકી વારે સો સો પડે.
અભિમન્યુ કહે પાપી સાંભળો, તમે સો અને હું એકલો;
એવું શુણી દુર્યોધન રાય, મારે ગદા અભિમન્યુ કાય.
પડયો મૂર્છા થઇ શુદ્ધ ટળી, પડયો મુગટ માથેથી ઢળી;
શત બંધુ દુર્યોધન તણા, પાપી તે તવ મારે ઘણા.
સ્વપ્ન હતું ઉત્તરાને જેમ, અભિમન્યુને ત્યાં હતું તેમ;
વળી ઉઠયો અર્જુન કુમાર, ધરી ક્રોધ તે અપરમ પાર.
સર્વે કૈરવના હરૂં પ્રાણ, કરૂં મારીને કચરઘાણ;
તેનો મનમાં આણીને ત્રાસ, કૈરવ કોઈ ન આવે પાસ.

## રાગ મારૂ.

સાતમે ગઢ અભિમન્યુ આવ્યો, જુએ ભીમની વાટ;
શામાટે આવ્યો નહિ, એમ કરે ઉચાટ. કાકા આવોનેરે. ટેક.
વચન દઈ મુજને ગયા, જુધિષ્ઠિરની પાસ;
સાતમે ગઢ મને ઘેરિયો, ત્યાં હતી તારી આશ. કાકા૦
માતાયે મને વારિયો, વાર્યો ઘરની નારઃ
વેર હતું શું કાકા મારા, લાવ્યો આણે ઠાર. કાકા૦
યુધિષ્ઠિરે ના કહી, કહી નીકુળ સહદેવ;
વચન દઈ ઉઠાડિયો, ભીમ બળો તુજ ટેવ. કાકા૦
કોણ જનમનું વેર હતું જે, મનમાં રાખ્યો આંટો;
એકલો મૂકીને ગયા નાશી, કઢાવ્યો મારો કાંટો. કાકા૦
કાલ જાલંધર જીતી આવશે, પીતા મુજ અર્જુન;
ત્યારે તમને પૂછશે, ક્યાં ગયો સુત અભિમન. કાકા૦
ત્યારે ત્યાં શો ઉત્તર દેશો, મને મરાવી ત્યાંય;
આવી તમને પૂછશે જે, કુંવર મારો ક્યાંય. કાકા૦

## સાખી.

કાકા કાકા કહી રૂએ, મુકે મુખ નિશ્વાસ;
પડ દ્વારરે જડે નહિ, જીવ્યાની શી આશ.
કુડું કીધું ભીમડા, મને નાંખ્યો અરિદળ પાસ;
વચન દીધું કરમાંહરે, અતિ આહારીનો શો વિશ્વાસ.
આહારી વ્યસની આળસુ, લંપટ હરામી જેહ;
પરદુઃખે દાઝે નહિ, તેને વાલો નિજ દેહ.

## ચોપાઇ ત્રણ તાળની.

અભિમન્યુ કરે વિચાર, ગઢમધ્યે તેણીવાર;
નીકળવાને ઘણું તરફડે, મધ્ય કોઠાનું દ્વાર ન જડે.
અરો પરો થઈ શોધે દ્વાર, દેખે નહિ જે નીસરે બાર;
અકળાયો મેલી મન આશ, હવે ભીમનો શો વિશ્વાસ.
મેં તો જાણ્યું વેલો આવશે, આમ શું એ ડાટ વાળશે;
કેમ ગમ્યું કાકા તને, સત્ય વચન આપ્યું જે મને.

વળી મનશું આણી ધીર, બાંધ્યાં આયુધ બાવન વીર;
ચક્રાગઢ તલપવાનું કરે, પોંચે નહીં જે ડગલું ભરે..
કૃષ્ણે એનો મર્મ નવ કહ્યો, અભિમન્યુ ગુંચાઈને રહ્યો;
ભીમ ભીમ કહી પાડે સાદ, કૌરવ ઘણા વજાડે નાદ.
જોરે ભીમ સાંભળશે એહ, તો ત્યાં વારે ધાશે તેહ;
ત્યારે નથી આપણનો હાર, કરે કૌરવ એવો વિચાર.
પંચ શબ્દ વજાડે સહી, કાન પડયું સંભળાય નહીં;
દુઃખ પામિયો મનમાં ઘણું, હવે બળ કશું બિજા તણું.
પોતાનાવિના જૂઠી આશ, એવું કહી મેલ્યો નિશ્વાસ;
પછે ધાલીને મનમાં હામ, અભિમન્યુ ઉઠયો તે ઠામ.
ધનુષ્યબાણ લેઈને હાથ, વઢવા ઉઠયો કૌરવ સાથ;
ધર્યો અવનીમાં અવતાર, મરવું છે એકજ વાર.
હવે થનાર હોય તે થાય, શે અર્થે આવે આ કાય;
શૂરો થઈને જે સામો મરશે, તેને ઇંદ્રની અપ્સરા વરશે.
એવી ધાલીને મનમાં હામ, અભિમન્યુ કરે સંગ્રામ;
સામસામાં બાણ ત્યાં મારે, કૌરવ જોધાને સંહારે.
નાસે ધાલીને દાંતે તર્ણું, જોદ્ધા જાણે જે આવ્યું મર્ણું;
અભિમને માર્યું મોહ બાણ, કૌરવ મોહ પામ્યા નિર્વાણ.
હતા દુર્યોધનના શત ભ્રાત, પડ્યા મૂર્છાયે પૃથ્વીપાત;
જોદ્ધા જ્યાં ત્યાં નાઠા જાય, અભિમન સામો કોઈ ન થાય.
કૌરવને નસાડી ત્યાંય, અભિમન્યુ ઉભો ગઢમાંય;
આ ગઢ કેરો નવ જાણું મર્મ, ન ભાગ્યો ભેદ ને પડ્યો ભર્મ.
અરે દૈવ હવે શું કરૂં, કયાં થઈને બાર નીસરૂં;
એવો મનશું વિચારજ કરે, વાટ ન સુઝે ચિંતા ધરે.
ધનુષ એક છેડો મેલ્યો ધર્ણું, બીજો ગ્રીવા આગળ કર્ણું.
( એવામાં દૈવયોગે પણચ તુટી તેથી ધનુષ્યનો છેડો ગળામાં પેશી ગયો તેથી
અભિમન્યુ મરણ પામ્યો. )
જયદ્રથ કેરૂં પ્રેરાયું મન, આવ્યો ખડ્ગ લઇ જ્યાં અભિમન;
તેણે મનમાં આણી રીસ, છેદ્યૂં અભિમન કેરૂં શીશ.

દુંદુભિ નાદ હવો તે દન, હરખ્યો મન દુર્યોધન;
કલો વિશેશ કોટામાં થયો, સાંભળી ભીમ ધાઇ ગયો.
મદા લઇ આવ્યો ગઢમાંય, દીઠો નહીં તે વઢતાં ત્યાંય;
વાત શુણી અભિમન્યુ તો ઢળ્યો, દીગમૂઢ થઈ પાછો વળ્યો.
આવ્યો ભીમ યુધિષ્ઠિર પાસ, શુણી વાત મૂક્યો નિશ્વાસ;
સ્વામિ સુતનો આણ્યો અંત, કહેતાં માંહી કર્યો કલ્પાંત.
જુધિષ્ઠિર દુખ પામ્યા ઘણું, શુણી મર્ણ અભિમન્યુતણું;
વાંક નહિ તે કુંવર તણો, ચઢચો દોષ આપણને ઘણો.
હાથે કરીને મરાવ્યો બાળ, આપ્યો બોલ ન લીધી સંભાળ;
ચારે વીરા કુંતાના તન, દુઃખ આણીને કરે રૂદન.

ઢાળ.

વૈશંપાયન બોલિયા, શુણ જનમેજય રાજન;
સુભદ્રા કુંતા આવિયાં, જ્યાં પડિયો અભિમન.
ઉત્તરાયે સાંભળીયું જે, રણ ઢળિયો ભરથાર;
શરીરની શુદ્ધ વિસરીને, ચાલી તેણીવાર.

રૂદન કરતી સાંચરી, અબળા તે બાળે વેશ;
આક્રંદ કરે અવની ઢળે, ને કાઢે સમૂળા કેશ.
ત્રાહ્ય ત્રાહ્ય મુખથી કરે, આવી અભિમન્યુ પાસ;
મ્રતક શબ પડિયું દેખીને, મુકે મુખનિશ્વાસ.

નગર સમીપે અર્જુન આવ્યા, શબ્દ શુણ્યો તતકાળ;
વાત શુણી અભિમન્યુ ઢળિયો, ઉઠી અરજુનને ઝાળ.
ઉતાવળો ધરીને આવ્યો જ્યાં, હતો પોતાનો તન;
અર્જુન દુખ પામ્યો ઘણું, જોઈને કરે રૂદન.

મૂર્છા શું અવનિ ઢળ્યો, નહિ શુદ્ધ શરીર લગાર;
હાથેશું હઈયું હણે, ને રૂદન કરે અપાર.
પુત્ર પુત્ર મુખથી કરે ને, અવની પછાડે અંગ;
આળોટે અવની વિષે ને, થયો છે ગતિભંગ.

રૂદયા સાથે ચાંપીને, આક્રંદ કરે અપાર;
શામાટે નથી બોલતો, મુજ પ્રાણુતણા આધાર.

કાળ ચઢયો અર્જુનને, રહ્યો પણ[1] કરે સૌ માંય;
આજ હણું એ દુષ્ટને હું, સંધ્યા પેલો ત્યાંય.
નહીકર મારી દેહ પ્રજાળું, અગ્નિમાં કેવાય;
ઉગતે દીન સંધ્યાસુધી, જો દુષ્ટને નવ મરાય.
જયદ્રથને મારૂં નહિતો, નવ બાંધુ હથિયાર;
અર્જુને ત્યાં એમ કહીને, પણ કર્યું તે વાર.

ચોપાઇ.

રહિો દિવસ ઘટિકા ચાર, અર્જુને બાંધ્યાં હથિઆર;
વિકાર્યો જયદ્રથ રણમાંય, ફરિ યુદ્ધ મંડાણું ત્યાંય.
અર્જુને મન આણી રીસ, મેલ્યું બાણ જઇ છેદ્યું શીશ;
દુંદુભિ નાદ હવો પાવન, હર્ખ્યાં યુધિષ્ઠિર રાજન.
સુભદ્રાયે કીધું સ્નાન, પ્રતિજ્ઞા પાળી ભગવાન.

ઢાળ.

વૈશંપાયન એણી પેર બોલ્યા, શુણ જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભળાવ્યો, ભારતનો મહિમાય.
આદ્ય કવિ મોટા રૂષિયો, હું તેને નમું કર જોડ;
અક્ષર કે પદબંધ નવ લહું, કોઇ ન દેશો ખોડ.
ઉદીચ્ય બ્રાહ્મણ સહસ્ત્રજ્ઞાતિ, અમદાવાદ નિવાસ;
સુખરામ સુત લજ્જારામ, કહાવે હરિનો દાસ.

---

# મુક્તાનંદ.

કાઠિયાવાડ ગઢડાનો સાધુ સંવત ૧૮૬૪, સને ૧૮૦૮ માં હતો. તેના પ્રસિદ્ધ ગ્રંથો–ઉધવગીતા, ધર્માખ્યાન, સતીગીતા, રૂકમણીવિવાહ, કૃષ્ણપ્રસાદ, ધર્મામૃત તથા છૂટક પદ નવ હજાર.

## શૂર વીરપણા વિષે. રાગ સિંધુડો. પદ ૧.

ધીર ધુરંધરા શૂર સાચા ખરા, મરણનો ભય તે મનમાંજ નાણે;
ખર્વ નિખર્વ દળ એક સામા ફરે, તરણને તુલ્ય તેનેજ જાણે; ધીર. ૧

---

૧ પ્રતિજ્ઞા.

મોહનું સેન મહા વિકટ લઢવા સમે, મરે પણ મોરચો નવ ત્યાગે;
કવિ ગુણી પંડિત બુદ્ધે બહુ આગળા, એ દળ દેખતાં સર્વ ભાગે; ધીર. ૨
કામ ને ક્રોધ મદ લોભ દળમાં મુખી, લઢવાતણો નવ લાગ લાગે;
જોગિયા જંગમ તપી ત્યાગી ઘણાં, મોરચે ગયે ધર્મદ્વાર માગે; ધીર. ૩
એવા એ સેનશું અડી ખમ આખડે, ગુરૂમુખી જોગિયા જુક્તિ જાણે;
મુક્તાનંદ મોહ ફોજ માર્યા પછી, અખંડસુખ અટળપદ રાજ માણે; ધીર. ૪

ઉધ્ધવગીતામાંથી.

## કડવાં ૩૦.

ઓધા વળી બોલ્યા રઘુરાય, કરવ પ્રથમ વચનની સહાય;
જેની અતિશે અકીરતી થાય, તે તો નિશ્ચે નરકમાં જાય. ૧
સૌને કીર્તિ આભૂષણ ભારી, ઇછે કીર્તિને સૌ નરનારી;
કીર્તિ સ્વર્ગલોક સુખ આપે, મહા કર્મનાં બંધન કાપે. ૨
સર્વે આરંભ કીર્તિને કાજ, શિર જાતાં ન ખોવી લાજ;
મૃત્યુલોક કીર્તિથી ભાઇ, પામે સુખ સંપત પ્રભુતાઈ. ૩
આપે ઉભય લોક સુખ એહ, રાખી કીર્તિ ને ત્યાગવો દેહ;
કાં હું મરૂં ને કાં સીતાને મારૂં, લોપો વચન તો તમને સંહારૂં. ૪
મારે લોકનિ લાજ અપાર, પડ્યો શોકના સિંધુ મોઝાર;
મને ખટકેછે એ દુખ ભારી, લેજો લક્ષ્મણજી ઉર ધારી. ૫
કરો રથને સવારે તૈયાર, માનો વચન થઇ હુશિઆર;
તમે સીતાને રથમાં બેસારી, જાજો વનમાં વચન દૃઢ ધારી. ૬
મુનિ વાલ્મીક દૃઢ-મતિ જેહ, ગંગા-પાર વસેછે તેહ;
મુક્તાનંદનો નાથ કહે પ્યારી, ત્યાં જઈ મૂકજો સમજિ વિચારી. ૭

## કડવાં ૩૧.

ઓધા એમ બોલ્યા રઘુવીર, સુણો લક્ષ્મણ પરમ સુધીર;
વસ્તિ માત્ર ન હોય જેણે ઠાર, મૂકો સીતાને વન-મોઝાર. ૧
વેલા આવજો મૂકીને દૂર, મારૂં વચન અહો થઈ શૂર;
આ ન કહેશો વૈદેહીને વાત, તમે જાણ પ્રવીણ છો ભ્રાત. ૨
એમાંના કહેશો તમે કોય, મારે શત્રુ સમાન છો સોય;
માટે કરજો વિચારીને કાજ, મારે કામ પડ્યુંછે આજ. ૩

મારિ તો તમે મોટમ જાણી, જો ન લોપ કરો મારિ વાણી;
કાઢો જાનકિ આંહિથિ જ્યારે, મારૂં વચન ગ્રહ્યું દ્રઢ ત્યારે. ૪
એણે લંકાથિ આવતાં તાત, મને સંભળાવ્યું સાક્ષાત;
મારે રૂષિને પૂજ્યાનિ છે આશ, જ્યારે હુકમ થશે અવિનાશ. ૫
એવું પૂછ્યું તું જાનકિ જેહ, આજ આવ્યોછે અવસર એહ;
એનું મન ગમતું કરિ આજ, સરો જુક્તિથિ આપણું કાજ. ૬
એવાં વચન કહી રઘુવીર, પામ્યા કષ્ટ વહે દ્રગ નીર;
મુકતાનંદનો વાલો કહે બોલ, બોધા તે સર્વ અધિક અતોલ. ૭

## કડવાં ૩૨.

પ્રાતઃકાળે તે લક્ષ્મણ વીર, તેડ્યા સૂમંત્ર સારથિ ધીર;
લાવો સારથિ રથ તતકાળ, આજ્ઞા આપિછે દીન-દયાળ. ૧
નાંખો રથમાં તે આસન સાર, કરો અશ્વ જોતરિ તૈયાર;
સીતા રાજ ભવન થકિ આજ, જશે મહા-મુનિ પૂજવા કાજ. ૨
દોડ્યો સારથિ સાંભળિ વાત, લાવ્યો જોતરિ રથ સાક્ષાત;
બોલ્યો સૂમંત્ર જોડીને હાથ, થયો તૈયાર રથ પૃથ્વી નાથ. ૩
શૂણી લક્ષ્મણ શીઘ્ર સિધાવ્યા, વેગે રાજ-ભવન મધ્ય આવ્યા;
વંધા સીતાને પૂજ્ય પ્રમાણી, કર જોડીને બોલિયા વાણી. ૪
ગંગા-તીરે મુનિ વિખ્યાત, તમને ત્યાં પહોચાડવાં માત;
રાજા રામનિ આજ્ઞા છે એહ, તેમાં લેશ નહિ સંદેહ. ૫
વેહેલાં તૈયાર થાઓ સકુમારી, પૂજાસાજ તે લેજો સંભારી;
મુકતાનંદને વાલે કહ્યું જેહ, કરવું આપણે હરખશું તેહ. ૬

## કડવાં ૩૩.

સીતા શૂણિને દેવરિયાની વાણી, વણ સમજે ઘણું હરખાણી;
લીધાં આભરણ વસ્ત્રના ભાર, લીધી પૂજવા સામગ્રિ સાર. ૧
રૂષિ નારી ને મુનિવર કાજ, લીધાં અતિશે અમૂલીક સાજ;
સીતા બોલ્યાં લક્ષ્મણ સંગ, લીધાં આભરણ વસ્ત્ર સુરંગ. ૨
વીરા સંગે લીધુંછે મેં જેહ, રૂષિ-પત્નિને આપિશ તેહ;
મારે આશ હતી મન એજ, રઘુવીરે પૂરી કરી તેજ. ૩
શૂણિ લક્ષ્મણ બોલ્યા ન કાંઇ, સૌને વાત જુદી મનમાંઇ;
પછે સીતાને રથમાં બેસારી, કરી શીઘ્ર ચલાવા તૈયારી. ૪

રાખી ચાડને હાંક્યા તોખાર, ચાલ્યો રથ કરિ અતિ ઝણકાર
સીતા વાટે જતાં કહે વાત, મને અશુભ શકુન થાય ભ્રાત.
મારૂં ધ્રૂજેછે થર થર અંગ, મારા ઉરમાંથિ ભાગ્યો ઉમંગ;
મારૂં જમણું નયન કર જોય, ફરકે દુખદાયક થૈ સોય. ૬
મારાં મનમાં તે સુખ નથિ લેશ, થયો રોમાંચિત તન વેશ;
મુક્તાનંદના પ્રભુસંગ પ્યાર, ઓધા જાનકી ડરપ્યાં અપાર. ૭

### કડવાં ૩૪.

ઓધા અશકુન દેખી અપાર, સીતા ડરપેછે વારંવાર;
બોલી લક્ષ્મણ સંગ વચન, મારૂં ભયથકિ દાઝેછે તન. ૧
મને સૂનો લાગેછે સંસાર, મારો જીવ થયો નિરાધાર;
તેનું કારણ પરમ સુધીર, મને ખોળ્યે મળ્યું નહિ વીર. ૨
રખે અવધ-નગરમાં ભાઇ, આવી પીડા અચાનક ધાઇ;
મને અશુભ જણાયછે આવું, આદરણું નિશ્ચે ભૂંડું થાવું. ૩
સીતા એમ કહિ જોડીયા હાથ. રૂડું કરજો ત્રીલોકના નાથ;
એવાં આતુર જાનકી જાણી, વંદી બોલિયા લક્ષ્મણ વાણી. ૪
માતા સૌનું વિચારોછો સારૂં, તેણે અતિ શુભ થાશે તમારૂં;
એવિ કરતાં પરસ્પર વાત, આવ્યો ગોમતિ તટ સાક્ષાત. ૫
રહ્યાં ગોમતિ-તટ એક રાત, જોડ્યો રથ અતિશીઘ્ર પ્રભાત;
હાંક્યો રથને બેપોર તે જ્યારે, પોત્યાં ભાગીરથ તટ ત્યારે. ૬
દેખી ગંગા વધ્યો ઉર તાપ, રોયા લક્ષ્મણ કરી સંતાપ;
મુક્તાનંદને વાલે કહ્યું જેહ, સાલે લક્ષ્મણને ઉર તેહ. ૭

### કડવાં ૩૫.

ઓધા એણીપેર લક્ષ્મણ વીર, રોયા દીન થઈ તજી ધીર;
તન કંપે ને વ્યાકુળ ભારી, મુખ સૂકે વહે દૃગ વારી. ૧
દીઠા લક્ષ્મણ દુખિયા અપાર, બોલ્યાં જાનકિ કરિને વિચાર;
જોઇ જાન્હવિ તટ સાક્ષાત, કહો કારણ દુખકેરૂં ભ્રાત. ૨
બહુ કાળથિ ઇચ્છતાં જેહ, પામ્યાં ગંગાનું દર્શન તેહ;
અતિ હરખ સમે ભય આવો, તેનું કારણ કહિ સમજાવો. ૩
નિત્ય રહોછો તમે પ્રભુ સાથ, આજ દૂર જાણી રઘુનાથ.
આવા દુખિયા થયા હશો તાત, કહો દુખના કારણ કેરિ વાત. ૪

મને પ્રાણથિ વાલા શ્રીરામ, તોય જાણિ આનંદનું ઠામ;
ન કરૂં શોક હું બાળની પેર, રૂષિ પૂછી જાશું કાલ ઘેર. ૫
તમે બાળપણું તજિ ભાઇ, રાખો ધીરજ રહો સુખદાઈ;
ગંગા ઊતરી મહામુનિ વૃંદ, વેગે પૂજિયે થૈને સ્વછંદ. ૬
વેગે નાવ મગાવો ઊદાર. જૈયે શીઘ્ર વીરા સામે પાર;
મુકતાનંદને વાલે કરી ઘાત, નથી જાણતી જાનકી વાત. ૭

## સંત સમાગમ વિષે ઘોળ.

સોનાની સળિયે માંડવો. એ રાગનું.

સુખદાયક રે સુખદાયક રે, સાચા સંતનો સંગ;
સંત સમાગમ કીજીયે, ટેક.
જીરે સંત સમાગમથી ટળે,
આશા તૃષ્ણા રે આશા તૃષ્ણા રે, ઇરષા અભિમાન;
મોહ મત્સર મમતા બળે,
પ્રગટે ઉરમાં રે પ્રગટે ઉરમાં રે, પ્રભુનું દૃઢજ્ઞાન; સંત.

* * * * *

જીરે સિદ્ધ થયા સત-સંગથી,
શુક આદિક રે શુક આદિક રે, મુનિવર સુખરૂપ;
ચિત્ત ચોટયું હરિ રૂપમાં,
જાણ્યો સંતથિ રે જાણ્યો સંતથિ રે, મોટો મર્મ અનુપ; સંત.
જીરે મહિમા મોટો છે મહાંતનો,
જેને સેવ્યે રે જેને સેવ્યે રે, છૂટે માયાનું જાળ;
પ્રીત વધે પરિબ્રહ્મમાં,
મુકતાનંદ કહે રે મુકતાનંદ કહે રે, તજી આળપંપાળ; સંત.

## ઘોળ. ૨.

બડભાગી રે બડભાગી રે, પામે સંતનો સંગ;
સંતથિ મહાસુખ પામીએ, ટેક.
જીરે સંત બડા પરમારથી,
ટાળે ઉરથી રે ટાળે ઉરથી રે, અવિદ્યા અભિમાન;
જનમ સુફળ કરે જંતનો,
આપે અનુભવી રે આપે અનુભવી રે, પ્રભુ-પ્રગટનું જ્ઞાન; સંતથિ.

જીરે પ્રભુ સંગ પ્રીત વધારવા,
ફરે જગમાં રે ફરે જગમાં રે, સાચાસંત સુજાણ;
પરમાત્મા પ્રીછાડવા,
પરમારથિ રે પરમારથિ રે, આપે પદ નિરવાણ; સંતશિ.
જીરે સંતવચન જે ભાવે શૂણે,
તેનાં પાતક રે તેનાં પાતક રે, પામે સર્વે નાશ;
પ્રીત વધે પરિબ્રહ્મમાં,
મુકતાનંદ કહે રે મુકતાનંદ કહેરે, પામે પદ અવિનાશ. સંતશિ.

### પદ.

જ્યાં લગી જાત ને પાંત જંજાળ છે, ત્યાં લગી આતમા જાણ અળગો;
જેહને હરિવિના અન્ય અળખામણું, સત્ય સ્વરૂપ નર તેજ વળગ્યો; જ્યાં. ૧
ઊલટયા અન્નની સેજ ઈચ્છાટળી, દેખતાં ઊબકો સૌને આવે;
તેહને જે ભખે મનુષ્યમાં નવ ખપે, શ્વાન શૂકરતણી જાત કહાવે; જ્યાં. ૨
જ્યાં લગી દેહને હું કરી જાણશે, ત્યાં લગી ભોગ વિલાસ ભાવે;
શ્વાન શૂકર તે મનુષ્યમાંથી ટળ્યો, હરિતણો જન તે કેમ કહાવે; જ્યાં. ૩
હરિના જન હરિને ગુણે જુક્ત છે, મુક્ત તનનું નહિં માન જેને;
મુકતાનંદ તે સંત જન શૂરમાં, પ્રગટ પરિબ્રહ્મ રહે પાસ તેને; જ્યાં. ૪

### પદ.

વેપ ને ટેક વર્ણાશ્રમ પામતાં, ઊલટો એજ જંજાળ થાયે;
ગાડર આણીએ ઊનને કારણે, કાંતેલાં કોકડાં તેજ ખાયે; વેષ. ૧
જે જેવો થૈ રહે સાર તેને કહે, એજ આવર્ણતણું રૂપ જાણો;
પથરમાં રાખી વિશ્વાસ પારશ ગણ્યો, તેમાં તે શું તું નવલું કમાણો; વેષ. ૨
તજે ત્રય ઈષણા તેજ વિચક્ષણા, જહદા જહદનો મર્મ જાણે;
ભાગ ને ત્યાગનો ભેદ ગુરૂમુખ ગ્રહે, પિંડ બ્રહ્માંડ ઉરમાં ન આણે; વેષ. ૩
એજ સંન્યાસ શ્રીપાત તેણે કરી, શ્રીતણું કૃત્ય નવ સત્ય દેખે;
ભિક્ષુક તે ખરા ભર્મ મનનો તજે, સત્ય મુકતાનંદ પ્રભુજ પેખે; વેષ. ૪

# નિષ્કુળાનંદ.

કાઠિઆવાડ ગઢડાનો સાધુ સંવત્ ૧૮૭૭, સન ૧૮૨૧ માં હતો.

## વૈરાગ વિષે. પદ ૧.

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારીડો આગજી; જનની. ૧
ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલિયા વનજી; જનની. ૨
ઊઠી ન શકે રે ઉંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઊપનો, લીધિ ફકીરી છોડયો ફંદજી; જનની. ૩
ભલોરે ત્યાગ ભરથરીતણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી; જનની. ૪
એ વૈરાગવંતને જાઉં વારણે, બીજા ગયારે અનેકજી;
ભલારે ભૂંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી; જનની. ૫
ક્યાં ગયું કુળ રાવણતણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વે સૂપન વેવારજી; જનની. ૬
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સૂપનજી; જનની. ૭
સમજી મૂકે તો સારૂં ગણું, જરૂર મુકાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહિ મટે, સાચું કહું ખાઈ સમજી; જનની. ૮

## પદ ૨.

જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી; જંગલ. ૧
શેજ પલંગે રે પોઢતા, મંદિર ઝરૂખામાંયજી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી; જંગલ. ૨
શાલ દુશાલા ઓઢતા, ઝીણાં જરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ધામજી; જંગલ. ૩
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તે રે માગણ લાગ્યા ટૂકડા, ભિક્ષા ભવન ભવનજી; જંગલ. ૪

હાંજી કહેતાં હજારો ઉઠતા, ચાલતાં લશકર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહિં પેંજાર પાવજી; જંગલ. ૫
રહો તો રાંજા રસોઈ કરૂં, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નિપાવું ક્ષણુ એકમાં, તે તો ભિક્ષાને કાજજી; જંગલ. ૬
આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહિં, ભોગી જાણવો, અંતે થાયછે વિનાશજી; જંગલ. ૭
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહિ ધસે, રોગ સમ જાણે ભોગજી; જંગલ. ૮
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળરે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી; જંગલ. ૯

પદ ૩.

હું બલિહારી એ વૈરાગને, ઊપનો જેને અંગજી;
ચૌદ લોકને ચતુરધા, ગમે સુખનો સંગજી; હું બલિ. ૧
સુખ ન ઇછે સંસારનાં, સમજે સૂૅપન સમાનજી;
વાત ગમે એક વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી; હું બલિ. ૨
દુખીરે દેખે આ દેહને, રહે રાજી તે મનજી;
અનરથનું આગાર છે, જાણી ન કરે જતનજી; હું બલિ. ૩
રાત દિવસ રૂદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ હું રે કોણુ ને જઈશ કયાં, કરૂં તેનો નિરધારજી; હું બલિ. ૪
કરૂં ઉપાય હવે એહનો, ડોળિ દીશ વિદીશજી;
કોયરે ઊગારે મને કાળથી, સોંપૂં તેને લૈ શીશજી; હું બલિ. ૫
રંહે આતુરતા અંતરે, દેખી દેહ અનિત્યજી;
સુખ ન માને આ સંસારમાં, ન કરે કોઈશું પ્રીતજી; હું બલિ. ૬
એવી દશા આવ્યા વિના, ન હોય તન સુખ ત્યાગજી;
ઉપરનો લાગે રે લજામણો, વગોણા સરખો વૈરાગજી; હું બલિ. ૭
હરિગુરૂ દેવ દયા કરે, આપે એહ વિચારજી;
નિષ્કુળાનંદ નિશંક થઇ, સેજે તારે સંસારજી; હું બલિ. ૮

પદ ૪.

ત્યાગ ન ટકેરે વૈરાગ વિના, કરિયે કોટિ ઉપાયજી;
અંતર ઊંડી ઈછા રહે, તે કેમ કરિને તજાયજી; ત્યાગ. ૧

વેષ લીધો વૈરાગનો, દેશ રહિ ગયો દૂરજી;
ઉપર વેષ આછો બન્યો, માંહિ મોહ ભરપૂરજી; ત્યાગ. ૨
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગિ મૂળ ન જાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી; ત્યાગ. ૩
ઉષ્ણ-રતે અવની વિષે, બીજ નવ દિશે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રી વિષય આકારજી; ત્યાગ. ૪
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રી વિષય સંજોગજી;
અણુ ભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી; ત્યાગ. ૫
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણસ્યો રે વર્ણાશ્રમથકી, અંતે કરશે અનરથજી; ત્યાગ. ૬
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દૂધજી;
ગયું ઘ્રૃત મહિ માંખણથકી, આપે થયું રે અશુદ્ધજી; ત્યાગ. ૭
પળમાં જોગી રે ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગજી;
નિષ્કુળાનંદ એ નરનો, વણુ સમજ્યો વૈરાગજી; ત્યાગ. ૮

---

# મનોહરદાસ.

**ભાવનગરનો વડનગરો નાગર સંન્યાસી.**

સંવત્ ૧૮૮૦, સને ૧૮૨૪ માં હતો.

**મનોહર કાવ્યમાંથી.**

**પદ.**

જે કોઇ સદગુરુ શરણે જાય, તેનાં સંશય દૂર પળાય;
કામ ક્રોધ મદ મોહ મત્સર, આશા તૃષ્ણા લય થાય;
અતિશયિતાદિક દોષ વિષયના ઉરમાં નવ દેખાય; જે કોઇ. ૧
તેથી દૃઢ વૈરાગ ઊપજે, સત્યાનૃત્ય જણાય;
શમ દમ ઉપરતિ સહન-શક્તિથી, દૃઢ વિશ્વાસ બંધાય; જે કોઇ. ૨
સમાધાન સ્વરૂપમાં જાણી, ઇચ્છા અતિશય થાય;
વાક્ય વિચાર નિરંતર કરતાં, બ્રહ્મરૂપ દરશાય; જે કોઇ. ૩

અજ્ઞપણું તત્કાળ આળસે, નિત્યાનંદ જમાય;
માયિક ભેદ-બુદ્ધિ મેલિને, નિજ-પદમાંહે સમાય; જે કોઇ. ૪
સમરસ વ્યાપક સચ્ચિદ આનંદ, રૂપ થઇ વિલસાય;
મનોહર મરણુતણો ભય ભાગે, જીવનમુક્ત કહેવાય; જે કોઈ. ૫

પદ.

મન તું મેલ્ય જાઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ; ટેક.
માત પિતા દાસ સુત બંધુ, મિત્ર શિષ્ય રખવાળ;
પ્રાણ સતે સહુ સગું જણાયે, વૃદ્ધ યુવા ને બાળ; મન તું. ૧
પ્રાણ ગયા પર પળ ન રખાયે, ફોગટ કરે કતાળ;
બાળી જાળી ખાખ કરીને, વાંસે નાંખે વાળ; મન તું. ૨
કાળતણા મુખથી નવ છૂટે, જો પેસે પાતાળ;
જ્યમ આવે ત્યમ ચાલ્યો જાયે, શું બૂઢો શું બાળ; મન તું. ૩
ભવસાગરમાં ચાર ખાણુના, જંતુ લઘુ વિશાળ;
અગણિત પ્રગટે અગણિત મારે, કાળ પાથરી જાળ; મન તું. ૪
કાળતણો જે કાળ નરહરિ, તે સાચો રખવાળ;
વેગે શરણ ગ્રહે તે હરિનું, લેશે શીઘ્ર સંભાળ; મન તું. ૫
ચેત ચેત રે ચેત શીઘ્રથી, મૂકી આળપંપાળ;
મનોહર મૃત્યુથકી મૂકાવે, ચિદઘન દીનદયાળ. મન તું. ૬

રાગ જંગલો. પદ.

કપટી પાપ આપતો હીંડે દ્વારે દ્વાર; ટેક.
ચપટી ચોખા લૈ ફરે, સર્વે દેવનાં દ્વાર;
કરજોડીને વિનવે, મારાં પાપ નિવાર; કપટી. ૧
એકાંતે પૂજા કરે, ગંધ પુષ્પ બહુ પેર;
કાલો થઇને કરગરે, જાણે આણે મેહેર; કપટી. ૨
નીચો થઇ પાયે નમે, બહુ નાચે બહુ ગાય;
આંખો મીચે પ્રેમથી, મન માગે ન ધરાય; કપટી. ૩
કામ ક્રોધ ઉરમાં અમિત, ધન માટે બહુ ધાય;
ચોરી ચાડી કપટ છળ, જ્યમ ત્યમ કરીને કમાય; કપટી. ૪
મન જાણે કહેવાથકી, પાપ થાયછે નાશ;
પાપ મૂળ પસરી પડયાં, રૂંધ્યું રૂદયાકાશ; કપટી. ૫

પાપતણાં તો મૂળ છે, કામાદિક મનમેલ;
ત્યાંસુધી નહિ સાંભળે, દેવ ગણેછે ફેલ; કપટી. ૬
પાપ ટાળવા ચાહે તો, કામાદિકને ટાળ;
સત્ય દયા સંતોષની, આડી કરને પાળ; કપટી. ૭
નિર્મળ થૈ હરિ ભજન કર, રાખી દૃઢ વિશ્વાસ;
મનોહર સઘ મૂકાવશે, કાપી પાતક પાશ. કપટી. ૮

## પદ.

મૂરખ પાપ ટાળવા, વીણે વગર્યાં ક્રોડ; ટેક.
કાશીમાં ખટમાસ જૈ, રહેવા રાખે કોડ;
નિત્ય જૈ નાહે ગોમતી, સેવે શ્રીરણછોડ; મૂરખ. ૧
ભવ આખો ભટકયાં કરે, અડસઠ તીરથ નહાય;
પગલે પગલે પાપનો, અધિક ઉમેરો થાય; મૂરખ. ૨
ગોમય માટી લેપશૂં, માઘવટા બહુ નહાય;
ચડચડ બોલે ચાંબડી, કડકડ જાડાં થાય; મૂરખ. ૩
પંચાગ્નિ સાધન કરે, ઊલટી ત્વચા દઝાય;
ધૂમ્રપાન તપ આદરે, મુખમાં ધૂમ્ર ભરાય; મૂરખ. ૪
કૃચ્છ્રાદિક બહુ વ્રત કરે, તેથી તન શૂકાય;
લાલચ ધારા ચાલતી, તે પળ નવ મૂકાય; મૂરખ ૫
દેવ વિવિધ વિધિ વિનવે, પૂજા કરે અખંડ;
દશે આંગળાં દાંત દૈ, પાય પડે જ્યમ દંડ; મૂરખ. ૬
એણીપેરે ધાયે અતિ ઘણો, ન લહે પાતક મૂળ;
ખીલો ડામે કયમ મટે, અશ્વ ઉદરનું શૂળ; મૂરખ. ૭
શત સંવત્સર તુંબડી, જળમાં ડબકાં ખાય;
અંતર ધોયાવણુ કદી, કડુતાઈ નવ જાય; મૂરખ. ૮
ત્યમ અંતરથી પાપનું, મૂળ કર્યા વણુ દૂર;
કાય કલેશ વૃથા કરે, મમતાતણા મજૂર; મૂરખ. ૯
કામાદિક મનથી તજે, સત્યાદિકને સાહે;
અંતરયામી ઈશનું, ધ્યાન ધરે મનમાંહે; મૂરખ. ૧૦
ભેદ રહિત હરિને ભજે, સઘળે હરિ દરશાય;
તો સાધન સરવે ફળે, પાતક દૂર પળાય; મૂરખ. ૧૧

દેહોહં મતિ વીસરે, શુદ્ધ સ્વરૂપ પમાય;
મનોહર માયા ઝાંઝવાં, દેખત મિથ્યા થાય. મૂરખ. ૧૨

### ગરબી ૫.

નાથને નાથને નાથને રે, અમે ભજિયે નિરંજન નાથને; ટેક.
જે બંધાણેલ તે ક્યમ છોડે,
બીજાના બાંધેલ હાથને રે; અમે ભજિયે. ૧
મમતા મોહમાં જે ભૂલ્યા ભટકે,
શોધે તે કામના સાથને રે; અમે ભજિયે. ૨
રોગ અવિદ્યાનો અમને ન આવે,
પીધોછે જ્ઞાનના ક્વાથને રે; અમે ભજિયે. ૩
ચૈતન્ય કલ્પતરૂ તજી ક્યમ ભરિયે,
જૂઠ જડ બાવળ બાથને રે; અમે ભજિયે. ૪
સચ્ચિદાનંદ કહે બ્રહ્મ વણ બીજી,
અન્ય ન ગાઈએ ગાથને રે; અમે ભજિયે. ૫

---

## કલ્યાણદાસ.

### ડાકોરનો સાધુ.

સંવત્ ૧૮૮૩, સન ૧૮૨૭ માં હતો.

### રાગ પ્રભાતી પદ ૧.

સગપણ સાચું શાનું ભાઈ, શું માયાને વળગું રે;
ગરજા ગરજે સહુ મળ્યુંછે, અંતે રહેશે અળગું રે; સગપણ. ૧
ધનને કાજે તન પીલીને, ભૂમિ ભેળું ભળવું રે;
ઘડી એક તો પ્યારી જાયછે, તારે તો છે મરવું રે; સગપણ. ૨
ઊંચા ઊંચા મેહેલ બનાવી, ફૂલ્યાં ફૂલ્યાં ફરવું રે;
એ મંદિરમાં કોણ માલશે, તારે તો છે મરવું રે; સગપણ. ૩
બચકે બાંધ્યા વસ્ત્ર ને વાઘા, ઘણું ઘરેણું ગરવું રે;
પટોળાં તારાં કોણ પેરશે, તારે તો છે મરવું રે; સગપણ. ૪
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે;
એમાં જોને કોણ માલશે, તારે તો છે મરવું રે; સગપણ. ૫

ભજન કરી લે મન વૈરાગી, ફૂટ હઇયાના ફૂટા રે;
કહે કલ્યાણ કહ્યું નવ માને, એમ દિવસ તને રૂઠયા રે; સગપણ. ૬

પદ ૨.

કઇક કરમનો કરનારો તે, શરણ તમારે આવ્યો રે;
મહા જાળમાં બાંધી નાંખ્યો, હવે હરિ છોડાવો રે; કઇક.
પાપ કરંતા પાછું ન જોયું, હરિનું નામ હું ભૂલ્યો રે;
દુરિજનની સંગત મેં કીધી, દેવાળામાં ડૂલ્યો રે; કઇક.
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસા રે;

* * * * *

આ દુનિઆમાં નથીજ ગમતું, મળવા આતુર હું છું રે; કઇક.
નામતણો મહિમા મોટો છે, કઇ પાપી નર તાર્યા રે;
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યા રે; કઇક.

---

## ધીરોભક્ત.

### વડોદરા જિલ્લાના સાવલી ગોઠડા ગામનો ભાટ.

સંવત્ ૧૮૮૪, સન ૧૮૨૮ માં હતો.

રાગ કાફી. પદ ૧.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહીં;
અજા યૂથ માંહેરે, સમરથ ગાજે સહીં; ટેક.
સિંહ અજામાં કરે ગરજના, કસ્તૂરિ મૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યુંછે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ધૃતજ રે, વસ્તુ એમ છૂપી રહી; તરણા ઓથે. ૧
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિ રે, વાણિ ન પોહોચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં; તરણા ઓથે. ૨
મન પવનની ગતિ ન પોહોચે, અવિનાશી રે અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ ઠાલો રે, એક અણુ માત્ર કહીં; તરણા ઓથે. ૩

સદ્‌ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપે થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહેછે રે, જ્યાં જોઉં ત્યાં તુંહીં તુંહીં. તરણા ઓથે. ૪

પદ ૨.

મન તુંહીં તુંહીં બોલે રે, આ સુપના જેવું તન તારૂં;
અચાનક ઊડી જાશે રે, જેમ દેવતામાં દારૂ; ટેક.
ઝાકળ જળ પળમાં વળિ જાશે, જેમ કાગળ ને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળ ધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મારૂં મારૂં; મન તુંહીં તુંહીં. ૧
કાચનો કૂપો કાયા તમારી, વણસતાં નહિ વાર;
જીવ કાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વનમોઝાર;
ફોગટ ફૂલ્યાં ફરવું રે, ઓચિંતુ થાશે અંધારૂં; મન તુંહીં તુંહીં. ૨
જાયું તે તો સર્વે જાવાનું, ઊગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણસ, સઉને મરણનો મારો;
આશાનો મેહેલ ઊંચો રે, નીચું આ કાચું કારભારૂં; મન તુંહીં તુંહીં. ૩
ચંચળ ચિત્તમાં ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથી રે, નથી કોઈ રહેનારૂં; મન તુંહીં તુંહીં. ૪

પદ ૩.

અંતે સંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલી રે, મૂરખ જ્યારે સૂતો મરવા; ટેક.
નાનપણે ઘરધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા; અંતે સંતને. ૧
અંત સમે છાપ તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન;
ગુરૂજ્ઞાન નાવ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા; અંતે સંતને. ૨
જુવતિ નારીને જેવી પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિ પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠો ઠગવા રે, એંશી વર્ષે વર વરવા; અંતે સંતને. ૩

વીસ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા તેને, મળિયા નિરંજન રાય;
દાસ ધીરો કહેછે રે, મટચા ચોરાશી ફરવા. અંતે સંતને. ૪

પદ ૪.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે;
હિમત હથિયાર બાંધિ રે, સત્ય લડાઈએ લડવું છે; ટેક.
એક[1] ઉમરાવને બાર[2] પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એક ધણિને એક એક ધણિયાણી એમ, વિગતે [3]સાતસેને વીસ;
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે; ખબરદાર. ૧
પાંચ પ્યાદલ તારી પૂંઠે ફરેછે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા એવા, જૂલમી જોરાવર જોધ;
અતિ બલિષ્ઠ સ્વારી રે, એ સાથે આખડવું છે; ખબરદાર. ૨
પ્રેમ પલાણ ધરી જ્ઞાન-ઘોડે ચઢી, સદગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે. નિર્ભે નિશાને ચઢવું છે; ખબરદાર. ૩
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષમણા ગંગાસ્નાન કીજે;
મન પવનથી ગગનમંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ઘણું રીઝે રે, ભજનવડે ભડવું છે. ખબરદાર. ૪

---

# ગિરધર.

સંવત્ ૧૮૯૩ માં વડોદરાના દશા લાડ વાણિયા કવિ ગિરધરે રામાયણનું પુસ્તક રચી પૂરૂં કરેલું છે.

## ગિરધરકૃત રામાયણમાંથી

### દશરથ વિષે.

**રાગ ધનાશ્રી.**

દશરથ રાજા પુણ્ય પવિત્રજી, કહું સંક્ષેપે તેનાં ચરિત્રજી;
રાવણે મુક્યાં[4]બન્યો ત્યાંહેજી, વિધિયે પોહોચાડયાં અવધપુરમાંહેજી.

---

૧. વર્ષ. ૨ માસ. ૩. દિવસ તથા રાત્રીઓ મળીને. ૪ દશરથ તથા તેની રાણી.

(ઢાળ) અવધ પુરમાં રાય દશરથ રાણી કૌશલ્યા સતી;
તેના આનંદમાં દિન જાયછે નિજધરમ પાળે મહામતી.
પછે પુત્રને નિજ રાજ સોંપી અજ ગયા વન વાસ;
તપ સાધના કરી થોડે દિવસે પામ્યા સ્વર્ગ નિવાસ.
ત્યારે રાય દશરથ રાજ કરતા નીતિ ધર્મ વિવેક;
પુત્રની પેરે પ્રજા પાળે દયા સત્ય વિશેક.
એક કેકે કન્યા રાયની શુભરૂપ કપટી મંન;
બલવાન નિરદે અતિધણી તે પરણિયા રાજંન.
વળી નાગકન્યા સુમિત્રાને પરણ્યા પોતે ભૂપ;
બીજી સાત શત કન્યા વર્યા જેનું મહા મનોહર રૂપ.
જ્ઞાનકળા તે કૌશલ્યા સુમિત્રા ભક્તિ અનૂપ;
કેકે નિશ્ચે જાણજો એ કપટ વૃત્તિ રૂપ.
ત્રિગુણ રૂપ વિવેક સુરતી માન દશરથ રાય;
તેના પાવન જશ અદ્ભુત પ્રાક્રમ કેહેતાં પાર ન થાય.
ધનુર વિદ્યા વિશારદ રણપંડિત શસ્ત્ર પ્રવીણ;
શબ્દવેધી વિચક્ષણ સહુ શત્રુ કીધા ક્ષીણ.
પણ પ્રજા નવ થઈ રાયને કંઈ પુત્ર પુત્રી રૂપ;
જોબન પણ ચાલ્યું વહી ચિંતા કરેછે ભૂપ.
શાસ્ત્ર પંડિત એમ કહે પુત્ર વિના ધિક સંસાર;
શુન્ય મંદિર સુત વિના જેમ દીપ વિણ અંધાર.
પ્રજા જેમ રાજા વિના ઘૃત લવણ પાખે અન્ન;
રાકા વિધુ તરૂ ફળ વિના સંસાર સુખ નિરધન.
એમ રાય દશરથ કરે ચિંતા પુત્ર ન થયો પેટ;
એક દિવસ નૃપને નિદ્રામાંહે સ્વપ્ન આવ્યું નેટ.
જાણે બે પુરૂષ એક સ્ત્રીને મારી સ્વપ્નમાં નિરધાર;
ઝબકી જાગ્યા રાયજી કરતા તે મન વિચાર.
પ્રાત:કાળે વસિષ્ઠ ગુરૂને કહી રાયે વાત;
મેં ત્રણ જણની સ્વપ્નમાંહે કરી શસ્ત્રે ઘાત.
ત્યારે ગુરૂ કહે એ ભવિષ્ય આગળ થવાનું છે જાણ;
પછે શાંતિ અરથે રાય દશરથ કર્યું પુણ્ય પ્રમાણ.

કેટલા દિન વીત્યા પછી મૃગયા ગયા વન રાય;
કોઇ મૃગ હાથે નવ ચઢ્યો ત્યારે દૂર પંથે જાય.
તે વનમાંહે નિશા પડી ત્યારે વિમાંસ્યું મનમાંહે;
એક સરોવરથી દૂર તરૂવર તળે બેઠા ત્યાંહે.
તે સમે બ્રાહ્મણ શ્રવણ નામે વૃધ અંધ માત પિતાય;
તે ફરે તીરથ અટણ કરતો ધરી કાવડ કાય.
ત્યારે તમ નિશામાં તૃષા લાગી વૃધને તેણીવાર;
ત્યારે કાવડ સર ઉપકંઠ મુકી ગયો ભરવા વાર.
કમંડળમાં જળ ભર્યું તે શબ્દ પ્રગટ્યો ત્યાંહે;
ત્યારે રાયે જાણ્યું મૃગ કો આવ્યો સરોવરમાંહે.
રાયે તતક્ષણ બાણ મુક્યું શબ્દવેધી જેહ;
તે શ્રવણને વાગ્યું તદા કહી રામ પડિયો તેહ.
ત્યારે ધસ્યા દશરથ ગયા પાસે દ્વિજ પડ્યો જે ઠામ;
દીન થઈ કહે શ્રવણને મેં કર્યું અઘટિત કામ.
ત્યારે શ્રવણ કહે જઇ પાઓ જળ મુજ માત પિતાને જાણ;
એ વૃદ્ધને તમો પાળજો એવું કહેતામાં ગયા પ્રાણ.
ત્યારે કમંડળ લેઈ રાય આવ્યા વૃદ્ધ કેરી પાસ;
બોલ્યા વિના જળ આપિયું ત્યારે થયાં ચિત્ત ઉદાસ.
અરે શ્રવણ કેમ નથી બોલતો તને ક્રોધ નહિ કોઈ દીન;
જળપાન નહિ કરીયે અમો બોલ્યા વિના ચિત્ત ભિન્ન.
ત્યારે રાય વળતું બોલિયા મેં શ્રવણ માર્યો ઠામ;
અજ તણો હું પુત્ર દશરથ અજ્યોધ્યા મુજ ગામ.
મેં અજાણે કર્મ આચર્યું મૃગ વરાંસે કરી આજ;
હું પુત્ર થઇ પાળીશ તમને પીયો જળ મહારાજ.
એવું સાંભળી અતિ દુખમાં આક્રંદ માંડ્યું અપાર;
અરે શ્રવણ જેવો પુત્ર ક્યાંથી પ્રગટશે સંસાર.
જેણે માત પિતાની સેવા ન કરી ધરી મનુષ્યા દેહ;
ચંડાળ તેને જાણવો મહાપુત્ર પાપી તેહ.
માત પિતાને ઉવેખી શુભ કરમ કરતા અન્ય;
તે ધરમ અધરમ જાણજો સેવા સમું નહિ પુન્ય.

એવું કહી ધરણી ઢળ્યાં મુરછા થઇ તવ આપ;
અંતકાળે રાયને બે જણે દીધો શાપ.
પુત્ર વિજોગે પ્રાણ તારા જજ્યો સત્ય વચન;
એવું કહી બે મરણ પામ્યાં રાય કંપ્યા મન.
દાહક્રિયા કીધી તેતણી દશરથે તેણી વાર;
પછે અશ્વ આરૂઢ થઈ પોતે આવ્યા નગર મોઝાર.
ઉત્તર ક્રિયા કરી વૃદ્ધની આપ્યાં અપરિમિત દાન;
રાય હરખ્યા મન વિશે મારે થશે સંતાન.

---

## સીતાના સ્વયંવર વિષે.

### રાગ સોરઠ.

રામ જનકપુર આવિયા વિશ્વામિત્રની સાથ,
હેતે કરી તેડી જાયછે મિથુલા નગરીનો નાથ. રામજનકપુર આવિયા.
મુનિમંડળમાં મહાલતા ચાલતા બે ચતુર,
શોભે જેમ સાધન વિશે જ્ઞાન વિવેક પુર. રામ જનક૦
સુંદર પુર શણગારિયું શેરી ચૌટાં ને પોળ,
મનોહર મંદિર શોભતાં સામા સામી ઓળ. રામ૦
ઝળકેછે ઊંચી અટારિયો સપ્ત ભૂમિના માળ,
છજાં ઝરૂખાં રાવટી બોલે કીર મરાળ. રામ૦
ધ્વજા પતાકા ફરફડે જાણે તડિતાકાર,
શિખરે શીખંડી નાચતા કંચનકલશ અપાર. રામ૦
ઘરઘર કેરે આંગણે મંગળ ઉપચાર,
પુરણ કુંભને સાથીયા મોતી તોરણ દ્વાર. રામ૦
એવી રચના રઘુવર નીરખતા આવે નગર મોઝાર,
રૂપના ભૂપને જોઇને મોહ્યાં સહુ નર નાર. રામ૦
એવી મોહનરૂપની મોહની મોહી નગરની નાર,
જાણે પુતળિયો ચિત્રની એમ થઇ તદાકાર. રામ૦
કોઇ અબળા લેતી ઓવારણાં કોઇ દેતી આશીશ,
નેત્ર ભરીને નિરખતી કોઇ વીનવે ઈશ. રામ૦

એ વર સીતા પરણુજો છે સરખી જોડ,
જો વિધિ જોગ એ મેળવે ત્યારે પોહોચે કોડ. રામ૦
ત્યારે એક સખી સખીને કહે સુણ એની વચન,
આવા રૂપાળા રાજવી હશે કોના તન. રામ૦
ગૌર શ્યામ ગુણવંત છે કામરૂપ કીશોર,
ધનુષ બાણ કર શોભતાં નેત્ર ચપળ ચકોર. રામ૦
સખી શ્યામ ઘણો સકુમાર છે ચાલે લટકંતી ચાલ,
એ વર સીતા જોગ છે નિશ્ચે પરણશે કાલ. રામ૦
ત્યારે બીજી કહે બાઈ સાંભળો સીતા સુકીતવાન,
અણ ચિંતવ્યો આવી મળ્યો ગુણ રૂપે સમાન. રામ૦
ત્રીજી ત્રિયા બોલી તદા શું જાણો તમો આજ,
જનકે તેડાવ્યા હશે વરવાને કાજ. રામ૦
ચોથી ચતુરા કહે સખી ઘણું ધનુષ્ય કઠોર,
તેહને કેમ ચઢાવશે સકુમાર કીશોર. રામ૦
ત્યારે પાંચમી કહે પણ પાળશે રાખો ધીરજ મન,
તેજસ્વી ગણીયે નહિ લઘુ કોમળ તન. રામ૦
એમ પંચે મળી પરમાણિયું નિશ્ચે વરશે રામ,
સુકૃત ફળશે સીતા તણું પોંહોંચશે મન કામ. રામ૦
એવી નગરની નારી વાતો કરે ધરે નેહ અપાર,
સ્તુતિ વિધિ ઉમયાની કરે મનાવે ત્રિપુરાર. રામ૦
સુકૃત કંઈ જે અમે કર્યાં ધરીને આ શરીર,
તે પુન્યે કરી જાનકી, વરજો રઘુવીર. રામ૦
એ રીતે રઘુનાથજી આવ્યા રાજદ્વાર,
મિથુલેશે મુનિ પૂજીયા કરી સેવા અપાર. રામ૦
એક મંદિર સુંદર શોભતું આપ્યું દેઈને માન,
રામસહિત મુનિ ઉતર્યા કર્યાં ભોજન પાન. રામ૦

**વલણ.**

ભોજન કરિયાં ભાવતાં સંતોષ્યા મુનિ જંનરે;
કહે દાસ ગિરધર એ કથા પાવન શ્રોતા ધરજો મંનરે.

### રાગ ધન્યાશ્રી.

જનકે તેડાવ્યા રાય અનૂપજી, દશે દિશાના આવ્યા ભૂપજી;
આપ્યાં આસન ભોજન પાનજી, સહુને ઉતાર્યા કરી સનમાનજી.

### ઢાળ.

સનમાન કરી સૌને ઉતાર્યા, મિથુલપતિયે ત્યાંહે;
અપાર સેના સકળ નૃપની, ભીડ થઈ પુરમાંહે.
કેટલા રાજા નગર બાહેર ઊતર્યા ઉપવંન;
ત્યાં જનકના પરધાન ફરતા આપે તૃણજળઅન્ન.
રથ અશ્વ હસ્તી પદાતી દળ ચતુરંગ સેના ત્યાંહે;
તેણે જનકપુર વીંટયું સકલ જેમ નાવ સાગરમાંહે.
નિમંત્રણ ગયું હતું અવધપુરમાં સ્વયંવરનું જેહ;
છે દુખી રામવિજોગે દશરથ માટે ન આવ્યા તેહ.
મંડપ રચાવ્યો જનકરાયે અતિ ઘણો વિસ્તાર;
મણિથંભ કંચન કળશ ઝળકે શોભાનો નહિ પાર.
વિતાન બંધન જરી ઝાલર દુલીચા બહુ રંગ;
જાળી મુક્તાફળ તણી મણિ રત્ન તેજતરંગ.
સિંહાસન સોનાતણાં તે મુક્યાં હારોહાર;
માંહે ખંડ જૂદા કર્યાછે મંડપ ઘણો વિસ્તાર.
તે મધ્યમાં ત્ર્યંબક રહ્યુંછે છૂટ ચારે પાસ;
જનકે ધનુપપૂજા કરી શુભ લગ્નમાં ઉલ્લાસ.
દુતને આજ્ઞા કરી ભૂપે તેડાવ્યા સહુ રાય;
તે સભામાંહે આવિયા ત્યાં થઇ ઘણી શોભાય.
સિંહાસન બેઠા સકળ નૃપ જયહાં જેનો અધિકાર;
રૂષિમંડળ સહિત આવ્યા દશરથ રાજકુમાર.
ગૌર શ્યામ કીશોર તન મનહરણ મોહન રૂપ;
[1]શ્રવણારિસુતને જોઈને મોહ પાંમિયા સહુ ભૂપ.
જેમ તારામંડળ ક્ષીણ પામે ઉદય રવિનો થાય;
એમ ભૂપ સૌ ઝાંખા થયા જ્યારે આવ્યા શ્રીરઘુરાય.

---

૧ દશરથ.

એક દીર્ઘ સિંહાસન સુભગ છે અધિક સહુથી સાર;
શ્રીરામ લક્ષ્મણ મુની કૌશિક બેઠા તેણે ઠાર.
અન્ય મુનિજન સરવ બેઠા સકળ પૃથ્વીરાય;
રૂપ જોઇ રઘુવરતણું નવ નેત્રતૃપ્તિ થાય.
સરવે મળીને એમ વિચાર્યું ધનુષનું મિથ્યા નામ;
એ રામને પરણાવશે કન્યા જનક અભિરામ.
તે મંડપના એક ખડમાં શોભા અધિક છે જ્યાંહે;
સિંહાસન ઉપર બિરાજે જનકતનયા ત્યાંહે.
ઇંદ્રાણિ જેવી અનુચરી તે અનેક ઉભી દાસ;
રત્નડાંડી તણાં ચંમર કરેછે બે પાસ.
પુષ્પમાળા હાથ ઝાલી બેઠી અદ્‌ભુત રૂપ;
ચપળ નેત્રે કરી જોતી સકળ પૃથ્વીભૂપ.

## રાગ સામેરી.

આવી રહ્યા સહુ ભૂપતિ સ્વયંવરમાં જેણીવાર;
ત્યારે જનક રાયનો ભાટ ઉઠી બોલિયો તેણીવાર.
સાંભળો સરવે નરપતી જનકે કર્યું પણ જેહ;
જે આ સમે ત્ર્યંબક ચઢાવે વરે કન્યા તેહ.
માટે શૂર વીર પરાક્રમી શુભ હોય ક્ષત્રીરાજ;
તે ઉઠો તતપર થઇ કરી ત્ર્યંબક ચઢાવો આજ.
ઘણું કઠીણ ત્ર્યંબક જોઈને ગતબળ થયા રાજંન;
પછે પરસ્પર વાતો કરેછે રાય અન્યોઅન્ય.
એ શરાસન જે ચઢાવે એવો નથી કો રાજ;
બીજો કહે અમો આવ્યાછું જોવા સ્વયંવર કાજ.
એક કહે મારે જનક સાથે ઘણો મિત્રાચાર;
તે માટે આવ્યા અમો કરવા ગૃહસ્થનો વેહેવાર.
કેટલાયે આવી હલાવ્યું ન હાલ્યું તે ચાપ;
તે પાછા બેઠા માન મૂકી પામ્યા મન પરિતાપ.
કેટલા કહે અભિમાનથી જો ઉઠીશું આ વાર;
અપમાન થાશે આપણું એમ કરે મંન વિચાર.

એમ ધનુષ હાલ્યું નહિ કોઇથી થઇ ઘડી બે ચાર;
ત્યારે જનક નૃપતિ બોલિયા સાંભળો રાજકુમાર.
રાજેંદ્ર બળિયો હોય જે ત્ર્યંબક ચઢાવો આજ;
પરણાવું તેને જાનકી માટે ઉઠો કરવા કાજ.
જોઇ રહ્યા નીચું સુણી સરવે કોઇ ન ઉઠ્યો શૂર;
તે સમે દશમુખ આવિયો અભિમાન સાગરપૂર.
કંકોતરી લખી હતી જનકે રાવણને તે દીશ;
બે મંત્રિ સાથે આવિયો તે સભામાં દશશીશ.
લંકાપતીને જોઇને સહુ કંપ્યા રાજકુમાર;
સનમાન કરી આસન બેસાડ્યો [1]વિદેહે તેણીવાર.
અભિમાન કરીને બોલિયો તે સમે રાવણરાજ;
અલ્યા જનક તેં શું પણ કર્યુંછે કહે મુજને આજ.
તવ વિદેહે ત્ર્યંબક દેખાડ્યું રાવણને તતકાળ;
એ ચાપ ચઢાવે તેને કન્યા આરોપે વરમાળ.
એવું સાંભળીને અટ્ટહાસ્યે હસ્યો રાવણ રાય;
કૈલાસ સરખો હલાવ્યો કોણમાત્ર ધનુ કહેવાય.
મેં અમર બંધીવાન કીધા, હું રાવણ બળિયો સત;
કંદુકની પેરે ઉછાળું મેરૂ [2]મંદરાચળ પરવત.
પૃથ્વી ઉંધી કરી નાંખું પલકમાં નિરધાર;
બ્રહ્માંડ ચાક ચઢાવું તો એ ધનુષના શા ભાર.
એમ ઘણાં વચન બોલી પછે ઉઠિયો રાવણરાય;
વસ્ત્રાભૂષણ સંભાળીને ધનુષભણી તે જાય.
રાવણે આવી બાથ મારી વીશ કરશું સાંહે;
લેશ હાલે નહિ તે ઘણો ભાર ત્ર્યંબકમાંહે.
તદા થયો નિસ્તેજ રાવણ સ્પરશતાં શિવચાપ;
હલાવ્યું હાલે નહિ ત્યારે પામ્યો મન પરિતાપ.
પછે અધર પીશે દંત રીશે રક્તલોચન ક્રોધ;
ધનુષ તે તર્વ ઉપાડ્યું ઘણું જોર કરીને જોધ.

---

૧ જનક. ૨ એક પર્વતનું નામ.

પરસ્વેદ ચાલ્યો અંગથી ઉંચું કર્યું બલવાન;
ઘણો શ્વાસ ચઢિયો શૂરને થયું મન ઘણું અભિમાન.
ઊભું કર્યું જવ ધનુષને અતિબળ કરી મહાકાય;
કરમાંહેથી લથડયું તદા તવ પડ્યો રાવણ રાય.
પૃથ્વી ઉપર પડયો દશમુખ થયો પુરણ પ્રહાર;
તેની ઉપર પડયું ત્ર્યંબક ચંપાયો તેણીવાર.
તે ભડાકો સબળો થયો ઘણી ઉડી રજ તે હાર;
રૂધિર ચાલ્યું મુખથકી કચર થયો નિરધાર.
પોકાર કરતો બોલિયો તમો સુણો સરવે જંન;
હું દબાયો છું મુને કાઢો થાય પીડા તંન.
અરે જનક મુજને કાઢ વેહેલો જશે મારા પ્રાણ;
તો કુંભકરણ ઇંદ્રજીત તુજને મારશે નિરવાણ.
પુરભંગ કરશે અસુર તહારૂં લેશે મારૂં વેર;
પામું નવો અવતાર જો જાઉં જીવતો મુજ ઘેર.
એમ તે સમે ચંપાયો રાવણ થયું દુઃખ અપાર;
પૃથ્વી ઉપર પડ્યો નિશિચર કરે મુખપોકાર.

### વલણ.

પોકાર કરતો મુખે રાવણ પીડા પામે તનરે;
ત્યારે સરવ સભા સાંભળતાં બોલ્યા જનકરાય વચનરે.

### રાગ મારૂ.

બોલ્યા જનક તે પરૂષ વચંન, નથી બળિયો કો રાજંન;
મેં જોઈ સરવની કરણી, નિરવીર થઈ આજ ધરણી.
ભૂ નક્ષત્રી કરી [1]ભૃગુનાથ, ગયું બળપરાક્રમ તે સાથ;
પછી જન્મ્યો નથી કોઈ શૂર, રાણી જાયો ક્ષત્રીપૂર.
સરવે બેઠા હીમત હારી, રહી કન્યા કુંવારી મહારી;
સરવે ભૂપતિ શોભા સહિત, પણ છે પુરૂષાર્થરહીત.
કહ્યાં અઘટિત એવાં વચન, રહ્યા સાંભળી સૌ રાજંન;
શુણી જનકની વાણી વિરોધ, ચઢ્યો લક્ષ્મણને અતિક્રોધ.

---

1 પરશુરામ.

થયાં લોચન રાતાં ચોળ, ફરકે અધર ભ્રુકુટી કપોળ;
પ્રગટ્યાં રોમાંચિત અંગ, ચઢ્યો રામાનુજ રણરંગ.
[1]વીરાસન ઉંચો કરી પાણી, ગુરૂપ્રત્યે બોલ્યા વાણી;
હે મુનિવર આવાં વચન, કેમ બોલ્યો જનક રાજેન.
બેઠા રામચંદ્ર રઘુરાજ, કેમ લોપી એણે લાજ;
શુણતાં ભાનુકૂળતન, કેમ બોલે કઠણ વચન.
કહો તો ઉરવી ઉંધી નાખું, એક હસ્તમાં મેરૂ રાખું;
કરૂં ત્ર્યંબક ચોળી પિષ્ટ, તો હું રામનો દાસ કનિષ્ટ.
[2]સુમિત્રીનાં વચન શુણી ધીર, નેત્ર સમશા કરી રઘુવીર;
રામે લક્ષ્મણ વાર્યા જ્યારે, મુનિ કૌશિક બોલ્યા ત્યારે.
ઉઠો રામ હવે કરો કાજ, પાળો જનકતણું પણ આજ;
ગુરૂવચન પાળવા આપ, હરવા જનકતણો પરિતાપ.
ગુરૂચરણ વંદ્યા તેણીવાર, કર્યા સહુ મુનિને નમસ્કાર;
શ્યામ સુંદર તન સકુમાર, પેહેર્યું પીત વસન ચળકાર.
મણિજડિત મુગટ શીરશોભે, જેના તેજથી દિનકર થોભે;
કાને કુંડળ મચ્છાકાર, ઉર મુક્તાફલના હાર.
મણિમાળ હીરા ગળુબંધ, કરકંકણ બાજુબંધ;
પામ્યા વિસ્મે સરવે ભૂપ, જોઇ રઘુવરકેરૂં રૂપ.
આવી ઉભા ધનુષની પાસ, થયાં જાનકી જોઇ ઉદાસ;
મન ગભરાયું તેણીવાર, રામચંદ્ર ઘણા સકુમાર.

**રાગ ધનાશ્રી.**

શ્રીરામે કરીયો ધનુષનો ભંગજી, જનક પણ પાળ્યું રાખ્યો રંગજી;
રાવણ ઉઠ્યો થઇ સાવધાનજી, ગયો લંકા પામી અપમાનજી.

**ઢાળ.**

અપમાન પામી ગયો રાવણ રામે ભાંગ્યું ચાપ;
તે સમે જયજયકાર વરત્યો થયો અધિક પ્રતાપ.
સહુ સભાને મુરછા વળી તે થયા સરવ સચેત;
શ્રીરામને જોતા ત્યદા વાત્સલ્યપ્રેમ સમેત.

---

૧ ઢીચણ ઉંચા નાંખીને બેસવું તે. ૨ લક્ષ્મણ.

સહુ પરસ્પર વાતો કરે રઘુવીર અતિ સુકુમાર;
એ કઠણ સાયક કેમ ભાગ્યું એમ કરે મન વિચાર.
હરખ આંસુ આવ્યાં સહુને રોમાંચિત ગદવાણ;
જનક સીતા સહિત સરવે હરખ પામ્યાં જાણ.
તે સમે વિશ્વામિત્ર ઉઠ્યા હરખ પ્રેમ અપાર;
રૂદે ચાંપિયા રઘુવીરને આશીશ દેતા સાર.
ત્યારે જનક આજ્ઞા થકી ઉઠ્યાં જાનકીજી ત્યાંહે;
હંસગમની હરખશું વરમાળ ગ્રહી કરમાંહે.
શણગાર સજ્યા સોળ અંગે ચુંદડી ઝળકાર;
પ્રકાશ પૃથવી થાયછે જેમ તડિતનો ચળકાર.
ગજગતિ ચાલે ચપળ ચરણે ઘુઘરી ઘમકાર;
પદપાન અણવટ વીછિયા, નેપુરનો ઝણકાર.
એવાં જગતજનની આવિયાં જાનકીરૂપ રસાળ;
રઘુવીર કેરા કંઠમાંહે આરોપી વરમાળ.
નિજ આસને બેઠા જઇ હરખિયાં સીતા મન;
વાજિત્ર વાજે અતિઘણાં કરે ગાન મંગળ જન.
આનંદ મન પામી તદા ઉઠ્યા જનક રાજન;
રામલક્ષ્મણને બેસાડ્યા પોતાને આસન.
જામાત્ર શ્રીરઘુવર થયા તે જોઈ હરખે રાય;
પછે વિશ્વામિત્રની સાથ બોલ્યા સુણતાં સરવ સભાય.
કંકોતરી લખો અવધપુરમાં રાયદશરથ જ્યાંહે;
સહુસાથને તેડી ભૂપતિ વેહેલા પધારે આંહે.
મુનિ કૌશિકે કંકોતરી લખી વીને કરી બહુ ત્યાંહે;
કુમકુમે છાંટી પત્ર બીડ્યો આપ્યો દ્વિજકરમાંહે.
ચાલ્યો વિપ્ર ઉતાવળો અતિ હરખશું તેણી વાર;
તે અવધપુરમાં આવિયો જ્યાં રાયનો દરબાર.
તે સમે દશરથ સભા કરીને બેઠાછે ગુરૂસાથ;
વિજોગ છે રઘુવીરનો ચિંતા કરે નરનાથ.
અરે ગુરૂ વીત્યા દિન બહુ ગયા રામલક્ષ્મણ જ્યાંહે;
પછે ખબર કંઈ આવી નહિ શું હશે કારણ ત્યાંહે.

એટલે દ્વિજવર આવિયો છે સભામાં તે દીશ;
રાયને કર કંકોતરી તે આપી દેઇ આશીષ.
શ્રીરામ લક્ષ્મણ કુશલ છે રાજે જનકપુરમાંહે;
નરપતિ જોતાં સરવ રામે ધનુષ ભાગ્યું ત્યાંહે.
જાનકીએ વરમાળ ઘાલી થયું રૂડું કાજ;
જાન સરવે લેઇ તમને તેડયા જનકે આજ.
મિથુલાપતિયે કહ્યો છે પરણામ અતિ આહ્લાદ;
ઘણો કરી તમને કહ્યો કૌશિકે આશિરવાદ.
એવું સાંભળતાંમાં રાય દશરથ પામ્યા હરખ અપાર;
રામે સ્વયંવર જીતિયો સુણી થયો જયજયકાર.
પછે દશરથે કંકોતરી આપી ગુરૂકરમાંહે;
સહુ સભા સુણતાં વસિષ્ઠ વાંચે ઉકેલીને ત્યાંહે.
સ્વસ્તિશ્રી મહાશુભસ્થાનક અવધપુર પાવન;
પૂજ્ય મૂર્તિ પાવન જશ નૃપ મુગટ મણિરાજન.
અખંડ લક્ષ્મી અલંકૃત ગુણ સકળ બળ મહિમાય;
કેતુવત્ રવિકુળ વિશે મહારાજ દશરથ રાય.
લખીતંગ મિથુલાપુરથકી સેવક જનક અભિરામ;
ચૂડામણિ મહિપતિ મારો માનજો પરણામ.
શુભ કામ કારણ લખ્યાનું તે સાંભળો નૃપનાથ;
તમપુત્ર મુજ પુરવિશે આવ્યા મુનિ કૌશિકસાથ.
તે સ્વયંવરમાં ધનુષ ભાગ્યું પાળ્યું મુજ પણ રામ;
મમ પુત્રીએ વરમાળ ઘાલી થયાં પુરણકામ.
માટે પરણાવા રઘુવીરને શુભ લગ્ન કરવા કાજ;
સહુ સાથને તેડી તમો, વેહેલા પધારો આજ.
તમો સદા જશવંત છો શોભાસહિત રાજન;
તે માટે વેહેલા પધારજો મુજને કરો પાવન.
એ વિનતિ સેવક તણી લખ્યું તેહ ધરજો ચંત;
કોટિ ગણું કરી માનજો ભૂપતિ ભાગ્યવંત.
એમ પત્ર વાંચ્યો વસિષ્ઠે તે સુણ્યો દશરથરાય;
થયા મગ્ન બ્રહ્માનંદમાં અતિહરખ અંગ ન માય.

સહુ સભાને ભૂપે કહ્યું જાને જવાને કાજ;
પ્રધાનને કહે સકળ સેના કરો તતપર આજ.
વીર બન્યો હરખિયા જે ભરત શત્રુઘ્ન;
સહુ અવધપુરમાં વાત ચાલી લોક કહેછે ધન્ય.
રાણીવાસમાં જઇ રાણિયોને કર્યું રાયે જાણ;
જનકપુરનો પત્ર તે સંભળાવિયો નિરવાણ.
રાણિયો સહુ આનંદ પામી ઉલટ અંગ ન માય;
થયો કૌશલ્યાજીને તદા તે હરખ નવ કહેવાય.
દ્વિજવરતણી સેવા કરી સંતોખિયો બહુપેર;
ગીત મંગળ ગાય સરવે થઇ લીલા લેહેર.
પછી અશ્વ ગજ રથ પાલખી શણગારીયાં વાહન;
વસ્ત્ર આભૂષણ ધરી તતપર થયા સહુ જન.
અવધપુરની પ્રજા સહુ વેહેવારિયા શ્રીમંત;
જવા જનકપુર થયા તતપર જાન શોભાવંત.

વલણ.

શોભાવંત થઇ જાન સરવે વાજે બહુ વાજિત્રરે;
સૈન્ય સકળ શણગારિયું તે ચળકે ચિત્રવિચિત્રરે.

રાગ સામેરી.

દશરથ રાજા હરખ્યા અપાર, જનકપુર જાવા કરિયો વિચાર;
પડો વજડાવ્યો પુરમોઝાર, જાન જાવા સહુ થાઓ તૈયાર.

ઢાળ.

તૈયાર થાઓ જવા જાને જનકપુર મોઝાર;
માટે જેને ઈચ્છા હોય તે નીકળો નરનાર.
એવું સાંભળી પુરજન સકળ અતિહરખ પામ્યા મન;
વૃદ્ધ બાળક વિના સરવે થયા સત્વર જન.
ગજઉપર બેસાડ્યા પ્રથમ ગુરૂ વસિષ્ઠને તેણીવાર;
રથમાંહે બેઠા રાય દશરથ જોડિયા હય ચાર.
અશ્વ ઉપર ચઢ્યા બન્યો ભરત શત્રુઘ્ન;
સહુ રાણિયો બેઠી સુખાસન સંગ દાસી જન.

અનેક રથ હય ગજ પદાતી સુખાસન અપાર;
ચતુરંગ સેના નીકળી તે અવધપુરની બહાર.
વાજિત્ર વાજે અતિ ઘણાં થઈ રહ્યો જયજયકાર;
હણહણે કેકાણ કછી ગજ કરે ચીકાર.
હસ્તી ઉપર વિપ્ર બેઠા બંદીજન બહુરંગ;
રઘુકુળતણી કીરતિ વખાણે પામે હરખ ઉમંગ.
નેજા અંબાડી ધ્વજા ઝળકે કનક મણિમય સાર;
છત્ર ચામર ચળકતાં ઝળકતાં તડિતાકાર.
વીર શૂરા વેશ પૂરા ચાલ્યા ચઢી કેકાણ;
આભૂષણ શુભ શસ્ત્ર ઝળકે રત્નજડીત પલાણ.
શુભ શુકન વંદી નીકળ્યા ચાલ્યા જનકપુરની વાટ;
સરિત વન આવે બહુ ઓળંઘતા ગિરિઘાટ.
વાટે જ્યાં વાસો રહે દશરથ સહિત સમાજ;
સુરલોક જેવું સ્થળ ભજે જાણે ભૂપતિ સુરરાજ.
એવી શોભાસહિત આવ્યા મિથુલ દેશ મોઝાર;
જનકપુરની બહાર ઉપવન ઉતર્યા તે ઠાર.
નીશાન નોબત ગડગડે શોભાસહિત રાજન;
રૂપક બાંધે તેતણું શ્રોતા સુણો એકમન.
પાયદળ શમ દમતણું માંહે સદવિવેક તુરંગ;
તે ચાલે આગળ મલપતા રક્ષા કરે નિજ અંગ.
તેની પુંઠે નિજબોધના કુંજર વિરાજે સાર;
રામનામતણા મુખે કરતા ઘણા ચીકાર.
નિજાનુભવના દિવ્ય રથમાંહે બેઠા મોટા સંત;
તે રામરૂપને નીરખવા અનુભવ ચઢયા માહાનંત.
પ્રયાણ પ્રથમે જાગૃતી પુરગ્રામ સ્થૂળ નીવાસ;
ત્યાં રહી દશરથ રામને સંભારતા સુખરાશ.
સ્વપ્ના અવસ્થા ગામડાં સૂક્ષ્મ ત્યાં નથી રેહેતા રાય;
અઘોર વન વાટે ઘણાં તે સુષુપ્તિ કહેવાય.
એમ કરતાં જનકપુરને આવિયા ઉપવંન;
ત્યાં લક્ષ કરી રહ્યા રાય જણાયાં રામપ્રાપ્તિ ચિન્હ.

વિદેહને તવ ખબર થઇ જે પધાર્યા મહારાજ;
સામા આવ્યા વાજિત્ર વાજતે સાથે ઘણા પૃથ્વીરાજ.
ગુરૂ વસિષ્ટને ચરણે પ્રથમ નમીયા જનકરાજન;
પછી રાય દશરથને મળ્યા ભેટિયા અન્યોઅન્ય.

ભૂપની પાસે પુત્ર છે જે ભરત શત્રુઘંન;
રાયજનક તેને જોઇને સ્થિર થયાંછે લોચન.
પડ્યા વિદેહ વિચારમાં બે પુત્ર જોઇને ત્યાંહે;
રામલક્ષ્મણ મુજ ઘેર છે, શું રીસાવી આવ્યા આંહે.
એમ તન બે તદવત જોઇને, વિચારે મન વિદેહ;
વસિષ્ટને પુછયું તદા, ત્યારે નિવરત્યો સંદેહ.
ઘણું માન દેઈને જાય તેડી રાય નગ્રમોઝાર;
સુમંતે સેના સકળ, પછે ઉતારી તે ઠાર.
જનકપુરમાં ગયા દશરથ, શોભાનો નહિ પાર;
સહુ લોક જોઇ વિસ્મે થયા, વળી ગોરશ્યામ કુમાર.
એક સુંદર મંદિર શોભતું રહેવાને આપ્યું ત્યાંહે;
સહુ સાથશું નરનાથ પોતે ઉતર્યા તેમાંહે.

પછી રામ લક્ષ્મણ મળ્યા આવી લાગ્યા ગુરૂને પાય;
પિતાને ચરણે નમ્યા તવ હરખિયા જોઇ રાય.
રાયે ચાંપ્યા રૂદેસાથે રામલક્ષ્મણ તંન;
સંતોષ પામ્યા રાયજી જેમ પામે ધન નિરધંન.

કૌશલ્યા કૈકૈ સુમિત્રાયે બેસાડ્યા ઉત્સંગ;
રૂદે ચાંપી સુંઘે શિર જેમ વત્સ ધેનુ સંગ.
સહુ સભા સાથે રાય દશરથ ગુરૂ બ્રહ્મકુમાર;[1]
તે મંડપ જોવા ચાલિયા સીતાસ્વયંવર સાર.
ભૂપને સરવે દેખાડ્યા જે ચાપકેરા ખંડ;
આ જુઓ નૃપ શ્રીરામજીએ ભાંગીયું કોદંડ.
તે જોઇ દશરથ થયા વિસ્મય, અતિપ્રચંડ કઠોર;
એ કેમ ભાગ્યું પ્રાણવલ્લભ કોમળ રામ કીશોર.

---

૧ વસિષ્ઠ.

પછી વિદેહે આદર કરી, બેસાડિયા આસન;
રાય દશરથ પાસ બેઠા, ચારે પુત્રરતન.
વસિષ્ઠ ગુરૂ આદે સભા સહુ બેઠા થઇ નિશ્ચિંત;
અન્ય પૃથ્વીરાય બેઠા હરખ પામી ચિત્ત.
પુત્ર ચારે સહિત દશરથ શોભતા શ્રીમંત;
તે સમે જનકે માનિયા ભૂપતિ ભાગ્યવંત.
પછે જનક રાજા બોલિયા, સુણો ભૂપતિ કહું પેર;
પુત્ર ચારે તમારા તે, પરણાવો મુજ ઘેર.
બે કન્યા છે માહરી, ઉર્મીલા સીતા નામ;
માલતી શ્રુતકીરતી બે, મુજ બંધુની અભિરામ.
રામને સીતા વરે ઉર્મીલા લક્ષ્મણવીર;
માલતી ભરતને શ્રુતકીરતી શત્રુસૂદન[1] ધીર.
એવું સાંભળી સહુ સભા હરખી, આનંદ્યા ભૂપાળ;
પછે સામા સામી રચ્યા મંડપ અતિ વિચિત્ર વિશાળ.
વાજિંત્ર બે મંડપ વિશે વાજતાં અતિ ઘનઘોર;
ગાય મંગળ ગીત સુંદર, સુંદરી ચિત્ત ચોર.

**વલણ.**

ચિત્ત ચોર ચતુરા ચોળે પીઠી, વર કન્યાને તેણી વારરે;
સહુ કરે ભોજન ભાવતાં, મન પામે મોદ અપારરે.

**રાગ ધોળની દેશી.**

શુભ મહુરતમાંહે લગ્ન લીધું, કરી મુનીયે વિચાર;
માર્ગશિર શુદ પંચમી, શુભ જોગ ગ્રહ ચંદ્રવાર.
ગણપતિ પધરાવિયા, જે સકળ મંગળરૂપ;
ગોત્રજ કેરી સ્થાપના, કરી પુજ્યા દશરથ ભૂપ.
ચાર કન્યા ચાર વરને, પીઠી ચોળે અંગ;
સ્નાન વિધિયે કરાવિયાં, ધર્યાં અલંકાર ઊમંગ.
રાય જનકને ઘેરથી, આવી લેઇ કલુવો નાર;
તે ગીત મંગળ ગાયછે, આનંદ હરખ અપાર.

---

૧ શત્રુઘન.

તે કેવી શોભે કામની, કવિ ઉપમા દે સાર;
જાણે શાંતિ કરૂણા દયા, ક્ષમા ધૃતિ ઉન્મની અવિધાર.
સદબુદ્ધિ સદવિદ્યા તિતિક્ષા, સમાધિ શ્રદ્ધા વિનીત;
મુમુક્ષુતા તુરીયા ઊપરતી, સદગતિ સુનીત પુનીત.
એવી રામમંદિરમાં પ્રવેશી, સુંદરી શુભ કામ;
ત્યારે વરઘોડાનો સમે હવો, તતપર થયા શ્રીરામ.
તે સમે જનકે તેડવા, મોકલ્યા નિજ પ્રધાન;
તે આવિયા શ્રીરામ પાસે, સકલ શોભામાન.
જાણે સદવિવેકને બોધ, આનંદ જ્ઞાન તપ વૈરાગ્ય;
પરમારથ નિષ્કામ નિશ્ચે, સંતોષ ને અનુરાગ.
વરરાયને શણગારિયા, જરકશી જામા અંગ;
તિલક મૃગમદનાં કર્યાં કુમકુમ અક્ષતસંગ.
મેશ બિંદુ દીધાં આંખ આંજી, કરમાં શ્રીફળ પાન;
વરરાય વરઘોડે ચઢચા, તતપર થઇ સહુ જાન.

## વરઘોડાની દેશી.

તતપર થઇને ઉઠ્યલિયા શ્રીરામજી, મુનિવરને લાગ્યાપાય. રઘુવરજી ઘોડે ચઢચા.
તીખો તોરંગ ચાલેરે નાચતો, નીજ બંધુસહિત રઘુરાય. રઘુ૦
અંગોઅંગની શોભારે શી કહું રે, જોતાં લાજે કોટીક કામ. રઘુ૦
લક્ષણવંતા લઘુવેશે વીરાજતા, ત્રણ બંધુની આગળ રામ. રઘુ૦
તોરા કલગી મુગટપર ઝળકતી, ઉપર મુક્તાફળના ઝુંપ. રઘુ૦
થાકે વરણવતાં શેષ શારદા, શું વિખાણું સુંદર રૂપ. રઘુ૦
શોભે દશરથ સહુ જનસાથમાં, ગ્રહી ચાલે ગુરૂનો હાથ. રઘુ૦
જોઇ શોભા ચારેરે પુત્રની, બ્રહ્માનંદ માને નૃપનાથ. રઘુ૦
મોડ બાંધી માતાઓરે ચાલતી, ગ્રહી નામણદીવો હાથ. રઘુ૦
ગીત મંગળ મધુરાં ગાયછે, ચાલે સરવ રાણીનો સાથ. રઘુ૦
વાજે વાજિંત્ર નાના પ્રકારનાં, નાચે અપ્સરા ગાંધ્રવ ગાય. રઘુ૦
બંદીજન બહુ કીર્તિ વખાણતા, જયજયકાર મંગળ ધ્રુનિ થાય. રઘુ૦
નભ દેવોનાં દુંદુભી ગડગડે, સુર જોતા ચઢીને વિમાન. રઘુ૦
દેઇ આશીશ પુષ્પ વર્ષાવતા, સુરઅંગના કરતી ગાન. રઘુ૦
જુવે નરનારી સર્વે નયની, વધાવે ભરી મોતીડે થાળ. રઘુ૦

હરખી નરખીને લેછે ઓવારણાં, ઘણું જીવજો દશરથ બાળ. રઘુ૦
આગળ સાબેલા સરવે શોભતા, છેલછબીલા રાજકુમાર. રઘુ૦
જરી જીન મણીના મોહોરડા, રત્નજડીત પલાણ તોખાર. રઘુ૦

**ચાલ ચાતુરિયોની.**

વરરાય તોરણ આવિયા તે અશ્વ ઉપરથી ઉતર્યા;
મણિ બાજઠ પર ઉભા રહ્યા આવ્યા આચારજ હરખે ભર્યા.
સુનેના રાણી જનકની, સુમતી જે કુશકેતુતણી;
તે બન્યો આવી પોંખવા, ગાય ગીત ગોરી અતિઘણી.
શતાનંદ વસિષ્ઠ કૌશીક. આદે મુનિવર આવિયા;
વિધિયે કરી પૂજન કરાવ્યું, ચારે વર પોંખાવિયા.
મધુપર્ક વિધિ વેહેવાર સરવે, આરતી વરની કરી;
એમ પુરૂષોત્તમને પોંખિયા, રાણિયો અતિહરખે ભરી.
ત્યાં મંડપમાં છે માહેરૂં, બાજઠ કનક મણિના ધર્યા;
વરરાયને પધરાવિયા, આચાર કુળરીતે કર્યા.
સહુ ભૂપને બેસાડિયા તે, મંડપમાં આદર કરી;
એક ખંડમાં મરજાદથી, ત્યાંહાં બેસારી સહુ સુંદરી.
પુરજન પુરીજન જ્ઞાતિ, ગુરૂજન બેઠા મંડપમાં મળી;
સહુ લગ્ન રચના જુવેછે, વાજિત્ર બહુ વાજે વળી.
કનકઝારી જળભરી, લાવી રાણી સુમેધા વાહાલમાં;
પગ પખાળ્યા વરના વિદેહે, કનક કેરી થાળમાં.
યજ્ઞોપવીત પેહેરાવિયાં, તે વેદમંત્રે અનુસરી;
જનકે તે વરને પૂજિયા, પછે ષોડશ ઉપચારેકરી.
લગ્નઘટિકા સાધે ગણક, ઘડીયાળ બાંધીને તદા;
પછે પધરાવી ત્યહાં ચાર કન્યા, શણગારીને સરવદા.
સાવધાન વાણી વિપ્ર બોલે, અંતરપટ આડા ધર્યા;
મંગળાષ્ટક ઉચ્ચાર કરતા, મુની મન હરખે ભર્યા.
જ્યારે લગ્નઘટિકા પુરણ થઇ ત્યારે, વેદ આચારજ ભણે,
મંગળાક્ષત મંત્રીને કર, આપ્યા વરકન્યા તણે.
કન્યાકેરે શીશ ચરણે, વરે મુક્યા તે જદા;
પછે વરતણે પદશીશ અક્ષત, કન્યાયે મુક્યા તદા.

એમ વેદવિધિયે લગ્ન થાય, કર્યો હસ્તમેળાપ;
સ્વસ્તિવાચન બોલતા, વરમાળ ઘાલી આપ.
એમ ચાર કન્યા કરી અરપણ, જનક ભૂપે ત્યાંહે;
મંગળ તુરી વાજિત્ર જયજય, થાય મંડપમાંહે.
રામસીતા પરણિયા, ઉર્મીલાને લક્ષ્મણ વર્યા;
શત્રુઘ્ન શ્રુતકીરતીને, માલતી ભરત હરખે ભર્યાં.
મંગળફેરા ફરેછે વર, કન્યા હરખે અતિ ઘણું;
શેષ નાગ ન કહી શકે, અતિશોભા સુખ તે સમેતણું.
મણિથંભમાં પ્રતિબિંબ ભાસે, ફરે વરકન્યાય;
અલંકાર અંગે ઝળકતા, શી વરણવું શોભાય.
જાણે ચાર અવસ્થા શોભિયે, અભિમાની સાથે જેમ;
એમ ફેરા ફરતાં તે સમે, વરકન્યા શોભે તેમ.
ચાર મંગળ વરતિયાં, જનકે કર્યાં બહુ દાન;
વળી જાચકને આપ્યું ઘણું, ધન વિપ્રને દેઈ માન.
[1]શાખોચ્ચાર કરે પરસ્પર, આચારજ તેણી વાર;
કુળરીતથી વર કન્યા વળતાં, આરોગ્યાં કંસાર.
હોમ હુતાશનમાં કર્યો, ગોત્રજ પૂજા પરસન;
એમ વરકન્યા પરણી રહ્યાં, પછે કરાવ્યું ધ્રુવદરશન.
ગુરૂ ચરણ નમિયા ભાવશું, રઘુવીર સાથે ભ્રાત;
પછે પિતાને પાયે નમ્યા, પદવંદના કરી માત.
મિથુલાપતિના કોડ પોહોત્યા, હરખ્યા દશરથ ભૂપ;
વખાણેછે જન સકળ જોઈ, વરકન્યાનું રૂપ.

**વલણ.**

વરકન્યાનું રૂપ જોઇને હરખે સહુ નર નારરે;
દુંદુભિ વાજે દેવનાં થઇ રહ્યો જયજયકારરે.

## અયોધ્યાકાંડમાંથી.

હાવે શ્રોતાજન સહુ ભાવે સુણજો અયોધ્યાકાંડ વિચાર;
રાજ્ય તજી રઘુવીર નીકળ્યા વનમાં એ વિસ્તાર.

---

૧ ગોત્રોચ્ચાર.

શ્રીરામ લક્ષ્મણ ભરત શત્રુઘન પરણીને આવ્યા ઘેર;
ઉછવમાં દિન જાય સરવના સહુને લીલા લેહેર.
ત્રણ વીર રઘુવીરને સેવે ભક્તિ શ્રદ્ધા સહિત;
માતા પિતાની આજ્ઞા પાળે અધરમ કપટ રહિત.
ચાર બંધુની ચાર વધુ તે પાળે પતિવ્રત ધરમ;
સુરપતિ સુખથી કોટી ગણું સુખભોગ ભોગવે પરમ.
સાસુતણી આજ્ઞામાં રહેતાં કુળવધુ ધર્મ સમેત;
ભેદરહિત માતાઓ સરવે, સહુનું સરખું હેત.
એમ ઘણા દિવસ વીત્યા મહાસુખમાં, સાચવતા નિજધર્મ;
પિતાની આજ્ઞા પ્રમાણે કરતા, રાજ કાજનું કર્મ.
હવે કેકૈકેરો બંધુ કહીએ, સંગ્રામજીત એવું નામ;
તે એકસમે આવ્યો પુર મધ્યે, ભૂપતિ કેરે ધામ.
તે ચાર માસ રહી નિજ પુર જાવા, થયો તતપર જેણીવાર;
ત્યારે કૈકૈ સાથે બોલ્યો વચન, સંગ્રામજીત તેણીવાર.
ભરત શત્રુઘન બન્યો બાંધવ, મોકલ મારી સાથ;
થોડા દિવસ હું રાખીશ માટે, એની સાંભળ વાત.
ત્યારે કૈકૈ કહે હું હા કહુંછું, પણ રાયને પૂછો પેર;
જો ભૂપતિ આજ્ઞા આપે તો, તેડી જાઓ તમારે ઘેર.
ત્યારે મામાએ કહ્યું મહિપતિને, શુણો ભૂપતિ મુજ વચન;
આજ્ઞા આપો તો તેડી જાઉં, હું ભરત ને શત્રુઘન.
મોસાળમાંહે ગયા નથી કોઈ, દિન માટે મનોરથ મન;
એક માસ રાખીને વળતા, સોંપીશ તમને તન.
એવાં વચન સુણીને દશરથ રાયને, જળભરી આવ્યું નેણ;
ભરત શત્રુઘન પાસે તેડાવીને, રાજા બોલ્યા વેણ.
સુણો પુત્ર આ મામો તમારો, આગ્રહ કરેછે અપાર;
માટે થોડા દિવસ જઇને રહિ આવો, મોસાળમાં નિરધાર.
જો ના કહિયે તો તમારી માતને, દુઃખ લાગે મનમાંહે;
મામો તમારો રીસાવે માટે, જઇ આવો સુત ત્યાંહે.
એવું કહી રાયે રૂદેશું ચાંપ્યા, ગદગદ થઇ બહુ પેર;
જાવો બાપ સુખે એક માસ રહીને, આવજો પાછા ઘેર.

૫૧

ભરતને ભાવ જવાનો નથી, મુકી રામતણી સેવાય;
પછે માત પિતાશું ભરતજ બોલ્યા, કર જોડી નામી પાય.
શ્રીરામની સેવા સમાગમ પાખે, મુજને રૂચે નહિ અન્ન;
રામ વિજોગે એક ક્ષણુ તે, કોટી કલ્પ સમાન.
શ્રીરામચંદ્ર હું ચકોર ચાતક, રઘુપતિ જળધર રૂપ;
મુજ મન કંજ સદા પ્રફુલિત, રહે રાઘવ દિનકર ભૂપ.
રામ સુરભી હું વત્સ કહો તે, વિજોગ કેમ કરી સહેશે;
કલ્પવૃક્ષના વિહંગમ તે વળી, બબુલ ઉપર નવ બેસે.
એવું કહી ગદગદ કંઠ થયા ને, આંસુ આવ્યાં લોચન;
ત્યારે કેકેયે કહ્યું એક માસ રહી, વહેલા આવજો તન.
ત્યારે ભરને માતપિતાનું વચન, તે લોપાયું નહિ ત્યાંહે;
પછે સત્વર થઈ બે વીરજ આવ્યા, રઘુપતિ બેઠા જ્યાંહે.
શ્રીરામચંદ્રને ચરણે લાગ્યા, ભરત ને શત્રુઘ્ન;
ત્યારે રામે ઉઠીને રૂદેશું ચાંપ્યા, દીધું આલિંગન.
મોસાળ જવાની આજ્ઞા લીધી, સાથે ઘણી સેનાય;
માતુળ સાથે રથમાં બેશીને, ભરત શત્રુઘ્ન જાય.
એમ બન્યો વીર મોસાળ ગયા પણ, મન રઘુવરનું ધ્યાન;
રામલક્ષ્મણ તે ઘેર રહ્યા છે, વીર બન્યો બળવાન.

### વલણ.

બળવાન બન્યો રહ્યા મંદિર, રામલક્ષ્મણ વીર રે;
નીતિ ધરમને ચલાવેછે, ધરમ ધોરીંધર ધીર રે.

### રાગ સામેરી.

મોસાળમાંહે ગયા બન્યો ભરત શત્રુઘ્ન;
શ્રીરામ લક્ષ્મણ રહ્યા મંદિર વરતે નિરમળ મન.
નિત્ય સેવતા ગુરૂચરણપંકજ ધરમ પંથ પળાય;
વસિષ્ઠ મુનિના મુખથકી સુણતા પુરાણ કથાય.
સભા કરી એક સમે બેઠા રાય દશરથ ભૂપ;
રંગમંડપમાંહે બેઠા ગુરૂસહિત અનૂપ.
ત્યારે જોવા વિદ્યાની પરીક્ષા તેડયા લક્ષ્મણ રામ;
પછે કળા જુદ્ધની દેખાડી સહુ પોતે પૂરણકામ.

અસ્ત્ર શસ્ત્ર અનેક વિદ્યા સફળ મંત્રજ જેહ;
મલ્લ મેષ મહિષનું જુદ્ધ કરી દેખાડયું તેહ.
પ્રસન્ન થયા ઘણું રાયજી જોઇ પુત્રનો પરતાપ;
ત્યારે સકળ ગુણસંપૂર્ણ જાણ્યા રઘુવરને આપ.
એ પ્રકાર આનંદમાં દિન જાયછે સુખમાંહે;
રઘુવીરને સેવતાં ભાવે જનકતનયા ત્યાંહે.
એક વાર બેઠા મંદિરમાં [1]અજપાળનંદન જેહ;
નિજમુખને અવલોકતા આદર્શમાંહે તેહ.
ત્યારે કરણ આગળ કેશ શિરનો શ્વેત દીઠો રાય;
ઉદાશી આવી અતિ ઘણી મનમાંહે થઈ ચિંતાય.
જાણ્યું જરા આવી વાત કહેવા ચેતાવા નરદેવ;
એમ વિચારી વસિષ્ઠગુરૂને તેડાવ્યા તતખેવ.
ગુરૂને કહે હું છતાં હવે કરે રઘુવરરાજ;
સંકલ્પ મારે મન થયો તે કરો ગુરૂમહારાજ.
અભિષેક રઘુવરને કરી શુભ લગ્ન જોઇ આજ;
રામને દેખું રાજ કરતાં થાય મારૂં કાજ.
ગુરૂ કહે તમો રૂડું વિચાર્યું ઘટે એમજ ભૂપ;
સાહિત્ય સરવે કરાવો એ જથાજોગ્ય અનૂપ.
ત્યારે દશરથે તેડાવિયા રઘુવીરને એકાંત;
પાસે બેસાડીને કહ્યું નિજ મનતણું વરતાંત.
હે રામ મુજને એમ ભાસ્યું કહું સત્ય વચન;
થોડા દિવસમાં જાણું હવે પડશે માહારૂં તન.
મુજ મરણ ચિન્હ જણાયછે માટે રામ કરશ તું રાજ;
તમે તમારૂં સંભાળો પુર દેશ ઘરનું કાજ.
એહેવાં વચન શુણીને ભૂપચરણે નમ્યા શ્રીરઘુરાય;
માહારાજ જે કહો તે કરૂં શિર ચઢાવી આજ્ઞાય.
પછી રાજાયે સહુને તેડાવ્યા પોતાના પરધાન;
સાહુકાર સરવે નગરના તે બોલાવ્યા દેઈ માન.

---

[1] દશરથ.

દરબારના અષ્ટ અધિકારી આદે સરવ સભાય;
તે સરવ સાંભળતાં પછે બોલિયા દશરથ રાય.
ભાઇ સહુ સભાજન સાંભળો મેં મન વિચાર્યું આજ;
માટે પંચ સહુને ગમે તો રામને આપું રાજ.
એહેવું સુણી સરવે હરખીયા ધન્ય ધન્ય હે રાજન;
એ કાજ તો રૂડું વિચાર્યું અરે રિપુનાશંન.
વસિષ્ઠ આદે સરવ ઋષિયે મહુરત આપ્યું સાર;
ચૈત્રસુદી સપ્તમી શુભ ગુરૂ પુષ્ય યોગ વિચાર.
સાહિત્ય સહુ તતપર કરાવ્યું વશિષ્ઠે તેણીવાર;
ઉપલક્ષણ આણિ મેળવ્યાં અભીષેકનો ઊપચાર.
ચારદંતનો ઉજ્જવળ હસ્તી શ્વેત હય શુભ અંગ;
નવિન સિંહાસન કનકનું છત્ર ચામર સંગ.
સપ્તપલ્લવ પંચમૃત્તિકા ચાર સમુદ્રનું વાર;
મોહોટા વિપ્રને જપ કરવાને બેસાડ્યા નિરધાર.
સહુ નગરને શણગારિયું ઘર ચૌટાં શેરી પોળ;
નર નારી અતિ હરખે ભર્યાં થઇ રહ્યો રંગ ઝકોળ.
પેહેલે દિવસે વશિષ્ઠ ગુરૂએ આજ્ઞા આપી તાસ;
શ્રીરામ સીતા બંને જણને કરાવ્યો ઉપવાસ.
કેકૈ કૌશલ્યા સુમીત્રા મન હરખનો નહિ પાર;
સુખવંત સરવે રાણીયો આપતી દાન અપાર.
બારણે મંડપ રોપિયો ગુણિજન કરેછે ગાન;
બહુ રંગ તોરણ બાંધિયાં ઝળકે વિચિત્ર વિતાન.
એમ કરતાં નિશા થઇને સુરજ પામ્યો અસ્ત;
ત્યારે કુશાસનપર રામ સીતા પોઢિયાં થઇ સ્વસ્થ.
સિંહાસન ઉપર પ્રભાતે બેસશે રઘુરાય;
સૌ લોક આનંદ પ્રામિયાં દેવને થઈ ચિંતાય.

### રાગ સોરઠની ચોપાઇ.

શુણો શ્રોતા એકચીત્તે કરી, થઇ રજની દિવસ ગયો અનુસરી;
ત્યારે રાજા દશરથ તેણીવાર, આવ્યા કેકૈના ભોવન મોઝાર.

દાસી મંથરાને પુછ્યું કથી, ક્યાંહાં ગઇ રાણી દેખાતી નથી;
ત્યારે કુબ્જા બોલી રીસે ચડી, એ પેલી તમારી રાણી પડી.
રાજા દશરથ આવ્યા પાસ, ઇહાં કેમ બેઠીછું થઇને ઉદાસ;
મીઠે વચન બોલાવે રાય, તેમ તેમ રાણી અવળી થાય.
હસ્ત સ્પરસવા માંડ્યો જદા, રાણીયે કર તરછોડયો તદા;
પછે રૂદન કરવા માંડયું ઘણું, ન જાણ્યું કપટ રાયે તેતણું.
બોલ સાચું તુંને મારા સમ, તું રીસાઇને રડેછે કેમ;
આંસુધારાયે ભીંજે રૂદે, રૂદન કરંતી રાણી વદે.
હું નહિ બોલું તમારી સાથ, જાઓ શું કરવા આવ્યા નાથ;
હેત તમારૂં જાણ્યું રાય, તમને હું આપીશ હત્યાય.
ત્યારે રાજા કેહે આવડું કાં કરે, શામાટે દુઃખ મનમાં ધરે;
જો કોઇયે દુભી હોય તુને, તો દેઉં દંડ સાચું કેહે મુને.
માગ્ય માગ્ય જે માગે તુંય, સત્ય વચનથી આપું હુંય;
હું સરખો સ્વામી તાહરે, નથી ન્યૂન વસ્તુ માહરે.
વળતી કૈકે બોલી વચન, કયેમ જાઓછો ભુલી રાજન;
ગયા જુધ કરવા વ્રશપરવા સાથ, હું તમસંગ આવી નાથ.
ત્યારે આપ્યાંછે જુગલ વચન, તે આજ મુજને આપો રાજન;
રાજા કહે માગી લે સુખે, સત્ય વચન ના નહિ કહું મુખે.
ત્યારે કૈકે કેહે વનમાં જાય રામ, ચૌદ વરસ લગી રેહે તે ઠામ;
માહારા ભરતને આપો રાજ, એ બે વચન માગુંછું આજ.
એવું વચન સુણ્યું જેટલે, વ્યાકુળ રાય થયા તેટલે;
જ્યમ વજ્રવીજળી આવી અડે, જ્યમ શિરપર પર્વત તુટી પડે.
જ્યમ વેહેરે કાળજું કરવતધાર, એમ દશરથને દુખ થયું અપાર;
પ્રલય અગ્નિ કૈકેનું વચન, બળી ગયું રાયનું આયુશવન.
પડચા ભૂપતિ પૃથ્વીમાંહે, આંખ્યે આંસુધાર ચાલી ત્યાંહે;
અંગ મોડીને બેઠા થાય, ખોળા પાથરી કેહેછે રાય.
અરે પ્રીયે કંઇ બીજું માગ્ય, એ વિન આપું ધરી અનુરાગ;
માહારો રામ કોમળ સકુમાર, શીદ મોકલે વન મોઝાર.
નહી કરે રામ રાજવેહેવાર, ભરતને સોંપું સહુ ઘરબાર;
એ રાજ ભરત કરે સર્વદા, રામ ઘેર બેશી રેહે સદા.

એ બાળકને શીદ કાઢે વન, છે ઘણું રામનું કોમળ તન;
એમ દીન વચન કહ્યાં રાયે જદા, ત્યારે કૈકૈ છુરકી બોલી તદા.
શું અધરમી હો રાજન, લાગશે રવીકુળમાં લાંછન;
સત્ય વચન નહીં પાળો સાર, તો પુરવજ પડશે નરક મોઝાર.
કૈકૈવચન તે વાગ્યું બાણ, ભેદ્યું રૂદે જેમ જાય પ્રાણ;
મુરછીત થઇને પડિયા રાય, નેત્રથકી જળ ચાલ્યું જાય.
એમ સ્ત્રીવશ રાજા થયા, વચનબંધમાં આવી ગયા;
અચેત થઈ પડિયા રાજન, નવ જાણે બીજું અન્ય.
રજની તે મહાદુઃખમાં ગઈ, અરૂણ ઉદેની વેળા થઈ;
ગુરૂ વશિષ્ઠ વેહેલા ઉઠિયા, સભામાંહે સત્વર આવિયા.
સુમંતને કહે જા ઘરમાંહે, તેડી લાવ્ય રાજાને આંહે;
સુમંત ચાલ્યો તેણીવાર, આવ્યો કૈકૈના ભોવનમોઝાર.
દશરથ રાજા પડિયા જ્યાંહાં, સુમંત આવી ઉભો ત્યાંહાં;
પ્રધાને ચરણ વંદ્યા નૃપતણા, દીઠા રાયને દુખિયા ઘણા.
વિકળવેશ મુકે નિશ્વાસ, નેત્રેજળ અતિ વદન ઉદાસ;
મંત્રી બોલ્યો કરી વિનતી, સભામાંહે ચાલો ભૂપતિ.
સરવ સાહીત્ય તત્પર કર્યું આજ, તમને બોલાવે ગુરૂ મહારાજ;
વચન સુમંતતણાં સાંભળી, રાયે રડવા માંડયું વળી.
અરે સુમંત સુણ્ય કહું આ દીશ, મારૂ મરણ આવ્યું છે શીશ;
તે માટે ઉતાવળો જઇ આવ્ય, તું અહીં રામને તેડી લાવ્ય.
સુણી રાયનાં શોક વચન, સુમંતને દવ લાગ્યો તન;
પડયો ત્રાસ મુખ ઉડી ગયું, ન જાણે રાયને શું દુખ થયું.
ચિંતાતુર થઈ મંત્રી એહ, રામધામ ભણી ચાલ્યો તેહ;
જેમ કળાહીન ગ્રહણે રવી થાય, એમ થઈ નિસ્તેજને સુમંત જાય;
સંસાર તાપે તપિયો જન, જેમ આવે મુમુક્ષુ સંતસદન.

વલણ.

સંતસદન આવે મુમુક્ષુ, આત્મપ્રાપ્તિ સુખ કાજરે;
એમ સુમંત આવ્યો ઉતાવળો, જ્યાં વિરાજે શ્રીરઘુરાજરે.

(વનમાં જતી વેળા માની મુલાકાત.)

### રાગ ગોડી.

ત્યારે માત કૌશલ્યાજી બોલીયાં, હો વાલારે;
તુને નહી જાવા દેઉં વન. કુંવરજી કાલારે.
ઘણી કોમળ છે તાહરી દેહડી; હો વા૦
મારા લાડકવાયા તન. કુંવર૦
તુને ગુપ્ત રાખું મારી વાડીમાં; હો વા૦
બીજું અવર ન જાણે જેમ. કુંવર૦
મેં તો તુજવિનારે રેવાય નહીં; હો વા૦
મુને મુકીને જાશો કેમ. કુંવર૦
પાયે કંકર કંટક ખુંચશે; હો વા૦
નહીં ચલાયે વસમી વાટ. કુંવર૦
વેઠવી શીત આતપ ને તૃપા; હો વા૦
કેમ ઓળંગશો ગીરીઘાટ. કુંવર૦
વ્યાઘ્ર સિંહ વનમાં ઘણા; હો વા૦
સર્પ [1]સૌહર ને વૃક રક્ષ. કુંવર૦
રજનીચર સાથે જુધ થશે; હો વા૦
કોણ કરશે તમારી પક્ષ. કુંવર૦
વનમાં વનકુળ કેમ પેહેરશો; હો વા૦
તજી વસ્ત્ર આભૂપણ સાર. કુંવર૦
ઇહાં જમતા ભોજન ભાવતાં; હો વા૦
કેમ કરશો વનફળ આહાર. કુંવ૦
તજી સજ્જા ભમર પલંગની; હો વા૦
કેમ પોહોઢશો પૃથ્વીમાંહે. કુંવ૦
તાહારે બાળપણામાં વન કશું; હો વા૦
મારૂં વચન માની રહો આંહે. કુંવ૦
મારે કીયા જનમનાં કરમ હશે; હો વા૦
તે આવીને નડિયાં આજ. કુંવ૦

---

[1] સુવર.

તે દૈવે રંગમાં ભંગ કર્યો; હો વા૦
હર્યું વન, તજીને રાજ. કુંવ૦
વાત સાંભળી વન જવાતણી; હો વા૦
વેહેરે કરવત કાળજામાંહ. કુંવ૦
દવ લાગ્યો મારા અંગમાં; હો વા૦
હવે નાશીને જઇએ ક્યાંય. કુંવ૦
મારો પાપી પ્રાણ જતો નથી; હો વા૦
હશે કોણ કરમના ભોગ. કુંવ૦
એમ કહીને રૂવે રૂદે ફાટતે; હો વા૦
કેમ સેહેવાય પુત્રવિજોગ. કુંવ૦
એવાં વચન શુણી બોલ્યા રામજી, હો માતા રે;
તમે ધીરજ રાખો મન, શુણો સુખદાતા રે.
પાછો આવીશ થોડા દિવસમાં; હો મા૦
આપો આજ્ઞા હું જાઉં વન. શુણો૦
મારે આજ્ઞા પિતાની પાળવી; હો મા૦
રેહેવું ચૌદ વરશ વનમાંહે. શુણો૦
અવધ વીત્યા પછી નહીં રહું; હો મા૦
વેહેલો આવીશ નીજપુરમાંહે. શુણો૦
નવ વચન મિથ્યા કરૂં તાતનું; હો મા૦
જો પશ્ચિમ ઉગે સૂર. શુણો૦
જે માતા પિતા ગુરૂ દેવનું; હો મા૦
નવ પાળે આજ્ઞા વચન. શુણો૦
તે પ્રાણી જીવતાં મુવાં જાણજો; હો મા૦
અજાકંઠે જેવો સ્તન. શુણો૦
તેનો મિથ્યા ધરમ સહુ જાણજો; હો મા૦
જેવું કપટી કેરૂં ધ્યાન. શુણો૦
જેમ અદાતાનું ઉંચું મંદીર; હો મા૦
જેમ લોભિયાનું તત્વજ્ઞાન. શુણો૦
એમ મનુષ્ય દેહ તેહનો મિથ્યા; હો મા૦
જેવો ઉદરમાંહે ક્રમીજંત. શુણો૦

જેણે માતપિતાની આજ્ઞા પાળી; હો મા૦
શુભ પુત્ર તે સુકૃતવંત. શુણો૦
તે માટે મેં રે રેહેવાય નહીં; હો મા૦
જાય તાતનું સત્ય વચન. શુણો૦
હવે આશિષ દેઈ આજ્ઞા આપો; હો મા૦
નિશ્ચે જાવું મારે વન. શુણો૦

**વલણ.**

વનમાં માહરે નિશ્ચે જાવું, આજ્ઞા આપો માત રે;
એહેવું સાંભળી કૌશલ્યાયે, કરવા માંડ્યો આંસુપાત રે.

**રાગ આશાવરી.**

શ્રીરામચંદ્ર આવ્યા નિજમંદીર જોયું જાનકીયે રૂપ;
રાજ્ય ચિન્હ કાંઇયે નવ દીઠાં, ઉદાસી ત્રિભુવન ભૂપ.
કમળનેત્ર આરક્ત થયાંછે કરમાયું મુખ ગાત્ર;
પછે કરૂણાવચને સીતાની સાથે બોલ્યા જનકજામાત્ર.
સુણો સાધવી કેકૈયે માગ્યું રાયની પાસ વચન;
તે માટે અમો વર્ષ ચતુર્દશ જઇને રહીશું વન.
પિતાની આજ્ઞા પાળવી નિશ્ચે મારો એજ ધર્મ;
તે માટે તમો રેહેજો મંદિરમાં માતા પાસે પર્મ.
સર્વે માતની સેવા કરજો પાળજો ધર્મ અશેષ;
કેકૈ કૌશલ્યા સુમિત્રામાં નવ અંતર ગણશો લેશ.
સદા કાળ અહીં રેહેજો સુંદરી ન જાશો તાતને ઘેર;
એહેવાં વચન સાંભળી જાનકી વળતાં રૂદન કરે બહુપેર.
અહો નાથ હું દાસી તમારી વિજોગ નવ સેહેવાય;
તમવિના હું કેમ રહું એકલી એક ઘડી જુગ થાય.
જળવિના જળચર કેમ જીવે જો કરિયે કોટી ઉપાય;
હું છાયા તમારા દેહતણી પ્રભુ કહો કેમ અળગી થાય.
કનક કાન્તી જેમ દીપશીખા રવીરશ્મિ સદા રહે પુરી;
તે કલ્પાન્તે વિલક્ષણ ન થાય જે પરીમલ ને કસ્તુરી.
એમ હું તમથી કેમ રહું વેગળી સુણીયે શ્રીરઘુરાય;
જેમ સદા વિવેક સાધુનું રૂદે તજી કલ્પાંતે નવ જાય.

તમવિના મંદિરમાં હું નહીં રહું સ્વામી સુણો સુખરાશી;
તે માટે મુને સાથે તેડો સેવા કરવા દાસી.
ત્યારે રામ કહે તમો આવ્યેથી મને થાય ઘણો જંજાળ;
કોમળ ચરણે ચલાશે નહીં વળી વનમાં સિંહ ને વ્યાળ.
આતપ શીત વૃષાગીરી કંટક કેમ સેહેવાશે દુઃખ;
સીતા કહે તમને દુખ સ્વામી તો મારે ક્યાંથી સુખ.
મન મારૂં મધુકર છે તે તમ ચરણકમળ અનુરાગ;
જો સ્વામી સાથે નહીં તેડો તો હું કરીશ દેહનો ત્યાગ.
સીતાનાં એવાં વચન સાંભળી સંતોષ્યા મન રામ;
અરે પ્રિયા તમો પુછો ગુરૂને જો આજ્ઞા કરે અભિરામ.
ગુરૂઆજ્ઞાયે તેડી જાઉં તો કોઈ ન કરે નિંદાય;
લોકતણો અપવાદ ન લાગે કારજ સિદ્ધી થાય.
ત્યારે ગુરૂને કહાવ્યું જનકસુતાએ આવ્યા તતક્ષણ મુન્ય;
આસન પૂજન ચરણે નમીને સીતા બોલ્યાં વચન.
હું સ્વામી સાથે વનમાં જાઉં છું કરવા પતિસેવાય;
માટે આજ્ઞા આપો ગુરૂ નાથવિજોગે મેં એકલાં નવ રેહેવાય.
એવું સાંભળી ગદગદ કંઠે થયા ગુરૂ આંસુ આવ્યાં લોચન;
પછે મુનિ વસિષ્ઠ રઘુવરની પ્રત્યે બોલ્યા પરમ વચન.
અહો રામ તમો તેડો નિશ્ચે જનકસુતાને સાથ;
લક્ષ્મણને પણ તેડી જાઓ નિજસંગે શ્રીગુરૂનાથ.

( પછી ત્રણેજણને વનમાં મૂકીને સુમંત નામે સારથી પાછો વળ્યો. )

## રાગ વેરાડી.

સુમંત સંચર્યોરે, મારગે કરતો જાય રૂદન;
રથ હાંકી વળ્યોરે, પસ્તાય છે અતિ ઘણું મન.
અરે હું અભાગિયોરે, વનમાં મુકીને આવ્યો રામ;
મુને જનનીએ જનમ્યો વૃથારે, કરવા આવું નિરદય કામ.
દેખશે રથ રામવિનારે, પામશે માત પિતા ઘણું દુઃખ;
જ્યારે મને પૂછશેરે, ત્યારે હું શું દેખાડીશ મુખ.
સુમંત એમ શોચતોરે, રોઈ રોઇ રાતાં થયાં લોચન;
અશ્વ ઝુરે ઘણુંરે, પગ પાછા પડે દુરબળ તન.

અવધપુર આવીયુંરે, દીઠી નગરી પ્રેતસમાન;
લોક સહુ રૂદન કરેરે, જે જ્યાં તે ત્યાં મુકી ભાન.
જ્યારે રામ વન ગયારે, પુરમાંહે પડી છે હડતાળ;
દેહ જેમ પ્રાણવિનારે, એમ થઇ અવધપુરી તે કાળ.
પ્રધાન પરવર્યોરે, પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કેકેને આંગણેરે, રથ છોડયો થયું અતિ ઘણું દુઃખ.
મંદિરમાં મંત્રી ગયોરે, જ્યાં છે દશરથ ભૂપ સુજાણ;
સહુ સાથ વિંટીવળ્યોરે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ.
સુમંતે ત્યાં જઈરે, કીધો રાયજીને પરણામ;
ભૂપતિ બોલિયારે, સુમંત ક્યાં મુકી આવ્યો રામ.
લક્ષ્મણ જાનકીરે, પ્રાણવલ્લભ મારો રઘુવીર;
મારૂં સરવસ ધન ગયુંરે, હવે હું કેમ કરી રાખું ધીર.
સુમંત તેં શું કર્યુંરે, રામને શીદ મુકી આવ્યો વન;
મંદિર મારૂં ઊજડ થયુંરે, કોણે ફોડયાં મારાં લોચન.
હું અંધની લાકડીરે, રામને ચોરી ગયું કોણ આજ;
દૈવે દુઃખ દીધું ઘણુંરે, મેં શાં કીધાં હશે કુડાં કાજ.
મુને મુકી ક્યાં ગયારે, આવો મારા રામ કુંવર સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશેરે, કોણ ચલાવશે રાજવેહેવાર.
વૈદેહી ક્યાં ગઇરે, સુંદર ચંપકળી સુકુમાર;
આવો મારી માવડીરે, મેં તને દીધું દુઃખ અપાર.
હવે મુખ નથી દેખતોરે, લાડકવાયા લક્ષ્મણ વીર;
આવો ડાહ્યા દીકરારે, મારૂં તન મન ધન રઘુવીર.
હે વિધિ તેં શું કર્યુંરે, લુંટી લીધું દેખાડીને સુખ;
આવું કોને થાય નહિરે, હા હા દૈવે દીધું ઘણું દુઃખ.
બાળક બાળપણેરે, મેં પાપીએ કાઢયાં વન;
સુમંત સાચું કહેરે, ક્યાં મુકી આવ્યો પ્રાણજીવન.
ક્યાં લગી સંગ કર્યોરે, ક્યાંથી તું પાછો આવ્યો ઘેર;
રામે ત્યાં શું કર્યુંરે, તે માંડી કહે મુજને પેર.
સુમંત થયો ગળગળોરે, નેત્ર સજળ થઇ બોલ્યો વાણ;
મહારાજ મેં ઘણું કહ્યુંરે, પણ પાછા ન વળ્યા પુરૂષપુરાણ.

હું શૃંગવેલ સુધી ગયોરે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર;
મુને પાછો વાળિયોરે, ગુહકે ઉતાર્યા ગંગાપાર.
દક્ષિણ દિશા ભણીરે, ગંગા ઉતરીને ગયા રામ;
તમને ઘણા કરીરે, રઘુપતિયે કહ્યા છે પ્રણામ.
શુણી એવું ભૂપતિરે, રઉ રઉ લાગ્યો હુતાશન;
ગાદ્દે સ્વર થયારે, રાયે કીધું શોક રૂદન.
કઠ મળીગયોરે, અંગ પછાડે અવની માંહે;
રામ વિજોગનોરે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંહે.
આરત નાદથીરે, પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મુકી દશરથેરે, પ્રાણ ગયા કહેતાં હે રામ.

વલણ.

રામરામ રઘુવીર કહેતાં, તજ્યા ભૂપે પ્રાણ રે;
હાહાકાર હવો તદા, સહુ રૂદન કરે નિરવાણ રે.

---

## રાવણસાથે યુદ્ધનું વર્ણન.

### રાગ સોરઠ.

જીતવા રાવણ રાયને રઘુવીર ચઢ્યા તેણીવાર;
સહુ કપિતણો સરદાર સુગ્રીવ સૈન્યનો નહિ પાર.
હનુમંત સ્કધે રામ ચઢિયા પાંચ શર ગ્રહી હાથ;
જેમ ગરૂડ ઉપર શ્રીપતી એમ શોભતા રઘુનાથ.
અંગદકેરે સ્કંધ બેઠા લક્ષ્મણજી તેણીવાર;
જેમ ઐરાવતપર ઇંદ્ર શોભે નંદીપર ત્રિપુરાર.
વિશાળ વૃક્ષ ઉપાડીને કપીએ ગ્રહ્યાં કરમાંહે;
તે છત્ર કરતા રામને નવપલ્લવ ચંમર ત્યાંહે.
જય બોલાવી રઘુનાથની દળ ચાલ્યું દક્ષિણ દેશ;
ચિઃકાર કરતા ચાલતા ગિરિસમ કપીના વેશ.
ભુભુકાર નાદ હુકાર કરતા કૂદતા બળવાન;
કરમાંહે ગિરિ ઉછાળતા તે કુસુમ ગેંદસમાન.

કેટલા કપિયે વૃક્ષ ઝાલ્યા કેટલા પાષાણ;
કેટલા કર નખ દંત કરડે કરે મહા ખુંઆણ.
જય જય ધુની કહી ગર્જતા પદપ્રહાર ધ્રુજે ધર્ણ;
સિંધુજળ ઉછળ્યાં સુરજ થયો ધુંધળ વર્ણ.
દિગ્ગજ ડગ્યા ને શેષ સળકયો ભૂમિ ન સહે ભાર;
એમ ચાલી સેના રામની કહેતાં ન આવે પાર.
જોજંન દશ વિસ્તાર પોહળી કપીસેના જાય;
મારગતણા પાષાણ તરૂ તે ભાગી ભૂકો થાય.
એક એકના શિર વિષે પગ દેઈ કૂદતા કપીતાશ;
કો પૃથ્વી ઉપર હિંડતા કો ઉડતા આકાશ.
જયરામ જયજયરામ કહીને ગર્જતા મહા વીર;
એમ કપિસેનાસહિત આવ્યા રામ સાગરતીર.
દશ યોજનમાં ઉતરી સેના સોર થાય અમીત;
ભુભુકાર વ્યાપ્યો દશ દિશા સિંધુ થયો ભયભીત.
તે ખબર થઈ લંકા વિશે જ્યાં બેઠો રાવણ રાય;
શ્રીરામ આવ્યા સાગરતીરે લેઇ કપિસેનાય.
એવું સાંભળીને દશાનન તવ ચમકિયો મનમાંહે;
સભાવિશે તેડાવ્યા સહુ જે અધિકારી ત્યાંહે.
ઇંદ્રજીત આદે પુત્રને વળી પ્રહસ્ત આદિ પ્રધાન;
એ વિના અન્ય અસુર તેડાવ્યા સભામાં દેઇ માન.
તે સરવસાથે વિચારવા લાગ્યો રાવણ ભૂપ;
ભાઈ આપણે હવે શું કરવું તે કહો સમે અનુરૂપ.
દશરથતણા સુત આવિયા ઉતર્યા સાગર તીર;
કપીસૈન્ય તે સાથે ઘણું હનુમંતસરખા વીર.
શત્રુ સર્પ ને અગ્નિ ત્રણયે નવ ગણવા લઘુ એહ;
કરે વિઘ્ન તે ક્ષણમાત્રમાં માટે ધીરિયે નહિ તેહ.
એક વાનરે લંકા પ્રજાળી અક્ષે આદિ અસુર;
તે હણી નિરભે ગયો પાછો મળ્યું કપીદળપૂર.
તેમાટે પુછું સર્વને કહો હવે કરવું કેમ;
નિશ્ચે વિચાર કહો સહુ મુજ કુશળ થાયે જેમ.

એવાં વચન સુણી રાવણતણાં પછે બોલ્યા પુત્ર પ્રધાન;
મહા ક્રોધ આણી કહે વાણી કરી મન અભિમાન.
અરે રાય શું ચિંતા કરો એ રામના શા ભાર;
શું જુદ્ધ કરશે કપી એ નર વાનર આપણો આહાર.
રામલક્ષ્મણ મનુષ્ય બે કરી તપ થયા કૃશ કાય;
કપી ભાલુ રીંછ મરકટ તેથકી શું થાય.
આજ દૈવે મોકલ્યું ઘેર બેઠાં ભક્ષ આપણું એહ;
તમે નિરભે થઈ રહો ભૂપતિ ચિંતા ન કરશો નેહ.
એમ શક્રજીત અતિકાય દેવાંતક નરાંતકની આદ;
વજ્રદૃષ્ટિ મહોદર કરતા ઘણો બકવાદ.
તે સમે સભામાં વિભીષણ બેઠા હતા તે ઠાર;
રામની નિંદા શ્રવણ સુણી જન થયો ક્રોધ અપાર.
એવા વિભીષણ જે વિચક્ષણ તેણે સુણ્યાં અસુર વચન;
પછે સભામાંહે બોલિયા ઘણું ક્રોધ આણી મન.

વલણ.

મનમાંહે આણી ક્રોધ બોલ્યા વિભીષણ તેણી વારરે;
તે શ્રોતાજન સહુ સાંભળો કરૂં સંક્ષેપે વિસ્તારરે.

રાગ બિભાસ.

હે મુરખ રાવણ તુજને કાઢ્યો ધનુષ તળેથી જેણે
સર્વ નૃપનો દર્પ હરીને કોદંડ ભાંગ્યું તેણે.
તે રામને તું સીતા સોંપી જઈને ચરણે લાગ્ય;
કરી વીનતી દીન વચનથી અભેદાન તૂં માગ્ય.
શરણાગત વત્સલ છે રઘુપતિ નહિ જુવે અવગુણ તારા;
માટે સુણ રાવણ એ પરમ હિતકારી બોલ માનજે મારા.
જેમ ઔષધ કટુ લાગે પણ ટાળે મૂળ રોગ નિરવાણ;
એમ હમણાં કઠીણ લાગે મુજ વાયક પરિણામે કલ્યાણ.
આ સર્વ મળ્યાછે કબુદ્ધિ તમને કરશે વિપરિત પેર;
અલ્યા જાણી જોઇને મુરખ રાવણ શીદ ખાયછે ઝેર.
એમ ઘણાં વચન વિભીષણે કહ્યાં તે નીતિનાં જેણીવાર;
ત્યારે પ્રધાન આદે ઇંદ્રજીતને ચઢીઓ ક્રોધ અપાર.

અલ્યા વિભીષણ તું બોલ્ય વિચારી ડાહાપણ જાણ્યું તહારૂં;
શું કરિયે જો રાજબંધુ છે નીકર હવડાં મારૂં.
અલ્યા વાહાલો થઈને વેર વધારે જા તું તારે ઘેર;
જીવતો મુકિયે જાણીજોઇને નહિતો હણિયે ઠેર.
રાવણને કહે જુઓ તમ બંધુ કેવળ કહેછે કુડું;
શત્રુની પક્ષ કરીને બોલે આપણું ઇછે ભુંડું.
ત્યારે કહે વિભીષણ તમે સર્વ મળીને રાવણને કર્યો ભ્રષ્ટ;
રાજ બોળાવા બેઠાછો ઉપજાવી કબુદ્ધિ સ્પષ્ટ.
અલ્યા પ્રધાન રાયને નિયમે રાખે ગજને અંકુશ એક;
મંત્ર નાગને જ્ઞાન ચતુરને જ્ઞાનીને વિવેક.
સ્ત્રીને લજ્જા સાધકને ગુરૂ સમુદ્રને મરજાદ;
એમ રાયને નિયમે રાખે નિત્યે પ્રધાન રહિત પ્રમાદ.
હવે તારૂં રાજ નહિ રહે રાવણ નિશ્ચે સાચું માન;
તુને સંગી સર્વે દુષ્ટ મળ્યા જેમ વ્રકની પાસે શ્વાન.
એવાં વચન સુણીને રાવણ ઉઠ્યો ક્રોધ કરી નિરધાર;
ડાબા પગની પાટૂ મારી વિભીષણને તેણીવાર.
અલ્યા મુરખ રામની પક્ષ કરે તો જા તું તેની પાસ;
બાંધો મારો એવું કહીને દેખાડ્યો બહુ ત્રાસ.
ત્યારે તેણે સમે મુકાવ્યો આવી રાવણ કેરી માત;
અરે પુત્ર તું રામ શરણ જા નહિ તો કરશે ઘાત.
ત્યારે રાવણ કહે જા અહીંથી તારૂં નથી અમારે કામ;
ચઢાવી લાવજે સૈન્ય જા શું કરશે તારો રામ.
એવું સાંભળી વિભીષણ ઉઠ્યા તતક્ષણ તેણીવાર;
ચાર પ્રધાન પોતાના સંગે લીધા તે નિરધાર.
રાવણને કહે વિભીષણ તું છે મારો ભ્રાત;
માટે તુજ આજ્ઞાથી અમો જાઉંછું રામ શરણ સાક્ષાત.
એવું કહી વિભીષણ ચાલ્યા લેઇ પોતાના પ્રધાન;
જેમ કાયા છોડી પંચ પ્રાણ તે જાય જથા અવસાન.
કલ્પાંતે મહાભૂત મળે જેમ સ્વરૂપમાં નિરધાર;
એમ વિભીષણ ત્યાંથી ઉઠી ચાલ્યા સાથે મંત્રી ચાર.

જેમ વાયસ કેરા મેળામાંથી ઉડી જાય મરાળ;
ખળ નિંદક કેરી મંડળીમાંથી ઉઠે સાધુ દયાળ.
એમ ચાર મંત્રીશું ચાલ્યા વિભીષણ રામ શરણ નિરધાર;
ઉરધ પંથ ઉડ્યા પાંચે જણ આવ્યા સિંધુપાર.
પૃથ્વી ઉપર ઉતરી ઊભા સેનાતણે પ્રદેશ;
પંચે રાક્ષસને જોઇને ભય પામ્યા કપી અશેષ.

વલણ.

અશેષ વાનર ભય પામ્યા જોઈ રાક્ષસ દેહ દીરઘ ઘણી;
પછે વિભીષણ કર જોડીને ઊભા કરે વિનતિ કપિવરતણી.

ઢાળ.

એવાં વિભીષણનાં વચન સુણી થયા ચપ્રીત કપીવર માત્ર;
તતકાળ આવ્યા ખબર કહેવા જ્યાં છે શામળગાત્ર.
સમુદ્ર કાંઠે સભા કરીને બેઠા શ્રીરઘુવીર;
અષ્ટ જૂથપતિ સુગ્રીવ આદે સુમિત્રી રણધીર.
મહારાજ રાવણતણો બંધુ કનિષ્ઠ વિભીષણ જેહ;
અતિ દીન થઇ કરે વીનતી તમ શરણ આવ્યો તેહ.
એવું સુણી જોયું સુગ્રીવ સામું રઘુવીરે તેણીવાર;
વિચાર કરી રઘુવીર સાથે બોલ્યો અર્કકુમાર.[1]
એ રાવણબંધુ કપટ કરી અહીં આવ્યો હોય આજ;
કાંઇ દગો આપણશું કરે ત્યારે શું કરિયે મહારાજ.
જાંબુવાન કહે પ્રભુ શરણ આવ્યો શુદ્ધ ચિત્તે જેહ;
ત્યારે પોતાનો તેને કરોછો બર્દ તમારૂં એહ.
અંગદ કહે એ વાત ખરી પણ તેડાવો એને પાસ;
એને બોલાવી લ્યો પરીક્ષા પછી કરો ચરણનો દાસ.
સુષેણ કહે સમો કઠિણ છે માટે કરો વિચારે કામ;
એ રાક્ષસ રાવણતણો બંધુ આવ્યો આણે ઠામ.
એમ કરવા માંડ્યા તર્ક બહુ બુદ્ધિતણે અનુસાર;
પછી શેવટિયે કરી ગરજના ત્યાં બોલ્યા પવનકુમાર.

---

૧ સુગ્રીવ.

હનુમંત કહે હું ગયો હતો લંકામાં એને ઘેર;
આચરણ શુભ છે એતણાં હું જાણું સરવે પેર.
તમો અસુર દેખો ઉપરથી માંહે પરમ સાધુ ઇષ્ટ;
જેમ ફણસ કંટકનું ભર્યું અંતર મધુર સ્વાદિષ્ટ.
શ્રીરામચંદરે કરી આજ્ઞા અંગદને નિરધાર;
ત્યારે તેડી લાવ્યા વિભીષણને કર ગ્રહી તેણીવાર.

## યુદ્ધકાંડમાંથી.

### રાગ બીલાવર.

સભા કરીને રઘુપતિ બેઠા પાસે લક્ષ્મણ હનુમંત;
સુગ્રીવ વિભીષણ પાસે બેસાડ્યા જે રાજનીતિ ગુણવંત.
શ્રીરામચંદ્ર છે ચતુર શીરોમણિ સમરથ રાજધીરાજ;
રાજનીતિનો ધર્મજ પાળે લોકતણા હિતકાજ.
સુણો વિભીષણ જુદ્ધ કર્યાવિણ રાવણ તે નહિ માને;
એ રામની સીતા નહિ આપે માટે વિલંબ કરીએ શાંને.
ત્યારે વિભીષણ કહે મહારાજ સુણો કંઇ ધીરજ મનમાં ધરિયે;
સામ દામ દંડ ભેદ કરીને શત્રુને વશ કરિયે.
સામ તે શત્રુને સમજાવી વાત ન્યાયની કહિયે;
કોઈ શાણા પાસે શીખજ કહાવી ધીરજ ગ્રહીને રહિયે.
તે ન માને તો દામ દેખાડી કરિયે લાલચથી લાચાર;
તે લોભ થકી વૈર જાય વીસરી વશ વરતે નિરધાર.
તે દામ થકી વશ થાય નહિ તો કરિયે કંઈ છળ-ભેદ;
તે માયા જાળમાં મોહજ પામે શત્રુ વશ થાય વેદ.
એમ કશી વાતમાં કેદ ન આવે ત્યારે દેઇયે દંડ;
તે માને નહિ પછે મારવિના જે મુરખલંપટ લંડ.
સભા જીતે જેમ પંડિત તેવી જુક્તિનું બળ ધરિને;
પાષાણ નીચે કર આવે તે કાઢિયે કળે કરીને.
માટે સામ ભેદ કરીને સમજાવો રાવણને નિરધાર;
વષ્ટિ કરવા મોકલો જે હોય ચતુર શિરોમણિ સાર.
વાયક એવાં સુણી વિભીષણનાં રાઘવ થયા પ્રસન્ન;
પછે સુગ્રીવ સામું જોઈને બોલ્યા પ્રેમે હેત વચન.

અરે સુગ્રીવ જુવો આપણા સાથમાં હોય ચતુર ગુણવંત;
તતક્ષણ તેને ખોળી કહાડો જે જાણે કળા અનંત.
લંકામાં તેને મોકલીયે શિષ્ટાઈ કરવા ધીર;
એકલો જઇને પાછો આવે એવો છે કો વીર.
જેમ હનુમંત સિંધુ ઓળગી સીતાની શુધ લાવ્યો;
અનેક વિઘ્ન ટાળીને વાટે ઋષિમુખ ઉપર આવ્યો.
એમ વષ્ટી કરી રાવણની સાથે તુરત આવે આ ઠાર;
આપણા સાથમાં હોય એવો તેને દેખાડો આ વાર.
પછી સર્વ પરસ્પર જોવા લાગ્યા વાનર રહેતા જેહ;
ત્યારે વિભીષણે દીઠો વાલીપુત્રને અંગદ બેઠો તેહ.
જેમ રત્નપરીક્ષક ખોળી કહાડે ભારે હળવું નંગ;
તેને જોઇને વિભીષણ બોલ્યા સાંભળિયે શ્રીરંગ.
અંગદને મોકલો સર્વથા શિષ્ટાઈ કરવા ત્યાંહે;
એ બળ લક્ષણ ગુણ સંપુરણ છે જાણે નીતિમાંહે.
જેમ નવ ગ્રહમાં દિનકર તેજસ્વી શસ્ત્રમાં સુદરશન;
વિષધરમાં ધરણીધર જેવો ખગમાં હરીવાહન.
એમ વાનરમાંહે ચતુર છે અંગદ નિશ્ચે જાણો રામ;
વિભીષણનાં એવાં વચન સાંભળી હરખ્યા પૂરણકામ.
પછી અંગદને આજ્ઞા કરી પોતે ઉઠ્યો તેણીવાર;
રઘુવર સનમુખ કર જોડીને વચન બોલ્યો નિરધાર.
મુને રાવણ સાથે વષ્ટી કરવા મોકલોછો તે ઠામ;
પ્રભુ એમાં તે શું મુજને બતાવ્યું ભારે મોટું કામ.
મહારાજ રજા આપો તો બાંધી લાવું રાવણને આંહે;
લંકા ઉખેડી ઉંધી કરીને નાંખું સાગરમાંહે.
ત્યારે શ્રીરઘુવીર હશીને બોલ્યા થઇ ચિત્તમાંહે પ્રસન્ન;
રાવણ પાસે વષ્ટી કરવા જા તું વાલીતન્ન.
જો માને રાવણ તો સારૂં કહેતાં નીતિ વિચાર;
નહિ તો જુદ્ધ કરીને મારીશું અંતે એ નિરધાર.
એવું સાંભળી અંગદ ચાલ્યો વંદિ રઘુપતી પાય;
ઓચિંતો લંકામાં આવ્યો વાલીપુત્ર મહાકાય.

સભા કરીને રાવણ બેઠો ત્યાં આવ્યો બળવંત;
અંગદને જોઇને સહુ સભા ખળભળી શું આવ્યો હનુમંત.

**વલણ.**

હનુમંત જાણી ભય પામ્યા સરવે રાવણ ડરપ્યો મન રે;
સભા સ્થંભ પુંઠે રાખી અંગદ કરી બેઠો પુછાસન રે.

**રાગ આશાવરી.**

રાવણ કેરી સભા મધ્યે આવ્યો વાલીકુમાર;
તે જોઇ સહુ ભય પામિયા કરે માંહોમાંહે વિચાર.
છત્ર મુગુટ એકે પાડયાં બાળ્યું નગર હનુમંત;
વળી આ કો ત્રીજો વાનર આવ્યો દીસેછે બળવંત.
ત્યારે અંગદ કહે અલ્યા પરજન આવે મળવાને વિખ્યાત;
તે સભા મુરખ જાણજો જે ન પુછે આદર વાત.
એમ કહીને રાવણ સનમુખ બેઠો વાલીતન;
સ્તંભ પૃષ્ઠે રાખીને કર્યું ગોળ પુછાસન.
રાવણના કરતાં ઉંચે આસન બેઠો થઈને ધીર;
તૃણમાત્ર લેખવતો નથી એ અસુરને મહાવીર.
ત્યારે રાવણ હસીને બોલિયો કહે કપી છે તું કોણ;
કોણે મોકલ્યો તું કેમ આવ્યો સભામાં નિરવાણ.
વાલીસુત કહે દશાનનને મુજ નામ અંગદ આજ;
હું દૂત શ્રીરઘુવીરનો આવ્યો વષ્ટી કરવા કાજ.
હવે સીતા આપી રામને જો મળો લંકારાય;
મૃત્યુ તમારૂં ઉગરે ને રાજ નીરભે થાય.
હે દશાનન આ દેહ પામી વરતે નિરમળ મન;
વિસ્તાર પામે જગતમાં જશ તેનું જીવત ધંન.
સદબુદ્ધિએ સદવિવેકે ધરિયે તે અંતર જ્ઞાન;
સતપુરૂષનો સંગ કરીએ ટાળીએ અજ્ઞાન.
નવ કહિયે કોઇને દુષ્ટ વાયક ન કરિયે હેલન;
સરવેનું રૂડું ચીતવિયે જેમ સુખી હોય જન.
પરાયા ગુણને વંદિયે વળી કરિયે પરઉપકાર;
આત્મા જોઈએ એક સહુ કરિયે સારાસાર વિચાર.

પરનિંદા પરહિંસા સુપને ચીતવિયે નહિ મન;
પરદારા પરધન વિશે ચિત નવ રાખિયે રાજન.
સદગુરૂવચન વિશ્વાસ ધરિયે રાખિયે સદભાવ;
સતસમાગમ નીત સેવિયે ભવસિંધુ તરવા નાવ.
ક્લેશ કાળ દુ:ખ આવે પણ નવ મુકીએ સ્વધર્મ;
યથા ન્યાયે રાજ કરિયે રાખિયે શમ દમ.
દયા ક્ષમા ઉપરતિ શાંતિ ભક્તિ જ્ઞાન વૈરાગ;
આનંદ સદવિદ્યા સમાધી રાખિયે અનુરાગ.
વિદ્યા ધન તન રૂપ યૌવન ન કરિયે અભિમાન;
કાળે કરીને ભોગ સરવે નાશ થાય નિદાન.
કોઇ સમે મહાસુખ પામીયે ત્યારે ગરવ ન કરિયે વીર;
કોસમે દુ:ખ દરીદ્ર આવે મુકીએ નહિ ધીર.
તે માટે હો લંકાપતિ મુજ વચન માનો સત્ય;
રઘુનાથ સાથે કરો પ્રીતિ એજ સાચી મત્ય.
છે રામ કેવળ ગુણનિધિ વળી દીનવત્સળ એહ;
ગુણ દોષ શરણાગતતણા મન લાવશે નહિ તેહ.
માટે કરો મૈત્રી સરલ ભાવે ધરી મનમાં ધીર;
એક બાણ ને એક પત્નિવ્રત એક વચન શ્રીરઘુવીર.
તે માટે આપો જાનકી કરો રામ સાથે પ્રીત;
નીરભે થકી વરતો પછે ભોગવો રાજ અમીત.
એવાં વચન સુણી અંગદતણાં બોલિયો રાવણરાય;
અલ્યા કપી હું સર્વજ્ઞ છું મને શી કરે શિક્ષાય.
ઘણી રામની મોટમ કરી તું વખાણે શું કીશ;
પણ ત્રિભુવનમાં મુજસમો કોણ છે બળિયો ઈશ.
મેં વૈર બાંધ્યું રામ સાથે લાવ્યો સીતા નાર;
હવે જઇને હું મળું તો કરે સહુ ધિકાર.
કહેશે ડર્યો એ રામથી જઈ મળ્યો રાવણ રાય;
જો પશ્ચિમ ઉગે સૂર પણ કપી કામ એ નવ થાય.
જેમ દંત ગજના નીકળ્યા ન ચોટે ફરી ઠામ;
મેં વેર કીધું રામ સાથે શીશ સાટે કામ.

જેમ કૃપણધન ભોરીંગમણિ સિંહમુછકેરો વાળ;
તે જીવતાં કર નવ ચઢે એમ જાણજે કપીબાળ.
જઈ કહે તારા રામને કરગરે નહિ થાયે કામ;
હું જીવતાં સીતાતણું મુખ દેખશે નહિ રામ.

વલણ.

એમ નહિ દેખે મુખ સીતાનું હું જીવતાં નિરધાર રે;
એવાં વચન સુણી રાવણતણાં પછે બોલ્યા વાલીકુમાર રે.

---

# અલખબુલાખી.

અમદાવાદનો સાહોદરો નાગર.

સંવત્ ૧૮૯૫, સન ૧૮૩૯ માં હતો.

આ કવિની પાવડીઓ પૂજાયછે.

રાગ વેળાવર. પદ ૧.

પરપંચ પડદો પરહરો, નેહ નાથથી જોડો;
સદગુરૂ સાન બતાવશે, ભવસાગર છોડો; પરપંચ. ૧
તમેરે તમારૂં વશ કરો, તનનાં તાળાં તોડો;
ઈછો ભલું જો આપનું, માઠી સંગત છોડો; પરપંચ. ૨
આજ્ઞા ગુરૂની ઓળંઘિને, આગળ નવ દોડો;
કોલ કરાર કર્યો ઘણો, માની લેજો થોડો; પરપંચ. ૩
સદગુરૂને કરો વિનતિ, ફંદ ભવનો ફોડો;
અલખબુલાખી કરી ખરા, ખોડો સદગુરૂ મોડો. પરપંચ. ૪

પદ ૨.

હરિ ભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાય.

એ રાગનું છે.

ગુરૂ સંગવિના મોહ માયા ને મનનો પાર ન આવે.
શી શોધ કરૂં, અજાણ નરને અંધારે કેમ ફાવે. ટેક.
મન મોહ માયા એક થઈ ચાલે, મહીપતિ થઇને મંદિર મહાલે;
એને સદગુરૂ વશ કરીને ઝાલે, ગુરૂ સંગવિના. ૧

ધન તન સામું જોઇ મન લાવે, એને ઘણી ઊંઘ ભોજન ભાવે;
કહો પૂરણપદ એ કેમ પાવે, ગુરૂ સંગવિના. ૨
મન ગુરૂને ધંધે નવ ધાવે, તે ઘણો ફેર ફરે દરદાવે;
મન ગમતું પોતાનું ગાવે, ગુરૂ સંગવિના. ૩
મન ગુરૂ રંગે ઘરમાં આવે, પછી ખરૂં ધન પોતે ખાવે;
મન અલખગુલાખી ગુરૂ તાવે, ગુરૂ સંગવિના. ૪

ઘોળ.

શુંરે સૂતો મન આળસ આણી, હરિને ભજ્યાની વેળા ન જાણી;
આળસ કાયા કેમ ભરાણી, વાદ વિવાદને પૂરે તણાણી; શુંરે. ૧
હરિ ન ભજ્યા તે ભવમાં ઝૂર્યા, કાંય ન જાણે જે હોય અધૂરા;
પ્રભુને ભજે તે શૂરા પૂરા, સાર શબ્દ તમે જુઓ છાણી; શુંરે. ૨
માન લજ્જાથી કાંઇ ન સૂઝે, સતનો મારગ કોઇ વિરલા બૂઝે;
આશી આશા શોપથી ઝૂઝે, માયા મદિરા શું પિયે પાણી; શુંરે. ૩
આ અવસર જો ગયો મન હારી, પછી નથી તારો એકે બારી;
તને ગમે તેમ જોને વિચારી, થઇજા કાયા નગરનો દાણી; શુંરે. ૪
ગુલાબ ભારતિ પ્રતાપ પ્રમાણી, આપી આતમાની અમૃત વાણી;
અલખગુલાખિયે પિંડમાં નાણી, કહી કર્મની એ પૂરી કહાણી. શુંરે. ૫

---

# હરિભટ.

## વડોદરાનો ઔદીચ્ય ટોળકિયો.

સંવત્ ૧૮૯૫, સન ૧૮૩૯ માં હતો.

તેણે દાતાહરિનો પંથ ચલાવેલોછે.

### રાગ હાલરડાનો.

માતા જશોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગું તમને પાય;
તેમ તેમ રીસાઇને રંગરસિયોજી આવે નહિં,
પાછળ દોડે તેમ તેમ નટવર નાશી જાય. માતા જશોદા બોલાવે.

કાના કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે,
વાટ જુએછે કાના બેશી રહ્યા બળવીર;
તમને શીખામણ દેઉછું તે કેમ નથી લાગતી,
શામાટે શામળિયા ભરો નેત્રમાં નીર. માતા જશોદા બોલાવે.
આવા ઢંગ ધૂતારા જે કોઇ તુજમાં જાણશે,
ત્યારે પરણ્યાની શી થાશે હરિજી પેર;
કોઈ કન્યા નહિ આપે કાના કહુંછું તુજને,
રાખો ડહાપણુ ચાલો રાડ તજીને ઘેર. માતા જશોદા બોલાવે.
* * * * *
જેમ તેમ સમજાવી લૈ ચાલ્યાં સુંદરશ્યામને,
કટિયે બેસારીને ચુંબન કીધું ગાલ;
મુખડાં નરખી હરખી રંગમાં રીઝયાં ઘણું,
લાવી મુખડા આગળ મૂકી કનકની થાળ. માતા જશોદા બોલાવે.
માંહે પકવાનો ધીરશાંછે ભલી ભલી ભાતનાં,
માંહે ખાજાં જલેબી બરફી બૂરાખાંડ;
પેંડા પુરી કચોરી પડસૂલીની પાતળી,
લો લો મારા સમ એમ મુખથી કેતાં માંડ. માતા જશોદા બોલાવે.
ઘેબર સુતરફેણી આણી અતિશે ઊજળી,
બીજા નાના વિધના પવિત્ર કીધા પાક;
અતિ આનંદે જમાડે માતા લાલને,
તળ્યાં તાતાં લાવી તરત મૂકયાં શાક. માતા જશોદા બોલાવે.
મેસુર મગદળ તે લાવ્યાં માતા જશોમતી,
શક્કરપારો શીરો તેમાં શાકર બહુ;
મારા અલબેલા હો લાલજી શે નથી બોલતા,
મારા સમ જો હવે કશું તને નહિ કહું. માતા જશોદા બોલાવે.
મારા સમ જ્યાં થી વાલું મુજને કોઇ નથી,
મારી આંખડિયેથી રખે વેગળા થાઓ;
મારાં આંગણિયાં રૂડાં દીસેછે તમવડે,
સમ ખાધા શામળિયા હવે ન આઘા જાઓ; માતા જશોદા બોલાવે.
* * * * *

# બાપુ.

સંવત્ ૧૮૯૯, સન ૧૮૪૩ માં હતો.

તેનાં પદ, ગરબીઓ પ્રસિદ્ધ છે.

## રાગ કાફી. પદ ૧.

નામ જેણે જાણ્યુંરે તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બણ્યો. ટેક.
બતરીસ આભ્રણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર;
કવિએ જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર;
સાર ક્યાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ન ગણ્યો; નામ જેણે. ૧
વાંઝણી નારીને સુપનું આવ્યુંછે, પુત્ર નથી રે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરેછે તેની, કેમ પૂરી થશે આશ;
કેને બાપ કહેશેરે, વેશ્યાએ પુત્ર જણ્યો; નામ જેણે. ૨
નામ ગુણ ને રૂપ ને નાશ વળી, ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે તેને, કહિયે હરિતણો દાસ;
નાશ કરી કર્મનોરે, સંશે એક પળમાં હણ્યો; નામ જેણે. ૩
ગરીબી રાખી તમે ગુરૂજીને સાહો, કરો શબ્દનો તોલ;
આપણથકી જો અદકો મળે તો તેનો, ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુ રે, અનામી નામ પોતે બણ્યો. નામ જેણે. ૪

## પદ ૨.

કૈવલ્યપદ સાચું રે, પંડિત ઉરમાં આણો;
જેનેવડે બોલે રે, તેને તો તમે નવ જાણો.
ખત વાંચે તો પાર ન આવે ને, વસુલ કરે વસુલ થાય;
કુરાન પુરાણ સૌ વાંચીને થાક્યો પણ, આત્મા તો દુઃખ જાય;
સુખ થાય ઝાઝું રે, મત તમેં શીદ તાણો; કૈવલ્ય પદ. ૧
પીઉ પરદેશે ગયા ને મૂકી ગયા, પોતાના ઘાટનો રંગ;
મન મનોરથ ત્યારે રે થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાનદીવો કિધો રાણો; કૈવલ્ય પદ. ૨

લાજ મૂકીને માથે છેડોરે નાંખ્યો, તેને સ્વામીનો નહિ પાર;
પતિવ્રતા સ્વામીની વાતો કરેછે ત્યાં, વચલીને આવે ખાર;
એક આંખવાળો રે, દુખી થાય કહેતાં કાણો; કૈવલ્ય પદ. ૩
તાંબાનો રૂપિઓ કહિયે ન ચાલે, ગમે તેવી પાડો છાપ;
જડને જાચે કર જોડીને તોય, ન મટે ત્રિવિધિ તાપ;
બાપુ નામ સાચું રે, સંત તમે સત્ય માણો; કૈવલ્ય પદ. ૪

---

# ભોજોભકત.

## કાઠીઆવાડ અમરેલીનો ભાટ.

સંવત્ ૧૯૦૦, સન ૧૮૪૪ માં હતો.

### ચાબખો ૧.

મૂરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો; ટેક.
ધાઈ ધૂતીને ધન્ય ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈ ન વાવર્યો, અધવચથી લૂટાણો રે; મૂરખો. ૧
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કઇક, કોણ રંક ને કોણ રાણો રે; મૂરખો. ૨
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઈ ઠેરાણો;
ભોજો ભગત કહે મુઆ પૂઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે. મૂરખો. ૩

### ચાબખો ૨.

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઈએ નથી તારૂં; ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિકવાળું રે; મૂરખો. ૧
દુ:ખને તો કોઈ દેખે નહિં ને, સુખ લાગે સારૂં;
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂં રે; મૂરખો. ૨
હરિ ભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે; મૂરખો. ૩

### ચાબખો ૩.

ભગતી શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટું;
એક દિવસ તો આવ્યો બની રાજા, મૂરધ્વજને માથે;
કાશિયે જેને કરવત મૂકાવ્યું, હરિજનને હાથે રે; ભગતી. ૧
સતને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસ ને રાણી;
રવિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણી રે; ભગતી. ૨
પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઈ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર માલો રે. ભગતી. ૩

### ચાબખો ૪.

દુનિઆ દીવાની કહેવાશે રે, ભૂંડી ભિતોમાં ભટકાશે; ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે, ભૂવા જતી ઘેર જાશે;
ધૂણી ધૂણી એની ડોકજ દુખશે, ને લેનારો લેઇ ખાશે રે; દુનિઆ. ૧
સ્વરગમાં નથી સૂપડું ને, નથી ખાંડણિયો ને ઘંટી;
દૂધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી રે; દુનિઆ. ૨
ઢુંગ કરીને ધૂતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્રજ થાશે રે; દુનિઆ. ૩
કીમિયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડી ગમાશે રે. દુનિઆ. ૪

---

# મંજુકેશાનંદ.

## વરતાલનો સાધુ.

સંવત્ ૧૯૦૨, સન ૧૮૪૬ માં હતો.

### પદ ૧.

શું સમજીને, મુખથી વેણાં બોલે ચાવી ચાવી;
વળી જ્ઞાન કરે, ભોળા જનને ખોટી સાખ્ય બતાવી. ટેક.
તું ખોટા ગુરૂને સાચા જાણે, તેના દોષ હૈયામાં નવ આણે;
તને પડશે ખબર મરવા ટાણે, શું સમજીને. ૧
બાવળમાં આંબા બુદ્ધિ લાવે, તેને કેરી કદિયે નવ આવે;
તેની શૂળ વાગી પીડા પાવે, શું સમજીને. ૨

વળી નપુંસકની નારી કહાવે, તેને પુત્રતણું સુખ નવ આવે;
તેને રાત દિવસ દુ:ખમાં જાવે, શું સમજીને. ૩
તેમ ખોટા ગુરૂને શરણે જાય, તેનું કલ્યાણ ક્યારે નવ થાય;
મંજુકેશાનંદ એ સત્ય ગાય, શું સમજીને. ૪

### પદ ૨.

જોને જાગીને, અંતરમાં અંધારૂં મૂરખ તારે;
સાચા સંત હરિ, ઓળખીને તું હૈડામાં નવ ધારે. ટેક.
તું દેહમાંય પ્રભુને શોધે. તે કપટી ગુરૂકેરે બોધે;
તેમાં તારૂં મનડું નવ રોવે; જોને જાગીને. ૧
વળી નાગ પાંચમ આવે જ્યારે, કરી સર્પ લીંટો પૂજે ત્યારે;
સાચા નાગને લાકડિયે મારે, જોને જાગીને. ૨
જેમ ઘૂડ રવિને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે;
તેનો મનુષ્યા-દેહ જાય અલેખે, જોને જાગીને. ૩
તને જમડા લેઈ જાશે તાણી, તારે મુખથી નહિ બોલાય વાણી;
મંજુકેશાનંદ કહે સત્યવાણી, જોને જાગીને. ૪

### પદ ૩.

નર તન પામી, હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની;
ખોટા સંતતણી, શીખામણ તેં અંતરમાં સત્ય માની. ટેક.
કામી ક્રોધી ગુરૂ તુને એમ કહે છે, તારા દેહમાંહિજ પ્રભુ રહેછે;
તું બહાર તે શું શોધેછે, નર તન પામી. ૧
એમ કહીં પરનારી સંગ કરે, કરીં ચેલા તેનું દ્રવ્ય હરે;
તેનું પાપ હૈયામાં નવ ધરે, નર તન પામી. ૨
કોઇ કહેછે મન મારો ભાઇ, કોણ છે ભગ્ની પુત્રી માઇ;
તેનો સંગ કરે મહાતમ ગાઇ, નર તન પામી. ૩
એમ દૈત્યગુરૂ શિક્ષા દેછે, તેને મૂરખ સત્ય માની લેછે;
મંજુકેશાનંદ સાચું કહેછે, નર તન પામી. ૪

# દીપવિજય.

## વડોદરાનો જતી.

સંવત્ ૧૯૦૩, સન ૧૮૪૭ માં હતો.

ચંદના રાસમાંથી.

### રાગ ધોળ.

સ્વસ્તિશ્રી રે વિમળાપુરિ, વીરસેન કુળચંદ રે;
રાજ રાજેશ્રી વાલહા, સાહેબ ચંદ નરિંદ રે;
વાંચજો લેખ મુજ વાલહા, આંકણી; વાંચજો. ૧
શ્રી આભાપુરિ નયરીથી, હૂકમ દાસી સ્વે કામરે;
લખીતં રાણી ગુણાવળી, પહોંચે મારી સલામ રે; વાંચજો. ૨
સાહેબ પુણ્ય પસાયથી, અહિંછે કુશળ કલ્યાણ રે;
વાલાના ખેમ કુશળતણા, કાગળ લખજો સુજાણ રે; વાંચજો. ૩
સમાચાર એક પ્રીછજો, ખત્રીવંશ વજીર રે;
મુજ દાસીને ઉપરે કરી, કૃપા વડા વીર રે; વાંચજો. ૪
વાલાએ લેખ જે મોકલ્યો, સેવક ગિરધર સાથ રે;
ખેમ કુશળ અહિં આવિયો, પહોંચ્યોછે હાથો હાથ રે; વાંચજો. ૫
વાલાનો કાગળ દેખીને, ટળિયાં દુઃખનાં વૃંદ રે;
વાલાને મળવા જેટલો, ઊપનોછે આનંદ રે; વાંચજો. ૬
સૂરજ કુંડની મેહેરથી, સફળ થયો અવતાર રે;
તે સહુ કુશળ કલ્યાણના, જાણ્યાછે સમાચાર રે; વાંચજો. ૭
સોળ વર્ષના વિજોગનું, પ્રગટયું દુખ અપાર રે;
કાગળ વાંચતાં વાંચતાં, ચાલી આંસુની ધાર રે; વાંચજો. ૮
વળી વાલાએ આ લેખમાં, લખિયો ઓળભો જેહ રે;
મુજ અવગુણ જોતાં થકાં, થોડો લખિયોછે એહ રે; વાંચજો. ૯
સાહેબ લખવાને જોગ છો, હું સાંભળવા જોગ તેમ રે;
જેવા દેવ તેવી પાતરી, સાચી કહી વાત એમ રે; વાંચજો. ૧૦
સમસ્યા ચાર લખી તમે, તે હું સમજીછું સ્વામી રે;
મનમાં અર્થ વિચારતાં, હરખ્યોછે આતમરામ રે; વાંચજો. ૧૧

હું તો અવગુણની ભરી, અવગુણ છે ગાડાં લાખ રે;
જેમ કોઇ વાયુના જોગથી, બગડી આંબાની સાખ રે; વાંચજો. ૧૨
મુજ અવગુણ જોતાં થકાં, ન આવે તમને મેહેર રે;
પણ વાલા ગંભીર છો, જેવી સાયરલેહેર રે; વાંચજો. ૧૩
ગરૂવા સેજ ખમણાં કરે, કંઠમાં કારણ જાણ રે;
જળ સિંચે સરોવર ભરે, મેઘ ન માગે દાણ રે; વાંચજો. ૧૪
પથરા મારેછે તેહને, ફળ આપેછે અંબ રે;
તેમ તમ સરીખા વાલહા, ગરૂવા ગુણની લુંબ રે; વાંચજો. ૧૫
કાપે ચંદન તેહને, આપે વાસ ઉદાર રે;
મુજ અવગુણ છે ઘણા, ધન્ય ધન્ય તમ અવતાર રે; વાંચજો. ૧૬
મુજ સરખી કોઇ પાપણી, દીસે નહિ આ સંસાર રે;
માન્યું સાસૂકેરૂં કહ્યું, છેતરિયો ભરથાર રે; વાંચજો. ૧૭
મેં જાણ્યું નહિ એહેવું, હું તો ભોળી છું નાર રે;
સાસૂની વાતો કાને ચઢી, સમજી નહિ લગાર રે; વાંચજો. ૧૮
મેં આગળથી લહિ નહિ, સાસૂ એવી છે નાથ રે;
ખાવી ગાંઠની ખીચડી, જાવું ઘેલાની સાથ રે; વાંચજો. ૧૯
કોઈક ક્યારે પુણ્યથી, સુબુદ્ધિ પલટાય રે;
જેમ રાણીને ખોળનું, ખાવાનું મન થાય રે; વાંચજો. ૨૦
કરી પરપંચ એ સાસૂએ, ઘણો દેખાડયો રાગ રે;
પછી તો વાત વધી ગઇ, થયો પીંછનો કાગ રે; વાંચજો. ૨૧
ક્યાં આભા[1] વિમળાપુરિ, જોયા તેવા તમાસ રે;
હાંસીથીરે ખાંસી થઈ, કરવી પડી વિમાસ રે; વાંચજો. ૨૨
તમે મેઢણની વાતડી, મુજને કહી પરભાત રે;
જો તે ઠેકાણે દાટતી, તો આવડી ન થાત રે; વાંચજો. ૨૩
પરણ્યાની સહુ વાતડી, મેં કહિ સાસૂને કાન રે;
પછી તો ઝાલ્યું નવિ રહ્યું, પ્રગટયું ત્રીજું તાન રે; વાંચજો. ૨૪
મારૂં કર્યું મુજને ફળ્યું, ના આવ્યું આડું કોય રે;
ચોરની માતા કોઠીમાં, મોહો ઘાલી જેમ રોય રે; વાંચજો. ૨૫

૧ ગામનાં નામો.

પસ્તાવો શો કરવો હવે, કહ્યું કોઇને નવ જાય રે;
પાણી પીને ઘર પૂછતાં, લોકમાં હાંસી થાયરે; વાંચજો. ૨૬
જે કાંઈ ભાવી ભાવના, જે વિધે લખિયા લેખ રે;
તે સહુ ભોગવવા પડે, તેમાં મીન ન મેખ રે; વાંચજો. ૨૭
પણ કુરકટથી જે નર થયા, તે વિસ્તરેછે વાત રે;
સાર્મ્ સાંભળશે જો કદા, વળી કરશે ઉતપાત રે; વાંચજો. ૨૮
તે માટે સાવધાનથી, રહેજો ધારી હુલાસ રે;
જેવા તેવા રે લોકનો, કરશો નહિ વિશ્વાસ રે; વાંચજો. ૨૯
સાસૅને કહેવરાવજો, અહિયાં આવ્યાના ભાવ રે;
પછે જેવા પાસા પડે, તેવા દેજોજી દાવ રે; વાંચજો. ૩૦
મુજ અવગુણની ગાંઠડી, નાંખજો ખારે નીર રે;
નિજદાસી કરી જાણજો, મુજ નણદીના વીર રે; વાંચજો. ૩૧
કાગળ લખજો ફરી ફરી, કિરપા કરી મુજ મન રે;
વેલા દરશન આપજો, શરીરના કરજો જતન રે; વાંચજો. ૩૨
મુજ બેહેની વાલી ઘણી, પ્રેમળા લખી જેહ રે;
તેને બહુ હેતે કરી, બોલાવજો ધરી નેહ રે; વાંચજો. ૩૩
રાધાપતિને જે[1] કરવસે, પંચમ અક્ષર લેજો રે;
પ્રથમ અક્ષર દૂરે કરી, વધે તે મુજને દેજો રે; વાંચજો. ૩૪
જ્યાં આવે સૂરજ કુંડથી, વિઘન થયું વિકરાળ રે;
તે સહુ પુણ્ય પસાયથી, ફળશે મંગળ માળ રે; વાંચજો. ૩૫
એમ લખી લેખ ગુણાવળી, મોકલ્યો પેઊની પાસ રે;
દીપવિજય કહે ચંદની, હવે ફળશે આશ રે. વાંચજો. ૩૬

---

૧ સુદરશન.

# દેવાનંદ.

## કાઠીઆવાડ મૂળીનો સાધુ.

સંવત્ ૧૯૦૪, સન ૧૮૪૮માં હતો.

### પદ ૧.

દુનિઆમાં ડાહ્યો ડાપણમાં દુખ પામે;
ભવતારણ ભગવાન વીસારી, ચઢિયો હાલે ભામે રે; દુનિઆમાં. ૧
મનુષ્ય દેહ મળ્યો અતિ મોટો, ખોટો જાણી ખોયો;
ચોરે ચૌટે જૂઠું બોલ્યો, ના હક નીર વલોયો રે; દુનિઆમાં. ૨
હરિ હરિજન સંગ હેત ન કીધું, પીધું વીખનું પાણી;
સુખ સંસારી પામ્યા સારૂ, મુઆ લગી ઘર તાણી રે; દુનિઆમાં. ૩
હરખ શોકની નદિયો મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે હરિ ભજ્યો નહિ, ઘણે દુખે ઘેરાણો રે; દુનિઆમાં. ૪

### પદ ૨.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી;
અંત સમે કોઈ કામ ન આવે, સગાં કુટુંબ સુત નારી રે; અજ્ઞાની.
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠિણ શિરવેરી, દિલમાં કયમ નથી ડરતો રે; અજ્ઞાની.

* * * * *

આજ અમૂલક અવસર આવ્યો, હરિભજવાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું રે; અજ્ઞાની.

---

# રણછોડ ભકત.

## રાગ કાફી. પદ ૧ લું.

શરીરરૂપી અંગરખા વિષે.

અંગરખું એક તારૂં રે, બનાવ્યું બહુ જુગતિ કરી;
શિવનારો દરજી ડાહ્યોરે, કિધીછે મેહા કારીગરી. ટેક.
કારીગરી માંહિ કેવી રે કીધી તેનો, કહેતાં નાવે પાર;
બારિક કામ બહુ કીધું ઝિણું તેના, ઉપર તાણ્યા છે તાર;
ટાંકો તો નજરે-નાવેરે, દેખોને સર્વે સુરત ધરી; અંગરખું. ૧

ભાત્ય બનાવી દોરી વાળિરે નાંખી તેમાં, બખિયા મુક્યા છે બહુ સાર;
વાળ્યું વળેછે અકડ નથિ એતો તેમાં, તાણા નથી એકે તાર;
સાર શિવ્યું સંગેરે, આવ્યું છે અંગે બરાબરી; અંગરખું. ૨
કમરપટો કોઠો ને કૂણી, પુંચેથિ પાનિ પ્રમાણ;
તેમાં કલોચડી ક્યાંઈ નથી વળિ, શિવનારો ચતુરસુજાણ;
પ્રમાણ કેવું કીધુંરે, બેસતું છે બરાબરી; અંગરખું. ૩
અંગરખું બહુ રંગી બનાવ્યું, પૂરણ પ્રેમ પ્રકાશ;
ચોંપ દેખોને દરજીની કેવી, શિવતાં કર્યા નવ માસ;
દાસ રણછોડનેરે, પહેરાવ્યું પ્રભુ ખરાખરી; અંગરખું. ૪

## ગરબી.

### દિલમાં દીવો કરવા વિષે.

દિલમાં દીવો કરો દીવો કરો, કૂડા ક્રોધ કામને પરહરો રે; દિલમાં. ટેક
દયા દીવેલ પ્રણાઈયું પ્રેમ લાવો, મહી સુરતી દીવેટ બનાવો;
મહિ બ્રહ્મ અગ્નિ ચેતાવો રે, દિલમાં દીવો કરો દીવો કરો. ૧
સાચ દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અંધારૂં મટી જાશે;
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે, દિલમાં દીવો કરો દીવો કરો. ૨
દીવો અણભે પરગટે એવો, ટાળે તનનાં તિમર તેવો;
તેને નયણે નરખી લેવો રે, દિલમાં દીવો કરો દીવો કરો. ૩
દાસ રણછોડે ઘર સંભાળ્યું, જડી કુંચી ઉઘડ્યું તાળું;
થયું ભૂમંડળમાં અજવાળું રે, દિલમાં દીવો કરો દીવો કરો. ૪

## રાગ વેળાવર. પદ ૧.

વનચર વીરા વધામણી, કહેને ક્યાંથકી આવ્યો;
આરે મુદ્રિકા શ્રીરામની, કહેને ક્યાંથકી લાવ્યો; વનચર વીરા. ૧
આ રે મુદ્રિકા શ્રીરામની, કોઈને જોવા ન જડતી;
તે તારે હાથ આવી ચઢી, મુને કળ નથી પડતી; વનચર વીરા. ૨
બોલજ બોલ્યને બંધવા, સાચી સંભળાવે વાત;
ઝાળ ઓલવજો જાનકી, કુશળ છે રઘુનાથ; વનચર વીરા. ૩
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી;
કપૂર લેઇ આલ્યું કાગને, મારે વહાલે વીસારી; વનચર વીરા. ૪

નાથ નમેરા ક્યમ થયા, હૈડાં કઠણુજ કીધાં;
સતીને મેલીને સાધુ થયા, મુખ મુનિવ્રત લીધાં; વનચર વીરા. ૫
જોગ લીધો એ બંધવે, બેઠા આસન વાળી;
શ્રીપાત થયા સઉ દેખતાં, પીધાં ઉપવીત બાળી; વનચર વીરા. ૬
આજ કાલ રામજી આવશે, તો તો અબળા ઉગરશે;
નાથ વિજોગે ટળવળી, નારી નિશ્ચય મરશે; વનચર વીરા. ૭
પંથ ન્યાળતાં નેત્ર ગળ્યાં, કર્મનો પાર નાવ્યો;
રણછોડના સ્વામીને જૈ કહેજો, સતીએ સંદેસો કહાવ્યો; વનચર વીરા. ૮

પદ ૨.

હશીને બોલ્યા હનુમાનજી, માતા આગના પાળું;
કહો તો રાવણને રોળિદઉં, કહો તો લંકા પ્રજાળું; હશીને. ૧
કહો તો રાક્ષસના કુળને, ખરી ખાંતેથી ખાઉં;
કહો તો ખાંધે બેસારિને, પેલી પાર લઇ જાઉં; હશીને. ૨
વિપત પડે નવ ખૂટિયે, રામજી છે રૂડા;
નથિ સતીપતિ સાધુ થયા, નથી દિલના રે કૂડા; હશીને. ૩
રામ લક્ષ્મણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારિ માતાનું દુખ જોઇને, આવે આંસુની ધારા; હશીને. ૪
તમે કહ્યું માનો મારી માતાજી, કશી ચિંતા ન કરિયે;
સાચે મને કરી સાધવી, ધ્યાન ધણિનું ધરિયે; હશીને. ૫
એ આવે રૂડા રામજી, ટાળવા દુઃખ તારૂં;
શુદ્ધ લેવા મને મોકલ્યો, કહ્યું માનજો મારૂં; હશીને. ૬
એ આવે રઘુનાથજી, જાણિયે જોગમાયા;
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા; હશીને. ૭

પદ ૩.

હવે રાવણ મંદોદરી પ્રત્યે કહેછે.

રાવણ કહેરે મંદોદરી, હારશો નહિ હૈયે;
લંકાગઢ કેમ લેવાશે, દશરથને છૈયે; રાવણ.
સેના એની જુઓ શોભતી, માંહિ વનચર વારૂ;
રાજા રાવણને જીતશે, એ તો શા બળ સારૂ; રાવણ.

થાળી વગાડે હું નવ બીહું, રહ્યાં ત્રંબાળુ ગાજી;
અમ આગળે શો આશરો, જક માં કરો ઝાજી; રાવણ.
અજાણ્યો મારો એ નથી, માનની મતિ પાઇ;
જોર કરીને આવિયો, જે જનકનો જમાઇ; રાવણ.
ત્રણ ભુવનમાં તારણી, નથી નરપતિ એવા;
રાજા રાવણશું આથડે, યુદ્ધનો લાવ લેવા; રાવણ.

* * * * *

નારી નહિ આલું નરપને, બરદ મહારૂં જાય;
થનાર હશે તે થઇ રહેશે, ગુણ રણછોડ ગાય; રાવણ.

### અન્નદેવનું પદ ૪.

તમને આરાધું અન્ન-દેવ, પ્રથમ કરૂં તમારી સેવ; ટેક.
સવા પહોર સૂતાં ઊઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પેહેલે પ્રાતઃકાળ; તમને.
પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલોલ;
માણસ થાયછે મરવા જેવું, ઘડી થાય જો સોળ; તમને.
વાત કરતાં વઢી પડેછે, ભણતાં જાયછે ભૂલી;
આંખડિયે અંધારાં આવે, કાયા થઇ જાય લૂલી;

* * * * *

બળિયામાં જે બળિયો કહાવે, જે છે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઈને ઢળિયો; તમને.

---

## દેવાનંદ.

સંવત્ ૧૯૦૪ માં હતો.

### પદ. ૧ લું.

કાળ તારી કેડેરે, આયૂપને ઓછિ કરે;
મમતામાં મૂરખરે, ખુંચ્યો તોય ખબર ન રહે. ટેક.
બાળપણું જોબન ગયું જોતાં, ઘરડો થયો તું ગમાર;
આજ કાલ કરતાં આવ્યો તારો વાયદો, માથે છે જમના માર;
વાર નથિ ઝાઝીરે, દિલમાં ન હજી ડરે; કાળ તારિ. ૧

લવ નિમિષ ઘડી મૂરત માપે, પોર દિવસ પરમાણુ;
પક્ષ.માસ કરિ વર્ષ કહાવે, સહકે જાુગ સુજાણુ;
માથે તારે મોટુંરે, ફરતું એવું ચક્ર ફરે; કાળ તારિ. ૨

* * * * *

કર કર સંત સમાગમ સાચો, અવસર આવ્યો અમુલ્ય;
દેવાનંદ કહે દેખ વિચારી, અંતઃકરણ અનુકૂળ;
ભજ્યા વિના ભૂધરરે, જીવ બાહુ જન્મ ધરે; કાળ તારિ. ૩

### પદ. ૨ જું. રાગ કાફી.

પ્રભુને વિસાર્યા પ્રાણી રે, મનુપાતન પામીનેરે; પ્રભુને.
લોકનિ લાજમાં, કામ બગાડ્યું તારૂં;
વિવેકનિ વાત ન જાણીરે, મનુપાતન પામિને રે; પ્રભુને. ૧
કૂડ કપટ કરી માયા મેળિને. કીધિ સર્વે ધૂળ કમાણી રે; મનુ. ૨
માલ ને મિલકત જાુવતિમાં મોહ્યો, કેમ તારિ અકલ વેચાણી રે; મનુ. ૩
દેવાનંદ કહે દેખ વિચારી, મુરખ તેં મુવા સુધિ તાણી રે; મનુ. ૪

### પદ. ૩ જું.

#### સ્ત્રિયોને શીખામણ.

સધવા નારીને સ્વામીની સેવામાં રેહેવું;
જે જે વચન કહે વ્યવહારિક, તે કારજ કરિ લેવુંરે; સધવા.
ખાતાં પીતાં સૂતાં બેઠાં, કહે પતી તેમ કરવું;
હરૂખ શોક ને હાણ લાભમાં, ફિકર તજીને ફરવું રે; સધવા. ૧
રીસ કરીને રાતે નયણે, બળતાં વેણ ન બોલે;
શમતા શીળ સ્વભાવ સયાણી, તે નારી સતિ તોલે રે, સધવા. ૨
જોબન વાન રૂપ ગુણ જાતી, નર કોઈ નજરે દેખે;
હાડ માંસનો લોચો જાણી, પતી વિનાનો પેખે રે; સધવા. ૩
હાંસી ખ્યાલ હરામી સોબત, ભાંડ ભવાઇ ન ભાળે;
દેવાનંદ કહે શુભ કુળવાળી, સમજી સઉ અઘ ટાળે રે; સધવા. ૪

### પદ. ૪ થું.

હરિજન નારીને કુલટાનો સંગ ન કરવો;
પાસે બેઠે લાંછન લાગે, પાપરૂપ પરહરવો રે; હરિજન.

કુલટાનારી કામણગારી, વઢકારી વ્યભિચારી;
અંતર કૂડી ભાવે ભુંડી, ભોગવે ભવ દુખ-ભારી રે; હરિ. ૧
રાત દિવસ ઘર બાહર રઝળે, કુળ મરજાદા મેલી;
જૂઠા બોલી જ્યાં ત્યાં જાયે, અરધી રાત એકેલી રે; હરિ. ૨
સાચું ખોટું જાણ્યા સારૂ, અધરમથી ઉપજાવી;
ધર્મ લોપ કરવા સારૂ એ, આ કળિજુગમાં આવી રે; હરિ. ૩
વેરાગણનો વેષ ધરીને, ગામે ગામે ગાવે;
દેવાનંદ કહે ચાર વરણને, વાત કરી વટલાવે રે; હરિ. ૪

---

# રૂપવિજય.

## અમદાવાદનો જતી.

સંવત્ ૧૯૦૫, સન ૧૮૪૯ માં હતો.

### રહનેમી સજાય.

આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.

એ દેશી.

કાઉસગ ધ્યાને મુનિ, રહનેમી નામે;
રહ્યાછે ગુફામાં શુભ પરિણામે રે, દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો;
ધ્યાનથકી હોય ભવનો પાર રે, દેવરિયા મુનિવર; આંકણી.
વરસાતે ભીનાં ચીવર મોકળાં કરવા.
રાજૂલ આવ્યા તેને ઠામ રે; દેવરિયા મુનિવર.. ૧
રૂપે રતિ રે વસ્ત્રે વરજીત બાળા,
દેખી ખોભાણો તેણે કામ રે; દેવરિયા મુનિવર.
દિલ ખોભાણું જાણી રાજૂલ ભાખે,
રાખો થિર મન ગુણના ધામ રે; દેવરિયા મુનિવર. ૨
જાદવ કુળમાં જિનજી નેમ નગીનો,
વમન કરીછે મુજને નેણ રે; દેવરિયા મુનિવર.
બંધવ તેના તમે શિવાદેવી જાયા,
એવડો પટંતર કારણ કેણ રે; દેવરિયા મુનિવર. ૩

પરદારા સેવી પ્રાણી નરકમાં જાય,
દુર્લભ બોધી હોયે પ્રાય રે; દેવરિયા મુનિવર.
સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે,
તેનો છૂટકો કદિયે ન થાય રે; દેવરિયા મુનિવર. ૪
અશુચિ કાયા રે મળ મૂત્રની ક્યારી,
તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવરિયા મુનિવર.
હું રે સંજમિ તમે મહાવ્રત ધારી,
કામે મહાવ્રત જાશો હારી રે; દેવરિયા મુનિવર. ૫
ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઇચ્છે.
નાગ અંગધન કુળની જેમ રે; દેવરિયા મુનિવર.
ધિક કુળ નીચા થઇ નેહથી ચાલે,
ન રહે સંજમ શોભા એમ રે; દેવરિયા મુનિવર. ૬
એવાં રસિલાં રાજૂલ વયણ સુણીને,
બૂઝયા રહેનેમી પ્રભુજી પાસ રે; દેવરિયા મુનિવર.
પ્રાય આલોઈ ફરી સંજમ લીધું,
અનુક્રમે પામ્યા શિવ આવાસ રે; દેવરિયા મુનિવર. ૭
ધન્ય ધન્ય જે નર નારી શિયળને પાળે,
સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે; દેવરિયા મુનિવર.
રૂપવિજય કહે તેના નામથી હોજો,
અમ મન નિર્મળ સુંદર દેહ રે. દેવરિયા મુનિવર. ૮



# વીરવિજય.

## અમદાવાદનો જતી.

સંવત્ ૧૯૦૫, સન ૧૮૪૯ માં હતો.

## તેના પ્રસિદ્ધ ગ્રંથ.

ધમ્મિલનો રાસ; શિયળવેલ.

## હિતશિક્ષા.

સાંભળજે તું સુજની મોરી.

એ દેશી.

સાંભળજો સજ્જન નર નારી, હિત શીખામણ સારી જીરે;
રીસ કરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી શૂણજો સાજનો રે.
લોક વિરૂધની વાર, શૂણજો જગત પડ્યો વ્યવહાર; શૂણજો. ૧
મૂરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળી નારૂ જીરે;
જો સંસારે સદા સુખ વંછો, ચોરની સંગત વારૂં; શૂણજો. ૨
વેશ્યા સાથે વણજ ન કરિયે, નીચશું નેહ ન કરિયે જીરે;
ખાપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિયે; શૂણજો. ૩
કામ વિના પરઘર નવ જૈએ, આળે ગાળ ન દીજે જીરે;
બળિયા સાથે બાથ ન ભરિયે, કુટુંબ કલેશ ન કીજે; શૂણજો. ૪
દુશમનશું પરનારી સાથે, તજીએ વાત એકાંતે જીરે;
માત બેનશું મારગ જાતાં, વાત ન કરિયે રાતે; શૂણજો. ૫
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહિયે જીરે;
માતપિતા ગુરૂ વિણ બીજાને, ગુજની વાત ન કહિયે; શૂણજો. ૬
અજાણ્યાશું ગામ ન જૈએ, ઝાડ તળે નવ વસિયે જીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસિયે; શૂણજો. ૭
રમત રમતાં રીસ ન કરિયે, ભય મારગ નવ જઈએ જીરે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવ રહિયે; શૂણજો. ૮
હુંકારા વિણ વાત ન કરિયે, ઈછા વિણ નવ જમિયે જીરે;
ધન વિદ્યાનો મદ નવ ધરિયે, નમતા સાથે નમિયે; શૂણજો. ૯

ગુરૂ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસિયે જીરે;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસિયે; શૂણજો. ૧૦.
કૂવાકાંઠે હાંસી ન કરિયે, કેફ કરી નવ ભમિયે જીરે;
વેરો ન કરિયે ઘર વેચીને, જુગઠડે નવ રમિયે; શૂણજો. ૧૧
ભણતાં ગણતાં આળસ તજિયે, લખતાં વાત ન કરિયે જીરે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિયે; શૂણજો. ૧૨
નામૂં માંડો આળસ છાંડી, દેવાદાર ન થઈએ જીરે;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઈ રહિયે; શૂણજો. ૧૩.
ધનવંતો ને વેષ મલિનતા, પગ શું પગ ઘશી ધોવે જીરે;
નાપિક ઘર જૈ શિર મુંડાવે, પાણીમાં મુખ જોવે; શૂણજો. ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણાં તોડે જીરે;
ભોંઈ ચિત્રામણ નગ્ન સૂએ તો, તેને લક્ષ્મી છોડે; શૂણજો. ૧૫
માતાચરણે શીશ નમાવી, બાપને કરો સલામો જીરે;
દેવ ગુરૂનાં દરશન કરીને, કરો સંસારનાં કામો; શૂણજો. ૧૬
બે હાથે માથું નવ ખણિયે, કાન નહિ ખોતરિયે જીરે;
ઊભા કેડે હાથ ન દેઇયે, સામે પૂર ન તરિયે; શૂણજો. ૧૭
તેલ તમાકુ દૂરે તજિયે, અણગળ જળ નવ પીજે જીરે;
કુળવંતી સતીને શીખામણ, આના ભેગી દીજે; શૂણજો. ૧૮
સસરો સાસૂ જેઠ જેઠાણી, નણદી વિનય ન મૂકો જીરે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો; શૂણજો. ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે, પર મંદિર નવ ભમિયે જીરે;
રાત પડે ઘર બહાર ન જૈએ, સૌને જમાડી જમિયે; શૂણજો. ૨૦
ધોબણ માળણ ને કુંભારણ, જોગણ સંગ ન કરિયે જીરે;
સેજે કોઈક આળ ચઢાવે, એવું શીદ આદરિયે; શૂણજો. ૨૧
નિજ ભરતાર ગયો દેશાવર, તવ શણગાર ન ધરિયે જીરે;
જમવા નાત વચે નવ જૈએ, દુરિજન દેખી ડરિયે; શૂણજો. ૨૨
પરશેરી ગરબો ગાવાને, મેળે ખેળે નવ જૈએ જીરે;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ થૈએ; શૂણજો. ૨૩
ઊપડતે પગ ચાલ ચાલિયે, હુનર સહુ શીખીજે જીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઈ કરીને, દાન સુપાત્રે દીજે; શૂણજો. ૨૪

શોકતણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયે જીરે;
તેની સુખ શીતળ આશિષે, પુત્રતણાં ફળ લહિયે; શૂણજો. ૨૫
બાર વરસ બાળક સુરપડિમાં, એ બેસરીખાં કહિયે જીરે;
ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદ કરે દુખ લહિયે; શૂણજો. ૨૬
નર નારી બેહુને શીખામણ, મુખ લવરી નવ હસિયે જીરે;
નાત સગાનાં ઘર છોડીને, એકલડા નવ વસિયે; શૂણજો. ૨૭
વમન કરીને ચિંતા ઝાળે, નબળે આસન બેશી જીરે;
વિદિશ દક્ષિણ દિશ અંધારે, બોટયું પશુએ પેશી; શૂણજો. ૨૮
અજાણે ૠતુવંતી પાત્રે, પેટ અજીરણ વેળા જીરે;
અગાસે ભોજન નવ કરિયે, બેજણ બેશી ભેળાં; શૂણજો. ૨૯
અતિશે ઊંનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવું જીરે;
મૌનપણે ઓડીગણ વરજી, જમવા પેલાં નાવું; શૂણજો. ૩૦
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેશી ન જમવું જીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું; શૂણજો. ૩૧
કંદ મૂળ અભક્ષને બોલી, વાસી વિદળ તે વરજો જીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા, જો વળી નર ભવ સરજો; શૂણજો. ૩૨

---

## નરભેરામ.

**પેટલાદ પરગણે પીજનો ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ.**

સંવત્ ૧૯૦૮, સન ૧૮૫૨ માં હતો.

### તેની પ્રસિદ્ધ કવિતા.

નરસિંહ મહેતાના દીકરાનો વિવાહ, બોડાણાની મૂછનાં પદ,
છપા, પદ, ધોળ, ગરબીઓ વગેરે.

છૂટક છપ્પા.

મેગળ નિસરી બહાર, ચાલતો મહા સુખ માણે;
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;

પૂંઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેશિ રહેછે;
મેગળને મન નહિ, માન અપમાનજ દેછે;
એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે;
કહે નરભેરામ ગુરૂથકી, દુરિજન સઘળા શ્વાન છે.
જે જમે ઉધાર સાથે થયું, તેના ધરૂંછું શોકને;
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપું લોકને.
કોઇ કહેશે એમ, હાથ તો શીદને ધરિયે;
હાથ ધર્યે જીવાય, નહિતો પેટ ન ભરિયે;
ધરિયે નહિ જો હાથ, નાસ્ત્રાં કેમ ફરાય;
હાથ ધર્યો પરતાપ, ટાઢ તડકો તે જાય;
જે હાથ ધર્યા વણ મહેનતે, જીવવું તેતો ઠીક છે;
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિક છે.
વગર મેનતે ખાય, પારકા માગી મેવા;
વગર મેનતે ખાય, હરાયા સાંઢા જેવા;
જીવ પારકું ખાઇ, એહ અવતાર ન સારો;
જોતો નથી વિચારી, લાભ લૂટાયે મારો;
જે માલ પારકો ખાઈને, મૂર્ખ હૈયે હરખાયછે;
કહે નરભો લાભ બધો ખુએ, નાગો શું લૂંટાયછે.
ખારતણી ભૂમિમાં, સોમણે બાજરિ વાવી;
ખાર બધું ખાઈ ગયો, પાછિ પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહિ, પાત્ર કુપાત્ર ન જોયું;
ખાધું તેને પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું;
સઘળી ભૂમિ સરખી નથી, કઈ છાયા કઈ તાપની;
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની;
જાચક જીવન ધીક, વગર મેનત જે જીવે;
જાન જાચકે થાય, જુઓ દેખાડું દીવે;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;
જાચકને નોંતરી, જમાડે ઘીની ધારે;
જાચક તો તે નથિ જાણતો, જાન અતિશે થાયછે;
કહેછે નરભો મોટમપણે, લાખો જર લૂંટાયછે.

## લૂટાયાવિષે. ઘોળ. ૧.

રાતો ઘોડો રણ્પાખરિયો, શ્વેત ધર્યો શણગાર જોને: એ રાગ.

ધરમે ઘોળાં નિત્યે ગાઇએ, ઠાકોરવાળો ડાહ્યો વાલા;
આંગા તળેથી બે જણ ઊઠ્યા, બ્રાહ્મણ દેખી ધાયો વાલા. ૧
ઊભોરે અલ્યા બ્રાહ્મણ તું તો, ત્યારે લાગી બીક વાલા;
જુગત કરીને જોડો લીધો, ઠાકોરને છે ઠીક વાલા. ૨
ભાંજ આપ્યને, ભાંજ આપ્યને, એવું આવી કહેછે વાલા;
અચરજ સરખું મુજને ભાસ્યું, લૂગડાં તો લેછે વાલા. ૩
પાઘડાને પહેલી લીધી, માથું કરિયું બોડું વાલા;
હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે નોતું ઘોડું વાલા. ૪
દોટીમાં શું એવું કહીને, પછેડી પણ લીધી વાલા;
જૂના લઇને નવાં આપશે, કૃપા હરિએ કીધી વાલા. ૫
જે જોઇએ તે માગી લ્યોને, ના કહ્યાનો નેમ વાલા;
હાથ પગને દોરી તુંબડી, રહિછે કુશળ ખેમ વાલા. ૬
ચોખાનીનો કડકો પેર્યો, સર્વે દાન કરીને વાલા;
ઊમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વાલા. ૭
જૂનાં પૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વાલા;
રામકૃષ્ણ ગોવિંદ કરતા, ચાલ્યા ઊભી વાટે વાલા. ૮
લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ કયાં લૂટચો વાલા;
જિવ્હા મુખમાં સાજી છે તો, છોગાળોજી ત્રૂઠ્યો વાલા. ૯
નાહાને ભડકે દીવાળી ને, મોટે ભડકે હોળી વાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહેછે કોળી વાલા. ૧૦
'પણસોરા' ને ચોરે આવ્યા. ખબર કરીછે ખાંતે વાલા;
બ્રાહ્મણ પટેલ દેશાઇ કહે, ભગત રહો નિરાંતે વાલા. ૧૧
દવારકા-દેશાઇને જોરે, ભાઇએ કરિયું જોર વાલા;
ઘો રણશિંગું વહાર કરોને, ઝાલી લાવો ચોર વાલા. ૧૨
નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વાલા;
નિત્યે પૂન્યમે મારે જાવું, ખોશ્યો મારા પ્રાણ વાલા. ૧૩
પછેડી તો તુર્ત મગાવી, હાથ ભરીને લીધી વાલા;
જૂનાં લેઇને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધી વાલા. ૧૪

બે ચાર દિવસ જો રહો તો, બાજરી લખાય વાલા;
જન નરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વાલા. ૧૫
પાંચે દિવસ કિરતન કરિયાં, બાજેરી થૈ મણ બાર વાલા;
વેઢિયાનાં મન દુખાયાં, નરભે મેલ્યો પાર વાલા. ૧૬

---

# થોભણદાસ.

તેની રચેલી કવિતા, પદ, ગરબીઓ પ્રસિદ્ધ છે.

**ચોપાયા છંદ.**

સાંભળને શીખામણ મારી, પાપી પ્રાણી અભાગી;
સુખ મેલીને દુખના દાડા, મરવા લેછે માગી;
માથા ઉપર મરણ ભમેછે, એ લીધો કે લેશે;
આંખે તો અંધારી બાંધી, મોગમ મારજ દેશે. ૧
સાત પેઢિનું સગું સાગવું, કોઇ ન આવે આડે;
બેઠાં બેઠાં જોશે રોશે, જાણે લૂટચાં ધાડે;
પ્રાણ ગયા તે કોઇ ન જાણે, સર્વે પડચું રહેશે;
વાલાં હશે તે વેરી થઈને, કાઢો કાઢો કહેશે. ૨
સોંઘું શણનું સાદરડું ને, કાચલીકેરો કડકો;
આવ્યા મધ્યે એજ આવશે, દેશે બહાર ધબડકો;
ખડકે જઇને ખડકશે ને, ચોરિ બાંધશે ચણી;
ગોઠવણી તો ઘણિ ગોઠવશે, બંધી કરશે ઘણી. ૩
સોડ તાણિને સૂંવારશે ને, હઈએ મુકશે ખોડ;
મોઢેથી પરજાળશે ને, વાના બાંધશે ઓઢ;
કંચન સરખી કાયા ઉપર, ભડકે હોળી બળશે;
માત પિતા ને દારા બંધુ, વળાવિને તે વળશે. ૪
કાગારોળજ કરતાં કરતાં, જૈને જળમાં નાશે;
પૂંઠેથી વા આવશે, તે ભભૂત ઊડી જાશે;
મુંઆ પૂંઠે ચોથે દહાડે, ક્રિયા કરવાની પેર;
સવાયા કે દોઢા કાઢી, નાત તેડશે ઘેર. ૫

કરશે એની લાજ ઇજતને, તારૂં તારી સાથે;
પુણ્ય હશે કીધું તે પામિશ, હેત સહિત નિજ હાથે;
શ્રાદ્ધ સરાવી સગાં સનેહી, કરશે વડી વડાઈ;
ચોરે ચૌટે એહાં હાંકે, બહુ ખરચ્યાનિ બડાઇ. ૬
ગયાજ ખાતે વાવરિયું ને, રહ્યા ખાતે તે રહિયું;
દુખ લાગે તો વેલું લાગો, કેહેવું હતું તે કહિયું;
તેથી પૂછો દિવાકરને, ઊપજ્યા ખપ્યા અનંત;
કહે ધોળણ સેવો હરિગુરૂને, સત્ય સગા તો સંત. ૭

---

# ગોપાળદાસ.

બુદ્ધિ વહુને શીખામણ વિષે.

રાગ ધોળ.

આછો ઘુંઘટ વહુને વહાલેરો લાગે.

એ રાગ.

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો મનાવું; હો લોલણી
સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે. ટેક.
શીલ સંતોષ કહો તો કલાં ઘડાવું,
કરૂણાની કાંબિયો પેરાવું; હો લોલણી સાચી સમજણ.
વિવેક વિચાર કહો તો વિછુવા ઘડાવું,
હર્ષના ઘૂઘરા બંધાવું; હો લોલણી સાચી સમજણ. ૧
સાધન સંપતિ કહો તો ચૂડલો પેરાવું,
ક્ષમાની ચીપો મઢાવું; હો લોલણી સાચી સમજણ.
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતિનું રતન જડાવું; હો લોલણી સાચી સમજણ. ૨
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું; હો લોલણી સાચી સમજણ.

ટેક રૂપી કહો તો તુશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું; હો લોલણી   સાચી સમજણ. ૩
સત-સંગત રૂપી ઘુલર ઘડાવું,
લગનનું લોળિયું પેરાવું; હો લોલણી   સાચી સમજણ.
ભક્તિ રૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનિયો મેલાવું; હો લોલણી   સાચી સમજણ. ૪
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડો કરાવું; હો લોલણી   સાચી સમજણ.
સીધી સમજણ કહો તો સેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોઢાવું; હો લોલણી   સાચી સમજણ. ૫
ધીરજ રૂપી કહો તો વેણો ગૂંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું; હો લોલણી   સાચી સમજણ.
ચોખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચૈતનની ચુંદડી પેરાવું; હો લોલણી   સાચી સમજણ. ૬
સાચી કરણીનો કહો તો કંચુવો શીવડાવું,
ભાવનું ભરત ભરાવું; હો લોલણી   સાચી સમજણ.
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું; હો લોલણી   સાચી સમજણ. ૭

---

# મૂળદાસ.

## પદ ૧.

હરિને હાથ સૌ રહેછે, વરધ હાણ હરિને હાથ સૌ રહેછે;   ટેક.
કર્મ પ્રધાન કહાવે ને સઉને સમજાવે, પાપ પુણ્યનાં ફળ લખેછે;
જેવિ હોય કરણિ એવી પાર ઊતરણી; જેને ઘટે તેવાં સુખ દેછે; વરધ.   ૧
દયા ધર્મ હોય તેનું લેઇ ન શકે કોઇ, રજ્યું આપ આપણું જમેછે;
ખોદશે તે પડશે પરવશ થૈ રડબડશે, કર્યાં કર્મ પોતાનાં દમેછે; વરધ.   ૨
પરમારથ ન પ્રીછે ને-દિલમાં સુખ ઈછે, ગજની અંબાડિયે ચઢેછે;
રૂડે રથે જોડ્યા ફૂટડિયા છે ઘોડા, પૂંઠે નગારાં નિશાન ગડગડેછે; વરધ.   ૩

લોભે લાગ લાગે પુણ્યની પાળ ભાગે, વગર ન્યાયે અન્યાયે લડેછે;
કહે મૂળદાસ લાંચડિયા પર નિંદક, એ નિશ્ચે નરકમાં પડેછે; વરઘ. ૪

પદ ૨.

હરિ ન ભજ્યો શામાટે, આ અવસર હરિ ન ભજ્યો શામાટે; ટેક.
ધંધામાં ધાયો ને લોભે લપટાયો, ને જતન કરીને માલ દાટે;
અગ્નિ જળ બે છે ચોર કપટે લૂંટિ લેછે, હરિ હીરો ખોયો તે કોડિ સાટે; આ ૧
રાવણનો જોડો તેનો અન્ન થયો થોડો, એહા વિભીષણ પાટે;
પાપે ખે જણાશે ને ધર્મની જે થાશે, તમે હીંડો વિચારીને વાટે; આ. ૨
દેશપતિ કહાવે માલ ખજાને ભરાવે, ને હીંચે હીંચોળાખાટે;
જે ગયા ઊઠિ તેની રાખ મૂંઠી, કાં કૂટિ મરો ઊચાટે; આ. ૩
શાહુકાર ભારે ને હુંડિયો શકારે, ને બેઠા વાણોતર હાટે;
કહે મૂળદાસ કર હાથે તે સાથે, કોઇ કોડી ન બાંધે તારિ ઠાઠે; આ. ૪

પદ ૩.

મનુષ્યા જનમ શીદ ખુએ, આવો રૂડો મનુષ્યા જનમ શીદ ખુએ; ટેક.
સંસારીજન કહે અમેજ સુખિયાં, દારા ધન પુત્રને જુએ;
હેતે હુલાવે ને પ્રીતે પરણાવે પછી, મરતાંને ધ્રૂસકે રૂએ; આવો.

* * * * *

કીર્ત્તિદાન કીધાં જ્ઞતિને જશ લીધા, ને કાદવમાં કર ધુએ;
કારણ કહાવે ને પારાયણ પઢાવે, એનું ધૂતીને લીધું ભૂએ; આવો.
કુડ કપટ કીધાં ધૂતીને ધન લીધાં, વિચારી ન જોયું મુએ;
કહે મૂળદાસ એવા ઊંધા અજ્ઞાની, એતો દેખી પેખીને પડે કૂવે; આવો.

---

# પુરીબાઈ.

## ઉમરેઠની.

સીતામંગળ. કડવું ૧ લું.

**રાગ ધોળ.**

સતી સીતાને ચરણે લાગુંજી, નિર્મળ વાણી ને શુદ્ધ બુદ્ધ માગું જી;

ઢાળ.

* * * *

સિવરા-મંડપ રચ્યો જ્યારે ને, તેડાવ્યા બહુ ભૂપ;
રૂષિ સાથે રાઘવ આવ્યા એનું, મહા મનોહર રૂપ.
પાતાળના રે પંનગ તેડ્યા ને, આવ્યા ગગન મુનિદેવ;
રાવણ કહે હું ધનુષ ભાગું ને, કન્યા વરૂં તતખેવ.
સતી જાનકિયે સામું જોયું ને, દીઠા શ્રીમહારાજ;
સ્વામી ભવોભવ હું પદ-સેવક, કેમ વીસારી આજ.
સતી તે કેરાં વચન શૂણી ને. હસ્યા શ્રીરઘુવીર;
ક્ષણમાં વરૂં રે હું જાનકી, તું રાખ મનમાં ધીર.
કરજોડી પુરી ભણે જેનો, ઉમરાપુરિમાં વાસ;
સ્વામી સૌ સંતની દાસ છું. રઘુનાથ રાખો પાસ.

### કડવું ૨ જું. ઢાળ.

રતનાળિ સીતાજીએ વેણુ વછોડી. શેષ નાગ સળકી રહ્યા કરજોડી.
મુખની છબી અતિ બુદ્ધિ શોહીયેજી માંહિ, રોહિણી પતિ દરશને આવ્યોજી બાઇ.
નાસિકા શુકચંચુ અધરરસ શોહે, દંત દેખીને માનવિનાં મન મોહે.
શણગાર સજે રાજા જનક-કુવારી, તેની શોભા બની ત્રણ લોકથી ન્યારી.
કર કોમળ ને રાતા કુમકુમ જેવા, ચૂડલો રતનાળો બાજુબંધ તેવા.
કોદંડને ભાગતાં હાથ ચંપાણા, મોટા ભૂપતિ માંય પડ્યા ખશિયાણા.

* * * * *

ત્યાંતો ધનુષ ભાગીને સાત ખંડ કર્યારે, પછી જનકની કુંવારીને રામ વર્યારે.
ત્યારે ચઉદલોક માંહિ ચાલી વધાઇ, કરજોડીને એમ કહે પુરીબાઇ.

### કડવું ૩ જું. ઢાળ.

જાન લઈ ચાલ્યારે દશરથ રાય, હસ્તી ઘોડા બહુ કહ્યા નવ જાય.
કાળા કાબરા ને રાતા રે ઘણા, સુંદર તે મહારાજારે તણા,
લીલા પીળા ને ધોળા જેહ, ઘોડા પાખરિયા પલાણ્યા તેહ.
રથ સુખપાલોની રચના રે બણી, જાન વખાણું રે રાઘવતણી.
ભારે શેષ પાતાળે ગયો, રજે સૂરજ ઝાંખો રે થયો.

ભેર ભૂંગળ બહુ નાદજ થાય, જાનનીં શોભા કહીં નવ જાય.
ક્ષણમાં પોંચ્યારે દશરથ રાય, સામઇએ રાજા જનકજી જાય.
ભેટ્યા વેવાઇને મળિયાં મન, રાજા જનક કહે દિવસ ધન્ય ધન્ય.
એળચિએ વાસ્યાં રે જળ આણી, ખાંડ ઘોળીને પાયાં રે પાણી.
જાન જોઇને રાજા જનકજી હસ્યા, એ આગળ આપણ રાજા રે કશા.
ચંદનના ઓરડા ઊઘડ્યા, દશરથ રાજન ત્યાં રે ઊતર્યા.
પાલખડી મેલો રે પરશાળ, જોતાં સામી દીસેરે રસાળ.
જાનરડિઓની રે જુક્તિજ બણી, પાથરણાં રે આપ્યાં પાથરી.
ઘોડાની રે ઘોડારો ઘણી, વળી વિધિ કરી રૂડી માફાતણી.
આવી જનકજી બોલ્યા વાયકા, કલુઓ લેઇ ચાલો નાયકા.
નાગરી સૌ મળી નારી જેહ, કલુઓ લેઇને ચાલી તેહ.
ગાતી તે વાતી જાનિવાસે જાય, ઘણું સંતોક્યા રે રાઘવરાય.
કૌશલ્યા બાઇએ રે દીધાં માન, સહુકોને આપ્યાં ફોફળ પાન.
જનક રાજાની જે વહુ દીકરી, તેને તે ફોફળ આપ્યાં ફરી.
માતા તે નયણે અંજન કરે, કંકુ ચંદન રઘુપતિને ધરે.
માતા તે મનમાં એવું ભણે, રખે કુંવર કોની દૃષ્ટે પડે.
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ ધીર, વર પાસે બેઠા ત્રણ વીર.
માતાજી ચિંતા ન કરશો તમો, રક્ષા કરીશું રે રાઘવ અમો.
એ તો કહિયે રે કારણ રૂપ, સૂરજ વંશમાં મોટો ભૂપ.
ધનુષ તો એણે ભાગિયું, ઘણા અસુરનું કુળ લાજિયું.
તોરણે ને છજે નાચે મોર, મંડપમાં દીસે ઘનઘોર.
મંડપમાં રે ઊભાં મહામતિ, તેણે નવરાવ્યાં મહાસતી.
ગોત્રજ આગળ બેઠાં સીત, રાઘવજી શું પૂરણ પ્રીત.
ગોત્રજ માંય રે વર આવિયો, રૂદે કમળમાં તે ભાવિયો.
દશરથના જાંગી ગડગડ્યા, રઘુનંદન વરઘોડે ચઢ્યા.
કરજોડીને કહે પુરી સહી, લગન સાધવાનીં વેળા થઇ.

**કડવું ૪ થું. ઢાળ.**

ચંચળ અશ્વે ચઢ્યા રઘુનંદન, ઢોલ દદામા ગાજેજી;
સીતાનો વર શોભે તોરણ, જોઇ કોટી કામ લાજેજી.

કટી કોમળ ત્યાં મેખલા સોહ્યે, પાયે નેપુર વાજેજી.
બાંહે બાજુબંધ બાંધ્યાછે, કોટે કૌસ્તુભમણિ છાજેજી.
જાનરંડિ વરની માડી સંઘાતે, ગીત મધુરાં ગાયજી;
સાસૂ પ્રેમે પનોતાં ધાઈ, વરને પોંખવા જાયજી.

**કડવું ૫ મું. ઢાળ.**

* * * * *

સીતા પેહેલું મંગળ વરત્યું રઘુરાય, ત્યાંતો મધુપર્કકેરાં દાન અપાય.
સીતા બીજું મંગળ વરત્યું રઘુરાય, ત્યાંતો મુદ્રિકા કેરાં દાન અપાય.
સીતા ત્રિજાં મંગળ રામની સાથ કીધાં, ત્યારે શ્રીરઘુનાથે મહાદાન દીધાં.
સીતા ચોથું મંગળ વરત્યું રઘુરાય, ત્યાંતો કન્યાકેરાં દાન અપાય.
ત્યાં બુરાનપુરની બાજોઠી મગાવો, ત્યાં વીસળનગરની થાળી અણાવો.
ત્યાં ડુંગરપુરની ઝારી રે આણી, કંસાર પીરસે રાજા જનકની રાણી.
કંસાર પીરસ્યો તે રૂડી રે રીતે, સીતા રામ જમ્યાં તે પૂરણ પ્રીતે.
ત્યાં પાન સોપારીની છાબજ છોડી, સીતા રામ રહ્યાંછે બેઉ કર જોડી.
કરજોડી પુરી કહે જેજે રે કીજે, ત્યાં કન્યા સજોડાનાં ભામણાં લીજે.

**કડવું ૬ ઠું. ઢાળ.**

ઉત્તમ જળ ઉષ્ણોદક મેલ્યાં તે, જાનને નાવણ કીજેજી;
પાટ પીરોજા ને સોના આડણિયો તે, જાનને આસન દીજેજી.
વીસળનગરની થાળિયો અણાવો ને, ડુંગરપુરની ઝારીજી;
વાડકડા વીજાપુરિ મેલે તો, સુવરણ લોટા શુભકારીજી.
કાઠા ઘઉંની લાપસિ પીરસો તો, માંહે માળવિયો ગોળજી;
ઘી તો ગવરી ગાયનાં પીરસો ને, દહિ દૂધકેરી છોળજી.
શાક તો સૂરણનાં પીરસો તો, રાઇતાંનો નહિ પારજી;
દાળ ચંપાના છોડશિ પીરસો ને, વિધ વિધ માંહિ વઘારજી.
શેવ સુંવાળી સુંદર પીરસો ને, પાપડ પૂનમ ચાંદજી;
ભાત કમોદતણો પીરસો તો, ખોબલે પીરસો ખાંડજી.
ભોજન રૂડાં ભાવથી કીધાં, સંતોષી સર્વે જાનજી;
શુદ્ધાચમન લેઈ બાર પધાર્યા ને, આપ્યાં કોફળ પાનજી.
પેરામણીનો સમય થયોછે, માગી લ્યો જે જોઈએજી;
દશરથરાયને સોનાનું ટીલું તો, રઘુનંદનને જનોઈઓજી.

પાંચે વસ્ત્ર આપ્યાં રઘુનંદનને, રંગ કસુંબે બોળીજી;
ઘરશાડી ઘરચોળાં અણાવો ને, પાટણની પટોળીજી.
જાનરડીને ઝૂલતી સાડી ને, માંડવે આવીને પેરેજી;
ઝાલ ઝૂમણાં ને નાકે વેસર, સીતા બાઈ કેરેજી.
સીતાબાઈ સાસરે ચાલ્યાં ને, દાદાના દેશ મૂક્યાજી;
સીતા વિના તો સૂનું લાગે ને, તુળસીના ક્યારા સુક્યાજી.
પાછુંવાળી જુએ સીતા પનોતાને, દાદાને આશિષ દેયજી;
ઘણું જીવજો દાદાજી મોરા ને, રાજ અવિચળ રહેયજી.
ઘણું જીવજો વીરજી મોરા ને, ભાભીના નવરંગ ઘાટજી;
સીતાબાઈને પાસે બોલાવીને કહેછે પોતાની માતજી.

* * * * *

જે મારી સીતા તું કહ્યું કરજે ને, લાજ વધારજે તારીજી;
રમકડાં રળિયામણાં આલ્યાં ને, દીધી શીખામણ સારીજી.
સીતાબાઇ સખિયોને મળીને, પછી સાસરિયે જાયજી;
પુરીબાઇ કહે છ કડવાં તે, પ્રીતે પૂરણ થાયજી.

---

# મીરાંબાઇ.

## સતભામાનું રૂસણું.

જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા રે લોલ,
હેતજ હોય તો હઈડામાં વરતાય જો;
અમે તમારી આંખડિયે અળખામણાં રે લોલ,
વાલપ હોય તો નયણામાં ઝળકાય જો; જાણ્યું જાણ્યું.
પારીજાતકનું ફૂલ રે નારદ લાવિયા રે લોલ,
જૈ સોંપ્યું રાણી રૂકમણીને દરબાર જો;
એકે પાંખડલી મારે મંદિર નવ મોકલી રે લોલ.
કીધી મુજથી એ અદકેરી નાર જો; જાણ્યું જાણ્યું.
અચરત પામ્યાં ને આનંદ ઊતર્યો રે લોલ.
જાઓ જાઓ જાઓ નહિ બોલું સુંદર શ્યામજો,

રૂકમણીને મંદિર જૈને રંગે રમો રે લોલ,
હવે તમારે અમસાથે શું કામ જો; જાણ્યું જાણ્યું.
અળગા રહો અલબેલા મને અડશો નહિ રે લોલ,
તમસાથે નહિ બોલું નંદકુમાર જો;
મોલે ને પધારો માનેતી તણે રે લોલ,
આજ પછી આવશો માં મારે દ્વાર જો; જાણ્યું જાણ્યું.
નારદે કહ્યું સતભામા સાંભળો રે લોલ,
એ નિર્લજને નથી તમારૂં કામ જો;
કાલા ને વાલા કરતો તે આવશે રે લોલ,
મોટા કુળની મૂકશો માં મામ જો; જાણ્યું જાણ્યું.
ઊતાર્યાં આભ્રણ રે સર્વે અંગથકી રે લોલ,
લો શામળિયા તમારો શણગાર જો;
મારા રે મૈયરની ઓઢું ઓઢણી રે લોલ,
બીજું આપો માનેતી દરબાર જો; જાણ્યું જાણ્યું.
ચરણા ચીર ઉતારી ચોળી ચુંદડી રે લોલ,
ઉરથકી ઉતાર્યો નવસર હાર જો;
કાંબી ને કડલાં રે ત્રોટી ડામણી રે લોલ,
સર્વ સંભાળી લેજો નંદકુમાર જો; જાણ્યું જાણ્યું.
આગળથી નવ જાણ્યું મેં તો એવડું રે લોલ,
ઘરથી ન જાણ્યો ધૂતારાનો ઢંગ જો;
બાળાપણની પ્રીત અમારી પાલટી રે લોલ,
એ નિર્લજને શાનો દીજે રંગ જો; જાણ્યું જાણ્યું.
ધીરજની વાતો ઘરથી જાણી નહિ રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જો;
કાળજડાં કોરીને ભીતર ભેદિયાંરે લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણ જો; જાણ્યું જાણ્યું.
પ્રીત કરી પરહરવું નોતું પાધરૂં રે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખ જો;
સ્વપનાનાં સુખડાં રે સ્વપને વહી ગયાં રે લોલ,
દેહડલીમાં પ્રગટ્યાં દારૂણ દુઃખ જો; જાણ્યું જાણ્યું.

પૂરણુ પાપ મળ્યાં રે એ અબળાતણાં રે લોલ,
જેનો પરણ્યો પરઘેર રમવા જાય જો;
અબોલડા લીધા રે બાળે વેપથી રે લોલ;
તે નારીનું જોબન ઝોલાં ખાય જો; જાણ્યું જાણ્યું.

પાણીડાં પીને રે ઘર શું પૂછિયે રે લોલ,
વેરી પિતાએ પૂરણ શોધ્યાં વેર જો;
ઊછેરી આપી રે એના હાથમાં રે લોલ,
ગળથૂથીમાં ઘોળી ન પાયાં ઝેર જો; જાણ્યું જાણ્યું.

શોકડલીનાં વેણ મને બહુ સાંભરે રે લોલ,
નયણાંથી છૂટે જળની ધાર જો;
હૈડું નવ ફાટયું રે હજુએ અમતણું રે લોલ,
ઉર ઉપર કાંઇ ઉઠયા મેઘ મલાર જો; જાણ્યું જાણ્યું.

એવાંને મેણાં શું બોલો મુખથકી રે લોલ,
ભોળા મનની શું આણોછો ભ્રાંત જો;
નારી મત શું રાખો નારદને કહે રે લોલ,
કુળવંતી તમે કેમ કરો કલ્પાંત જો; જાણ્યું જાણ્યું.

પટરાણી તમથી બીજી પ્યારી નથી રે લોલ,
શું સતભામા કૂડો ચઢાવ્યો ક્રોધ જો;
કપટી નારદિયાનાં કેહેણ ન માનિયે રે લોલ,
ઘણો વધારે ઘેર ઘેર જઈ વિરોધ જો; જાણ્યું જાણ્યું.

સાચું જો કહું તો તમે નવ સાંભળો રે લોલ,
કહો સતભામા ખાઉં તમ આગળ સમ જો;
કાળુડા નાગને આપું આંગળી રે લોલ,
તોએ તમારૂં મન નવ માને ક્યમ જો; જાણ્યું જાણ્યું.

મોહનજી કહે રે સતી તમે સાંભળો રે લોલ,
કહો તો મગાવું પારિજાતકનું ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણે રે લોલ,
રાણી રોષ તજીને મૂકો રાડ જો; જાણ્યું જાણ્યું.

* * * * * * *

કુમકુમ ને કસ્તૂરી બેહેકે કેવડો રે લોલ,
ચૂવાચંદન ઊડે અબિલ ગુલાલ જો;
આનંદ ઉત્સવ રે થાય અતિ ઘણો રે લોલ,
ભેર ભુંગળ ને વાજે મૃદંગ તાળ જો; જાણ્યું જાણ્યું.
રૂશણું ગાયું રે રૂડી રીતશું રે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો;
મીરાંનો સ્વામી રે મોલ પધારિયો રે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જાણ્યું જાણ્યું.

---

# કૃષ્ણરામ.

## કળિકાળનું વર્ણન ગરબા છંદ.

(આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા એ દેશી.)

વિમળ મતિ વિપરીત, વેહવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખશી ગઇ બહુની.
ઉત્તમ ચારે વરણ, ઉત્તમતાને મૂકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચૂકી.
વાડવ વિદ્યાવાન, થઈ પણ ઘરઘર ડોલે;
શૂદ્રતણાં સનમાન, નહિ પણ આશિષ બોલે.
વાંચે જે વેદાંત, કણ લોભે કંઇ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં.
વિપ્ર પરસ્પર વેર, કામ કારણે કરતા;
જરને માટે ઝેર, મમતામાં નિત્ય મરતા.
વિદવત થઇને વ્યાજ, ગરીબ જનનું ગમિયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું.
શાસ્ત્રતણી નહિ સાન, વામ મારગે ચાલે;
કરિને મદિરા-પાન, મોટા થઇને માલે.
મારણ મોહન જાર, ઉચ્ચાટન આરાધે;
ઉત્તમ થઇ અભિચાર, સુવરણ માટે સાધે.

ઉર્ણા અડદ ઉપાન, મધુ મહિષી ને મહિનું;
દારૂણુ લેછે દાન, કાળ સમે કઇ કઇનું.
શૂદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શીખાડે જઇને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઇ વહિને.
એકાદશાનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણિને નોય જો ધન, ધર ઘરેણું વેચાવે.
મસ લઘુશંકા લીંટ, દેખંતાં જ્યાં દિસે;
એ ઠેકાણે છંટ, માંડિ પત્રાળી પ્રીસે.
રામા કરે રૂદન, હાથ વાળતી હઈયે;
આરોગે ત્યાં અન્ન, કોણુ કોણુને કહિયે.
રડતા રાજદ્વાર, પંડિત થઇને પક્કા;
દેવડિયે છડીદાર, સહિલે તેના ધક્કા.
તોપણુ નાવે લાજ, કિંકર મૂકે કાઢી;
વર્ષાશનને કાજ, દરબારે જાય દહાડી.
નાત નાતની નિત્ય, બદી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણુ ને શીત, વેઠી વાટે વઢતા.
અન્નતણો મુખ ગ્રાસ, તોપણુ બોલે ગાળી;
દામતણા થઈ દાસ, પેટે મારે પાળી.
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણુ;
ભૂત બળિનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણુ.
સસરા કહિને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એજે ચઢાવી આળ, લાંચ પટલ થૈ લેતા.
એક નોતરે ચાર, જમવા કાજે જાતા;
ન જુએ વરણાચાર, સૌને ઘેર ઘેર ખાતા.
શ્રીવા લગણુ ભરાઇ, પરનું આવે પ્રાશી;
રાત બધી રગડાઇ, વાણે નાંખે વાશી.
પલાંડુ લશુણુ કલીંગ, મધુ-પુષ્પ ને ગાજર;
અફિણુ તમાકુ ભંગ, વ્યસન કર્યામાં હાજર.
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણુ નિંદા સાધે;
સગા સગાંમાં ખાર, કળહ કરીને બાધે.

પરનાર્તિની રાંડ, નિજ નાતોમાં ઘાલે;
દામે ડળકી દાઢ, મનને માને ચાલે.
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઈ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાંહ ધાકની બંધી.
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભમવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્વજિયાનું જમવું.
વાટે વાટે વ્યાસ, થઇને માણ વજાડે;
પાંચે એહાં પાસ, તેહ તાળીઓ પાડે.
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની;
જાણે નહિ કાંઇ જાત, રાગ તાલ કે સ્વરની.
પીંગળ રીતે છંદ, કવિના કર્યા ન જાણે;
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે.
નાતરિયાની વાત, કેરી ને રેંટીડા;
ગાતાં શ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા.
અંગુળિયે અંગુઠ, બાંધી ગાય ઉછળતા;
મોટા થયા તો મૂઢ, બીજા મરે છે બળતા.
જજમાનોથી રીશ, કરિને દાપૂ લેતા;
નહિતર ફાડી શીશ, રૂધિરે હાથા દેતા.
કંઈ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કંઈ કાશદિયે જાય, કંઇ ભીખંતા ઘરઘર.
કંઈક નાંખતા ટેલ, કંઇ વીંટણિયો વીંટે;
કંઇ હાંકતા બેલ, શકટ ભરીને ઇંટે.
કંઇક કરંતા રાસ, નારી રૂપ થઇ નાચે;
મશકરિયોથી હાસ, કંઇક કરાવે સાચે.
કંઇ પાણી ભરનાર, કંઇક રસોઇ કરતા;
કંઇ હોય નાકાદાર, કંઇક કરોડે ફરતા.
કંઇ લે ભરિને દામ, સરખણ સકટ ઇજારે;
કંઈ શેઠોનાં કામ, બેઠા કરે બજારે.
એક નાતમાં નાત, કળિયે બીજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરીઓ નવ દીધી.

નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનારીની પ્રીત, મનમાં કદી ન ધરતા.
વાડવ થયા વકીલ, ઘરઘર કેરા ઠાકર;
દિવ્ય વધારે દિલ, યવનતણા થઇ ચાકર.
ફારશિયોના હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે.
દીકરિયોના દામ, રૂદયે લાગ્યા રશિયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશિયા.
બેસે બણિને બેશ, ચકલે ડંમર હાંકે;
અરધ ઉઘાડે કેશ, તારૂણિયોને તાકે.
કંઇકે કીધાં કામ, વેળા જોઇને વંઠી;
નીચ જનોને નામ, આપી બાંધે કંઠી.
કંઇક પૂજતા પીર, અવલોકે જઇ ઓરસ;
પયમાં નાંખી નીર, કંઇ વેચંતા ગોરસ.
કંઈ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી;
કંઇક કરે વ્યભિચાર, દાર પારકી દેખી.
સાઠે વર્ષે સાન, કંઇકે મૂકી ઘરેણે;
વારૂ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે.
નાથે કાઢ્યો નરક, પોતે પાછો પેસે;
ગદ્ધાઈમાં ગરક, બાધા થઈને બેસે.
વાડવ ઉપર વેર, આવડું તેં ક્યમ આણ્યું;
કળિયે કીધો કેર, કારણ કાંઇ ન જાણ્યું.

*    *    *    *

આ અવસર આલોપ, થઇ જળમાં ક્યમ ઝીલો;
કરીને કરડો કોપ, કળિયે લીધો કિલ્લો.
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઈચ્છે.
વિપ્રને વપુનો દંડ, દેતાં દયા ન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઇ લલચાવે.

કંઇક વધારો કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે.
પરદારાનો સંગ, રાતે તેથી રમતા;
ધારી ન જુએ ઢંગ, દક્ષ જનોને દમતા.
કૂડી ધરતા કાન, ચુગલ-જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી.
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને;
રાજી રહે દીન રાત, ગુણકા કેરે ગાને.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ કૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભૂંડા.
શાક ભાજીઓ ફળ, એપર અંત ઇજારા;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા.
કાષ્ટ શકટથી કાઢ, કેટલાક તો કાઢી;
કડકા ભારે સાઢ, દરવાનાદિક દહાડી.
વર્ષે વર્ષે સવાઇ, ઇજારદારી વધારે;
રઇયત રૂવે રગડાઇ, કો આગળ પોકારે.
ચૌટે જણવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા.
ચોરોના અસવાર, બાન પકડતા લૂટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પૂંડે.
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઇ ધરે નહિ કાન, રડે બિચારા પોકે.
અન્યાઇયાના દામ, લેઇ ઠરાવે સાચા;
ન્યાઈયા લે જો નામ, તો તો હણે તમાચા;
રાજ્યતણાં સંતાન, રાય આપણને માને;
દુશમન થઇ દીવાન, કેદ કરે રાજાને.
થોડો જોઈ અપરાધ, મંદિરિયાને મારે;
બળવંતોનો બાધ, કરી શકે નહિ ક્યારે.
વરતાવે નહિ ધર્મ, રઇયત જનનો રીતે;
પોતે પણ સત કર્મ, કદી કરે નહિ પ્રીતે.

ઉત્તમ જનને આંચ, વિષયી નિત્યે દમતા;
વર્ષ ચાર કે પાંચ, એટલામાં આથમતા.
કળિયે કીધો કેર, જેમ શશિ ને રાહુ;
માધવ કરિયે મેહેર, જોઇ પોતાના બાહુ.
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચા તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે.
બાર પાણનો માલ, વીસ પાણે વેચંતા;
દોડા દોડ દલાલ, કળહળ કૈક કરંતા.
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધૂળે;
તોયે લાભનું લભ, મરદી નાંખે મૂળે.
હેતસ્વી થઇ હાણ, કરીને લે જો ખશિયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશિયે.
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કહેતા.
શાણા થઇને શેઠ, પાન તમાકુ ચાવે;
વાડવ પાસે વેઠ, કાયાતણી કરાવે.
લેઈ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે;
દામતણા થઇ દાસ, ભૂંડુ મુખથી ભાખે.
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ, ગોસાંઈ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન,
ચાર રામની ધર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું.
મનમાં રાખે મેલ, મુખ જણાયે મીઠા;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કઈને દીઠા.
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીઝી.
વૈષ્ણવ થઈને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે.
સમર્પણી થઇ સ્વાદ, શીરાપૂરી જમતા;
ગુરૂનો લેઇ પ્રસાદ, રામા સંગે રમતા.

વિપ્ર અડે જો અંગ, છુવાઈ જઈને થૂંકે;
ઉરમાં અતિ અનંગ, માનીજણી ન મૂકે.
સાંચા મનથી શરણ, ગુરૂ ચરણે નવ રહેતા;
કરે અધર્માચરણ, કલ્પી કઇ મત કહેતા.
અજ મૂકાવી ધન, હિંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે.
જીવદયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા.
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભિણિયોના ગાભ, ઓષધ આપી ગાળે.
પરધનથી પરતંત્ર, સમજે નહિ શીખામણ;
જપે મૂઠના મંત્ર, કઈને કરતા કામણ.
પરનારિને સંગ, પ્રીતિ મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે.
* * * * *
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠ્ઠલતણો વિશ્વાસ, શૂદ્રોને મન ભાવે.
ઉત્તમના આચરણ, કનિષ્ટ થઈને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખિ નવ આચરતા.
રાજ-સેવાની રીત, જાણે નહિ પણ રાખે;
મુખમાંહેથી નિત્ય, મમ્મો ચચ્ચો ભાખે.
દેખે પરની નાર, રૂપાળી મનમાની;
દંડ ભરી દરબાર. તે છંડાવે છાની.
સંતાનોના સહિત, અષ્ટ મંગળે આણે;
નારી પામે નીત, જગ જીત્યો એમ જાણે.
ગરીબ કેરૂં ઘર, ઉલાળીને એ લે;
છતનો વાધે છર, મેલા થાયે મેલે.
નવ ઠેકાણે-જઇ, આવે દશમે દ્વારે;
કાંતા તેને કહી, સુવરણથી શણગારે.

પાપી પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા.
લેખી ન જુએ લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે બેશ, દેવ મંદિરે વાગા.
જાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે;
જ્યમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે.
મલીન મેલું મન, સંતસંગતિ નવ સૂજે;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પૂજે.
ગૌ બ્રાહ્મણને દાસ, કરિને ધર્મે ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે.
ઝાઝું હોય જો જર, તોતો તાણા તણાવે;
વળી ઘરેણાં ઘર, ચાનક કરી ચણાવે.
શુદ્ધ ધર્મની વાત, હઠથી ઘાલી હેડે;
જમે જમાડે જાત, જણ્યાં જમાઇ તેડે.
કૌતુક સરખું કામ, કળિયે કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી.
કડિઆ સુતાર મજૂર, વચન પ્રમાણ ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે.
સોની દેઇ વિશ્વાસ, કાલને વાયદે કૂનું;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનું.
ધોબી સાળવિ સઈ, ફાડી વસ્તર સાંધે;
રોક મજૂરી લઇ, પણ પોતાનું રાંધે.
વૈદ થયા વાલંદ, શાસ્ત્ર-વાત સંતાણી;
સઈયદ કરી સણંદ, પાય મંત્રિને પાણી.
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેલ નાખવી શીખે.
વૈરાગી ગોસાંઇ, શસ્ત્ર અંગ પર ધરતા;
મારે માંહોમાંઈ, મમતા માની મરતા.
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણિને;
માંડે દ્વિજનું માન, બ્રાહ્મણ પાસે ભણિને.

ઊલટી વરણ અઢાર, વૈરાગીને વેશે;
ગામ ગામને બહાર, બાવા થઇને બેસે.
કરિને ચારે ધામ, પૂજા કરે પૂજારી;
દેવતણો લેઈ દામ, નીકળી જાય લૈ નારી.
દેઇ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધજ બણતા.
તિલક છાપ ને માળ, ધરિને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કઇના લાવી વેચે;
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લેઈ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા.
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવી લાકડાં ચાર, જમિ આવે જ્યાં જાણે.
વિઠ્ઠલજીનો વેષ, હિંડે વિકળ વગોતા;
મૂડાવીને કેશ, જરને હીંડે જોતા.
કૂડીઆર થઇને કૂળ, ભાલાનું કર પકડે;
પૈસા લે કરિ બળ, રાંક જનોને રગડે.
ગૌ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આસ, સાલે સાતે સાંધે.
અંબુ વરસે અલ્પ, તે પણ નહિ મુખ માગ્યું;
સત્ય રહ્યુંછે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું.
ભલા પુરૂષને ભાઇ, ભાવે છળવાઈ કેરાં;
ડહાયા ડહાપણમાંઇ, થઈને કરે અનેરાં.
પૃથ્વી પણ ગળિ જાય, ધન દાટ્યું કર નાવે;
રગડે નિત્યે રાય, જ્યમ જે જનથી ફાવે.
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, સુખ કો. કોથિ ન માંડે.
સગાં સહોદર સાથ, વાંધે વેર વધારે.
નર ધૈ નારી હાથ, મિત્ર પિતાને મારે.
પૂરણ પાપે તન, આ અવસરમાં આવે;
લઇ તાતનું ધન, અંતે બહુ અથડાવે.

લાગે નરને અંગ, કામનિયોનાં કામણુ;
માને મન થઇ દંગ, સાળાની શીખામણુ.
સ્નેહી સગાં સમસ્ત; કટ કાળજુ કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે.
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીમા;
જૂઠો જકડી માલ, સસ કરાવે વીમા.
રાખીને વેવાર, ગાળી નાંખે નામું;
માગે જો દેનાર, જુએ ન તેના સામું.
કરનું આપ્યું રોક. નાણું તે પણ નાપે;
સમજે કરવું શોક, વળી ઉલટું શાપે.
મેળે ખેળે જાય. ડાહ્યા કામને દરદે;
કામનિયોની કાય, મંદિરમાં પણ મરદે.
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લેઇ જાય હરીને.
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ધાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી.
દામે ડાકે દાઢ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઊતારે.
માત પિતાનું ધન, મૂક્યું ચોરી જાતા;
માનની કરી મગન, ખાંતે ખાવું ખાતા.
ગમે ગરોના જોશ, પોમલિયો કર જોતી;
નિર્મળ જનનો દોષ, કહ્યો ન જાયે કોથી.
દુનિઆ સઘળી ડહાઇ, પોત પોતાના મનથી;
સંત રહ્યા સંતાઇ, ઝેર ભરેલા જનથી.
કળિ કરે કલ્પાંત, કષ્ટ જનોને કરડે.
સધાય નહિ સિદ્ધાંત, સાખિ શૉખી ને ભરડે.
પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઈ ગઇ મેહેર. માનનિયો થઇ માઠી.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વિવ્હળ થઇ વ્યભિચાર, કામનિયો બહુ કરતી.

થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉઠે તાડી.
ઠરી ન બેશે ઠામ, ધરોધરે અથડાતી;
દિલમાં ધારી દામ, પર પુરૂષોને ચહાતી.
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકણ સરખી ડોલે.
સાસૂને કહે શોક, વહુ સામી રહી વઢતી;
પછી મૂકતી પોક, રાંક સરીખી રડતી.
મારે જો ભરથાર, સામું બોલે સડતું;
ખરો ધણીનો ખાર, કૂવે મૂકે જઇ પડતું.
સાસૂ પણ વહુ સાથ, કહે બાપની બઇયર;
લાંબા કરિને હાથ, રૂણતાં સઘળી સઇયર.
નાગી થઈને નહાય, વખાણ ત્યાં પણ વાંચે;
શૌચ જવાને જાય, એક કળશિયે પાંચે.
મળી કોયને કોક, ત્યાં પણ બડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી.
વાટે કરતી વાત, કઇકિ મળીને કળવળ;
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ.
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના;
નિરખે નહિ કઈ નેમ, પરવ દિવસ રોવાના.
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે;
બ્યંડળ સરખાં વરણ, પુરૂષ પોકારે પૂઠે.
એક એકથી એક, આગળ પડે ઉજાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી.
કૂટે કઇ કપાળ, મૂકી ઉર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, સંઘટ્ટ પેઠાં ગાડાં.
સાયં પ્રાતઃકાળ, મુખવાળીને રડતી;
લીંટ આંશુ ને લાળ, દેઇ જીવોને નડતી.
સેજ સવારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે.

અપર માત થઇ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઇ છાની જમતી.
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે.
તેલ સરશિયું રાઇ, ખાતી એહું ટાઢું;
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આડું.
છાની લેઇ જાય વસ્ત, મહિયરમાં મનમાની:
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની.
કાંઈને સાટે કાંઈ, વસ્તુ બનાવે બીજી;
ઘરનાં જન ઘરમાંઈ, ખરૂં કહેતાં રહે ખીજી.
પીટ્યા કહિને ગાળ, શિશુને દેઇ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે.
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે.
હાય હાય કહિ આઘ, વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઇ કુળ નારી.
વિવાહ મંગળ દિન, ભૂંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા.
હોળીની પણ ઘેર, હઠી ખસે જયમ હારી;
ગાય ત્યમ પૂરણ પેર, નરને શૂંણતાં નારી.
નિરધનને ધનપાત્ર, સુભાગવતી કે રાંડી;
મળી માનની માત્ર, કાંતે ચરખા માંડી.
શેરિએ કરતી સોર, શ્યામા શરમ ન આણે;
દિવસ ચઢે જ્યાં પહોર, ઘરમાં ઘંટી તાણે.
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં.
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય, કોયલા કેરા કડકા.
ચકલે ચકલે ગાય, ગરબા મળિને ઘણિયો;
જાર જોવાને જાય, ભામા એવું ભણિયો.

સાસૂ વહુને શીશ, પ્રથમ પેરાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાડી.
સાસૂ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુનું જોઈને દુઃખ, સાસૂનું મન રીઝે.
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી;
જે કાંઇ આવે હાથ, તે તે જાય સધાવી.
દીકરિયો થઇ દૂત, ફોસલાવી લે આનું;
શળી ન પામે સુત. કરવા કાર્ય પિતાનું.
મરે જીવે ભરથાર, વગોવિ વિનતા વરને;
નીકળી જાય કુળનાર, લેઈ પારકા નરને.
સ્યામા સુતને કાજ, વીર્ય ધરે કઈ કઇનું;
મૂકે કુળની લાજ, જ્યમ પાસું હોય લઇનું.
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે;
ચઢે ઘડી દિન ચાર, આંખ ચોળતી ઊઠે.
પતિનું કરે ન માન, માનનિયો મન માન્યું;
સ્વારથની રહિ સાન, કળિમાં સગું કલ્લાનું.
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગૂલામ, અહર નિશા અથડાવે.
વિધવા પણ જણી બાળ, જઈ ટાંકામાં નાંખે;
ગુણવંતી થઈ ગાળ, સર્વે જનોની સાંખે.
પર પુરૂષોથી વાત, હસિ હસિ વાટે કરતી;
ઊઠી અરધી રાત, અબળા નવ ઓસરતી.
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા;
અન્ય પુરૂષ અથડાય, સુંદરિયોના સામા.
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની;
વાત કરે વ્યભિચાર, કાંતાજન કામીની.
ભાગે પર ઘરસુત્ર, તેવી વાતો ચણતી,
થાય પુત્રને પુત્ર, તોપણ પોતે જણતી.
બાળા યુવતી-વૃદ્ધ, ચડબડતી નવ ચૂકે;
બડબડ કરતી બોધ, મમતા મનથીં ન મૂકે.

સાચી જૂઠી વાત, સૂણી લઢાઇ લઢતી;
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી.
વાંધા પાડી વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે.
જંપ્યા જાય ત્યાં જાન, પરનું થતું ન જાણે;
કરી એકઠું ધાન, છાંડે શરમ ન આણે.
કૃષ્ણ-કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી.
મનમાં જાણે ડાહાઇ, વરણવ નિજનું ભાવે;
રૂડું કહે રીસાઇ, જાય કથામાં નાવે.
કેટલાં કરૂં વખાણ, કળિના જનનાં કડે;
ભજન પડે ભંગાણ, વાણી વળતી વંડે.
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો;
જોડીને કહું હાથ, હું છું રંક તમારો.
કોય ન કરશો રોષ, સૌથી હું બહુ પાપી;
ગાવા સૌના દોષ, વાણી જ્યારે વ્યાપી.
કળિમા છે એ ગુણ, દારા-તણા નિંદાલક;
કળી શકે તે કુણ, પોતાના પ્રતિપાળક.
મન ચિતવ્યાં સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અંકે કર્યા અધર્મ, મનન કર્યે મરદાશે.
કૃષ્ણ-તણાં કીર્તન, ગાવાં સૂણવાં ગમશે;
થાશે પાપ પતન, સંકટ સઘળાં શમશે.
માટે શ્રીમહારાજ, મુજ સામું કાંઇ જોઇયે;
અન્નાદિકને કાજ, ખોટિ થવું તે ખોઇયે.
નાથ દાસને નીત, આ અથડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે.
કોને કહું કરતાર, આતુર થયો અતિશે;
શ્રીવર કીજે સાર, દિન મારા જ્યમ દિશે.
નરતનું કેરૂં નૂર, રહી ન જાય વિશ્વંભર;
હરિજી રાખો હજુર, અથડાવો મા ઈશ્વર.

દેવ ન જોઈએ રોષ, દાસતણું મન ધારી;
રંક ઉપર શો રોષ, મહેર કરો મોરારી.
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગત નિવાસ, પ્રભુજી પાસું મરડી.
પતિત પાવન નાથ, શરણાગતના વત્સલ;
મે માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ.
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણિ.
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર.
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરિયે;
માધવ કરિયે મહેર, અરજી શ્રવણે ધરિયે.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ આશરે રાખો અમને;
કૃષ્ણ રામ કંગાળ, ચરણ શરણ છે તમને.

---

## બ્રહ્માનંદ.

આ કવિ આબુ પાસે ખાણગામનો ચારણ.

એનું અસલ નામ લાડુ બારોટ હતું.

### ગરબી ૧.

સર્વે જૂઠું રે સર્વે જાડું; સગું કુટુંબ શરીર,
જગપતિ સાચા જાણજે; સર્વે.
અંતે ન કરે રે અતે ન કરે; તારી કોઇ ભીર,
ભાર વૃથા નવ તાણજે; સર્વે.
જમ જડશે રે જમ જડશે; પગે લોહજંજીર,
માર જોઇ સુખ માણજે; સર્વે.
તારે આગે રે તારે આગે; ઊઠી ગયા રે અમીર,
રહ્યા ન રાજા રાણ જે; સર્વે.

બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે; ધારી અંતર ધીર,
ભજને ભરસો આણજે; સર્વે.

ગરબી ૨.

મરી જાવું રે મરી જાવું; મેલી ધન માલ,
કોઇ સગું નહિ કોઇને; મરી.
શાને કાજે રે શાને કાજે; તું થાયછે બેહાલ,
ચિત્ત માયામાં પ્રોઈને; મરી.
નથી છેટે રે નથી છેટે; જાવું આજ કે કાલ,
પગલાં તું ભરજે જોઇને; મરી.
કામ નાવે રે કામ નાવે; હીરા મોતી ને લાલ,
મૂઢ રહ્યો શું મોઇને; મરી.
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે; જમ પાડશે ખાલ,
રહેશે સગાં સર્વે રોઇને; મરી.

ધોળ ૧.

પ્રભુ ભજ્યા વિના ગાફલ પ્રાણી, આમે ઉમર ખોઈ જી;
મેડી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઇ જી.
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણા માંહિ તણાણો જી;
લોકતણી લજ્યાનો લેઇને, કોટે બાંધ્યો પાણો જી.

* * * * *

જીવતણું કાંઇ જતન ન કીધું, મન માયામાં મોયું જી;
રાત દિવસ તત્પર થઇ રળિયો, હાલું નીર વલોયું જી.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું તારૂં જી;
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજી સમજ તો સારૂં જી.

ધોળ ૨.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી;
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગે જી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલે જી.
જેમ ઊંદરડે દારૂ પીધો, મરતાનો થઈ ડોલે જી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલે જી.

મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગી જી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગી જી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશે જી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશે જી.

ઘોળ ૩.

મનુષ્ય દેહ ધરીને મૂરખ, કહે શી કરી કમાણી જી;
શ્વાનતણી પેર ફરતો ડોલ્યો, બોલ્યો મિથ્યા વાણી જી.
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળિયો જી;
નરતનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળિયો જી.
માત પિતા સુત બંધવ મેરી, અંતે નહિ કોઇ તારાં જી;
આવરદા હરવાને કાજે, સર્વ મળ્યાં ધૂતારાં જી.
સગાં કુટુંબી સર્વ મળીને, લૂશી ચૂશી લીધો જી;
છેલી વારે સ્વારથ સાધી, જમને આગે દીધો જી.
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશે જી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાંઇ ન માણ્યો કહેશે જી.

ઘોળ ૪.

જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારી જી;
નખ શિખ સુધી નિંદ્યા જેવું, શી માંહિ વસ્તુ સારી જી.
માંસ રૂધિર તે માંહિ ભરીને, ઉપર મઢિયું આળું જી;
મોહતણે વશ થઇને મૂરખ, દેખેછે રૂપાળું જી.
હાડતણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધી જી;
તેમાંઇ દૃઢ મમતા તુજને, એ શી આવી આંધી જી.
ઉદરમાંઈ આંતરડાં ભરિયાં, આવે ગંધ નઠારી જી;
રગ રગમાં રોગે વીટાણું, મળ મૂતરની કયારી જી.
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટું જી;
બ્રહ્માનંદ કહે એ સારૂ તેં, કામં બગાડયું મોટું જી.

ઘોળ ૫.

બાળાપણુ તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયું જી;
સારૂં ભૂંડું કાંઈ ન સૂજ્યું, રમતમાંહિ મન મોયું જી.

જુવાનપણું જુવતીમાં ખોયું, ધનને અરથે ધાયો જી;
મનમાં સમજે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યો જી.
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથ પાય નવ ચાલે જી;
ઘરનાં માણસ કહ્યું ન માને, તે દુખ અંતર સાલે જી.
ભાજે નહિ રોગે ભેળાણો, પડિયો લાંબો થઇને જી;
જમના કિંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઈને જી.
ઠાલો આવ્યો ભૂલો વૂઠ્યો, કાંય ન લૈ ગયો સાથે જી;
બ્રહ્માનંદ કહે જમપુરિ કેરૂં, મહા દુખ લીધું માથે જી.

**ગરબી.**

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહિ;
ત્રિવિધિ તાપે રે, કદી અંતર ડોલે નહિ.
નિધડક વરતે રે, દઢ ધીરજ મનમાં ધારી;
કાળ કરમની રે, શંકા દેવે વીસારી.
મોડું વેહેલું રે, નિશ્ચે કરી એક દિન મરવું;
જગસુખ સારૂ રે, કદી કાયર મન નવ કરવું.
અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માંટી.
કોઈની શંકા રે, કેદી મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વાલાને પળ ન વીસારે.

**ગરબી.**

પેટ કટારી રે, પેહેરી સનમુખ ચાલ્યા;
પાછા ન વળેરે, કોઇના તે ન રહે ઝાલ્યા.
આમા સામા રે, ઊડે ભાલા અણિયાળા;
તે અવસરમાં રે, રહે રાજી તે મતવાળા.
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે;
જીવત જૂઠું રે, મરવું તે મંગળ જાણે.
તેની પેરે રે, હરિજન પણ જોઇએ તીખા;
અંતર શત્રુને રે, લાગે અતિવજ્ર સરીખા.
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિને મન ભાવે.

# દયારામ.

## રાધિકાના વખાણ વિષે.

### ધોળ ૧.

(મામેરા વેળા વહી જશે રે,—એ રાગ.)

રાણી કીર્ત્તિજી પૂછે રે, કુંવરી ક્યાં ગઇ રે;
મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર; મારી લાડસ ઘેલી લાડણી રે.
હું તો તુજ પાખે ઘર આંગણલું કરતી હતી રે;
મારી રાધા મારાં લોચનનો શણગાર; મારી લાડસ. ૧
તારી વેણ જોતાં વાસુકી પાતાળે પેઠો રે;
તારૂં ભાળ જોતાં ભાગે દુખ પરચંડ; મારી લાડસ.
કીર સંચુને લજાવે તારી નાસિકા રે;
તારી ભ્રૂકુટી લજાવેછે કોદંડ; મારી લાડસ. ૨
તારા મુખડા ઉપર વારી કોટી ચંદ્રમા રે;
તારાં નેત્ર ઉપર વારૂ મૃગ ને મીન; મારી લાડસ.
તારા અધર પ્રવાળ બિંબ-ફળ જેવા રે;
તારો કંઠ સૂણી કોકિલા થઇ દીન; મારી લાડસ. ૩
તારૂં હસવું જાણે વરસે મીઠડાં ફૂલડાં રે;
દીપે કુંદ-કળી સરખા તારા દંત; મારી લાડસ.
તારૂં ગળસ્થળ સઉ શોભાનું સદન છે રે;
તારૂં ચિબુકનું ટપકું ચોરે ચંત; મારી લાડસ. ૪
તારી ગ્રીવાએ કપોત કંબુ રેખા રાજે રે;
તારૂં ઉદર જાણે પોયણીનું પાન; મારી લાડસ.
હસ્ત મૃનાળ ને ચંપકકળી આંગળી રે;
તારી કટિ જાણે કેસરી સમાન; મારી લાડસ. ૫
જંઘા કદળી થંભ સરખી જાણે શોભતી રે;
પરમાનંદ-કંદ પાવન પંકજ પાય; મારી લાડસ.
તારી નખશિખ શોભા તે શી વરણવું રે;
તારી સમોવડ કોઇએ નવ કહેવાય; મારી લાડસ. ૬
ત્રયીલોક સુંદર વપુ ચંપક વરણ છે રે;
કોની ઉપમા આપું સૌમાં દીસે ખોડ; મારી લાડસ.

ગુણ રૂપનો સમુદ્ર મારી રાધિકા રે;
નથી વિશ્વ મધ્યે વર કોઇ તારી જોડ; મારી લાડસ. ૭
મુજને એ ચિંતા છે મોટી મારા મન મહિં રે;
તારી તુલ્યનો દેખું વર તો હરખે મન; મારી લાડસ.
એવું સૂણી બોલ્યાં દાસ દયાનાં શામની રે;
હસેતાં સરખાં થઈ ગર્ભિત વચન; મારી લાડસ. ૮

રાધિકા પોતાની માતાને કહેછે.

## ધોળ ૨.

(રાગ ઉપર પ્રમાણે.)

હું તો આજ સખિયો સંગે રમતી ગોકુળ ગઈ રે;
ત્યાં મેં રૂડો દીઠો નંદનો કુમાર, માતા પ્રત્યે રાધા એમ બોલ્યાં રે.
માડી સ્વરૂપ તેનું તે તુજને શુંય કહું રે;
ઘણો ચતુર શિરોમણિ ગુણ ભંડાર; માતા પ્રત્યે. ૧
માડી મુખડું જાણે શરદનો ચંદ્રમા રે;
ભાગ્યશાળી મોટું દીસતું કપોળ; માતા પ્રત્યે.
માડી રતનાળી રઢિયાળી મોટી આંખડી રે;
એના અધર અરૂણ રંગચોળ; માતા પ્રત્યે. ૨
દીપક શિખા સરખી દીપે નિર્મળ નાસિકા રે;
દંતપંક્તિ જાણે દાડમનાં છે બીજ; માતા પ્રત્યે.
ચારૂ ચિબુક ઉરસ્થળ અનુપમ અતિ રે;
કુરકટ પદ જોતાં ઊપજે રીજ; માતા પ્રત્યે. ૩
ઘનસ્યામ કાંતિ રવિ શશિ કરતાં ઘણી રે;
કોટી કંદર્પ લજાવે નટવર વેષ; માતા પ્રત્યે.
મીઠાં અમૃત કરતાં વચન સોહામણાં રે;
ઘૂઘરવાળા મુખ ઉપર ઝૂબે કેશ; માતા પ્રત્યે. ૪
મન મોહન છબીલી છબી છેલડી રે;
એની સામું જોતાં સેજે ઉપજે વહાલ; માતા પ્રત્યે.
એવો જશોદાના આંગણિયામાં દીઠડો રે;
મુજને દેખી સંગે રમવા આવ્યો લાલ; માતા પ્રત્યે. ૫

રમતાં રમતાંમાં પરસ્પર પ્રેમ ઊપનો રે;
મુજને ઘણો વાલો લાગ્યો એ ગોપાળ; માતા પ્રત્યે.
એની કંઠે મેં પેરાવી સુવરણ સાંકળી રે;
એણે મુજને આરોપી મોતી માળ; માતા પ્રત્યે. ૬
એવું જોતાં જશોદાએ અમને ઘરમાં તેડયાં રે;
બન્ને બેસાર્યાંછે પોતાને ઉછંગ; માતા પ્રત્યે.
નંદજીને કહ્યું જુઓ જોડી કેવી શોભે રે;
નંદે નીર્ખ્યાં અમને રાખી બેઉને સંગ; માતા પ્રત્યે. ૭
રોહિણીજી આદે આડોશી પાડોશી આવ્યાં રે;
સઉ કહે એ કાનને કન્યા જુક્તિ જોડ; માતા પ્રત્યે.
ઉપનંદે કહ્યું કહાવો વૃષભાનને રે;
ઘટીત છે એ વાત રખે કરતાં મોડ; માતા પ્રત્યે. ૮
નંદરાણિયે રૂદિયાશું અમને ચાંપિયાં રે;
મેવા મીઠાઇ આપી જોયા મારા હાથ; માતા પ્રત્યે.
રોહિણીજિયે મા મુજને હેતે ચુંબન કીધું રે;
વળી હું અહિં આવી સખિયો મારી સાથ; માતા પ્રત્યે. ૯
એવું સાંભળી કીર્ત્તિએ વૃષભાન તેડયા રે.
સાંભળો આ સહુ માંડી કીધી વાત; માતા પ્રત્યે.
વૃષભાને કહ્યું મુજને પણ એ તો ગમ્યું રે;
નંદજીને હું બે સમોવડ વિખ્યાત; માતા પ્રત્યે. ૧૦
વર્ષ બે એકે મોટી છે રાધા એટલું રે;
બાકી તો છે સઘળી હળતી મળતી રીત; માતા પ્રત્યે.
કીર્ત્તિજી કહે તેની નહિ ચિંતા આવી મળશે રે;
પણ છે પુત્રીની દયા પ્રીતમશું પ્રીત. માતા પ્રત્યે. ૧૧

## પદ રાગ ખમાચી.

ગધેડાની ગાય-થાય નહિ.

સાધુ શ્રમ ન કરશોરે, કોટી પ્રયત્ને ગર્ધવ થાશે નહીં ગાય;
કઠણુ બોલી કાળજું બાળે હરિ ભજન ભુલાય; સાધુ શ્રમ. ટેક.
કાંબળાકેરી કાળપ સો મણુ, સાબૂથી નવ જાય;
શ્વાનની પુંછડિ થાય ન સૂધી, કરે અનેક ઉપાય; સાધુ શ્રમ.

કુલક્ષણુથી શિથળ પડ્યો, પુરૂષ પુરૂષ થાય;
વ્યંઢળ મરદ હોય ન કદા, સો મણ પારો ખાય; સાધુ શ્રમ.
કસ્તુરિ ક્યારે વાવો તોયે, લસણ તો ગંધાય;
ઓપડ આખડિ માનતા માને, વાંઝણિ કદિ ન વાય; સાધુ શ્રમ.
ફળે નહીં ફૂલે નહિ નેતર, સુધા જો સિંચાય;
આઠે પ્રહર ઉકાળિયે તોય, ગાંગડુ નવ બફાય; સાધુ શ્રમ.
વાંસ એરંડો થાય ન ચંદન, મળયાચળને વાય;
જેને કાજે જે સરજ્યાં છે, તે તેમાં લોભાય; સાધુ શ્રમ.

* * * * * *

## પદ ૧૧ મું.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશભણી;
મુલક ઘણા જોયારે, મુસાફરિ થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરિને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઇ;
સમજીને ચાલો સુધારે, ન જાશો ડાબા કે જમણી; મનજી મુસા.
વચે ફાંશિયા વાટ પાડવાને, બેઠા છે બે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર;
મળ્યોછે એક ભેદી રે, કહેલી ગતિ સઉ તેતણી; મનજી મુસા.
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન ક્યાંઇ અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલા સારૂરે, ન થાવું વહોરતના ધણી; મનજી મુસાફર.
જો જો જુગતથકી જાવું છે, કરજો સંભાળિને કામ;
દાસ દયાને એમ ગમેછે હવાં, જઇયે પોતાને ગામ;
સુજેછે હવાં એવુંરે, અવધ થઇછે આપણી; મનજી મુસાફરરે.

# કુમુદચંદ્ર.

## પુરૂષને શીખામણની

### સઝાય.

શુણ શુણ કંથા રે શીખ સોહામણી, પ્રીત ન કીજે રે પરનારીતણી.

### ત્રુટક.

પરનારિ સાથે પ્રીત પિયુડા, કહો કેણિ પેર કીજીએ;
એક ઉધ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીએ;
કાછડી છૂટો કહે લંપટ, લોકમાંહે લાજીએ;
કુળવિષે ખાંપણ નિખર લાગે, સગામાં કેમ ગાજીએ.

### ઢાળ.

પ્રીત કરંતાં રે પેહેલાં બીજીએ, રખે કોઇ જાણે રે મનમાં ધ્રૂજીએ.

### ત્રુટક.

ધ્રુજીએ મનશું ઝૂરિયે, પણ જોગ મળવો છે નહીં;
રાત દિન મન ઝુરતાં જાય, અવટાઈ મળતું છે સહી;
નિજ નારિથી સંતોષ ન વળ્યો, પરનારીથી શું હશે;
જો ભર્યે ભાણે તૃપ્ત ન વળ્યો, એઠું ચાટે શું થશે.

### ઢાળ.

મૃગતૃષ્ણાથી રે તરસ નહીં ટળે, વેળુ પીલ્યેરે તેલ ન નીકળે.

### ત્રુટક.

નવ નીકળે પાણી વિલોવતાં, લેશ માંખણનો વળી;
બૂડતાં બાચક ભર્યો ફીણે, તર્યા વાત ન સાંભળી;
તેમ નારિ રમતાં પરતણી, સંતોષ ન વળે એક ઘડી;
ચિત ચટપટી ઊચાટ લાગે, નેણે નાવે નિંદડી.

### ઢાળ.

જેવો ચટકો રે રંગ પતંગનો, તેવો લટકો પરસ્ત્રી સંગનો.

### ત્રુટક.

પરસ્ત્રિ કેરો સંગ પિયુડા, રખે મન જાણે ખરો;
દિન ચાર રહેશે રંગ રૂડો, પછે રહે નહિ નિરધરો;
જે ઘણાં સાથે પ્રીત માંડે, છાંડો તેશું વાતડી;
એમ જાણિ નવિ કર નાહલા, પરનારિ સાથે પ્રીતડી. ૪

### ઢાળ.

જે પતિ વહાલો રે છાંડી પાપણી, પરશું પ્રેમેરે રાચે સાપણી.

### ત્રુટક.

સાપણી સરખી વેણુ નિરખી, રખે શીળથકી ચળે;
નયણ લટકે મુખને મટકે, દેવ દાનવને છળે;
મને કાળી અતિ રસાળી, વાણિ મીઠી શેલડી;
સાંભળી ભોળા રખે ભૂલો, જાણજો વિષવેલડી. ૫

### ઢાળ.

સંગ નિવારોરે પરરામાતણો, શોક ન કીજેરે મન મળવાતણો.

### ત્રુટક.

શોક શાને કરો ફોગટ, દેખવો પણ દોહલો;
ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે, ભમતાં તે લાગે સોહલો;
ઉસાસ ને નીસાસ આવે, અંગ ભાગે મન ભમે;
વળિ કામ વ્યાપે દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે. ૬

### ઢાળ.

એકલડો થઇ મન શું કળપવે, ઉન્મત્ત થઇનેરે વળિ અફળ લવે.

### ત્રુટક.

લવે એલફેલ એમ અજાણે, મોહે ઘેલો મન રડે;
મદન વેદન કઠિણ જાણે, મરણ વારૂ ત્રેવડે;
દશ અવસ્થા કામ કેરી, કંથ કાયાને દહે;
એમ જાણિ નારી પારકી, જે તજે તે બહુ સુખ લહે. ૭

### ઢાળ.

પરનારીનારે પરભવ સાંભળો, કંથા કીજેરે ભાવશું નિર્મળો.

ત્રુટક.

નિર્મળે ભાવે નેહે સમજી, પરવધુ સંગ પરિહરો;
ચાંપિયો કીચક ભીમસેને, શિલા હેઠે સાંભળ્યો;
રણ પડ્યાં રાવણ દશે મસ્તક, રવડતાં ગ્રંથે કહ્યાં;
મુંજપતિ અતિ દુઃખ પામ્યો, અજશ જગમાંહે રહ્યા. ૮

ઢાળ.

શીળ સલૂણારે માનવ સોહીએ, વિણ આભરણેરે જગમન મોહીએ.

ત્રુટક.

મોહિયે સુર નર કરે સેવા, વિષ અમૃત સાયર ભરે;
કેસરીસિંહ શિયાળ થાય, અગ્નિ અતિ શીતળ કરે;
સાપ થાયે ફૂલમાળા, લક્ષ્મિ ઘેર પાણી ભરે;
પરનારિ પરહર શિયળ મનધર, મુક્તિ-વધુ હેલા વરે. ૯

ઢાળ.

તે માટે હુંરે વાલમ વીનવું, પાયે લાગીરે મધુર વચન ચવું.

ત્રુટક.

વચન મારૂં માનજો, પરનારિથી રહો વેગળા;
અપવાદ માથે ચડે કૂડા, નરકે થાયે દોહિલા;
ધન્ય ધન્ય તે નર નારિ જગમાં, શિયળ પાળે ઊજળો;
તે પામશે જશ જગતમાંહે, કુમુદચંદ્ર કહે સમજ લો. ૧૦

---

# જશવિજય.

## પાપસ્થાનની સઝાઓ.

### પ્રાણાતિપાત. પાપસ્થાન ૧ લું.

"કપુર હોય અતિ ઉજળોરે" એ દેશી.

પાપ થાનક પેહેલું કહ્યું રે, હિંસા નામ દુરંત;
મારે જે જગજીવને રે, તે લહે મરણ અનંત રે.
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત.
માત પિતાદિ અનંતનાં રે, પામે વિજોગ તે મંદ;
દારીદ્ર દોહગ નવિ ટળે રે, મળે ન વલ્લભ વૃંદ રે.

હોય વિપાકે દશગુણાં રે, એકવાર કર્યાં કર્મ;
શત સહસ્ર કોડે ગમે રે, તીવ્રભાવના મર્મરે, પ્રાણી. ૩
મેર કહેતાં પણ દુખ હોવે રે, મારે કિમ નવિ હોય;
હિંસા ભગનિ અતી બુરિ રે, વિશ્વાનરની જોય રે. પ્રાણી. ૪
તેહને જોરે જે હુઆ રે, રૌદ્રધ્યાન પ્રમત્ત;
નરક-અતીથિ તે નૃપ હુઆ રે, જિમ સુભૂમ બ્રહ્મદત્ત રે. પ્રાણી. ૫
નૃપ વિવેક કન્યા ખિમા રે, પરણવે જશ સાય;
તેહથકી દૂર ટળે રે, હિંસા નામ બલાય રે. પ્રાણી. ૬

## મૃષાવાદ પાપસ્થાન ૨ જું.

"લાછલદે માત મલ્હાર" એ દેશી.

બીજું રે પાપનું સ્થાન, મૃષાવાદ દુરધ્યાન, આજ હો;
છાંડો રે ભવિ માંડો રે ધર્મશું પ્રીતડીજી. ૧
વૈર ખેદ અવિશ્વાસ, એહથિ દોષ અભ્યાસ, આજ હો;
થાય રે નવિ જાય રે, વ્યાધી અપથ્યથીજી. ૨
રહેતું કાલિક સૂરી, પરિજન વચન તે ભૂરી, આજ હો;
સહેવું રે નવિ કહેવું જૂઠ ભયાદિકેજી. ૩
આસન ધરત આકાશ, વસુનૃપ હુઓ સુપ્રકાશ, આજ હો;
જૂઠેરે સુર રૂઠે, ઘાલ્યો રસાતળેજી. ૪
જે સત્યવ્રત ધરે ચિત્ત, હોય જગમાંહિ પવિત્ર, આજ હો;
તેને રે નવિ ભેદે, સુર વ્યંતર જક્ષથીજી. ૫
જે નવિ ભાખે અલીક, બોલે હાવું ઠીક, આજ હો;
ટેકેરે સુવિવેકે સુજશ ને સુખ વરેજી. ૬

## અદત્તાદાન. પાપસ્થાન ૩ જું.

"નિદ્રડી વેરણ હુંઇ રહીરે" એ દેશી.

ચોરી વ્યસન નિવારિયે, પાપસ્થાન કહો ત્રીજું કહ્યું ઘોર કે;
ઇહ ભવે પરભવે દુખ ઘણાં, લહે પ્રાણી હો, એથી અતિ જોર કે; ચોરી. ૧
ને પ્રાયે દરીદ્રી હોય, ચોરીથી હો, ધન ન રહે નેટ કે;
' ધણી નહીં પ્રાયે ભુખ્યું હો, રહે ચોરનું પેટ કે; ચોરી. ૨
રે નાંખિયું, તળે જાય હો જળને અપગોળ કે;
કરી, જાય નરકે હો તિમ નિપટ નિટોળ કે; ચોરી. ૩

ગાંઠે પડચું વળી વીસર્યું, રખે રાખો હો થાપણ કર્યું જેહ કે;
તૃણ તુષ માત્ર ન લીજિયે, અણદીધું હો કિહાં કોઇનું તેહ કે; ચોરી. ૪
દૂરે અનર્થ સકળ ટળે, મળે વાહાલા હો સગળે જશ થાય કે;
સુર-સુખનાં હોય ભેટણાં, વ્રત ત્રીજું હો આવે જશદાય કે; ચોરી. ૫
તજી ચોરપણું દેવતા, હોય નિશ્ચે હો રોહિણીયા જેમ કે;
એ વ્રતથી સુખ જશ લહે, વળી પ્રાણી હો વહે પૂણ્યશું પ્રેમ કે; ચોરી. ૬

## અબ્રહ્મચર્ય પાપસ્થાન ૪ થું.

" તુમે બહુ મીત્રી રે સાહીબા " એ દેશી.

પાપથાનક ચોથું વરજીએ, દુર્ગતિ મૂળ અબંભ;
જગ સવિ મૂઝો છે એહમાં, છાંડે તેહ અચંભ; પાપ. ૧
રૂડું લાગેરે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર;
ફલ કઈ પાકે તે સારિખો, વરજે સજ્જન દૂર; પાપ. ૨
અધર વિદ્રુમ સ્મિત ફુલડાં, કુચફળ કઠિન વિશાળ;
રામા દેખી ન રાચિયે, એ વિષયવેલી રસાળ; પાપ. ૩
પ્રબળ જ્વળિત અય-પુતળી, આલિંગન ભલું તંત;
નરક દુઆર નિતંબની, જઘન સેવન દૂરંત; પાપ. ૪
દાવાનળ ગુણ વનતણો, કુલ મસિ ક્રૂર ચક એહ;
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ; પાપ. ૫
પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાયે રાવણ યથા, છાંડો પરનર નાર; પાપ. ૬
દશ શિર રજમાંહે રોળવ્યાં, રાવણ વિવશ અબંભ;
રામે ન્યાયેરે આપણો, રોપ્યો જગ જયથંભ; પાપ. ૭
પાપ બંધાય અતી ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય;
અબ્રહ્મચર્યે ચિંતવ્યો, કદિય સફળ નવિ થાય; પાપ. ૮
મંત્ર ફળે જગ જશ વધે, દેવ કરે સાનીધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનીધ; પાપ. ૯
શેઠ સુદર્શનને ટળી, શૂળિ સિંહાસન હોય;
ગુણ ગાય ગગને દેવતા, મહિમા શિળનો જોય; પાપ. ૧૦
મૂળ ચારીત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીળ સલીલ ધરે જિકે, તસ હોય સુજશ વખાણ; પાપ. ૧૧

## પરિગ્રહ મમતા. પાપસ્થાન ૫ મું.

"સુમતિ સદા દિલમેં ધરો" એ દેશી.

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ સલૂણે;
પરિગ્રહ જેહ ધરે ઘણું, તસ તપ જપ પ્રતિકૂળ; સલૂણે. પરિગ્રહ. ૧
નવિ પલટાયે રાશથી, માર્ગે કદીય ન હોય સલૂણે;
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દુખ દિયે સોય સલૂણે. પરિ. ૨
પરિગ્રહ સદગુરૂયતણે, ભવમાંહે પડે જંત સલૂણે;
પાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત સલૂણે. પરિ. ૩
જ્ઞાન ધ્યાન હય ગય વરે, તપ જપ શ્રુત પરિતંત સલૂણે;
છાંડે સમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત સલૂણે. પરિ. ૪
પરિગ્રહ ગ્રહ વસિ લિંગિયા, લેઇ કુમતિ રજ શીશ સલૂણે;
જિમ તિમ જગ લવતા ફરે, ઉન્મત્ત હોય નિશ દીશ સલૂણે. પરિ. ૫
તૃપતી ન જીવ પરીગ્રહે, ઇંધણથી જિમ આગ્ય સલૂણે;
તૃષ્ણા દાહ તે ઉપશમે. જળ સમ જ્ઞાન વૈરાગ્ય સલૂણે. પરિ. ૬
તૃપતિ સગરસુત થઈ નહીં, ગોધનથી કુચિકર્ણ, સલૂણે;
તિલક શેઠ વળિ ધાન્યથી, કનકે નંદ સુકર્ણ સલૂણે. પરિ. ૭
અસંતુષ્ટ પરિગ્રહે ભર્યા, સુખિયા ન ઇંદ નરિંદ સલૂણે;
સુખી એક અપરીગ્રહી, સાધુ સુજશ સમકંદ સલૂણે. પરિ. ૮

## ક્રોધ પાપસ્થાન ૬ ઠું.

"રિષભનું વંશ રયણાયરૂ" એ દેશી.

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંજમ ઘાતી રે;
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતી રે.
પાપ થાનક છઠું પરિહરો. ૧
પાપ થાનક છઠું પરિહરો, મન ધરો ઉત્તમ ખંતી રે;
ક્રોધ ભુજંગનિ જાંગૂળી, એહ કહી જયવંતી રે; પાપ. ૨
પૂરવ કોડિચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે;
ક્રોધ વિવશ હુતો દોય ઘડી, હારે ફળ સવિ તેણે રે; પાપ. ૩
બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહેરે;
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળે પ્રશમ પ્રવાહેરે; પાપ. ૪

આક્રોપ તરજના ધાતના, ધર્મભ્રંશમાં ભાવે રે;
અગ્નિ અગ્રિમ વિરહથી, લાભે તે શુદ્ધ સ્વભાવે રે. પાપ. ૫
ન હોય ને હોય તો ચિર નહી, ચિર રહેતો ફળ છેહો રે;
સજ્જન ક્રોધ તેણુ હવો, જે હવો દુર્જનને નેહોરે. પાપ. ૬
ક્રોધી મુખે કટુ બોલણાં, કંટકિયા કુટભાખી રે;
અદિઠ કલ્યાણકરા કહ્યા, દોષના તરૂ શત સાખી રે. પાપ. ૭
ક્રૂર ગડૂચો તપકરા, ચરિત શુણી સમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે. પાપ. ૮

---

# કવિના નામાવિનાની કવિતા.

## સીતાજીની કાંચળી.

પંચવટીમાં સરોવર પાસે, રમતાં સીતા શ્રીરામ રે;
કનકતણો કુરંગ રાવણનો, આવ્યો તેણે ઠામ;
હો રમતાં રઢ લાગી રાણીને. ૧
સોનાનાં શૃંગ ને ત્વચા કનકની, નાભી કસ્તૂરી બેહેકે રે;
ડમરો ચરતાં દીઠો જાનકિયે, નાચે નીતમ લેહેકે; હો રમતાં. ૨
**સીતા.**—તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવો રે;
આપણે જ્યારે અયોધ્યા જઇશું, કાંચળડી શીવડાવો; હો રમતાં. ૩
**રામ.**—સરોવર તીરે મૃગલો ઊભો, દીસંતો ઘણો રૂડો રે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈયાનો કૂડો; હો રમતાં. ૪
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી ઊપજાવ્યો રે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો; હો રમતાં. ૫
**સીતા.**—પ્રત્યક્ષ પારખું મારા પિયુજી, સાચો હશે તો સહાશે રે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે; હો રમતાં. ૬
**રામ.**—સાચો હોય તેને કેમ હણિયે, ક્યાં ગયું તમારૂં જ્ઞાન રે;
પોતાના સ્વારથને માટે, લોછો પશુના પ્રાણ; હો રમતાં. ૭
**સીતા.**—સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચી રે;
ઊજાતો મારી લાવો મૃગલો, તો જાણું વિદ્યા સાચી; હો રમતાં. ૮
**રામ.**—બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફૂલ રે;
પોતાનો સ્વારથ સરેતો હોય તો, પાપ ન કરિયે મૂળ; હો રમતાં. ૯

**સીતા.**—સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મ રે;
મહા રાજાને મૃગયા રમવું, ખરો ક્ષત્રીનો ધર્મ; હો રમતાં. ૧૦
**રામ.**—મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશ રે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ; હો રમતાં. ૧૧
**સીતા.**—સાધુ-પણાં જ્યારે એવાં આદર્યાં, ધનુષ બાણ શાને ઝાલો રે;
સાધુ થઈને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો; હો રમતાં. ૧૨
**રામ.**—રામ કહે એ રાજપુત્રને, લખિયાંછે એંધાણ રે;
કદાપિ કોઇ બળિયો દુખ દે તો, તેના લેવા પ્રાણ; હો રમતાં. ૧૩
**સીતા.**—શૂર્પનખા ભગની રાવણની, તેનો શો હતો વાંક રે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક; હો રમતાં. ૧૪
**રામ.**—શૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવે રે;
એકથકી અમે વાજ આવ્યા, તો બીજીને કોણ લાવે; હો રમતાં. ૧૫
**સીતા.**—સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલે રે;
સંસારનો લાવો મારા કંથજી, નારી માગે તે આલે; હો રમતાં. ૧૬
**રામ.**—ઘેર બેઠાં માગો તે આલું, કાયર થાઊં કયમરે;
વનમાં આવીને લેવાં રૂષણાં, નહિં સતીનો ધર્મ; હો રમતાં. ૧૭
**સીતા.**—એવો કમખો મેં નથી પેહેર્યો, કોટિ ઉપાયે કંથ રે;
જાત ભલી ને ભાત અનુપમ, ઉજ્વળ અંગ અનંત; હો રમતાં. ૧૮
**રામ.**—એથી રૂડો કમખો શીવડાવું, સોનાના તાર નંખાવું રે;
વારૂ ફૂલ ઉપર વેલ ફરતી, વચે મોતી ટંકાવું; હો રમતાં. ૧૯
**સીતા.**—નીપજાવી જે વસ્તુ નીપજે, તેમાં તે શી વડાઇ રે;
અણનીપજને અમૂલ્યક જેની, જગમાં દીસે જુગતાઈ; હો રમતાં. ૨૦
**રામ.**—એવા સ્વાદ હતા જ્યારે તમને, શીદ આવ્યાં હતાં સાથે રે;
ઘેર બેઠી નવ રહી રે ઘેલી, ઓઢત પહેરત ખાંતે; હો રમતાં. ૨૧
**સીતા.**—પતિવ્રતા મારૂં વ્રત પાળવું, પિયુ વિના કેમ રહેવાય રે;
એક ઘડી જો નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય; હો રમતાં. ૨૨
**રામ.**—પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચન રે;
મુખ ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન; હો રમતાં. ૨૩
**સીતા.**—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝૂં કહે શું થાય રે;
જે સ્ત્રીને માન નહિં પિયુનું તે, વાયે લીધી જાય; હો રમતાં. ૨૪

દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યો રે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથી ગયો આથો; હો રમતાં. ૨૫
**રામ.**—એ અણુસરજ્યું દુખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તે રે;
વ્યાજ વધારતાં જાય મૂળગા, ત્યારે રહિયે હાથ ઘસતે; હો રમતાં. ૨૬
**સીતા.**—વસ્તુ રાખીને દામ આપિયે, ત્યારે જાયે ક્યમ રે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ; હો રમતાં. ૨૭
**રામ.**—ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સુખ રે;
જળ કાંઠે રહીને જે કૂવો, ખોદે તે મૂરખ; હો રમતાં. ૨૮
**સીતા.**—સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમકારી રે;
મહા જોગિયે મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઈ સારી; હો રમતાં. ૨૯
**રામ.**—તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્ય રે;
ગૃહસ્થને રાજ રિધિ રૂડી ને, જોગીને રૂડો જોગ; હો રમતાં. ૩૦
**સીતા.**—ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયે રે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે; હો રમતાં. ૩૧
**રામ.**—એવડો મોહ ન ધરિયે માનની, મનમાં સંતોષ સાહિયે રે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ધાઇએ; હો રમતાં. ૩૨
**સીતા.**—સીતા કહે શા માટે ન કરિયે, સ્વાદ નવો નવો લેવો રે;
જોબનનો લાહો જગજીવન, દિવસ ચારનો છે મેવો; હો રમતાં. ૩૩
**રામ.**—અવસર કાંઇ ઓળખતી નથી, જેવો વેપ તેવું રમવું રે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજ આ વનમાં ભમવું; હો રમતાં. ૩૪
**સીતા.**—દુખના દિવસ કાલે વહી જાશે, વહાણે પામશો રાજ્ય રે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ; હો રમતાં. ૩૫
**રામ.**—રાજ્ય બેશીશું ત્યારે મળશે, જેવી જોઇએ તેવી જાત રે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડીની શી વાત; હો રમતાં. ૩૬
**સીતા.**—સીતા કહે શા માટે ન માગું, તમ સરખો પિયુ જ્યારે રે;
લક્ષમણ સરખો દિયર મારે, લાડ કરૂં પછે ક્યારે; હો રમતાં. ૩૭
**રામ.**—રામ કહે તને એ શી લલુપતા, અબળાનો અવતાર રે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર; હો રમતાં. ૩૮
**સીતા.**—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્રીને નહિ માને પિયુનું, તે વાએ લીધી જાય; હો રમતાં. ૩૯

રામ.—રામ કહે તું વાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાગ્યું રે;
  *પરશુરામ સાથે જુધ કરીને, અયોધ્યામાં ગાજ્યું; હો રમતાં. ૪૦
સીતા.—મનસા વાચાએ વાલી હશો, તો કહ્યું કરો મુજ કંથ રે;
  ઘડિ અદઘડિ જો વિલંબ કરશો, તો પ્રાણનો આણીશ અંત; હો રમતાં. ૪૧
રામ.—રામ કહે હેગે નવ હારો, આટલો દા રમી જઈશ રે;
  તમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ; હો રમતાં. ૪૨
સીતા.—એ સોગઠાં હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસા રે;
  ઘડિ અદઘડિનો વિલંબ કરશો તો, કાંઈક જોશો તમાસા; હો રમતાં. ૪૩
  પાસા પછાડી ધરણીધર ઊઠ્યા, ભાઇને ભળાવી નારી રે;
  લક્ષમણ બાપ તું મઢિયે રહેજે, મૃગને લાવું મારી; હો રમતાં. ૪૪
  ધનુષ લેઈને ધાયા ધરણીધર, કુરંગ ઉપર દાઢ પીસે રે;
  જેમ જેમ જઇ ઢૂંકે જગજીવન, તેમ તેમ વેગળો દીસે; હો રમતાં. ૪૫
  ચાપ ચઢાવી મૃગલો માર્યો, મેલ્યું કશીને બાણ રે;
  મરતે મૃગલે ચીસ નાંખી જે, લક્ષમણ જાએ પ્રાણ; હો રમતાં. ૪૬
  શબ્દ સિતાએ સાંભળ્યો લક્ષમણ, રામ તેડેછે તમારો રે;
  હરણને હણતાં કષ્ટ પડયુંછે, શીઘ્ર થઇને સધારો; હો રમતાં. ૪૭
લક્ષ્મણ.—લક્ષમણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનું રે;
  રઘુનાથ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું; હો રમતાં. ૪૮
સીતા.—દક્ષિણ દિશે દિયરિયા મારા, ઝાઝાં રાક્ષસ દળ છે રે;
  એકલડા જાણીને જાઓ, એએ બાવીસનું બળ છે; હો રમતાં. ૪૯
લક્ષ્મણ.—એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મારો ભ્રાત રે;
  ચૌદ-સહસ્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ; હો રમતાં. ૫૦
સીતા.—દિયરિયા વેળા વેળાનાં ફળ છે, એવડો ગર્વ ન ધરિયે રે;
  ક્યારે હારિયે ને ક્યારે જીતિયે, તે માટે સાંચરિયે; હો રમતાં. ૫૧
લક્ષ્મણ.—લક્ષમણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાય રે;
  તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહિ ભરાય; હો રમતાં. ૫૨
સીતા.—સીતા કહે તને શાનું દાઝે, જૂજવી માતા માટે રે;
  સગો ભ્રાત શત્રુઘન હોય તો, હમણાં દોડે ઊચાટે; હો રમતાં. ૫૩
લક્ષ્મણ.—મુજને રામજી વાલા ન હોય તો, શીદ આવું હું સાથ રે;
  ભોળે ભાવે ભક્તિ કરૂંછું, જાણીને જેષ્ઠજ ભ્રાત; હો રમતાં. ૫૪

સીતા.—ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલે નહિ મીઠું રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું; હો રમતાં. ૫૫
લક્ષ્મણ.—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યો રે;
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો; હો રમતાં. ૫૬
સીતા.—સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું; હો રમતાં. ૫૭
સીતા કહે તને શાનું દાઝે, વાલા નહિ શ્રીરામ રે;
બાંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ; હો રમતાં. ૫૮
લક્ષ્મણ.—તમને અહિયાં કો સારૂ મેલું, સાંસો કરૂંછું તેણે રે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મેહેણે. હો રમતાં. ૫૯
સીતા.—તેવાં ભોળાં અમે નહિ દિયરિયા, મન વશિયા મહારાજ રે;
અવર પુરૂષ સાથે બોલું તો, લાગે કુળને લાજ; હો રમતાં. ૬૦
લક્ષ્મણ.—કેટલું બળ તમ અબળાકેરૂં, તનક તાલ તે હેલાં રે;
રાંધ્યું ધાન્ય ને પ્રેમદા સરખી, વણસતાં નહિ વેળા; હો રમતાં. ૬૧
સીતા.—સીતા કહે તું શું સમજાવે, સાસૂતણા સુત કાલા રે;
એકલો ઊજડમાં શાને જાએ, પ્રાણ તને તારા વાલા; હો રમતાં. ૬૨
લક્ષ્મણ.—મુજને પ્રાણ જો વાલા હોય તો, શીદ જાઊં હું વન રે;
વન ફળ મેવા વીણી લાવુંછું, બેઠાં કરોછો ભોજન; હો રમતાં. ૬૩
સીતા.—સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારી રે;
તું જાણેછે રામ પડે તો, હું ભોગવું આ નારી; હો રમતાં. ૬૪
લક્ષ્મણ.—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયે રે;
એક દહાડે હશયો હઊં તો, સરવે સાચું લહિયે; હો રમતાં. ૬૫
સીતા.—કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમાં જાણી રે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મછને લેવા તાણી; હો રમતાં. ૬૬
કવિ.—વચનબાણ લાગ્યાં લક્ષ્મણને, તાપ ઊપનો તનમાં રે;
બહુ એ પેર પડી લક્ષ્મણને, ઝૂરણ લાગી મનમાં; હો રમતાં. ૬૭
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણ રે;
કૂડે કપટે જે કોઈ આવે, તેના જાજો પ્રાણ; હો રમતાં. ૬૮
એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણિને લાગ્યો તાપ રે;
કઠણ વચન કહ્યાં દિયરને, તેનું લાગ્યું પાપ; હો રમતાં. ૬૯

લાગ જોઈ લંકાપતિ આવ્યો, પાપિયે ચલાવ્યાં ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ. હો રમતાં. ૭૦
ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધરિયું રે;
ક્ષુધાર્તાને ભિક્ષા આપો, આવી એમ ઉચરિયું; હો રમતાં. ૭૧
આવો પ્રભુજી બેસો રૂષિજી, અમૃત બોલ્યાં વાણી રે;
ઊઠીને આસન ત્યાં આપ્યું, ધર્મ ગૃહસ્થનો જાણી; હો રમતાં. ૭૨
રાવણ.—કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથ રે;
ઊજડમાં એકલડાં મેલીને, ક્યાંહાં ગયા બળવંત; હો રમતાં. ૭૩
સીતા.—જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસૂ રે;
તાતતણાં વચન પાળવાને, અમે ત્રણે વન વાસ્યું; હો રમતાં. ૭૪
સોનાના શૃંગનો મૃગ આવ્યો તો, કંચુકીની થઈ અભિલાખા રે;
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા; હો રમતાં. ૭૫
કવિ.—શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મ રે;
એ પર પગ મેલી ભીખ આપો, રહેશે તમારો ધર્મ; હો રમતાં. ૭૬
પાપીનો પરપંચ ન પ્રીછ્યો, ભામિની થઈ હઈયે ભોળી રે;
પોતાની વાત જે પરને કહેશે, તે રેહેશે આંખો ચોળી; હો રમતાં. ૭૭
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયો રે;
ઊપાડી લીધી અબળાને, હરણ કરી સાંચરિયો; હો રમતાં. ૭૮
ત્યારે તરૂણિને ત્રાસજ પડિયો, ધાજો લક્ષમણ રામ રે;
આ પાપી કોઇ હરી જાયછે, કરીને દુષ્ટનું કામ; હો રમતાં. ૭૯
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો તે મિત્ર રે;
સીતાને મૂકાવા કારણ, માંડયું જુદ્ધ વિચિત્ર; હો રમતાં. ૮૦
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહીને રે;
રૂધિરાળા પાષાણ ગીરાવ્યા, ભારે પડિયો થઇને. હો રમતાં. ૮૧
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢમાંય રે;
મૃગ મારીને રામજી વળિયા, જે જે રાઘવરાય; હો રમતાં. ૮૨
નથી રે સીતા નથી રે સીતા, નથી રે મઢૂલીમાંય રે;
કાગારોળ ત્યાં થઇ રહ્યોછે, ચકડોલ વાતે ત્યાંય; હો રમતાં. ૮૩
પગલે પગલે શોધતા તેને, ગયા તે બેઉએ ભાઈ રે;
રૂષિમુખ પર્વત માંહિ પહોચ્યા, જ્યાં છે વાંદરનો રાય; હો રમતાં. ૮૪

સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાલીને નાંખ્યો મારી રે;
વાલિનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી; હો રમતાં. ૮૫
નર વાંદર એકઠા કરીને, સાગર બાંધી પાજ્ય રે;
રાવણને મારી કરીને, વિભીષણ આપ્યું રાજ્ય; હો રમતાં. ૮૬
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવી રે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી શીવડાવી; હો રમતાં. ૮૭
જે કો ગાએ ભણે સાંભળે, તેહતણાં દુખ વામે રે;
ધર્મ અર્થ ને કામ મુક્તિ ફળ, ચાર પદારથ પામે. હો રમતાં. ૮૮

## સુભદ્રાની કંકોતરી.

### રાગ ધોળ.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેહેન; વીરા વેહેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, તમ આવ્યે થશે સુખચેન; વીરા. ૧
ભાઇ ભત્રીજા સરવે શોભાવેછે, છે પવિત્ર પિતા વાસુદેવ; વીરા.
જગતજનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળી તતખેવ; વીરા. ૨
પનોતો પીયર પરિવાર છે, જોતાં વાધેછે ઝાઝો સ્નેહ; વીરા.
દુખ જાશે સૌ દેહનાં દેખતાં, દેશ દેશમાં વખણાશે તેહ; વીરા. ૩
ભયભંજન મારીરે ભાભીઓ, સોળ સહસ્ત્ર એકસો આઠ; વીરા.
રૂડી રૂકમીણી ને રે રેવતી, જુઓ ઠાકોરજીકેરો ઠાઠ; વીરા. ૪
વેદવંતા વિપ્ર સાથે લાવજો, બીજી વરણ ઉત્તમ તે અપાર; વીરા.
સંગે જાદવ સરવેને લાવજો, ભવજળના તારણ તરનાર; વીરા. ૫
મેં તો પ્રેમેશું પગરણ માંડિયાં, રૂડો જગન રચ્યો રાજસોય; વીરા.
પાંચ પાંડવ છે વીરા તમતણા, તેનું જેમ કલ્યાણજ હોય; વીરા. ૬
તમ વગર મારે તો કોઇ નથી, ધર્મવંતને ગુણના છો ધામ; વીરા.
વીરા વેગે વેલેરા પધારજો, તમ આવેથી સરશે કામ; વીરા. ૭
એક જિવ્હાએ કેમ કરી વરણવું, શેષ સરખા ન પામે પાર; વીરા.
થોડું કહાવ્યું ઘણું કરી માનજો, છોજી નોધારાંના આધાર; વીરા. ૮
વાંચી પત્રિકા વેહેલા પધારજો, કોડે કુટુંબ લેઇને સાથ; વીરા.
કંકોતરી લખીને કાવિયું, આપ પવિત્ર છો વિશ્વના નાથ; વીરા. ૯
મારા સસરાને ડગલા ને ટોપીઓ, મારી સાસૂને દખણીનાં ચીર; વીરા.
મારા જેઠને લાવે જોડ ધોતીઆં, જેઠાણીને જાદરનાં ચીર; વીરા. ૧૦

મારા દિયરને લાવે વીરા પામરી, દેરાણીને છાયલની જોડ; વીરા.
મારી નણદીને લાવે વીરા ચુંદડી, નણદોઇને પેહેરવા ઝૂલ; વીરા. ૧૧
મારી ધેડીને લાવે વીરા ઢીંગલાં, કુંવરિયાને રાતડી મોળ; વીરા.
મારા કુટુંબને લાવે વીરા કાંચળી, પાડોશીને નાળિઅર જોડ; વીરા. ૧૨
મારે અરથે લાવે ઘરચોળડાં, માથે બતરીસ ભમરીનો મોડ; વીરા.
વીરા ઘરમાં ધણીને ઘોડો હંસલો, જેનાં મોતીડે જડિત્ર પલાણ; વીરા. ૧૩
વીરા એટલી સંપત હોય તો આવજો, નહિતો રેહેજો તમારે ઘેર; વીરા.
મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર; વીરા. ૧૪
હું તો ઊંચી ચઢું ને હેઠી ઊતરૂં, હું તો જોઊં મારા વીરાની વાટ; વીરા.
વીરો ક્યાંરે ગાજ્યો ને ક્યાં ગરગડચો, ક્યાં વરસ્યો અશાડો મેહ; વીરા. ૧૫
મારી નણદી તે મસરકાં બોલિયાં, ભાભી નાવ્યો તમારો વીર; વીરા.
મારો દિયર વધામણી લાવિયો, ભાભી આવ્યો તમારો વીર; વીરા. ૧૬
વીરો દ્વારકા ગાજ્યો ને ગોકુળ ગરવડચો, હસ્તિનાપુર વરસ્યો મેહ; વીરા.
હવે રણમાં તે ભાલા ઝળકીઆ, વળી ઝળકયાં ધોરીડાનાં શીંગ; વીરા. ૧૭
હવે ઝળકયાં વીરા માથે મોળીઆં, હવે ઝળકી ભાભી માથે છાબ; વીરા.
વીરો આવ્યા ને વાડિયે રે ઊતર્યા, મારી બેહેનીને તેડવા જાઓ. વીરા. ૧૮

## રંનાદેનું ધોળ.

શીરોઇના રે સુલતાન, પાટણના રે પરધાન;
ઓરશીઓ ઘડી લાવ્ય રે, આરસપાણનો રે. ૧
એરે ઓરશીએરે, સવામણ સુખડ, અધમણ કેસર;
રાણી રે રંનાદેનાં વરને છાંટણાં રે. ૨
રાણી રે, રંનાદેરે હાર સોવરાવો રે;
તમ પેઉડો લાલ છડે રમે રે. ૩
લાલ છડે રમતાંરે, પાસલા ઢાળ્યા રે;
રતન કચોલે દીવડો ઝગમગે રે. ૪

## વધાવાનું ધોળ.

ભમરા પેહેલો વધાવો મારે આવીઓ, મેં તો મોકલ્યો મારા દાદાને દરબાર રે;
વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની.
મારી માતાએ હરખે વધાવિયો, મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી. ૧
ભમરા બીજો વધાવો મારે આવીઓ, મેં તો મોકલ્યો મારા વીરાને દરબાર રે; વાડી.
મારી ભાભીએ હરખે વધાવીઓ, મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી. ૨

ભમરા ત્રીજો વધાવો મારે આવીઓ, મેં તો મોકલ્યો મારા મામાને દરબાર રે; વાડી.
મારી મામીએ હરખે વધાવીઓ, મારા મામાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી. ૩
ભમરા ચોથો વધાવો મારે આવીઓ, મેં તો મોકલ્યો મારા સસરાને દરબાર રે; વાડી.
મારી સાસૂએ હરખે વધાવીઓ, મારા સસરાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી. ૪

**ચોરીમાં ગાયછે તે ગીત.**

આની તેડે ગંગા રે, પેલી તેડે જમુના રે, વચમાં સરસ્વતી નદી વહેછે;
સોનાનું બેડું રે, રૂપા ઉઢાણી રે, સીતાવેલ પાણી સાંચર્યાં. ૧
રાશડી ન પહોંચે રે, ઘડુલો ન બૂડે રે, કૂવાને કાંઠે ઊભાં રહ્યાં;
સોનાની ગેડી રે, રૂપા દડુલો રે, રામચંદ્ર રમવાને નીસર્યા. ૨
કોણ રાયની બેટી રે, કોણ તારૂં નામ રે, કેઈરે નગરીની ગરાસણી;
જનકની બેટી રે, સીતાવેલ નામ રે, હજીએ છું બાળકુંવારડી. ૩
કોણ રાયનો બેટો રે, કોણ તારૂં નામ રે, કેઈરે નગરીનો ગરાશીઓ;
દશરથનો બેટો રે, રામચંદ્ર નામ રે, અયોધ્યા નગરીનો ગરાશીઓ.
પાનનાં બીડાં રે, સાત સોપારી રે, લગન નિરધારી વહેલા આવજો.

---

લાડકડી ચઢી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
દાદાજી એ વર જોજો, એણે મારાં મન વશ્યાં રે. ૧
કહો દીકરી કયાંથકી દીઠો, શેણે તારાં મન વશ્યાં રે;
નિશાળે ભણતલો દીઠો, અક્ષરે મારાં મન વશ્યાં રે. ૨
લાડકડી ચઢી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
માતાજી એ વર જોજો, એણે મારાં મન વશ્યાં રે. ૩
કહો દીકરી કયાંથકી દીઠો, શેણે તારાં મન વશ્યાં રે;
નાતમાં જમતલો દીઠો, ચોટલિયે મારાં મન વશ્યાં રે. ૪
લાડકડી ચઢી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
વીરાજી એ વર જોજો, એણે મારાં મન વશ્યાં રે. ૫
કહો બેહેની કયાંથકી દીઠો, શેણે તારાં દિલ વશ્યાં રે;
ઘોડલા ખેલાવતો દીઠો, પેંગડે મારાં મન વશ્યાં રે. ૬
લાડકડી ચઢી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
કાકાજી એ વર જોજો, એણે મારાં મન વશ્યાં રે. ૭
કહો દીકરી કયાંથકી દીઠો, શેણે તારાં મન વશ્યાં રે;
પાઘડી બાંધતો દીઠો, ત્યારે મારાં મન વશ્યાં રે. ૮

## મલ્હારરાવનો રાસડો.

### મેજર વાકર સાહેબે સંવત્ ૧૮૫૮ માં કડીમાંથી મલ્હારરાવને કાઢ્યો તે બાબત.

પીતળલોટા જળે ભર્યા રે, દાતણ કરતા જાઓ રે;
મલ્હારરાવ શેહેરનો સુબો, ક્યારે આવશે રે.
દાતણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે; મલાર.
તાંબા તે કુંડિયો જળે ભરી રે, નહાવણ કરતા જાઓ રે; મલાર.
નહાવણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે; મલાર.
રાંધી રસોઇઓ એમ રહી રે, ભોજન કરતા જાઓ રે; મલાર.
ભોજન કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે; મલાર.
પાન સોપારી ને એલચી રે, મુખવાસ કરતા જાઓ રે; મલાર.
મુખવાસ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે. મલાર.
સોના તે કેરાં સોગઠાં રે, રમત રમતા જાઓ રે; મલાર.
રમત રમશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે; મલાર.
ઢીંચણ સામો ઢોલિયો રે, પોઢણ કરતા જાઓ રે; મલાર.
પોઢણ કરશું વાડિયે રે, ફરતી ફિરંગીની ફોજ રે; મલાર.

* * * * *

રાણી રૂએ રંગમોલમાં રે, દાસિયો રૂવે દરબાર રે; મલાર.
હાટે રૂએ હાટવાણિયા રે, ચોરે રૂએ ચારણ ભાટ રે; મલાર.
શેહેર છોડી સુબો નીસર્યો રે, લીધી નડિયાદની વાટ રે; મલાર.

### દોહરા.

ગુણીજન કવિ ગૂજરાતમાં, આગળ થયા અપાર;
જે કવિતા મુજને જડી, સંગ્રહ કીધો સાર. ૧
સંવત વિક્રમનો ક્રમે, સ્વર[૭] હરિ[૧] રસ[૬] આકાશ;[૧]
પૂર્ણ થયો દિન પૂર્ણમાં, માઘ મનોહર માસ.



# કઠણ શબ્દનો કોશ.

## અ.

અંક–બાથ, આંકડો.
અંકુર–ઊગી નીકળેલો ફણગો, ઝવેરા.
અકૃત–પાપ. ( અકૃત્ય. )
અક્રૂર–દયાળુ, શ્રીકૃષ્ણનો પિત્રાઈ કાકો.
અખંડાનંદ–સદા આનંદવાળો.
( અખંડ-આનંદ. )
અખંડાવિનાશી–અખંડ અને અવિના-
અખિલ–સઘળું. [શી.
અગ—પર્વત.
અંગજા–દીકરી.
અગમ્ય–જાણી શકાય નહિ તે.
અગાત–જેનો પાર ન આવે તે.
અગ્ર–અણી અથવા આગળ.
અગોચર–જોવામાં ન આવે તે, અ-
જાણ્યું, (અ–નહિ, ગો–ઇંદ્રિયો,ચર–
જવું, ઇંદ્રિયો જઇ શકે નહિ તેવું.
અઘ–પાપ, કંસનો ચાકર એક દૈત્ય અ-
અઘોર–ભયંકર. [ઘાસુર નામે હતો.
અચેતના–બેહોશ.
અચ્યુતાનંદ-અખંડાનંદ એ શબ્દ જુઓ.
અજ–બ્રહ્મા, બકરો.
અજર–તાણુ, ખેંચ, ઘડપણ ન આવે તે.
અંજળી–હાથેળીમાં રાખેલું પાણી.
અજા–બકરી, ૨ માયા.
અજીર–પરશાળ.
અટન–ણુ–રખડવું, ફરવું.
અટળ–ટળે નહિ તે.
અટકાવવું–દબાઇ જવું. [૨ ઝરૂખો.
અટારી–હવેલીનો સૌથી ઉપલો માળ,
અટ્ટહાસ્ય–ખડખડીને હસવું.
અઢળક ઢળવું–ઘણા મહેરબાન થવું.
અણુમિલ–અણમળતું.
અણુરાગ–અદાવત.
અણુલિંગી–શરીરથી જુદો આત્મા.
અણીમાદિક–સિદ્ધાઈ.
અંતક–કાળ, મોત.
અંતર–મન, માંહિ, છેટું, તફાવત.
અંતરપટ–પડદો.
અંતર્ધાન–અદૃશ્ય થવું.
અંત્યજ–ઢેડ ભંગી વગેરે.
અતળીબળ–ઘણા બળવાળો. ( અતુલ્ય
અતિકાય–મોટું શરીર. [બળ. )
અતિશયિત—હઠ.
અતીત–જુદું, વૈરાગી. [દીકરી.)
અદ્રિસુતા–પાર્વતી, ( અદ્રિ-પર્વત-સુતા-
અધર–હોઠ.
અધરામૃત–હોઠનો રસ.
અધીશ–ધણી.
અધિષ્ઠાન–ઠેકાણું.
અધોમુખ–ઊંધા મોઢાનું.
અધ્યાત્મ–આત્માનું.
અધ્યાપક–ભણાવનાર.
અનમી–કોઇને નમે નહિ તે.

અનંગ–કામદેવ.
અમંગળ–અશુચિત.
અન્નચર–અન્ન ખાનાર.
અનન્ય–જેના જેવો બીજો કોઇ નહિ તે.
અનહદ–અપાર મગજમાં અવાજ થાયછે તે.
અનાળસ–આળસ નહિ તે.
અનાવૃષ્ટિ—વરસાદ ન થાય તે.
અનિત્ય–હમેશા રહે નહિ તે.
અનિલ–પવન.
અનુચર–ચાકર.
અનુચરી–દાસી.
અનુચિત–અયોગ્ય.
અનુદિન–દરરોજ.
અનુપ—, અનુપમ— } જેનાં જેવું બીજું ન હોય તે.
અનુપ્રાસ–કવિતામાં મળતા અક્ષર લાવવાની રીત.
અનુરાગ–પ્રીતિ.
અનુસંધ–એક બીજા સાથે સાંધેલું.
અનેરૂં–જુદી તરેહનું.
અન્ય–બીજું.
અપરમ–સાધારણ.
અપરિમિત–અપરમિત, જેનું માપ થઇ શકે નહિ તે.
અપવાદ–હરકત, ૨ બાધ, ૩ તોહમત.
અબધૂત–જોગી.
અબળા–સ્ત્રી.
અંબર–લૂગડું, આકાશ.
અંબાર–ઢગલો.
અંબુ–પાણી.
અંબુજ–કમળ.
અભ્ર–મેઘ, વાદળ.
અભિરામ–મનોહર.
અભિષેક–છંટકાવ, રાજગાદીએ બેસતી વખતે મંત્ર ભણીને પાણી છાંટેછે તે.
અભિચાર–મંત્રસાધના.
અભિધાન–નામ.
અભીત–બીયે નહિ તે.
અભીષ્ટ–મનવાંછિત.
અમર–દેવ.
અમિત–અપાર.
અમી–અમૃત.
અમોઘ–સફળ, નિષ્પાપી.
અયુત–દશહજાર.
અરણ–વન ( અરણ્ય. )
અરણવ–સમુદ્ર ( અર્ણવ. )
અરપવું–આપવું.
અરવિંદ–કમળ.
અર્ક–સૂર્ય, આંકડો.
અર્ચન–પૂજન.
અર્ધાંગના–પોતાની સ્ત્રી.
અર્ધાંગા–અર્ધાંગના.
અર્ભક–બાળક.
અરિ–શત્રુ.
અરીશ્યા–અદેખાઇ.
અરૂણ–રાતું, સૂરજ, સૂરજનો સારથી.
અલક–ચોટલો.
અલકાપુરિ–મેરૂ ઉપર કુબેરભંડારીનું શહેર.
અલંકાર–શણગાર.
અલંકૃત–શણગારેલું.
અલખ–જોયામાં ન આવે તે.
અલખત–અણધાર્યો લાભ (અલક્ષિત).
અલછ–કુવડ સ્ત્રી, અલક્ષ્મી.
અલભ્ય–ન મળી શકે તેવું.
અલૌકિક–દુનિયામાં ન હોય તેવું, અલૌકિક.

અલ્પાશન–થોડું ખાવું.
અવનિ–પૃથ્વી.
અવનીતળ–પૃથ્વી ઉપર.
અવનીશ-પૃથ્વીનો ધણી (અવનિ-ઈશ)
અવર–બીજું.
અવરાવવું–ઢાંકવું, રોકવું.
અવલોકવું–જોવું.
અવશેષ–બાકી.
અવસાન–અંત.
અવ્યક્ત–નિરાકાર.
અવશ્યમેવ–જરૂર.
અવાટ–ઊજડ રસ્તો.
અવાસ– } ઘર.
આવાસ– }
અવિગતિ–નિરાકાર.
અવિચળ–ફરે નહિ તે.
અવિદ્યા–અજ્ઞાન.
અવેવ–શરીરના ભાગ ( અવયવ. )
અશન–જમવું.
અશ્વ–ઘોડો.
અશુચિ–અપવિત્ર.
અશ્રુત–ન સાંભળેલું.
અષ્ટમાસિદ્ધિ–ઝીણું, મોટું, ભારે, હળવું રૂપ ધરવા વગેરેની શક્તિઓ આઠ તરેહની છે, ( અષ્ટ મહાસિદ્ધિ. )
અસ્ત્ર–ફેંકવાનું હથિયાર.
અસ્થિ–હાડકું.
અસિ–તરવાર.
અસિપદ–જીવ ઈશ્વર એક જાણવાપણું.
અસું–એવું.
અસુરાંત–દૈત્યોને મારનાર પ્રભુ.
અહં–હું.
અહમેવ–અહંકાર.
અહલ્યા–ગૌતમ રૂષિની સ્ત્રી.
અહિ–સર્પ.
અહિપતિ–શેષનાગ. (અહિ–સાપ પતિ-ધણી.)
અહોનિશ–દહાડોરાત.
અળવ–અટકચાળ.
અલિ–ભમરો, ઘરેણું.
અક્ષત–આખા ચોખા અથવા ડાંગર.
અક્ષરબ્રહ્મ–આત્મા અથવા ઈશ્વર.
અક્ષરાતીત–આત્માથી જુદો પરમેશ્વર.
અક્ષોહિણિ–૨૧,૮૭૦ રથ. ૨૧,૮૭૦ હાથી. ૬૫,૬૧૦ ઘોડા, ૧,૦૯૩૫૦ પાયદળ એટલી ફોજ.
અજ્ઞ–અજાણ.

## આ.

આઈ–માતા.
આક્રંદ–રૂદન.
આખ્યાન–કથા.
આખેટ–શિકાર.
આગાર–ઘર.
આગળ–વધારે.
આંગુળ–તસુ.
આગે–આગળ.
આતપ–તડકો.
આથીપોથી–મૂંડી.
આદર્શ–દર્પણ.
આદિક્ષાંત–અ થી તે ક્ષ સુધીના અક્ષરો.
આધીન–તાબેદાર.
આન–બીજું ( અન્ય ).
આપું–આત્માનું રૂપ.

આપેક્ષા-ઇચ્છા.
આભિરણુ-ઘરેણું.
આભા-શોભા.
આભાસ-પ્રકાશ.
આયુ-આવરદા.
આયુધ-હથિઆર.
આરક્ત-રાતું.
આરત-પીડા, આતુર.
આરાધવું-સ્તુતિ કરવી.
આરાસુર-અંબાજીનો ડુંગર.
આરાસુરી-અંબાજી.
આરૂઢ-સવાર.
આરોપવું-મૂકવું.
આરોહ-આસન.
આલિંગન-બાથમાં લેવું.
આવરણુ-આડ. [કુંડ રાખેછે તે.
આવસત-(આવસથ્ય) એક અગ્નિને
આવાગમન-આવવું જવું.
આવાસ-ઘર.
આવેશ-પ્રવેશ.
આહાહ્લાદ-આનંદ.
આહીર-ભરવાડની જાત.
આલય-ઘર.
આળવાળ-ક્યારો.
આળીગાળું-અટકચાળું.
આળે-સ્થાનક (આલય).

## ઇ. ઈ.

ઇચ્છાચારી-સ્વતંત્ર. [એક નાડી.
ઇડા-શરીરમાંની મુખ્ય ત્રણ નાડીમાંની
ઇંદ્રજાળ-જાદુ.
ઇંદિરા-લક્ષ્મી.
ઇંદુ-ચદ્ર.
ઇંદુસુત-બુધ.
ઇલા-પૃથ્વી.
ઈશ-ધણી, મહાદેવ.
ઈશ-અરિ-શિવનો શત્રુ કામદેવ.
ઈષ્ટ-વહાલું.
ઇષણા-ઇચ્છા.

## ઉ. ઊ.

ઉક્તિ-વાણી.
ઉગ્ર-મોટું.
ઉઘલવું-વરનું પરણવા સીધાવવું.
ઉછંગ-ખોળો.
ઉજાવું-દોડવું.
ઉડગણુ-તારા.
ઉડળ-બાથ.
ઉત્તરક્રિયા-પછીની ક્રિયા.
ઉત્કંઠ-આતુર.
ઉત્સંગ-ખોળો, પલાંઠી.
ઉદક-પાણી.
ઉદર-પેટ.
ઉદવસ્ત-ઊજડ.
ઉદ્વેગ-ફીકર.
ઉદિત-પ્રગટેલું.
ઉદો ઉદો-પ્રગટ પ્રગટ. (ઉદય ઉદય).
ઉપદ્રવ-હરકત.
ઉન્નત-ઊંચું.
ઉન્મની-મુએલા જેવી ૫ મી અવસ્થા. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા, ઉન્મની, (બ્રહ્મસ્વરૂપ થવું તે.)
ઉપકંઠ-કિનારો.
ઉપચાર-ટાપટીપ.

ઉપનિષદ-ગ્રંથનું નામ.
ઉપરતિ-વૈરાગ્ય.
ઉપવન-બગીચો.
ઉપવીત-જનોઈ.
ઉપાધિ-પીડા.
ઉપાન-ખાસડાં.
ઉપાસવું-સેવવું.

ઉભય- } જોડું.
ઉભયતા- }
ઉભેતા- }

ઉમયા- } શિવની સ્ત્રી પાર્વતી.
ઉમા- }

ઉર-છાતી.
ઉરઝવું-લટકવું.
ઉલકાપાત-ઉત્પાત.
ઉલટ-ઉમંગ.
ઉલ્લાસ-આનંદ.
ઉલુખળો-ખાંડણિયો.
ઉવેખવું-અવગણના કરવી.
ઊખળો-ખાંડણી.
ઊંડળ ગૂંડળ-ગોટા પોટા.
ઊર્ણનાભ-કરોળિયો.
ઊર્ણા-ઊન.
ઊર્ધ્વ-ઊંચું.
ઊર્વી-પૃથ્વી.
ઊરમી-મોજો, (ઊર્મિ).
ઊલટવું-અવળું થવું.

## એ.

એકાવળ-એક સેર.
એળે-ફોકટ.

## ઓ.

ઓગણુપડાયો-ઓંકાર.
ઓગનિયાં-એક જાતનું કાનનું ઘરેણું.
ઓઘ-ઢગલો.
ઓઘો-ઘાસની ગંજી, જતીની સાવરણી લાકડી સાથે ગૂંથેલી હોય છે તે.
ઓઝપવું-શરમાવું.
ઓરસંગ-નર્મદાનદી કાંઠે એક જગ્યા છે.
ઓરિયો-લાવા.
ઓળગવું-કોઈને ઘેર ફેરા ખાવા.
ઓવારણાં-દુખડાં લેવાં.
ઓસાણ-ભાન, સ્મૃતિ.
ઓસાર-મારગ.

## ક.

કંકર-કાંકરો.
કંચન-સોનું.
કંજ-કમળ.
કંટક-કાંટો.
કંદુક-દડો.

કટ- } કેડ.
કટી- }

કટક-લશ્કર.
કટાક્ષ-વાંકી દૃષ્ટિ.
કટુતાઈ-કડવાશ.
કડવું-ભેળશેળ થયેલું, કવિતામાં રાગ ભેળશેળ થયા હોય તેને કડવું કહે છે.
કણવીર-એક જાતના ફૂલનું ઝાડ.
કતાળ-કલેશ.
કતાર-પંગત.
કદરજ-કંજુસ.

કદળી–કેળ.
કંદર્પ–કામદેવ.
કનક–સોનું.
કનિષ્ટ–નાનું.
કપિ–વાંદરો.
કપોળ–કપાળ.
કંબુ–શંખ.
કમંડળ–જોગીનું જળપાત્ર.
કમળકોશ–કમળનો દોડો.
કમળા–લક્ષ્મી.
કર–હાથ, વેરા વગેરેનો હક્ક.
કરણી–ફૂલનું ઝાડ કરેણ, ક્રિયા.
કરષણ–અનાજના છોડ.
કરતુત–કર્તવ્ય, કરેલું કામ.
કરાળ–ભયંકર.
કરિણી–હાથણી.
કરી–હાથી.
કર્મજો–કલવો.
કર્ણ–કાન, કિરણ, કરનાર, પાંડવનો [ભાઇ.
કર્દમ–કાદવ.
કૃચ્છ્રાદિક–કેટલાંક ઉપવાસ વગેરેનાં વ્રત.
કરૂણાકર–દયાની ખાણ.
કલ્પ–જગત્‌ના આયુષ્યનો કાળ.
કલ્પદ્રુમ– } દેવનું ઝાડ.
કલ્પવૃક્ષ– }
કલરવ–હંસનાં બચ્ચાંનો શોર.
કલીંગ–કાળંગડું.
કવચ–બકતર.
કવણ–કોણ (કોજનઃ)
કવ્ય–કવિ.
કાંચન–સોનું.
કાછ–કાછડી.
કાન્તુ–સુંદર.
કાંતા–પોતાની સ્ત્રી.
કાનન–વન.
કામ–કામ કાજ, ઇચ્છા, આશક, કૃષ્ણનો દીકરો પ્રદ્યુમ્ન, કામદેવ.
કામદુઘા–દેવની ગાય.
કામ્યકર્મ–મુક્તિ સિવાયના સુખ સારૂ જે કામ કરવું તે.
કાય– } શરીર.
કાયા– }
કારંડ–બતકપક્ષી.
કારાગૃહ–બંદીખાનું.
કાલંદ્રી–જમુના નદી (કાલિંદી.)
કાવો–કવાથ.
કાસ–એક જાતનું ઘાસ.
કાહલ–એક જાતનું વાજું.
કાળપ–કાળાશ.
કાળી–એક જાતનો નાગ, કાળિકાદેવી, કાળા રંગવાળી વસ્તુ.
કિંકણી–ઘાઘરાની નાડી અથવા કંદોરો.
કિંકર–ચાકર.
કિતવ–ઠગ.
કિન્નર–એક જાતનો દેવ.
કિલવો–કીલીદાર. [મરનો માણસ.
કિશોર–બાળક, પંદર વરસ લગીની ઉ-
કીશ–વાનર.
કીજે–કરીએ.
કીર–પોપટ.
કુચ–સ્ત્રીનાં સ્તન.
કુંજ–નજરબાગ.
કુંજર–હાથી.
કુંડળ–કાનનું એક જાતનું ઘરેણું.

કુતોહળ–કૌતક.
કુંદ–કુંદીનું ફૂલ.
કુંદી–એક જાતના ફૂલનો વેલો.
કુભા–પૃથ્વીની છાયા. (કુ—પૃથ્વી. [ભા–છાયા).
કુર–ભાન.
કુરંગ–હરણ.
કુર્કટ–કૂકડો.
કુલજ–નઠારી આબરૂવાળો (કુલજાર).
કુલાચાર–કુલની ચાલ.
કુશ–દર્ભ અથવા ડાભ.
કુશાસન–ડાભની સાદડી.
કુશકર–જેના હાથમાં દર્ભ હોય તે.
કુશીલ–નઠારા સ્વભાવવાળો.
કુસુમ–ફૂલ.
કુળીન–કુળવંત.
કૃતઘ્ની–કરેલો ગુણ ન જાણે તે.
કૃત્તાંત–યમ.
કૃતાર્થ–ન્યાલ.
કૃતિ–કાર્ય, કરેલું કામ.
કૃશાન–અગ્નિ.
કૃશ–દુબળું, પાતળું.
કૃષિક–ખેડુત.
કૃષ્ણા–કાળિકાદેવી.
કૃષ્ણાષ્ટમી–શ્રાવણ વદ આઠમ.
કેકાણ–ઘોડો.
કેતકી–કેવડો.
કેતુ–ધજા, ઝુંડો.
કેશ–વાળ.
કેશપાશ–ચોટલો.
કેશિ–કંસનો ચાકર એક દૈત્ય હતો.
કેળ– } રમત.
કેળી– }

કૈવલ્ય–મોક્ષ.
કો–કોઈ.
કોકિલ–કોયલ. ૨ કોયલનો નર.
કોકિલા–કોયલ.
કોકિશાં–કામઠાના છેડા, ગોળી કે તીર નાંખવાનો માર્ગ કિલ્લામાં હોયછે તે.
કોટી–ક્રોડ.
કોઠાર–કોઠાવાડો, ભંડાર.
કોડ–હોંસ, એક જાતનો રોગ.
કોદંડ–ધનુષ.
કોપિત–ગુસ્સે થયેલ.
કોપીન–લંગોટી (કૌપિન.)
કોવિદ–પંડિત.
કોશ–ભંડાર, ગાઉ.
કૌરવ કુરુવંશના રાજા, દુર્યોધન વગેરે.
કૌસ્તુભ–વિષ્ણુની કોટે સૌથી સરસ [એક મણિ છે.
ક્રમી–કીડ.
ક્રીડા–ખેલ.
ક્રિયમાણ–કરિયે તે કર્મ.

## ખ.

ખટ–છની સંખ્યા.
ખગ–પક્ષી.
ખંગ–લૂલો.
ખગવાહન–વિષ્ણુ.
ખંજન–એક જાતનું પક્ષી.
ખટદર્શન–છપંથ, જોગી, જંગમ, ફકીર, સંન્યાસી, જૈન, બ્રાહ્મણ, એ રીતે રઘુનાથદાસે ગરબીમાં ગણેલા છે.
ખટરસ–ખાવાના, ખાટો, ખારો, કડવો, ગળ્યો, મોળો, તીખો.
ખડગ–તરવાર.

ખડધાન્ય-સામો, મણુગો વગેરે હલકું ધાન્ય.
ખદ્યોત-પતગિયો.
ખર-ગધેડો.
ખલક-દુનિયા.
ખર્વ-દશઅબજ.
ખશિયાણો-ઝખાયલો.
ખગ-ઠગ.
ખાટ લાભ.
ખાંડુ-લટેલું, તરવાર.
ખાંટડ- કીટનું ટોળુ.
ખાંપણ-કલંક.
ખીટલિયાળા-આકડિયાળા.
ખીરોદક-દૂધ ને પાણીના ફીણજેવા રંગની સાડી. [ વાળી.
ખુંપ-ફૂલની ટોપી લાંબા લટકતા શેરા-
ખૂટજ-ચરોતર જિલ્લાનું એક ગામ છે.
ખૂપવવું-હરાવવું.
ખેચરી-સમળી, પક્ષિણી.
ખેટલી-ગુથેલા ચોટલા વચ્ચે ખાલી લીટીઓ પડે છે તે.
ખેડવું-ચલાવવું.
ખેડુ-ગામડું.
ખેતરપાળ-જગ્યાનો દેવ (ક્ષેત્રપાળ.)
ખેહ-ધૂળ.
ખોજવું-ખોળવું.
ખોલું-બેસતું ન આવેલું તે.
ખ્યાત-પ્રખ્યાત, કીર્તિ.

## ગ.

ગગન-આકાશ.
ગજ-હાથી.
ગંજન-ગાજવું, હરાવનાર.
ગજમાળા-હાથીની હાર.
ગડે- ગડગડે.
ગણ-ટોળી.
ગણક-જોશી.
ગદગદસ્વર-ગળગળો થઇ બોલે તે.
ગદગદ-ગળગળું.
ગંધ વાસ, ચંદન.
ગરક-રસબસ.
ગરથ નાણું.
ગરવું— } મોટું.
ગરૂવુ-ઓ- } મોટું.
ગર્ભાધાન-સ્ત્રી ગર્ભ ધરે તે.
ગર્ભિત-જેમાં કાંઇ બીજી વસ્તુ રહી હોય એવી વસ્તુ.
ગરૂડગામી વિષ્ણુ.
ગરૂડારૂઢ-વિષ્ણુ (ગરૂડ-આરૂઢ).
ગમન-ગતિ.
ગય-હાથી (ગજ).
ગહવર- ગુફા, (ગવ્હર).
ગળસ્થળ-ડોક.
ગાત, ગાત્ર-અવયવ.
ગાઢું-જાડું, મજબૂત, (ગાઢ).
ગાથ— } કવિતાનું વાક્ય અથવા ચરણ.
ગાથા- } કવિતાનું વાક્ય અથવા ચરણ.
ગારવો-ગર્વ.
ગાંધર્વનગર-આકાશનું શહેર.
ગામોતર-બીજા ગામના લોકો.
ગિરિ-પર્વત.
ગિર— } વાણી.
ગિરા- } વાણી.
ગીર્વાણ-સંસ્કૃત વાણી.
ગુંગ-ગૂંગણો.
ગુજરી-ગુર્જર જાતની સ્ત્રી.

ગુંજા–ચણોઠી.
ગુંજાર–ભમરાની પાંખોનો શબ્દ.
ગુરમાન–મોટું.
ગુણાતીત–ત્રણ ગુણથી જુદો ઈશ્વર.
ગુહ્ય–છાનું.
ગૂઢ–ગુપ્ત.
ગેગાટ–હરખમાં, શોકમાં કે ગંધમાં રસબસપણું.
ગેદળ–હાથીનું ટોળું.
ગેંદ–દડો.
ગેલ–કેડે.
ગેહ–ઘર.
ગોત–ગોત્ર, કુળ.
ગોતવું–ખોળવું.
ગોધર–પૃથ્વીનો ધરનાર, શેષનાગ. વિષ્ણુ.
ગોપદ–ગાયનું પગલું.
ગોપાળ–કૃષ્ણ, ગોવાળ.
ગોમય–ગાયનું છાણ.
ગોમુખ–એક જાતનું વાજું.
ગોવિંદ–વિષ્ણુ.
ગોપ–ભરવાડવાડો.
ગૌર–ગોરૂં.
ગૌરી–શિવની સ્ત્રી.
ગૌરીપુત્ર–ગણપતિ.
ગ્રહવું–ઝાલવું.
ગ્રહી–ગૃહસ્થ.
ગ્રામ–ગામડું, જથો.
ગ્રામ્ય–ગામ સંબંધી.
ગ્રાસ–કોળિયો.
ગ્રાહ–મગર.
ગ્રીવ– } ગળું.
ગ્રીવા– }

## ઘ.

ઘટ–શરીર, ઘડો.
ઘંટરવાળ–શિકારીનું વાજું.
ઘટિકા–ઘડિ.
ઘન–વરસાદ.
ઘરણી–સ્ત્રી.
ઘાટ–કાંઠો.
ઘાતક–મારનાર.
ઘામ–તડકો, બાફ.
ઘાયડમલ–બહાદુર.
ઘારણ–ઊંઘમાં ઘેરાવું.
ઘૃત–ઘી.
ઘોષ–અવાજ અથવા શબ્દ.
ઘ્રાણ–નાક.

## ચ.

ચક્રપાણ–વિષ્ણુ, નર્મદા નદી કાંઠાની એક જગ્યા છે.
ચક્રપાણિ–વિષ્ણુ.
ચક્ષુ–આંખ.
ચખ–આંખ.
ચંગ–કાગળનો પતંગ, પવિત્ર, મોરચંગ.
ચંગ–ચિત્ત.
ચંચળા–વીજળી.
ચંચુ–ચાંચ.
ચતુરધા–ચાર પ્રકારની મુક્તિ; પ્રભુપાસે રહેવું, પ્રભુમાં બળી જવું, પ્રભુ જેવું થવું, પ્રભુના ધામમાં રહેવું.
ચતુરંગ–ચાર પ્રકારની ફોજ.
ચતુરા–ચતુર સ્ત્રી.
ચંદ્રિકા–ચાંદની.
ચપળા–વીજળી.
ચરણ–પગ.

ચરણો–પાધરી.
ચરણોદક–પગ ધોયલું પાણી.
ચર્વણ–ચાવાયું અથવા ચાવવું.
ચણુ કરવું–ખાઈને માં ઘાલું.
ચાકટ-ચાકણુ એટલે સર્પની એક જાતિ.
ચાડ–ચીવટ.
ચાણુર-કસનો ચાકર એક મલ્લ હતો.
ચાતક–બપૈયો.
ચાપ–ધનુષ્ય.
ચામીકર–સોનું.
ચારખાણુ–ઇંડાંની જાતનાં પ્રાણી, વનસ્પતિ, પાણીનાં પ્રાણી, ઓર ભર્યા જન્મેછે તે.
ચાર પદાર્થ-ધર્મ, દોલત, ઇચ્છા, મોક્ષ.
ચારુ સુંદર.
ચિદ્ઘન– } બ્રહ્મા, આત્મા.
ચિદ્રૂપ }
ચિબુક -હડપચી.
ચીનવું–જાણવું.
ચિરંજીવી–ઘણો કાળ જીવનાર.
ચીવર–વસ્ત્ર.
ચિન્હ–નિશાની.
ચૂડામણિ–તરસેથિયું ( માથાનો મણિ. )
ચૂંવાળ—પાટણવાડામાં ચૂવાળીસ ગામનો જિલ્લો છે.
ચૂવો–એક જાતનો અર્ક.
ચેટક–ભૂતનો વળગાડ.
ચેત–ચિત્ત, ચેતન.
ચૈતન–જીવ.
ચૈલ–લૂગડું.
ચોખાની–ખાદી. [ણિયો છે.
ચોરાશી—ચોરાશી લાખ જાતનાં પ્રા-
ચૌદચોકડી–ચાર જુગની એક ચોકડી એવી ચૌદ ચોકડી.

## છ.

છળવું–ઠગવું.
છાજવું–શોભવું.
છાર–રાખોડી.
છીલર– } તૂટેલું તળાવ.
છીલવું– }
છેક–હદ.
છેહ–અંત.

## જ.

જગતી–પૃથ્વી.
જંગમ–ફરી શકે તે વસ્તુ, એક પંથનો
જગોટો–જાડો કેડબંધ. [જોગી.
જઘા–જાંઘ.
જંત–તુ ઝીણો પ્રાણી.
જઠરા–પેઢુનો માંહેલો ભાગ.
જડી–બુટી.
જથા–જેમ ( યથા. )
જદા–જ્યારે ( યદા. )
જનની–મા.
જંબુરો–બાજીગરનો છોકરો.
જય,–વિજય–વિષ્ણુના પોળીઆ.
જરા–ઘડપણ.
જવ–જ્યારે, એક જાતનું ધાન્ય.
જશુ–જેવું.
જવાળી–જવમાળા.
જહદાજહદ–જડચૈતન્ય.
જળધર–વરસાદ.
જાંગી–મોટો ઢોલ.
જાગૃતિ–જાગવું.

જાતકર્મ—જન્મકાળની ધર્મ ક્રિયા.
જાતા—જણનારી.
જાપક—
જાપી— } જપ કરનાર.
જાંબુક—શિઆળ, એક જાતનું ભૂત.
જામ—પહોર, રાત્રી. (યામ).
જામાત—જમાઈ.
જામની—
જામિની— } રાત.
જાયો—જણેલો.
જાવક—પોથીનો રંગ.
જાવું—જવું, જનમવું.
જાન્હવી—ગંગા.
જાળ—માછલાં પકડવાની જાળ, જથો.

## જી.

જીવનમુક્ત—મોક્ષ જનાર.
જીવાજોની—હરેક પ્રાણીની જાત.
જીવાભિગમ—જૈનમતનું એક પુસ્તક છે.
તેમાં જુદી જુદી જાતના જીવ
જીવિત—જીવવું. [ગણ્યા છે.
જુગ્મ—
જુગલ— } બે.
જુઠું—એઠું.
જુવતી—જુવાન સ્ત્રી.
જૂથ—જથો, (યૂથ.)
જેષ્ઠ—જેઠ, મોટો.
જેઠીમલ્લ—મલ્લ. [જશ-વલ્લો-વાળો.)
જેવલ્લો—જેને જશ વહાલો હોય તે (જે
જોખ—શોક અથવા મોજ.
જોગવવું—જોગ કરવો, મેળવવું.
જોજના—મેળવણી. (યોજના.)
જોષિતા—સ્ત્રી.

## ઝ.

ઝગર—ઊજડ.
ઝડ—કવિતામાં મળતા શબ્દો લાવવા-
ઝબકારી—તેજસ્વી. [ની રીત.
ઝમક—એક કવિતામાં એકનો એક શ-
બ્દ ફરી ફરી આવે તે. (યમક).
ઝમર—ઘણા માણસો એક ચિતામાં બળે
ઝાડવું—ઝાડ, અફળાવવું. [તે ચિતા.
ઝામ—વર્ષની છાયા.
ઝામરઝાળ—ગડથોલાં ખાતું.
ઝાંય—પ્રતિબિંબ.
ઝીલવું—ઝડપવું, નહાવું.
ઝુઝાર—લડવૈયો.

## ટ.

ટાંડું—પોઠ.
ટીકી—ટપકું.
ટેઢી—વાંકી.
ટેઢું—વાંકું.
ટોળક—ટોળકિયા ઔદીચ.

## ઠ.

ઠઠવું—ઠાઠ કરવો.
ઠાણિયો—રાવત.

## ડ.

ડંબર—મોટું ડોળ.
ડમરૂ—બાજીગરનું વાજું.
ડરપવું—બીવું. [ડસકાં ખાય તે.
ડસકલાં—કેદીના હાથની કડિયો, રડતાં

## ત.

તજગારવું—ગણકારવું.

તક્ર–છાશ.
તટ–કિનારો.
તડિત–વીજળી.
તંત–અત્યંત અથવા અતિશય.
તતએવ–તુરત.
તતપદ–ઈશ્વરપણું.
તત્પર–તૈયાર.
તત્વમસિ–તતપદ, ત્વંપદ, અસિપદ, એ ત્રણે શબ્દ જુદા જુદા જુઓ.
તતક્ષણ–તુરત.
તલ્લીન–તેમાં મગન.
તદાકાર–તદ્રૂપ.
તદા–ત્યારે.
તદ્વત–તેના જેવું.
તન–શરીર, દીકરો.
તનક–નાનું અથવા થોડું.
તનમાત્રા–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ.
તનયા–દીકરી.
તનિયો–અંગરખી.
તનૂ–શરીર.
તનુજ–દીકરો.
તમ–અંધારૂં.
તમો–રીસનો ગુણ.
તરકસ–ભાથો.
તરંગ–પવન, પાણી, આનંદનો મોજો.
તરજવું–કંપવું.
તરતીબ–યુક્તિ, તદબીર.
તરણ-ણું–તૃણ, ઘાસ.
તરણી–સૂર્ય.
તરણી-તનયા–, તરણીજા– } સૂરજની દીકરી યમુના નદી.
તરપવું–તૃપ્ત કરવું.
તરભેટ–ત્રણ ગામના સીમાડા એકઠા થાય તે જગ્યા.
તરૂણ–જુવાન.
તરૂ–, તરૂવર– } ઝાડ.
તરૂણી–, તારૂણી– } જુવાન સ્ત્રી.
તવ–ત્યારે, તારૂં.
તશુ–તેવું.
તાટંક–અકોટી.
તાત–બાપ.
તાતું–ઊનું, (તપ્ત.)
તાંડવ–એક જાતનું નૃત્ય.
તાંદુલા–ચોખા અથવા ફુવા.
તાપણું–બળતી શગડી.
તાંબુળ–પાનબીડું.
તામસી–તમોગુણી.
તામસીવિદ્યા–ઊંઘ લાવવાની વિદ્યા.
તાસ–તેને–નું.
તાળ–કાંશીજોડું, તળાવ.
તિતિક્ષા–સહનશક્તિ.
તિમર–અંધારૂં ( તિમિર. )
તિરજંચ–પક્ષી.
તીર–કિનારો.
તીવ્ર–આકરૂં.
તુંડ–મોં.
તુર્યા–મૂર્છા જેવી અવસ્થા.
તુરંગ–, તુરંગમ– } ઘોડો.
તુર–તુરઇ.
તુરી–ઘોડો, તુરઈ વાજું.
તુષ્ટ–પ્રસન્ન.

તૂળ-ફોતરાં, આકડાનાં ફળ.
તોખાર-ઘોડો.
તોતળામુખ-બોબડા મોઢાવાળું.
તોતો-રોટલો.
તોરી-ઘોડો.
તોરો-તોરો, પાઘડીનો છેડો.
ત્રંબાળુ-નોબત.
ત્રાજુ-ક્ષુંદણું.
ત્રાણુ-રક્ષણુ.
ત્રાતા-રક્ષા કરનાર.
ત્રાસન-ભયંકર.
ત્રિકુટી-ભમરનો વચલો ભાગ.
ત્રિગુણાત્મક-રજો, તમો અને સત્વ એ ત્રણે ગુણને જીવાડનાર.
ત્રિગુણાતીત-બ્રહ્મ, સત્વ, રજ, તમ, એ ત્રણ ગુણથી જુદો.(ત્રિગુણઅતીત).
ત્રિધાવૃત્તિ-ત્રણ પ્રકારનો વિચાર, ત્રણવાર આવૃત્તિ.
ત્રિપુરાર-, ત્રિપુરારિ- } શિવજી.
ત્રિયા-સ્ત્રી.
ત્રિવળી-પેટ ઉપરના ત્રણ વાટા.
ત્રિવેણી-ત્રણ નદિયો, ગંગા, યમુના, સરસ્વતી; ત્રણ નાડિયો, ઇડા, પિંગળા, સુષુમ્ણા.
ત્રિવિધિતાપ-ત્રણ પ્રકારનાં દુ:ખ, રોગ, ફીકર વગેરે શરીરથી થાય તે, બીજાં કોઈ પ્રાણી દુ:ખ દે તે, દૈવનું દુ:ખ તે, દુકાળ પડવા વગેરે.
ત્રેલવું-ગાડીના ધુસરા કરતાં આગળ બળદ ( ઘોડા ) જોડવા.
તૃણ-ઘાસ.
તૃણચર-ઘાસખાનાર.
તૃષા-તરશ.
ત્ર્યંબક-શિવ, શિવનું ધનુષ્ય.
ત્યાજ-ત્યાગ.
ત્વચા-ચામડી.
ત્વંપદ-જીવપણું.

## દ.

દત્ત-આપેલું.
દંતા-હાથી.
દદામા-નગારાં, નોબત.
દધિજા-લક્ષ્મી.
દધિજાત-ચંદ્ર, વિષ, માખણ.
દનુજ-દૈત્ય.
દંપતી-સ્ત્રી પુરૂષ.
દમ-બહારની ઇંદ્રિયોને રોકવી.
દમડો-પૈસો.
દરસવું-દેખાવું.
દર્વેષ-ફકીર.
દર્પ-અભિમાન.
દશગ્રીવ-, દશમુખ-, દશાનન- } રાવણ.
દસોદી-દશમો ભાગ લેનાર.
દશુંદ-દશાંશ.
દળ-ફોજ, પડ, પાનડું. [બલપણ.
દળ, હળ, ભળ-ફોજ, ખેતિનું હથિયાર,
દક્ષ-ડાહ્યો.
દક્ષિણાવંત-દક્ષિણ તરફ વળેલો શંખ ઉત્તમ ગણાય છે. ( દક્ષિણાવર્ત ).
દક્ષિણ-એક દિશા છે, જમણું અંગ.
દક્ષિણપાણિ-જમણો હાથ.

દાખવું-જાહેર કરવું.
દાણીંઝણુ-દાન દેનાર.
દાદુર-દેડકો.
દાનવ-દૈત્ય.
દાનવી-દાનવની સ્ત્રી.
દામની-વીજળી.
દામ-પઇસો.
દામાણું-દુબળું ( દયામણું )
દાર-
દારા- } સ્ત્રી.
દારૂણ-ભયંકર.
દાવાનળ-વગડાની લાહ્ય.
દાહ-બળાતું.
દાહ ક્રિયા-મડદું બાળવાની ક્રિયા.
દિગ્પાળ-દશદિશાઓ પાળનાર દશ દેવ.
દિગંબર-નાગો.
દિતિ-દૈત્યની મા.
દિન-દિવસ.
દિવ્ય-કાંતિવાળું.
દિનકર-સૂર્ય.
દિવાકર-સૂરજ.
દિસ-દિવસ.
દીર્ઘ-લાંબું.
દીર્ઘાયૂ-લાંબું આયુષ્ય.
દીન-ગરીબ.
દુકૂળ-લૂગડું.
દુકૃત-પાપ.
દુધા-દુઝતી અથવા આપનારી.
દુંદુભિ-મોટી નોબત.
દુરગ-કિલ્લો.
દુરવું-દૂર થવું.
દુલારી-દીકરી.
દૂત-ચાકર.
દૂતી-દાસી.
દૃગ-આંખ.
દૃઢ-મજબૂત.
દૃષ્ટ-દીઠેલું.
દૃષ્ટિ-નજર.
દેડાણું-ચૂંવાળ જિલ્લાનું ગામ છે.
દેદાર-દર્શન.
દેવાંગના-અપ્સરા.
દેહાભિમાન-શરીરનો ગર્વ.
દેહવટ-ઊજડ.
દેહદર્શી-શરીરને પોતાપણું માનનાર.
દેહોહં-શરીર એજ હું.
દૈવ-નસીબ.
દોટી-પછેડી.
દોટાવવું-દોડાવવું.
દોય-બે.
દોહન-સાર અથવા તત્વ.
દોહીત્ર-દીકરીનો દીકરો. ( દૌહિત્ર )
દ્યુતિ-કાંતિ.
દ્યૂત-જુગટું.
દ્રહ-પાણીનો ધરો.
દ્રોહી-અદાવતિયો.
દ્વિજ-
દ્વિજાત } બ્રાહ્મણ.
દ્વૈત-પરમેશ્વર અને જગત્ એ બે જુદાં માનવાનું મત.

## ધ.

ધંધ-યુદ્ધ.
ધનદ-શિવનો ભંડારી કુબેર.
ધનુ-ધનુષ-કામઠું.

ધરણી— } પૃથ્વી.
ધરા
ધાંખડી—ઝંખનાં.
ધાતકાર—ધાતુથી બનાવેલું.
ધાતા—બ્રહ્મા.
ધામ—ઘર.
ધારક—ધારનાર.
ધાવું—દોડવું.
ધીડી—દીકરી.
ધીજ—ગોળો ઉપાડવા વગેરે સોગન.
ધુંશળ—ધુંસરૂં.
ધુરંધર—આગેવાન.
ધૂમ્રપાન—ધૂમાડો પીવો.
ધૂર્ત્ત—ધૂતારો.
ધૃતી—ધીરજ.
ધેન-નુ-ગાય.
ધેનુક—એક દૈત્ય કંસનો ચાકર હતો.
ધેય—ધ્યાન કરવા યોગ્ય.
ધોરી—બળદ.
ધ્યાતા—ધ્યાન કરનાર.
ધ્યાધૂપ—ધામધૂમ.
ધ્વજ-જા—ધજા.
ધ્વંસ—નાશ.

## ન.

નગધર—પર્વત ધરનાર.
નગરૂં—ગુરૂવગરનું.
નટવર—શ્રીકૃષ્ણ.
નંદન—દીકરો.
નંદની—દીકરી.
નંદી—પોઠિયો.
નફેરી—એક જાતનું વાજું.



નભ—આકાશ.
નમેરૂં—નિર્દય.
નમોથુણું-નમસ્કાર.
નયરી—નગરી.
નરદેવ—રાજા.
નરહરિ—નરસિંહ.
નરતક—નાચનાર.
નવનીત—માંખણ.
નવસપ્ત—સોળ.
નવનિધિ—શંખ, મગર, કાચબો, મહા-પદ્મ, મુકુંદ, કુંદ, નીલ, ખર્વ, પદ્મ.
નવાણ—પાણીની બંધાવેલી ( નિપાન ) [જગા.
નષ્ટચર્યા—છાની બાતમી.
નાગરી—ચતુર સ્ત્રી, નાગરની સ્ત્રી.
નાણવું—માપવું, ન-લાવવું.
નાદ—અવાજ.
નાપિક—હજામ.
નાભી—ડૂંટી.
નાયક—ઉપરિ.
નાઇ—હજામ. ( નાયી )
નારકી—નરકમાં રહેનાર.
નારૂ—કંદોઇ, કાછિયા, કુંભાર, માળી, હ-જામ, સુતાર, ભેંસાયત્ત, તંબોળી, સોની એ રીતે નવ છે.
નાશન—નાશ કરનાર.
નાસા—નાક.
નિકેત—ઘર.
નિકટ—નજદીક.
નિકર—જથો.
નિછારા—ખાળનું પાણી જવાનું ઠેકાણું.
નિજ—પોતે, પોતાનું.
નિતંબ—કુલા.

નિદાન–કારણ, પરિણામ.
નિધન–મોત.
નિધાન–ભંડાર.
નિધિ–દરિયો, ૨ ભંડાર.
નિપટ–છેક.
નિપાત–પડવું.
નિપુણ–ચતુર.
નિમંત્રણ–નોતરૂં.
નિમિષ–અલ્પ કાળ.
નિમિષારણ્ય–એક જગ્યાનું નામ.
નિરંકુશ–સ્વતંત્ર.
નિરીક્ષણ–તપાશીને જોવું.
નિરંજન–પરમેશ્વર.
નિર્ગમવું–કાઢવું, જવું, કાળ ગુજારવો.
નિર્ઘોષ–અવાજ.
નિર્ધાર–નિશ્ચય.
નિર્મિત–નિયમ બાંધેલો.
નિર્મ્યું–કર્યું.
નિવર્તવું–નિરાંત કરીને બેસવું.
નિર્વાણ–નિશ્ચય, નિશ્ચળ.
નિર્વિષ–ઝેર વિનાનું.
નિર્વેદ–નમ્રતા.
નિલય–ઘર.
નિલવટ–કપાળ.
નિશ–
નિશા– } રાત.
નિશી–
નિશાચર–રાક્ષસ.
નિશાન–વાવટાવાળી નોબત, નિશાની.
નિશિચર–રાક્ષસ.
નિષેધ–મનાઇ.
નિસ્તરવું–પાર પડવું.
નીલ–લીલો રંગ.
નુન્ય–ઓછું. (ન્યૂન)
નુરત–પ્રકાશતા.
નૂત–
નૂતન– } નવું.
નૃપ–
નૃપતિ– } રાજા.
નેજો–નાનો વાવટો.
નેટ–છેવટ.
નેડે–પાસે.
નેડો–સ્નેહ.
નેતિ–અપાર.
નેત્રવતી–ધ્રુવની માતું નામ.
નેપુર–ઝાંઝર.
નેહ–સ્નેહ.
નૈષધ–સંસ્કૃત કાવ્યનો એક ગ્રંથ છે.
નૈષ્ઠિક–નિષ્કામી.
નોળિકર્મ–નાકે પાણી પીવા વગેરે જોગીની ક્રિયા.
ન્યાળવું–જોવું.
ન્યૂન–ઓછું.

## પ.

પંક–કાદવ.
પંકજ–કમળ.
પંક્તિ–ઓળ.
પખાળવું–ધોવું.
પંગ–પાંગળું.
પગરણ–વિવાહ, વાસ્તુ, સીમંત, વગેરે કારજ.
પંચકોશ–માણસના ગુણના પાંચ ભાગ.
પંચમહાભૂત–પૃથ્વી, પાણી, આકાશ, વાયુ, તેજ.
પંચાગ્નિ–પાંચ અગ્નિ.
પંચાળી–દ્રુપદી.

પટ- } લૂગડું.
પટકૂળ- }
પટંતર-પડદો.
પડીમા-મૂર્તિ ( પ્રતિમા ).
પડો-( પટહ ) મ્હોટો ઢોલ.
પણ-પ્રતિજ્ઞા.
પતાકા-શેડ વગરની ધજા.
પત્તન-શહેર.
પતિત-અધર્મી, પડેલું, ભ્રષ્ટ થયેલું.
પતિવ્રતા-સતી.
પત્ય-પતિયાર, વિશ્વાસ.
પદ-પગ, ૨ પદવી.
પદાતિ-પગવાળો. [ધણી.)
પદ્માપતિ-વિષ્ણુ, (પદ્મા-લક્ષ્મી પતિ-
પદ્ધતિ-પુસ્તક, બાંધેલો રસ્તો.
પન્નગધર-શિવજી ( પન્નગ-સર્પ ધર-
પનોતું-વિસ્તારવાળું. [ધરનાર.)
પય-દૂધ.
પયોધર-સમુદ્ર, સ્તન, વરસાદ.
પરજન્ય-વરસાદ.
પરણ-પાનડું ( પર્ણ. )
પર્ભવવું-કાયર કરવું.
પરમોદી-આનંદવાળો, ( પ્રમુદી ).
પરવરવું-જવું.
પરહરવું-તજવું.
પરસ્વેદ-પરશેવો ( પ્રસ્વેદ. )
પરા-ઊંચામાં ઊંચી ગતિ.
પરાંગના-પારકી સ્ત્રી.
પરાજય-હરાવવું.
પરાત્પર-માયાથી જુદો ઈશ્વર.
પરિયટ-ધોબી.
પરિઘ-એક જાતનું હથિયાર.
પરિણામ-છેવટ જે ફળ થાય તે.
પરિધાન-પહેરવાનું વસ્ત્ર.
પરિતાપ-ચિંતા.
પરિબ્રહ્મ-પરમેશ્વર.
પરિમળ-સુગંધ.
પરિમાણ-માપ.
પરિયાણ-જવું ( પ્રયાણ. )
પરિયાય-વિગત.
પરિયો-પેઢી વંશનો પ્રત્યેક પુરૂષ.
પરિસ્વેદ-પરસેવો.
પરોક્ષ-અદર્શ.
પલવટ-કાછડો વાળવો.
પલવટવું-બદલામાં જવું.
પલ્લવ-પાંદડું, ૨ પાલવ.
પલ્યંક-પલંગ.
પલાંડુ-ડુંગળી.
પસાય-પ્રસાદ. બક્ષીસ. [ચવાવું.
પળવું-જવું, ૨ પળિયાં આવવાં, ૩ સ-
પળાવું-નાશીજવું, પળાઇ શકવું.
પાખ-પક્ષ અથવા તરફ.
પાખર-ઘોડાનું બખ્તર.
પાખે-વિના.
પાંકવું-કળવું.
પાગ-પગ, ૨ પાઘડી, ૩ પુલ.
પાંગરવું-ખીલવું.
પાટી-ઘોડાની દોડ.
પાઠવવું-મોકલવું.
પાંડુર-ધોળું.
પાણ-હાથ, પથરો.
પાણી-હાથ, જળ.
પાન-પીવું.
પાનપાત્ર-પ્યાલો.

પાય-પગ.
પારથ-અર્જુન.
પારધી-શિકારી.
પારિજાતક-એક જાતના ફૂલનું ઝાડ.
પારો-સ્થાનક, મણકો, એક જાતની ધાતુ છે તે.
પાલવ-છેડો. ૨ બરફ.
પાલટવું-ઊલટાવવું.
પાવક-અગ્નિ.
પાવન-પવિત્ર.
પાશ-જાળ, ફાંસો.
પાહિ-પાળજે.
પિંજર-પાંજરૂં.
પિક-કોયલ.
પિંગળા-શરીરમાંની મુખ્ય ત્રણ નાડીમાંની એક નાડી.
પિતૃ-પૂર્વજ.
પિનાક-શિવનું ધનુષ્ય.
પિષ્ટ-લોટ.
પિત-પીળો રંગ.
પીન-કઠણ.
પુદગળ-શરીર.
પુનિત-પવિત્ર.
પુર-શહેર.
પુરંદર-ઇંદ્ર.
પુરંદરી-ઇંદ્રની સ્ત્રી.
પુરવવું-ગમતું અથવા પાલવવું.
પુરિ-શહેર, ખાવાની પુરી.
પુરૂષાર્થ-પરાક્રમ, મર્દાની.
પૂક્ષણી-ગુણકા, છીનાળ ( પુંશ્ચલી. )
પૂંઠી-પછીની.
પૃષ્ઠ-વાંસો.
પેજાર-ખાસડું.
પેર-રીત.
પોટ-પોટલો.
પોઢું-મોટું ( પ્રૌઢ. )
પોત-વહાણ.
પોહોપ-પુષ્પ.
પ્રક્રમા-પ્રદક્ષિણા.
પ્રચંડ-ભયંકર અથવા મોટું.
પ્રચારવું-ટોકવું.
પ્રજાપતિ-બ્રહ્મા, રાજા, કુંભાર
પ્રજાળવું-બાળવું.
પ્રણવ-ઓંકાર એટલે પરમેશ્વર.
પ્રણય-નમ્રતા.
પ્રતિબંધ-બંદોબસ્ત.
પ્રતિબિંબ-દર્પણ, પાણી વગેરેમાં છાયા ( આકાર ) દેખાય તે.
પ્રતિબોધ-સામા માણસને સમજાવવું તે.
પ્રતિહાર-દરવાન.
પ્રથક-જુદું (પૃથક. )
પ્રબંધ-બંદોબસ્ત, ગ્રંથ.
પ્રબળ-બળવંત.
પ્રભાવ-પ્રતાપ.
પ્રમથવું-વલોવવું.
પ્રમાદ-આળસ.
પ્રમદા-
પ્રેમદા- } સ્ત્રી.
પ્રલંબ-કંસનો ચાકર એક દૈત્ય હતો.
પ્રવીણ-ડાહ્યું.
પ્રવૃત્તિ-ઉદ્યોગ.
પ્રવેશવું-પેસવું.
પ્રશંસા-વખાણ.
પ્રશસ્ત-મોટું.
પ્રસવવું-અવતરવું, જણવું.
પ્રસૂતા-માતા.

પ્રસુતિકાળ—જન્મકાળ.
પ્રસ્થાન—પસ્તાનું અથવા પહેલો મુકામ.
પ્રહાર—માર.
પ્રાયઃ—ઘણું કરીને.
પ્રાશન— } ખાવું, ચાટવું.
પ્રાશવું— }
પ્રાસાદ—હવેલી.
પ્રછવું—જાણવું.
પ્રીછવું—જાણવું.
પ્રેરવું—મોકલવું.
પ્રોહિત—ગોર.

## ફ.

ફાળ—ફડકારો, ત્રાસ.
ફાળી—સાલા.
ફૂટડીઆ—શોભિતા.

## બ.

બગ—બગલો, કંસનો ચાકર એક બકાસુર નામે દૈત્ય હતો.
બટાઉ—વટેમાર્ગુ.
બદી—નિંદા.
બંદન—તોરણ.
બંદીજન—ભાટ, ચારણ.
બંધુ—ભાઇ.
બબુલ—બાવળ.
બળ-બંધુ—બળદેવનો ભાઇ કૃષ્ણ.
બહિર્મુખ—વિમુખ, મંડળી બહાર થયેલો.
બાજ—ઘોડો, વાજી. ૨ શીચાણો પક્ષી.
બાધુ—બધું.
બાંદલા—હાથનું ઘરેણું.
બાનક—બાંધણી.
બાવનાચંદન—એક જાતનું ચંદન.
બાહ્યાભ્યંતર—બહાર તથા માંહે, (બાહ્યઅભ્યંતર).
બાહુ—હાથ.
બિંદુ—ટપકું.
બિંબકા—ગીલોડાનું ઝાડ.
બિરદ—પણ અથવા પ્રતિજ્ઞા.
બિરાની—પારકી.
બુડી—બરછી.
બુંબારવ—બૂમ. બાવડું.
બુઝવું—જાણવું, ૨ ઓલાવું.
બુહારવું—ઝાડુ કાઢવું.
બેડો—વહાણ.
બેબાકુળી—ગભરાયેલી.
બેરખ—પલટણ.
બેલડી—બે જણ વળગેલા.
બ્રહ્મ—અવિનાશી એટલે આત્મા અથવા ઈશ્વર, બ્રહ્મ.
બ્રહ્મકન્યા—બ્રહ્માની દીકરી સરસ્વતી.
બ્રહ્મયજ્ઞ—વેદનો પાઠ.

## ભ.

ભગ્નિ—બહેન ( ભગિની ).
ભંગી—ભાંગ પીનાર.
ભજવું—શોભવું.
ભડવું—લડવું.
ભડ—બહાદુર ( ભટ્ટ )
ભણે—મૂળાક્ષરનો કડકો છે.
ભરતા-ર્તા—પોષણ કરનાર, સ્વામી.
ભરમ્યાં—ભમાવ્યાં.
ભવ—સંસાર, જન્મ, જન્મારો; શિવજી.
ભવન—ઘર.
ભવાટવી—સંસારનો રસ્તો.
ભવાબ્ધિ—સંસાર સાગર.

ભાખવું–બોલવું.
ભાનુ–સૂર્ય.
ભાંડ–માટીનું વાસણ.
ભામણાં–ઓવારણાં.
ભામ / ભામની / ભામા } સ્ત્રી.
ભારતી–સરસ્વતી.
ભાલ–કપાલ.
ભાલુ–રીંછની એક જાત છે.
ભાવન–ભાવતું.
ભિન્ન–જુદું.
ભીર–સહાયતા.
ભુજ-જા–હાથ.
ભુજંગ–સર્પ.
ભુવન–દુનિયા.
ભુંશો–નહારો.
ભૂ–પૃથ્વી.
ભૂત–પિશાચ, ૨ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ.
ભૂતબળી–ધર્મની એક ક્રિયા છે.
ભૂતળ–પૃથ્વી ઉપર.
ભૂધર–પરમેશ્વર, શેષનાગ.
ભૂવિનંદન–મંગળ, (ભૂવિ-નંદન) પૃથ્વીનો દીકરો.
ભૂષણ–ઘરેણું.
ભ્રમવિત–વહેમથી જાણનાર.
ભ્રાજવું–શોભવું.
ભ્રાત–ભાઈ.
ભ્રૂકુટી, ભ્રકુટી, ભ્રૂકુટી, ભૃકુટી–ભમર.
ભૃગુ–શુક્ર.
ભેક–દેડકો
ભેર– / ભેરી– } ભૂંગળું.
ભેવ–ભેદ, મર્મ.
ભેળ–લૂંટ, ભેગું.
ભોક્તા–ભોગવનાર.
ભોમ–મંગળનો તારો.
ભોરિંગ–સર્પ.
ભૌતિક–પૃથ્વી, વગેરે પાંચ ભૂતમાંથી થયેલું.

## મ.

મકરાકાર–માછલાને આકારે.
મંગળ–કલ્યાણ, ગ્રહ.
મંગળાક્ષત–મંગળિક અક્ષત.
મંગળાષ્ટક–મંગળિક આઠ શ્લોક વિવાહમાં ભણે છે તે.
મગ્ન–ડૂબાડૂબ.
મઘવા–ઇંદ્ર.
મછરાળ–અદેખો.
મંજન–માજવું અથવા નહાવું. ૨ માજવાની વસ્તુ પીઠી વગેરે.
મજ્જા–ચરબી.
મંજુળ–સુંદર.
મંડન–ઘરાણું.
મંડળિક–તાલુકદાર.
મણા–સ્વામી.
મત્સર–અદેખાઇ.
મંથર–વલોવવાનો વાંસ, વલોવવું.
મંદ–થોડું, મૂર્ખ, શનિશ્ચર.
મંદાર–દેવનું ઝાડ.
મદિરા–દારૂ પીવાનો.
મંદ્રાચળ–એક મોટો પર્વત છે.
મદ્યપ–દારૂપીનાર.
મધુકર– / મધુપ– } ભમરો.
મધુ-કૈટભ–દૈત્યોનાં નામ છે.

મધુપર્ક—પૂજાની રીત.
મધુપુષ્પ—મહુડું.
મધુવન—વૃંદાવન.
મધુસૂદન—વિષ્ણુ.
મનમથ— } કામદેવ.
મદન— }
મનસા—મનથી.
મનુહારી—ખાતરદારી.
મનન—વિચાર.
મમ—મારૂં.
મયા—મહેરબાની.
મરાળ—હંસ.
મરજીવો—સમુદ્રમાંથી મોતી કાઢનાર.
મર્કટ—માંકડું.
મર્દની—મારનારી.
મહતારી—માતા.
મહાવાક્ય—વેદાંતનું એક વાક્ય છે. (તત્વમસી.)
મહિષ—પાડો.
મહિલા—સ્ત્રી.
મહિષી—ભેંશ.
મહી—પૃથ્વી.
મહીપ—રાજા.
મહીધર—પર્વત, વિષ્ણુ, શેષ.
મહુઅર— } વાદીની વાંસળી.
મોહર— }
મા—લક્ષ્મી.
માં—મને, નહિ.
માંગ—ચોટલો.
માગધ—વહીવંચા.
માઘમાસ—મહા મહિનો.
માંજારી—બીલાડી.

માંઝાર—બીલાડો.
માણવું—ભોગવવું.
મતંગ— } હાથી.
માતંગ— }
માતુલ—મામો.
માધવ—વિષ્ણુ.
માનની—સ્ત્રી.
માનુભાવ— } મોટા અનુભવવાળો.
મહાનુભાવ— }
માફવું—માફ કરવું.
મામ—મમતા. [પ્રીત, કપટ, ભાંગ.
માયા—જેમાંથી સઘળાં બ્રહ્માંડ થયાં તે,
માઇક—માયામાંથી થયેલું (માયિક).
માર—કામદેવ.
મારૂત—વાયુ.
મીટ—નજર.
મીડક—દેડકો.
મીન—માછલું.
મીનકા—માછલી.
મીરાત—મિલ્કત.
મીસરી—ખાંડ.
મુક્તા—મોતી.
મુક્તાનંદ—ઈશ્વર.
મુદિત—આનંદવાળું.
મુદ્રિકા—વીંટી.
મુન્ય—રવિ, ચૂપકી.
મુંડ—માથું.
મુમુક્ષી—મોક્ષ ઇચ્છનાર.
મુમુક્ષુતા—મોક્ષ પામવાની ઇચ્છા.
મુષી—ઊંદરડી.
મૃગ—હરણ.
મૃગજળ—ઝાંઝવાં.

મૃગયા–શિકાર.
મૃગમદ–કસ્તૂરી.
મૃગાક્ષી–હરણના જેવી આંખોવાળી [સ્ત્રી.
મૃતક–મડદું.
મૃતકા–માટી, ( મૃત્તિકા. )
મૃદુલ–કોમળ.
મૂર્ત–બે ઘડીનો કાળ.
મૂશળ· સાંબેલું.
મેખલ– } કંદોરો.
મેખળા– }
મેગળ–હાથી.
મેદ–માંહેલી ચામડી.
મેદની–પૃથ્વી.
મેન–કામદેવ.
મેર–મેરૂપર્વત, માળાનો ઉપલો મણકો.
મેરી–દયાળુ. ૨ મોકમ. જોરાવર, કઠણ
મહેલા–પ્યારી સ્ત્રી. [ (મક્કમ.)
મહેરામણ–સમુદ્ર.
મૈયા–માતા.
મોઝાર–માંહી.
મોટ–ગાંસડી, મોટાઇ.
મોહ–આનંદ, મુદ.
મોડવું–મરડવું.
મોરાર– } વિષ્ણુ (મુરારિ ).
મોરારિ– }
મોહકમ–ઘણું ( મહાકમ. )
મ્રનાળ–કમળ માંહેનાં તાંતણાં.

## ય.

યજવું–પૂજવું.
યજ્ઞોપવીત–જનોઈ.
યથા–જેમ.
યુદ્ધો– } લડવૈયો.
યોધ– }
યુવા–જુવાન.
યોગમાર્ગ–જોગીનો માર્ગ.
યોજના–ગોઠવણ.
યૌવન જુવાની.

## ર.

રક્ત–રાતું, ( રંગાયેલું ).
રજક–અન્ન, ૨ ધોબી.
રજની–રાત્રિ.
રજો–રજોગુણ.
રટવું- બોલવું.
રઢિયાળું–હોંશીલું.
રણ–કરજ, ૨ યુદ્ધ, ૩ વન.
રણકાળ–રણકો નીકળે એવું વાજું.
રણિયો–કરજદાર.
રતિ–પ્રીતિ, કામદેવની સ્ત્રી.
રતિરસ–આશક સ્વાદ.
રંનાદે–સૂરજની સ્ત્રી.
રંભા–અપ્સરા.
રમણદ્વીપ–દ્વારકાનો બેટ.
રમણી–સ્ત્રી.
રમ્ય–સુંદર.
રમા–લક્ષ્મી.
રવિનંદન–જમ.
રવૈયો–વલોવવાનો વાંસ.
રશ્મિ–કિરણ.
રહિ–ખુશી.
રસના–જીભ.
રળી–હોંશ, ખુશી.
રક્ષ–રીંછ.

રાકા—પૂનમની રાત.

રાખણહાર—રાખનાર

રાચવું—ખુશી થવું.

રાજન—રાજા.

રાજવી—રાજવંશી.

રાજાન—રાજાઓ.

રાજીવ—કમળ.

રાજેંદ્ર—મોટા રાજા.

રાડ—લડાઇ.

રામા—સ્ત્રી.

રાવળું— } રાજમંડળી.
રાવણું— }

રાશિ—રાશ—જથો.

રાસભ—ગધેડો.

રિદ્ધિ—દોલત.

રીડ—બૂમ.

રૂચિ—ઈચ્છા મરજી.

રૂચિર—સુંદર.

રૂંડમાળા—માણસના માથાની માળા.

રૂઠવું—રીસાવું.

રૂતી—હાલી.

રૂતુરાજ—વસંત.

રૂતુવંતિ—અટકાવવાળી સ્ત્રી.

રૂપક—કવિતાનો એક અલંકાર છે. જેમકે પુરૂષનું વર્ણન સિંહ રૂપે કરવું ઈત્યાદિ.

રૂવાપુરિ—ભાવનગરની પાસે એક દેવી છે.

રૂષિકેશ—વિષ્ણુ.

રેણુ— } રાત્રિ.
રેણી— }

રેવંત—ઘોડો.

રૈક—રાયકવાડ બ્રાહ્મણ.

રોધ—અટકાવ.

રોમહર્ષ—રૂવાંટે રૂવાંટે હર્ષ થવો.

રોમાંચિત—રૂવાંટાં ઊભાં થવાં.

રોમાવળિ—રૂવાંટાંની હાર.

રોહિણી—ચંદ્રની સ્ત્રી, વસુદેવની સ્ત્રી.

રૌરવ—નરકનો એક કુંડ છે.

રૌરૌ—ભયંકર.

## લ.

લંગુર—પૂંછડાવાળો.

લઘુ—નાનું, ટુંકું.

લછ—લક્ષ્મી.

લતા—વેલો.

લભ્ય—લાભ.

લલના—સ્ત્રી.

લલિત—મનોહર અથવા સુંદર.

લલુતા—તૃષ્ણા.

લવણ—મીઠું, લૂણ.

લક્ષ—વિચાર, લાખની સંખ્યા.

લાધવું—જડવું.

લાવણ્ય—વાણીની મીઠાશ.

લિંગ—શરીર, ઉપસ્થ.

લિંગદેહ—શરીરમાંથી નીકળ્યા પછી જેમાં જીવ રહેછે તે.

લિલવટ—કપાળ.

લીલા—ખેલ.

લી—લીંટી

લોકોત્તર—પરલોક.

લોચન—આંખ, માથાના વાળ ખેંચી [કાઢવા.

લોઢ—હીલોળો.

લોલ—ચંચળ.

લોહ—લોઢું.

# વ.

વક્તા–કહેનાર.
વક્ર–વાંકુ.
વચ્છ–વાછડું.
વજ્ર–ઇંદ્રનું હથિઆર.
વંઝા–વાંઝણી.
વણ–વિના, કપાસ.
વણસવું–નાશ પામવું.
વણસાડ–બિગાડ.
વત્સ–વાલો, વાછડું.
વત્સલ–પાળનાર.
વંદવું–પગે લાગવું.
વંદન–મુખ.
વદવું–બોલવું.
વધુ–વહુ, જાસ્તી.
વનકુળ–ઝાડની છાલનું લૂગડું.
વનચર વગડાનાં જનાવર.
વપુ–શરીર.
વમન–ઊલટી થવી.
વય–અવસ્થા.
વયણ–વચન.
વર–શ્રેષ્ઠ, સુંદર, વરદાન, ધણી.
વરચવું–કંટાળવું.
વરજવું–તજવું.
વરડવું–ઊઝડવું.
વરત–કોશનું દોરડું.
વરતુલ–ગોળ આકૃતિ.
વર્તિકરતિ–શ્રાવકનો જતી.
વરાંસે–ભરૂંસે.
વરાહ–ભૂંડ.
વરિષ્ટ–મોટું.
વરીઠું–મોટું (વરિષ્ટ.)
વલંભાવું–રોકાવું.
વલ્લભ–વાલું.
વલુધવું–પેધવું.
વશિયર–સર્પ (વિષધર.)
વંશી–વાંસળી, કુળમાં જન્મેલો.
વષ્ટિ–પંચાત.
વસન–વસ્ત્ર.
વસુધા–પૃથ્વી.
વહન–અગ્નિ, વહેન, (વન્હિ.)
વહવરાવવું–વહીજવું.
વન્હિ–અગ્નિ.
વાક–, વાણ–, વાચ– } વાણી.
વાક્‌વિદગ્ધ–વાણીમાં ચતુરાઈ દેખાડનાર.
વાંછવું–ઇચ્છવું.
વાટિકા–વાડી.
વાડવ–બ્રાહ્મણ.
વાત્સલ્ય–વહાલપણ.
વાધવું–વધવું.
વાન–શરીરનો રંગ.
વાપી–વાવ.
વામ–શિવ, ડાબું અંગ.
વામણું-ણો–ઠીંગણો, ઠીંગણું.
વામવું–કાઢી નાંખવું.
વામા–સ્ત્રી.
વાયક–વાક્ય, વેણ.
વાયસ–કાગડો.
વાયુચર–પવન ખાઇને જીવનાર પ્રાણી.
વાર–મદદ, સહાયતા, વેળા, દિવસ, [આવૃત્તિ.
વારાંગના–વેશ્યા.

વાર-રી-પાણી.
વાનડી-જડી.
વાનું-ફૂંકનું વાજું બજાવવું, પવન ચાલવો.
વાસર-દિવસ.
વાસુ- / વાસુકી- } નાગની એક જાત છે.
વાહન-ઘોડો, ગાડી વગેરે બેસવાનું.
વિકટ-ભયંકર.
વિક્રય-વેચાણું.
વિકલ્પ-સંશય.
વિકળ-આકળું.
વિખિયા-સ્ત્રી.
વિચરવું-જવું.
વિચક્ષણ-ડાહ્યું.
વિત્ત-નાણું, દૈવત.
વિતાન-ચંદરવો.
વિદગ્ધ-ડાહ્યો.
વિદ્વત-વિદ્યાવાન.
વિદળ-આખું અન્ન.
વિદારવું-કાપવું.
વિદિશ-દિશાથી ઉલટું, વાંકીતરફ.
વિદ્રુમ-રાતો મણિ.
વિદેહ-દેહથી જુદો આત્મા.
વિદેહી-શરીરનું ભાન ન હોય તે.
વિધાત્રા-બ્રહ્મા.
વિધાત્રી-બ્રહ્માની સ્ત્રી.
વિધિ-રીતિ, બ્રહ્મા.
વિધિનિષેધ-કરવું ને ન કરવું.
વિધુ-ચંદ્ર.
વિનતા-સ્ત્રી.
વિનય-નમ્રતા.
વિનીત-નમ્રતાવાળો.
વિનોદ-આનંદ, ગમત.

વિપર્જય-નાશ.
વિપરીત-અવળું, ઉલટું.
વિપિન-વન.
વિપુલ-મોટું.
વિમાસવું-પસ્તાવું, વિચારવું, (વિમાસણ.)
વિમુખ-અવળું.
વિરંચી-બ્રહ્મા.
વિરલા-કોઈએક, થોડા.
વિરહ-વિજોગ.
વિરહિણી-વિજોગણી.
વિલસવું-શોભવું.
વિલાસ-ખેલ, મોજ મજા.
વિવિધ-તરેહ તરેહનું.
વિશારદ-પંડિત.
વિષમ-બરાબર નહિ તે.
વિષાદ-ઝેરવેર.
વિષ્ટિ-સલાહ કરવાની પંચાત.
વિસ્તરવું-વધવું.
વિસ્ફોટક-ફોલ્લા.
વિહંગ- / વિહંગમ- } પક્ષી.
વિહાર-પ્રવેશ.
વિહીણુ- / વિહીન- } વિના.
વિજ્ઞાન-અનુભવ કરવો.
વીર-ભાઇ, બહાદુર, મહાવીર.
વીરક્ષેત્ર-બહાદુરની જગા.
વૃત્તિ-મનનો વિચાર, આજીવિકા.
વૃંદ-ટોળું.
વૃદ્ધ-ડોશી.
વૃષભ-બળદ અથવા વાછડો.
વૃષભારૂઢ-મહાદેવ, બળદ ઉપર બેસનાર.

વૃષા–વરસાદ.

વૃષ્ટ–
વૃષ્ટિ– } વરસાદ.

વૃક, વ્રક–વરૂ.

વૃઢવું–જવું.

વેડાંગ–ઘોડો.

વેણુ–વચન, વાંસળી, ગૂંથેલો ચોટલો.

વેહ્ર–નકી.

વેણા–
વીણા– } સતાર.

વેસર–
વેસરી– } નાકનું ઘરેણું બુલાક.

વૈતરણી–નરકની નદી.

વૈદેહી–સીતા.

વૈરાટ–મોટું, બ્રહ્માંડ.

વૈશ્વદેવ–પાક-શુદ્ધિ વાસ્તે હોમ.

વૈશ્ય–વાણિયો, વેપારી, કારીગર, ખેડુ.

વ્યક્ત–જેનો આકાર, ગુણ, અને રંગ જાણી શકાય તે.

વ્યંગ–ભૂત.

વ્યંડળ–નપુંસક.

વ્યંતર–એક જાતનો ભૂત.

વ્યથા–પીડા.

વ્યર્થ–નકામું.

વ્યસ્ત–આથમવું.

વ્યાઘ્ર–વાઘ.

વ્યાળ–સર્પ.

વ્યોમ–આકાશ.

વ્રજવું–જવું.

## શ.

શકટ–ગાડું.

શંક–શંકા.

શંકરશણુ–પરમેશ્વર.

શકે–રખે.

શક્ર–ઇંદ્ર.

શત–સો.

શણુગટ–સચડકો એટલે સાડીનો છેડો.

શબ–મડદું.

શબ્દાતીત–શબ્દથી જુદો આત્મા.

શબ્દવેધી–શબ્દ ઉપર તીર નાંખીને વેધનાર.

શમ–ઇંદ્રિયો નિયમમાં રહેવી, શમતા.

શમી–શમડી, ખીજડી.

શર–બાણુ.

શરણાગત–આશ્રયે આવેલો.

શરદેંદુ–શરદ ૠતુનો ચંદ્ર.

શરાસન–ધનુષ્ય.

શરૂવો–તુર્ત સાંભળનાર.

શલભ–ટીડ.

શશિ–ચંદ્ર.

શશિધર–ચંદ્રનો ધરનાર મહાદેવ.

શસ્ત્ર–હથિયાર.

શાખા–ડાળ.

શાપ–ગાળ દેવી.

શાંભવી–શિવની સ્ત્રી.

શામ–કાળું.

શામદ–સરદાર.

શામા–સ્ત્રી.

શારદ–
શારદા– } સરસ્વતી.

શ્યામ–કાળો રંગ, શ્રીકૃષ્ણુ, સ્વામી.

શાશ્વતું–અનાદિ.

શિખા–ચોટલી.

શિંગી–
શૃંગી – } શીંગડી.

શિરોમણિ—માથાનો મણિ.
શિલિમુખ—બાણ.
શિલ્પ—શિલ્પી—કારીગર.
શિવ—મહાદેવ, કલ્યાણ.
શિવવધુ—મુક્તિ.
શિશુ—બાળક.
શિષ્ટાઈ—મોટાઈ.
શીખ—શી મામણ, રજા, શિખ.
શીખંડી—મોર.
શીઘ્ર—ઉતાવળ.
શીત—ટાઢ.
શીશ—મસ્તક.
શીર્ષી—માથાવાળું.
શીમળો—એક જાતનું ઝાડ છે, તેનાં ફળ ફૂલ કાંઇ કામમાં આવતાં નથી.
શુક—પોપટ.
શુકરી—ભૂંડણી.
શુદ્ધાચમન—જમીને મોં ધોવું તે.
શુભટ—શૂરો.
શુષ્ક—સુકું.
શૃંગ—શીંગડું.
શૂન્ય—મીંડું, ઊજડ, આકાશ.
શૈજ—પથારી અથવા પલંગ.
શેણ—નજર.
શોણીત—લોહી.
શૈલ—પર્વત.
શોહવું—શોભવું.
શ્રમજળ—પરસેવો.
શ્રવણ—કાન, સાંભળવું.
શ્રીધર—લક્ષ્મીનો ધરનાર વિષ્ણુ.
શ્રીમદ—શોભાવાળું અથવા લક્ષ્મીવાળું.
શ્રીમુખ—પ્રભુનું મોં.

શ્રીરંગ—પરમેશ્વર.
શ્રીવચ્છ—વિષ્ણુની છાતીમાં ચિન્હ છે તે.
શ્રુતિ—વેદ.
શ્રોતા—સાંભળનાર.
શ્લેષ—બીજો અર્થ.
શ્લેષ્મ—શેડા.
શ્વસુર—સસરો.
શ્વાન—કૂતરો.
શ્વેત—ધોળું.
ષોડશ—સોળની સંખ્યા.

## સ.

સંકલ્પ—વિચાર.
સંકુચાવું—શરમાવું.
સંકેત—ઠરાવ કરેલો.
સકુમાર } સકોમલ } કુમળું ( સુકુમાર ) નાજુક.
સખા—મિત્ર.
સગરૂ—જેને માથે ગુરૂ હોય તેવું; ગોળો વગેરે ઉપડાવવાને સોગન ખવરાવવા તે.
સંગીત—ગાયનનો ભેદ.
સંઘટ—ભીડાભીડ.
સંચરવું—જવું.
સચરાચર—સ્થિર અને ચાલતું.
સંચિત—એકઠું કરેલું.
સંજમી—વૈરાગી.
સંજુક્ત—બીજી વસ્તુ સાથે મળેલું.
સંતતિ—પરિવાર.
સત્યાનૃત—સાચ જૂઠ.
સત્વ—ગુણ.
સત્વર— } સદ્ય— } તુરત, ઉતાવળું.

સદન-ઘર.
સદ્યણુ-નકી ભાવ.
સદળી-જાડી.
સદીવ-હમેશા, ( સદૈવ).
સનાતન-અનાદિ.
સનાદે-સખણું એટલે સારા લક્ષણુવાળું.
સપરાણું-સઘળું.
સંપુટ-જોડેલ.
સંબોધવું-શીખામણુ દેવી.
સમકિત-ધર્મનો સાચો રસ્તો.
સમય-ગર્વ, (સ્મય.)
સમ્રર-કામદેવ.
સમર્પણુ-સોંપવું.
સમવિત-સરખા જાણુનાર.
સમાજ-મંડળી.
સમીપ-પાસે.
સમીર-વાયુ.
સમૂહ-જથો.
સમૃદ્ધિ-દોલત.
સમોવડ-બરાબરીયું.
સરી-સેર.
સર્વાંગ-બધું શરીર.
સરિતા- } નદી.
સલિતા- }
સલિલ-પાણી.
સલુણું- } સરસ.
સલોણું- }
સવત્સિ-વાછડા સુધાં ગાય.
સવ્ય-સવળું, ડાબે ખભે જનોઈ રા-ખેલી.
સવારૂં-વહેલું.
સવી-સર્વ.
સહકાર-આંબો.
સહજાનંદ-નિરંતર આનંદ.
સહસ્રશીર્ષા-હજાર માથાવાળો ઈશ્વર.
સહિષ્ણુ-સાંખી રહેનાર.
સહોદર-એક માબાપનાં છોકરાં.
સાંગલું-વાઘનો નખ, વજરબુટા વગેરેનો હાર.
સાત્વિક-સત્વ ગુણવાળો.
સાદર-આદરભાવ.
સાધક-ભક્ત.
સાધ્ય-બની શકે તે.
સાધવી-સૌભાગ્યવતી સ્ત્રી.
સામદ-સરદાર.
સાયર-સાગર.
સાર-સારૂં, સારાંશ, સહાયતા.
સારંગ-ધનુષ્ય અથવા કામઠું.
સારંગપાણિ-વિષ્ણુ.
સારથી-ગાડીવાન.
સારિકા-મેના.
સાહાવું-પકડવું.
સિદ્ધ-જોગી.
સિંધુ-સમુદ્ર.
સિદ્ધોવરણુ-વાંચનના અભ્યાસનો એક પાઠ છે.
સીમા-સીમાડો.
સુખમા-શોભા.
સુત-દીકરો, કૃષ્ણુની વખતમાં એક પુરાણી હતો, ગાડીવાન.
સુતા-દીકરી.
સુધા-અમૃત.
સુમન-ફૂલ.
સુર-દેવ.
સુરત-મૈથુન, નજર, ચહેરો.
સુરતરૂ-દેવનું ઝાડ.

સુરદ્રુમ–દેવનું ઝાડ કલ્પવૃક્ષ.
સુરધેનુ–દેવની ગાય કામદુધા.
સુરભી–ગાય.
સુવર્ણ–સોનું.
સુષુમ્ણા–શરીરમાંની મુખ્ય ત્રણ નાડીમાંની એક નાડી.
સુષુપ્તિ–ઊંઘ.
સુક્ષ્મ–ઝીણું.
સુતિકા–સૂવાવડી સ્ત્રી.
સૂર–સૂરજ, સૂર્ય.
સૂત્ર–સુત્ર–સુતર, પાંશરૂ, સીધું, ફાવે તેવું.
સ્રષ્ટા–સૃજનાર બ્રહ્મા.
સેણુ–સજ્જન.
સેન–ફોજ, આંખનો ચાળો.
સેના–ફોજ.
સોડો–મદદગાર.
સોંઢવું–વિદાય થવું.
સોધો–પડોપાનડી.
સોય–તે.
સૌભરી–એક રૂષિનું નામ.
સ્તંભ–થાંભલો, ગર્વ.
સ્તંભતીર્થ– } ખંભાત બંદર.
સ્તંભાવતી– }
સ્તવવું–સ્તુતિ કરવી.
સ્તુતિ–વખાણ.
સ્થૂળ–જાડું.
સ્ફ[illegible]–એક જાતનો મણી.
સ્માર્ત–સ્મૃતિ પ્રમાણે ચાલનાર.
સ્મૃતિ–યાદિ, રૂષિયોનાં રચેલાં ધર્મશાસ્ત્ર.
સ્વછંદ–સ્વતંત્ર.
સ્વર્ણ–સોનું.
સ્વયં–પોતે.
સ્વયંવર–કન્યા પોતાની ઇચ્છાથી પરણે તે.
સ્વલ્પ–થોડું.
સ્વસ્તિવાચન–આશીર્વાદનાં વાક્યો છે, મંગળિક મંત્ર બોલવા તે.
સ્વસ્થ–સાવધાન.
સ્વેદ–પરશેવો.

## હ.

હણવું–મારવું.
હમેલ–ચપરાશ.
હય– } ઘોડો.
હેમર– }
હરમ-હર્મ્ય–હવેલી.
હરિણાક્ષી– } હરણના જેવી આંખોવાળી.
હરીનેણી– }
હરીફ–ચતુર.
હલેતું–હળવું અથવા ધીમું વહેલ.
હસ્તી–હાથી.
હંસકેતુ–હંસધ્વજ રાજાનું નામ.
હળધર–બળદેવ. ( હળ–ખેડવાનું, ધર–ધરનાર )
હાટક–સોનું.
હારણ–કાયર.
હારદ–સારાંશ.
હારી–હરનાર.
હાવભાવ–ઇશકીના શરીરના અને મનના ચાળા.
હિંસક–કસાઇ.
હીમરૂ–હીરાગળ અથવા રેશમી.
હીસવું–હરખવું.

હીસારવ–હણહણાટ.

હુતાશ– }
હુતાશન– } અગ્નિ.

હુલવું–અડપલું.

હેડ–હળી જવું.

હેદળ–ઘોડાનું ટોળું.

હેમ–સોનું.

હેરવું–જોવું.

હેલ–બેડું, ભાર.

હેલી–સખી.

હેલો–ઝપાટો.

હોર–સોર. અવાજ.

હ્રદ–પાણીનો ધરો.

## ક્ષ.

ક્ષિતિ–પૃથ્વી.

ક્ષિપ્ર–તુરત.

ક્ષિપ્રા–ખીચડી.

ક્ષીણ–ઓછું.

ક્ષીર–દૂધ.

ક્ષુદ્ર–હલકી જાતનો.

ક્ષુદ્રઘંટ– }
ક્ષુદ્રઘંટિકા– } ઘૂઘરી.

ક્ષુદ્રઘંટાળી–ઘૂઘરિયોવાળો કંદોરો.

ક્ષુધાર્તિ– }
ક્ષુધિત– } ભૂખ્યો.

ક્ષોણી–પૃથ્વી. હાથી એકવીસ હજાર આઠસેં ને સિત્તેર, રથ એકવીસ હજાર આઠસેં ને સિત્તેર, ઘોડા પાંસઠ હજાર છસેં ને દશ, પાળા એક લાખ નવ હજાર ત્રણસેં ને પચાસ એટલી ફોજનું નામ. (અક્ષૌહિણી)

જ્ઞાતા–જાણનારા.